

શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા

(જન્મ ભાવનગર, તા. ૭-૧૨-૧૮૭૯ • અવસાન મુંબઈ, તા ૨૭-૮-૧૯૫૧)

# ચોથી આવૃત્તિ પ્રસંગે

## (પ્રકાશકીય નિવેદન)

પરમ પૂજ્ય મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજે રચેલ "શ્રી શાંતસુધારસ" ગ્રંથ જેમ એક સુમધુર કાવ્યકૃતિ છે, તેમ એ ૧૬ ભાવનાઓનો મહિમા વર્ણવતુ મહાગીત પણ છે. આ કાવ્યગ્રંથમા અનિત્ય વગેરે બાર ભાવનાઓનુ અને મૈત્રી વગેરે ચાર ભાવનાઓનુ ગેયાત્મક વર્ણન કરવામા આવ્યુ છે, અને તે ખૂબ મનોહર, હૃદયસ્પર્શી અને આત્મભાવને જાગ્રત કરે એવુ છે અને શબ્દો અને ભાવોની મધુરતા તો જાણે એના અણુ અણુમા રેલાતી હોય એમ જ લાગે છે અને જ્યારે કોઈ સગીતરસિક વ્યક્તિ મધુર કંઠે એનુ ગાન કરે છે ત્યારે તો જાણે એ શ્રોતાના ચિત્ત ઉપર કામણ જ કરી જાય છે

આ કાવ્યકૃતિ ઉપર શાસ્ત્રાભ્યાસી, અનેક ગ્રથોના સર્જક અને શ્રી મહાવીર જૈન વિદ્યાલયના ભૂતપૂર્વ માનદ મત્રી શ્રી મોતીચદભાઈ ગિરધરલાલ કાપડિયાએ, પોતાના જેલવાસ દરમ્યાન, ખૂબ વિસ્તૃત વિવેચન લખ્યુ હતુ, અને તે પહેલી વાર ચારેક દાયકા પહેલા, બે ભાગમા, ભાવનગરની શ્રી જૈન ધર્મ પ્રચારક સભા તરફથી, મૂળ સસ્કૃત કૃતિ સાથે પ્રકાશિત કરવામા આવ્યુ હતુ (પહેલો ભાગ સને ૧૯૩૬મા અને બીજો ભાગ સને ૧૯૩૮મા પ્રગટ થયો હતો ) શ્રી મોતીચદભાઈના આ વિવેચનને લીધે શ્રીસઘે આ ગ્રથનો કેટલા મોટા પ્રમાણમા લાભ લીધો છે એ વાત અત્યાર સુધીમા આ ગ્રથની ત્રણ આવૃત્તિઓ પ્રસિદ્ધ થવા છતા ઘણા વર્ષોથી એ અપ્રાપ્ય છે, એ બીના ઉપરથી પણ જાણી શકાય છે

આ ગ્રથની બે આવૃત્તિઓ ભાવનગરની જૈન ધર્મ પ્રસારક સભાએ પોતે જ પ્રગટ કરી હતી એની ત્રીજી આવૃત્તિ પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયમગલપ્રભસૂરીશ્વર મહારાજના ઉપદેશથી અને પરમ પૂજ્ય મુનિરાજ શ્રી ક્ષમાસાગરજી મહારાજની પ્રેરણાથી, સને ૧૯૬૪ની સાલમા, રાજસ્થાન–શિવગજના શ્રી વર્ધમાન જૈન તત્ત્વજ્ઞાન પ્રચારક વિદ્યાલય તરફથી, પ્રકાશિત થઈ હતી

ઉપર સૂચવવામા આવ્યુ છે તેમ, આ ગ્રથ ઘણા વર્ષોથી અપ્રાપ્ય હતો અને એની માગણી અવાર નવાર થતી જ રહેતી હતી તેથી વિદ્યાલયે આ ગ્રથની ચોથી આવૃત્તિ "શ્રી મોતીચદ કાપડિયા ગ્રથમાળા"ના ગ્રથાક ૬ તરીકે પ્રગટ કરવાનુ નક્કી કર્યું હતુ આ નિર્ણય મુજબ આ ગ્રથને પ્રકાશિત કરતા અમને આનદ થાય છે

આ ગ્રથની આ ચોથી આવૃત્તિ તૈયાર કરતી વખતે એમા આ પ્રમાણે બે મુખ્ય ફેરફાર કરવામા આવ્યા છે (૧) અત્યાર અગાઉ પ્રગટ થયેલી આ ગ્રથની ત્રણ આવૃત્તિઓના, નાની સાઈઝના પુસ્તકરૂપે, બે ભાગ કરવામા આવ્યા હતા તે આ વખતે શ્રી આનદઘન–ચોવીશી વગેરે શ્રી મોતીચદભાઈ દ્વારા વિવેચિત ગ્રથોની જેમ, મોટી સાઈઝના એક જ ગ્રથ તરીકે છપાવવામા આવ્યા છે અને (૨) ગ્રથ અને ગ્રથકારનો સવિસ્તર પરિચય આપતુ શ્રી મોતીચદભાઈનુ, ગ્રથના ઉપોદ્‌ઘાતરૂપ લખાણ બીજા ભાગને અતે આપવામા આવ્યુ હતુ તે, આ આવૃત્તિમા ગ્રથની શરૂઆતમા મૂકવામા આવ્યુ છે ઉપરાત, અનુક્રમણિકાના લખાણમા પણ ફેરફાર કરવામા આવ્યો છે

પરમ પૂજ્ય મુનિરાજ શ્રી ક્ષમાસાગરજી મહારાજના ઉપદેશથી મુંબઈના શેઠ મોતીશા રિલિજિયસ એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટે ચારસો નકલ ખરીદવાનું નક્કી કરીને તેની કિંમતના રૂ. ૬૦૦૦) અગાઉથી આપ્યા છે. ઉપરાંત, તેઓશ્રીની પ્રેરણાથી આ ગ્રંથના પ્રકાશન માટે વિદ્યાલયને નીચે મુજબ સહાય મળી છે—

૧૦૦૦–૦૦ શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ, શિવ, મુંબઈ
૨૫૧–૦૦ શ્રી મિયાણી શાંતિનાથ જૈન મંદિર, ડોંગરી, મુંબઈ
૨૫૦–૦૦ શ્રી અગાસી જૈન દેરાસર એન્ડ ચેરિટેબલ ટ્રસ્ટ, અગાસી

આ માટે અમે પૂજ્ય મુનિરાજ શ્રી ક્ષમાસાગરજી મહારાજનો તથા સહાય આપનાર સંસ્થાઓનો અંતઃકરણથી આભાર માનીએ છીએ.

શ્રી મોતીચંદભાઈના વિસ્તૃત વિવેચનવાળો એક ધર્મગ્રંથ "પ્રશમ-રતિ" પ્રકાશિત થવો હજી બાકી છે. આ ગ્રંથ પણ, એમના વિવેચનયુક્ત અન્ય ધર્મગ્રંથોની જેમ, ઘણો ઉપયોગી અને આવકારપાત્ર બની રહે એવો છે. આ ગ્રંથ બને તેટલો વહેલો પ્રગટ કરવાની અમારી ઉમેદ છે.

આ ગ્રંથમાળાના સંપાદન અને પ્રકાશનકાર્ય સાથે પ્રારંભથી ભાઈશ્રી રતિલાલ દીપચંદ દેસાઈ ગાઢ રીતે સંકળાયેલ છે. તેમણે 'શ્રી શાંતસુધારસ'નું પ્રકાશનકાર્ય બહુ પ્રેમપૂર્વક સ્વીકારી બહુ સારી રીતે પરિપૂર્ણ કરેલ છે, જે બદલ અમે તેઓશ્રીના ખૂબ આભારી છીએ.

આ પુસ્તકનું સ્વચ્છ અને સુઘડ મુદ્રણ અમદાવાદની હરીશ પ્રિન્ટરીએ કરી આપ્યું છે. એના પ્રૂફ રીડિંગની જવાબદારી અધ્યાપક શ્રી નીતીનભાઈ રતિલાલ દેસાઈએ સંભાળી છે અને આનું બાઈન્ડિંગ સાભારે એન્ડ બ્રધર્સે કરી આપ્યું છે. આ બધા પ્રત્યે અમે કૃતજ્ઞતા દર્શાવીએ છીએ.

ઑગસ્ટ ક્રાંતિ માર્ગ, મુંબઈ-૩૬
મહાવીર કેવળજ્ઞાન કલ્યાણક પર્વ,
વિ. સં. ૨૦૩૨, તા. ૯-૫-૧૯૭૬

**જયંતીલાલ રતનચંદ શાહ**
**બાલચંદ ગાડાલાલ દોશી**
**રતિલાલ ચીમનલાલ કોઠારી**
માનદ મંત્રીઓ
**શ્રી મહાવીર જૈન વિદ્યાલય**

# આ મુ ખ

શ્રી વિનયવિજય ઉપાધ્યાય વિક્રમની સત્તરમી સદીની છેલ્લી પચ્ચીશીમા જન્મ્યા અને અઢારમી સદીમા પોતાની સાહિત્ય-પ્રમાદી જનતાને આપી એવી પ્રસાદીઓ પૈકીની આ **"શ્રી શાંતસુધારસ"** ગ્રથ એક વિભૂતિ છે એમા શાતરસ ગેયરૂપે છલોછલ ભરેલો છે અને પ્રત્યેક ભાવના સાથે ગૂજરાતમા સુપ્રસિદ્ધ દેશીના રાગોમા સાદી પણ માર્મિક સસ્કૃત ભાષામા સુદર ઢબે ગાઈ શકાય તેવુ એક એક અષ્ટક આપ્યુ છે આ પ્રથમ વિભાગમા નવ ભાવનાઓ આવે છે **અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિ, આશ્રવ, સવર અને નિર્જરા.** પ્રથમની પાચ ભાવના આત્માને ઉદ્દેશીને છે, છઠ્ઠી શરીરને ઉદ્દેશીને છે અને સાતમી, આઠમી અને નવમી ભાવનામા તત્ત્વચર્ચા ખાસ કરીને તત્ત્વદષ્ટિએ કરી છે આખો ગ્રથ અતિ મધુર ભાષામા અને સુદર રીતે લેખક-મહાત્માએ તૈયાર કર્યો છે

મારા જેલનિવાસ દરમ્યાન મને આ આકર્ષક ગ્રથ પર વિવેચન લખવાની અભિલાષા થઈ મને મળેલી શાતિનુ આ ગ્રથ પણ એક પરિણામ છે અત્ર પ્રથમ ભાગ રજૂ કર્યો છે બીજા વિભાગમા બાકીની ત્રણ અનુપ્રેક્ષા-ભાવના (**ધર્મસ્વાખ્યાતતા, લોકપદ્ધતિ અને બોધિદુર્લભતા**) આવશે અને ત્યાર પછી **મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય** ભાવનાઓ આવશે

આ ગ્રથના કર્તા શ્રી વિનયવિજય ઉપાધ્યાયનુ ચરિત્ર અને વિસ્તૃત ઉપોદ્ઘાત બીજા વિભાગમા આવશે બની શકશે તો શાતરસને રસ ગણવા સબધીની સાહિત્યવિષયક ચર્ચા પણ બીજા ભાગમા કરવાની તક હાથ ધરવામા આવશે 'શ્રી અધ્યાત્મકલ્પદ્રુમ'મા એ ચર્ચા મૂકવાની હતી તે રહી ગઈ છે, તે વિચારનો અમલ આ પુસ્તકના બીજા ભાગમા કરવાની ઇચ્છા છે બીજો ભાગ પણ લગભગ આ પ્રથમ વિભાગ જેવડો જ થશે એમ લાગે છે

સર્વને ગાવાની અથવા અભ્યાસ કરવાની સગવડ થવા માટે ઉપયોગી લાગશે તો માત્ર મૂળ ગ્રથને બીજા ભાગમા પૃથક્ આપવાની પણ ઇચ્છા છે અને સમાન ભાવનાઓ (યશ સોમ અને સકળચદ્રજી ઉપાધ્યાયની) વચ્ચે મૂકી છે તે પૈકી બાકીની રજૂ કરવામા આવશે

કેટલાક ગ્રથો પચાવી હૃદયમા ઉતારવા યોગ્ય છે, આત્માને ઉદ્દેશીને એની પ્રગતિ અને સાધ્યસામીપ્યની નજરે જ રચાયેલા હોય છે અને શાતિના પ્રેરક અને સાધ્યને નજીક લાવનાર હોય છે તે પૈકીનો આ ગ્રથ હોઈ એને નવલકથાની પેઠે વાચી જવાનો નથી, એને તો જેટલી વાર બને તેટલી વાર વાચી હૃદયમા ઉતારવા યોગ્ય છે કેટલીક વાતો વ્યવહારુ નજરે ન બેસે તો વિચારવા યોગ્ય છે, પણ અતે આ ગ્રથમા બતાવેલ રસ્તે જ સિદ્ધિ છે, એ વિચારપૂર્વક જ આ ગ્રથ પચાવવાનો છે આવા પાચ ગ્રથો મે જૈન સાહિત્યમાંથી ધારી રાખ્યા છે, તે પૈકી 'શ્રી અધ્યાત્મકલ્પદ્રુમ' પછી આ બીજો ગ્રથ છે જે હેતુથી ગ્રથકર્તાએ આ ગ્રથ રચ્યો છે તે મુદ્દો ધ્યાનમા રાખી તે પર વિસ્તારથી વિવેચન કર્યું છે જ્યા અપૂર્વ ભાવ જણાય ત્યા બલિહારી મૂળ લેખકની છે, જ્યા ક્લિષ્ટતા જણાય ત્યા મારી જવાબદારી છે અભ્યાસક દષ્ટિએ આ વિચારણા કરી છે એ ધ્યાનમા રાખી એમા પ્રવેશ કરવા વિજ્ઞપ્તિ કરુ છુ બીજા ભાગમા હજુ પણ વિશિષ્ટ ભાવો જણાશે એટલી ખાતરી આપી આ ગ્રથ અનેક વાર વાચવા અને વાચ્યા કરતા પણ વધારે વિચારવા

અને વિચારથી પણ વધારે ઉજવવા અતિમ પ્રાર્થના કરુ છુ અને આમા રસ પડે તો બીજા ભાગને પણ તેટલા જ રસથી વધાવવા વિનતિ કરુ છુ

આ ગ્રથની ગેયતામા કેવી મજા છે, એની રચનામા કેટલી નૂતનતા છે, એના ભાષાપ્રયોગમા શી ભવ્યતા છે, એના રસમાં કેવી જમાવટ છે, એ સુજ્ઞ વાચકે સ્વય સગ્રહવી, અનુભવવી અને એ વિચારણાને બીજા ભાગમા પ્રકટ થનાર ઉપોદ્‌ઘાત સાથે સરખાવવી ખૂબ મજા આવે અને ઊડા સસ્કારો જાગે એવી વિશિષ્ટતા અત્ર ભરેલી છે આ તો સાહિત્યની દૃષ્ટિએ વાત થઇ, પણ વ્યવહારની અનેક મૂઝવણનો તદ્દન જુદી ભાત પડે તેવી રીતે નિકાલ કરવાના આમા કોયડા આપ્યા છે, તે નોધવા જેવા છે આ ગ્રથ પર વિચાર કરતા અનનુભૂત અભિલાષાઓ જાગે તેમ છે અને અપૂર્વ વીર્યોલ્લાસ થાય તેમ છે, એમા જરા પણ અતિશયોક્તિ નથી માત્ર દૈનિક છાપાની નજરે એના પર નજર ફેરવી જનારને આ વાચન કશો લાભ કરે તેમ નથી એમા લેખક કે વિવેચકની શૈલી તરફ વિચાર કરવા કરતા અતર્ગત મકાણો પર ધ્યાન આપવાની વાતો છે અને તેને માટે યોગ્ય વાતાવરણ, એકાગ્રતા અને બને તેટલી એકાત જોઈએ માધ્યદૃષ્ટિ જાગૃત કરવાની એમા પ્રેરણા છે અને જાગૃત થયેલી હોય તો તેને વધારે ચેતનવતી બનાવવાના તેમાં વિશિષ્ટ પ્રયોગો છે આ દૃષ્ટિએ આ ગ્રથ પચાવવાનો છે સાહિત્યમા એનુ અનેરુ સ્થાન છે આ સર્વ હકીકત બીજા ભાગની ઉપોદ્‌ઘાતમા આપ વિસ્તારથી જોશો એકાતમા બેસી ચેતનરામ સાથે વિલાસ કરવાની વૃત્તિ થાય, અતર આત્માનદ ની ચીજ છે તેનો ખ્યાલ કરવા અભિલાષા થાય, અનાહત આતરનાદ સાભળવાની આકાક્ષા થાય અને પ્રવર્તમાન દુનિયાને થોડીવાર ભૂલી જઈ અનનુભૂત ઉન્નત દશા અનુભવવા લાલસા થાય ત્યારે આ ગ્રથ હાથમા લેવો, એને માણવો, એને અપનાવવો એને અપનાવતા અતરના પ્રદેશો ખુલી જશે અને પછી અપૂર્વ નાન અદરથી ઊઠશે એવા વખતના અનિર્વચનીય સુખની રમ્યતા અત્ર છે એમ મને લાગ્યુ છે અને એની પ્રાપ્તિ કોઈ કોઈને પણ આ ગ્રથ દ્વારા થઈ જાય તો તેટલે અશે મારો જ્ઞાનવિલાસ વધારે ફલવતો થાય એ ઇચ્છાથી આ અલ્પ પ્રયાસને જાહેરની સેવામા રજૂ કરુ છુ

પ્રિન્સેસ સ્ટ્રીટ, મનહર બિલ્ડિંગ,
મુબઈ તા ૧૬ માર્ચ ૧૯૩૬,
સ ૧૯૯૨ના ફાલ્ગુન વદ અષ્ટમી

મોતીચંદ ગિરધરલાલ કાપડિયા

નોંધ—શ્રી મોતીચદભાઈએ આ ગ્રથના પહેલા ભાગના "આમુખ" તરીકે ઉપરનુ લખાણ લખ્યુ હતુ, એટલે એમા બીજો ભાગ પ્રગટ કરવાનો નિર્દેશ તેમ જ એને જોવાની ભલામણ એમણે કરી હતી પણ હવે બન્ને ભાગ એક જ ગ્રથરૂપે પ્રગટ થાય છે, એટલે શ્રી મોતીચદભાઈએ આ ગ્રથને અનુલક્ષીને લખેલી બધી જ સામગ્રી એક જ સ્થાને સુલભ થઈ શકશે

—પ્રકાશક

## ગ્રંથ, ગ્રંથકાર, તેમના સમયના પરિચયરૂપ

# ઉપોદ્ઘાતની અનુક્રમણિકા

[ **સૂચના :** પ્રથમ આ ઉપોદ્ઘાતના પૃષ્ઠક્રમાંક અલગ આપ્યા છે, **પાનાને મથાળે મધ્યમાં** કૌંસ કરીને આપ્યા છે એટલે નવેસર આપેલા 'શાંતસુધારસ' ગ્રંથના પૃષ્ઠક્રમાંક અત્રે ધ્યાનમાં ન લેવા ]

## ૧. 'શાંતસુધારસ' ગ્રંથ (પૃ. ૩ થી ૨૨)



## ૨. શ્રી વિનયવિજય ઉપાધ્યાય (પૃ. ૨૩ થી ૪૧)



## ૩. ગ્રંથકર્તાની કૃતિઓ (પૃ. ૪૧ થી ૭૫)

### ગુજરાતી પ્રકીર્ણ કૃતિઓ



## ૪. ગ્રંથકર્તાનો સમય (પૃ. ૭૬ થી ૮૯)

# વિવેચનસહ 'શાંતસુધારસ' ગ્રંથની

# અનુક્રમણિકા

[ સૂચના : આના પૃષ્ઠક્રમાંક ઉપોદ્‌ઘાત પૂરો થયે પાનાને મથાળે જમણે-ડાબે છેડે નવેસરથી આપ્યા છે તે ધ્યાનમાં લેવા ]

**સુધારો :** પૃ. ૬૫ થી ૮૮ વચ્ચે પૃષ્ઠક્રમાંક સાથે ત્યાં 'અનિત્યભાવના' – એમ મથાળું બાંધ્યું છે ત્યાં 'અશરણભાવના'–એમ સુધારો કરી લેવો.

# ઉ. સકળચંદ્રજીકૃત 'એકત્વભાવના'

આ ગ્રંથના વિવેચક મહાનુભાવે બાર ભાવનાના વિવેચનની સાથે જે તે ભાવના સબંધી સજ્ઝાય આપી છે, પણ, કોણ જાણે કેમ, એકત્વભાવનાના વિવેચન સાથે એની સજ્ઝાય મૂકવી રહી ગઈ છે તેથી આ ભાવનાની સજ્ઝાય અહીં આપવામા આપી છે —પ્રકાશક

એ તૂહી આપકૂ તૂહી ધ્યાઓજી, ધ્યાનમાહિ એકેલા;
જિહાં તિહાં તૂ જાયા એકેલા, જાવેગા ભી એકેલા. એ૦—૧

હરિ હર પ્રમુખા સુર નર જાયા, તે ભી જગે એકેલા,
તે સંસાર વિવિધ પર ખેલી, ગયા તે ભી એકેલા. એ૦—૨

કો ભી લીણા સાથ ન તેણે, ઋદ્ધિ ગઈ નવિ સાથે,
નિજ નિજ કરણી લેઈ ગયા તે, ધન વિણુ ઠાલી હાથે. એ૦—૩

બહુ પરિવારે મ રાચો લોકા, મુધા મલ્યો સબ સાથો,
ઋદ્ધિ મુધા હોશે સબ ચિંતો, ગગન તણી જિમ બાથો. એ૦—૪

શાંતિ સુધારસ સરમા ઝીલો, વિષય વિષ પંચ નિવારો;
એકપણુ શુભ ભાવે ચિંતી, આપ આપકું તારો એ૦—૫

હિંસાદિક પાપે એ જીવો, પામે બહુવિધ રોગો,
જલ વિણુ જિમ માછો એકેલો, પામે દુઃખ પરલોગો. એ૦—૬

એકપણું ભાવિ **નમિરાજા**, મૂકી **મિથિલા** રાજે,
મૂકી નર નારી સવિ સંગતિ, *પ્રણમે તસ સુરરાજે. એ૦—૭

---

* પાઠાંતર પ્રણમે '**સકલ**' મુનિરાજે

ગ્રંથકર્તા

# શ્રી વિનયવિજયજી ઉપાધ્યાયનું

ચરિત્ર

તથા

# તેમની કૃતિની નોંધ

અને તેમના

સમયના ઇતિહાસનું

# અવલોકન

# 'શાંતસુધારસ' ગ્રંથ

આ ગ્રથને બરાબર સમજવા માટે એના લેખકનો બરાબર પરિચય કરાવવો, એમની અન્ય કૃતિઓનો ઝોક સમજી લેવો અને તે યુગને બરાબર ઓળખવો તે જરૂરી છે. તેટલા માટે નીચેની પદ્ધતિ સ્વીકારવામા આવી છે .

**૧લા વિભાગમાં—આ ગ્રંથનો પરિચય કરાવવો.**

(આમા ગ્રથની યોજના, ગેયતા, એવા ગ્રંથનો પરિચય અને આ કૃતિનો સમય વગેરે હકીકત આવશે.)

**૨જા વિભાગમાં—ગ્રંથકર્તાનું સંક્ષિપ્ત ચારત્ર.**

(અન્યાન્ય સાધનોદ્વારા ઐતિહાસિક દષ્ટિએ સંગ્રહિત કર્યું છે.)

**૩જા વિભાગમાં—ગ્રંથકર્તાની સર્વ કૃતિઓનો સંગ્રહ.**

(ઉપલબ્ધ સાધનોથી સગ્રહ કરી ગ્રથકર્તાની અનેકદેશીય વિદ્વત્તાનો પરિચય કરાવવાનો આમા પ્રયત્ન છે.)

**૪થા વિભાગમાં—ગ્રંથકર્તાનો સમય.**

(આ સમય પર ઇતિહાસની નજરે ઘણુ લખી શકાય તેમ છે. માત્ર સામાન્ય દિગ્દર્શન અત્ર કરાવ્યું છે)

: ૧ :

## 'શાંતસુધારસ' ગ્રંથ

### ગ્રંથની યોજના—

આ ગ્રથની યોજના બહુ સરળ રીતે કરવામાં આવી છે એના બે વિભાગ પડી શકે છે. એના પ્રથમ વિભાગમા **બાર ભાવનાઓ** આપી છે **એને ધર્મનું અનુસંધાન કરાવનાર ભાવના** કહેવામા આવી છે ધર્મધ્યાનની હેતુભૂત એ ભાવનાઓ ભાવવાથી આત્મા આદર્શપ્રદેશમા વિહરી શકે, વિચરવા યોગ્ય વાતાવરણ જમાવી શકે એ સ્થિતિ ભાવનાઓમાથી જામે છે. અનત ગુણોથી યુક્ત ચેતન–આત્માની એ ગુણવત્તા અત્યારે દબાઇ ગયેલ છે, એનુ શુદ્ધ કાંચનત્વ અત્યારે ચીમળાઈ ગયુ છે, એના શુદ્ધ જ્ઞાન–પ્રકાશ પર અત્યારે આવરણો — આચ્છાદનો ચઢી ગયા છે, એને એના અસલ સ્વરૂપે પ્રકટ કરવા માટે તદ્યોગ્ય વાતાવરણ તૈયાર કરવુ ઘટે અને તેમ કરવાનો અતિ સુદર પ્રસગ વિચારવાતાવરણ જમાવવામા પ્રાપ્ત થાય છે માનસવિદ્યા (Psychology)–

નો એક નિયમ છે કે કોઈ પણ પરિણામ નિપજાવવુ હોય તો પ્રથમ તે માટે તેને અનુકૂળ વાતાવરણ નિપજાવવુ ઘટે. દાખલા તરીકે આપણે બહારગામ જવું હોય તો પ્રથમ જવુ છે એવી વાત શરૂ થાય, પછી તે મનમા જામે, પછી નિર્ણય થાય, પછી તેને યોગ્ય સામગ્રીની તૈયારી થાય, પછી સાધનો મેળવાય અને તેને પરિણામે બહારગામ જવાય. તે જ પ્રમાણે આત્માનું મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરવાનો આશય હોય તો તદ્યોગ્ય વાતાવરણ જમાવવા માટે પ્રથમ ભૂમિકા તૈયાર કરવી જોઇએ એ ભૂમિકા તૈયાર કરવામાં પ્રબળ સાધન 'ધર્મધ્યાન' છે. ધર્મધ્યાનનુ સ્વરૂપ ખૂબ વિચારવા યોગ્ય છે. તે અન્યત્ર આલેખાઈ ગયું છે (જૈન દૃષ્ટિએ યોગ, પૃ ૧૪૪). એવા ધર્મધ્યાનમા પ્રવેશ કરવાના હેતુ તરીકે બાર ભાવનાની યોજના શ્રી વીતરાગદેવે બતાવી છે. એ બાર ભાવનાઓ નીચે પ્રમાણે છે·

### પ્રથમ વિભાગ : બાર ભાવના—

**અનિત્ય**—સાસારિક પદાર્થો, સબધો અને સગપણો કાયમ રહેનાર નથી, આત્મિક વસ્તુથી પર સર્વ પૌદ્ગલિક વસ્તુઓ તે સ્વરૂપે અનિત્ય છે અને શરીર તથા સગપણ નાશવંત હોઇ આખો જીવનવ્યવહાર વિચારણા માગે છે.

**અશરણ**—આ જીવનમા અન્યના આધાર પર ટેકો દેવા જેવુ નથી જ્યા આધાર આપનારનુ જ સ્થાયીપણુ નથી ત્યા એ ટેકો કેવો અને કેટલો આપે? આત્મશ્રદ્ધા અને એની સિદ્ધિમા વિશ્વાસ રાખી આગળ ધપવામા જ અતે નિરંતરનો આરામ છે.

**સંસાર**—આખા સસારની રચના જોવા જેવી છે દુનિયાના પડદા પર આવી, એક રૂપ લઈ, પાઠ ભજવી, પાછા પડદા પાછળ ચાલ્યા જવુ, વળી નવુ રૂપ લેવુ વગેરે કર્મના પ્રકારો, મનોવિકારના આવિર્ભાવો, સ્વાર્થો, રાગદ્વેષની પરિણતિઓ વિચારવા યોગ્ય છે અને વિચારી એના મર્મમા ઊતરવાની આવશ્યકતા છે.

**એકત્વ**—આ જીવ એકલો આવ્યો છે, એકલો જવાનો છે, એના સ્નેહ—સબધ સર્વ વસ્તુત. ખોટા છે, અલ્પ સમય રહેનારા છે, પણ અતે એનો છેડો આવવાનો છે ચેતનનુ એકત્વ સ્થાયી છે, અને એનો સાક્ષાત્કાર થતાં એમાથી ખૂબ આત્મવિશ્વાસ પ્રાપ્ત થાય તેમ છે.

**અન્યત્વ**—પોતાના આત્મતત્ત્વ સિવાયની સર્વ પૌદ્ગલિક વસ્તુઓ આત્માથી પર છે. સ્વ અને પરને બરાબર સમજવા યોગ્ય છે સ્વ અને પરનો યથાવત્ ખ્યાલ થતાં આખા ભવચક્રની ગૂચવણોનો નિકાલ થાય છે. પરમા રાચવુ એ અલ્પજ્ઞતા છે આખરે પર એ પર છે.

**અશુચિ**—જે શરીરને પોતાનુ માન્યુ છે તે અપવિત્ર પદાર્થોથી ભરેલુ છે એમાં માસ, લોહી, ચરબી, હાડકા વગેરે ભરેલા છે એનુ રૂપ જોઇને લલચાવાનુ નથી, એમા રાચવા જેવુ કાઈ નથી, એની ચામડીને ઉથલાવી અદરનુ બહાર કાઢ્યુ હોય તો તે પર થૂકવું પણ ગમે તેમ નથી

**આશ્રવ**—કર્મ અને આત્માનો સંબંધ કેવી રીતે થાય છે, તેના હેતુ કયા કયા છે, એ કર્મ આવવાના માર્ગો કયા કયા છે, એ આવીને કેવી પરિસ્થિતિ નિપજાવે છે અને આત્માને શુદ્ધ દશામાંથી કયા ઘસડી જાય છે – એ આખો કર્મનો આયવિભાગ વિચારવા યોગ્ય છે.

**સંવર**—એ કર્મોને આવતાં અટકાવવાના રસ્તા છે એ રસ્તાઓને ઓળખવાની જરૂર છે. એને ઓળખી એ દ્વારા આવતા કર્મો બંધ થાય તો જ કર્મસરોવર ખાલી થવાનો સંભવ થાય

**નિર્જરા**—નવા કર્મો આવતા હોય તે સંવરથી અટકે, પણ અગાઉથી જે કર્મો લાગેલાં હોય તેને દૂર કરવાનો ઉપાય બાહ્ય–અભ્યંતર તપ છે એ તપથી સંયમ આવે છે, સંયમથી કર્મોનો નાશ થાય છે અને પરંપરાએ સર્વથા મુક્તિ થાય છે.

**ધર્મભાવના**—ધર્મ એ શું ચીજ છે, એનો આત્મા સાથે કેવો સંબંધ છે, એના વ્યવહારસ્વરૂપો કેવા છે, દાન, શીલ, તપ, ભાવનો આંતર આશય શો છે એનો વિચાર કરી એ વિચારદ્વારા ધર્મને અપનાવવો અને જીવનને ધર્મમય બનાવવું

**લોકસ્વભાવ**—આ દુનિયાની વ્યવસ્થા વિચારી, એના અનેક સ્થાનો સમજી ત્યાં આ પ્રાણી આવે જાય છે, એક ખાડામાંથી બીજામાં પડે છે અને એ રીતે એનું ચક્રભ્રમણ ચાલ્યા કરે છે. એમાં અનિત્ય સુખ–દુ:ખો થાય છે એમાં સર્વ કાળની શાંતિનું સ્થાન પણ છે

**બોધિદુર્લભ**—સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન અને સમ્યક્ ચારિત્રને સમજવા બહુ મુશ્કેલ છે, સમજ્યા પછી એની પ્રાપ્તિ મુશ્કેલ છે અને જ્યાંસુધી એની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી સંસારચક્રના ફેરા અનિવાર્ય છે બોધિરત્નની પ્રાપ્તિ કરવા યોગ્ય છે.

ધર્મધ્યાનમાં પ્રવેશ કરવા માટે આ બાર ભાવનાઓ હેતુ છે એમાંની એક એક ભાવનાને એના યથાતથ સ્વરૂપે દીર્ઘ કાળ સુધી નિરંતર ભાવવામાં આવે અને તે સિવાય સર્વ કાર્ય છોડી દેવામાં આવે તો આખા ભવચક્રના ફેરા હમેશને માટે દૂર થાય તેમ છે અને તેવી રીતે આ બારમાંની માત્ર એક જ ભાવના ભાવીને અનેક પ્રાણીઓ પોતાનું જીવનધ્યેય પ્રાપ્ત કરી શક્યા છે. ટૂંકામાં, શુદ્ધ ધર્મધ્યાનની સાથે આત્માને અનુસંધાન કરાવનાર એ બાર ભાવનાઓ છે

આવા પ્રકારના અવાંતર અને બાહ્ય સંયોગી વિચારો સંપૂર્ણ શાંતિથી કરવામાં આવે ત્યારે આ જીવનનું ખરું સ્થાન શું છે અને કયાં છે તે સમજાય તેમ છે એનું ખરું માપક યંત્ર મૂકવામાં ન આવે તો તો આ જીવન એક ઉપર ઉપરની રમત જેવું બની રહે છે અને સાધ્ય (હેતુ) વગરનું જીવન જીવી મરણ આવે ત્યારે ચાલ્યા જવાનું થાય છે. એવા જીવનમાં કાંઈ મજા નથી, મોજ નથી, વિકાસ નથી, ધ્યેયપ્રાપ્તિ નથી અને સાદા શબ્દોમાં કહીએ તો એવું જીવન માત્ર એક ફેરા સમાન છે.

**ભાવનાની આવશ્યકતા—**

આ ભાવનાની આવશ્યકતા કેટલી છે અને ખાસ કરીને આ યુગમા એની કેટલી જરૂરિયાત છે તે પર સક્ષિપ્ત વિવેચન ગ્રથની શરૂઆતમા 'પ્રવેશક'મા આપ્યુ છે. વાત એ છે કે અત્યારે આપણુ જીવન એટલુ તો સકીર્ણ થઈ ગયુ છે કે એમાં આપણે ક્યા છીએ અને ઘસડાતા ક્યા જઈએ છીએ એનો વિચાર કરવાનો સમય પણ મેળવતા નથી અને વિચાર કરવાની સામગ્રી એકઠી પણ કરતા નથી ધર્મધ્યાનમા કારણભૂત, આત્માનુ એની પોતાની સાથે એની મૂળ સ્થિતિમા અનુસધાન કરાવનાર આ બાર ભાવનાઓ છે. એ આ શાતરસના ગ્રથનો મુખ્ય વિષય છે ભાવનાઓ આપણા આખા જીવનના પ્રકરણનુ પૃથક્કરણ કરે છે, આપણો પોતાનો પરવસ્તુ સાથે સબધ કેવો છે અને શા કારણે થયેલો છે અને કેટલો વખત ચાલે તેવો છે તેનુ સ્પષ્ટ ભાન કરાવે છે અને તે ધ્યેયપ્રાપ્તિ કેવી રીતે થાય તેના માર્ગો બતાવે છે. આપણે છેવટે ક્યા જવાનુ છે, શુ મેળવવાનુ છે અને આપણા પ્રયત્નોનુ અતિમ ધ્યેય શુ છે એ વાતની ચોખવટ ન હોય તો નકામા ફાંફા માર્યા કરીએ અને જેમ સુકાન વગરનુ વહાણુ દરિયામા અથડાયા-પછડાયા કરે તે પ્રમાણે અહીથી તહી અને તહીથી અહી એમ આટા માર્યા કરીએ. આ સ્થિતિનો છેડો લાવવાનુ ભાવનાઓ કરે છે, એને બરાબર હ્રુદય પર લીધી હોય તો તે આપણો આખો સસારપથ હેતુને અનુલક્ષીને સફળ બનાવે છે અને એક વાર સાધ્ય સમજાય, એ પ્રાપ્ત કરવાની બુદ્ધિ થાય અને એ પ્રાપ્ત કરવા તરફ નિર્ણય થાય એટલે પછી સંસારમા રહેવુ પડે તો પણ આપણા પ્રત્યેક કાર્યમા સરખાઈ, હેતુમત્તા અને નિયમાનુસારિતા આવી જાય છે જીવન એક વાર પદ્ધતિસરનુ અને સાધ્યસન્મુખ થઈ ગયુ તો પછી એના ઢગધડા વગરના તોફાનો, કાર્યો કે કાર્યવિહીનતાનો છેડો આવી જાય છે આ નજરે **ભાવનાને આપણા જીવનમાં અનુપમ સ્થાન** છે પોતાનુ શુ છે એ સમજવું, એમા નિત્યાનિત્યત્વનુ ભાન આવવું, સ્વના સ્વીકારનો નિર્ણય કરવો, પરને પર તરીકે જાણવા – એટલે આખા જીવનના પ્રશ્નોનો નિર્ણય આ ભાવનામા આવી જાય છે. 'સ્વ-પરનો નિર્ણય કરવો અને પરિણતિની નિર્મળતા કરવી' એટલા વાક્યમા જૈન દર્શનના આખા નીતિવિભાગનો સમાવેશ થઈ જાય છે એ વાત તો વિવિધ આકારમા અત્ર તેમ જ અન્યત્ર અનેક વાર કરી છે. વાત અતિ મહત્ત્વની છે અને અનેક વાર પુનરાવર્તન કરીને પણ મન પર ઠસાવવા યોગ્ય છે.

સાસારિક સર્વ પ્રવૃત્તિઓ હેતુ કે અર્થ વગરની છે, અનિત્ય છે, અલ્પ કાળ ચાલનારી છે એમ તો પ્રત્યેક વિચારકને ઘણી વાર લાગ્યા વગર રહેતુ નથી અનેક દોડાદોડી, ધમાલ કે પ્રયાસો કરવા છતા જ્યારે પ્રાણી પાછો પડે છે અથવા પોતાની પાસે દુનિયાની નજરે ધન, માલ-મિલ્કતથી મળેલ સ્થાન કે સત્તા ગુમાવી બેસે છે ત્યારે એને એ સર્વ પ્રવૃત્તિની પાછળ રહેલ અલ્પજ્ઞતા અને ચપળતાનો સાક્ષાત્કાર થાય છે પણ વળી પાછો એનો અનત-

કાળનો અધ્યાસ એને સંસાર તરફ ઘસડી જાય છે અને વળી કાંઈક પ્રાપ્તિ એની ટૂંકી નજરે થઈ જાય એટલે લાગેલા ધક્કાને વીસરી જઈ પાછો એ ઘરેડમા પડી જાય છે એક સગા, સ્નેહી, મિત્ર, પત્ની કે પુત્રનું મરણ થાય ત્યારે એને અનેક જાતના વિચારો આવે છે, એ સ્નેહસબધની અલ્પતા પર, એમા રાચવાની અધતા પર અને એની અસ્થિરતા પર થોડો વિચાર કરે છે, કાઈક ઉતાવળા પણ આછાપોચા અર્ધદગ્ધ નિર્ણયો પણ કરી નાખે છે, પણ થોડા દિવસમા એનુ પૃથક્કરણ કર્યા વિનાનુ દુખ વિસારે પડે છે. દુનિયાની ઘરેડમા ચઢી જઈ પાછો એ હતો તેવો ને તેવો થઈ જાય છે અને આ રીતે **પ્રાપ્ત કરેલ તકને એ ગુમાવી બેસે છે** આવી જ તકો એ પોતે **માંદો પડે ત્યારે** પણ કેટલીક વાર એને પ્રાપ્ત થાય છે એને જરા અકળામણ થાય છે એટલે એ જીવનની અસ્થિરતા સમજવા માડે છે, વધારે આકરા પ્રસગોમા એ પરભવમા શુ થશે એની કલ્પના કરવા લાગે છે અને વસિયતનામુ કરીને કે ધર્માદા કરીને કોઈ પણ રીતે અહી મળેલ કે મેળવેલ મિલ્કત કે એનો નાનો-મોટો ભાગ આગળના ભવમા પણ મળે એ હિસાબે એના ઉપરના તીવ્ર મોહને પરિણામે એ વૈરાગ્યના ઓઠા નીચે કાઈ આછા-પાતળા ગૂચવાડાભરેલા નિર્ણયો કરવા લાગે છે, પણ જ્યા વ્યાધિગ્રસ્ત સ્થિતિમા ફેરફાર થયો, હાલચાલ થવા માડી અને નબળાઈ દૂર થઈ કે પાછા '**એ ભગવાન એના એ**'-એવી એની દશા થઈ જાય છે.

આવી જ પરિસ્થિતિ કોઈ **સુંદર વ્યાખ્યાન** સાભળે, કોઈ મહાત્માની વાણીનુ શ્રવણ કરે, કોઈ સુદર આત્મજ્ઞાનની ચર્ચામા ભાગ લે અથવા કોઈ અધ્યાત્મ કે યોગના પુસ્તકનુ પોતે જરા શાત વાતાવરણમા વાચન કરે ત્યારે થાય છે. તે વખતે એને જરા વિરાગ — ઉપરઉપરનો ખાલી તરવરાટ થાય છે, એને આ જીવનના વિલાસો, પ્રયાસો કે ધમાલો પર જરા નિર્વેદ આવે છે, પણ એ વાચન કે શ્રવણની અસર છૂટી ગઇ કે પાછો એ સસારની ઘરેડમા પડી જાય છે અને કરેલ વિચારો કે ઘડેલા સ્વપ્નોને સ્થાને એ હતો તેવો ને તેવો અને કેટલીક વાર તો વધારે રસથી સસાર તરફ ચાલ્યો જાય છે આ સર્વ ગૂચવણવાળી પરિસ્થિતિઓ ખૂબ વિચારણા માગે છે, આવા અવ્યવસ્થિત જીવનપલટાઓ ખૂબ પૃથક્કરણ માગે છે અને આખા જીવનના સાધ્યનો નિર્ણય, સાધ્ય તરફ ગમનનો નિર્ણય અને એને ચોક્કસ વળગી રહેવાનો નિર્ણય ખૂબ વિચારણા માગે છે એ કાર્ય આ ભાવનાઓ કરે છે

આપણે ઘણીવાર વાંચીએ છીએ કે અમુક માણસે ખૂબ વિચારણા કર્યા પછી સસારનો ત્યાગ કર્યો અને પાછો નવીન વેશ છોડી સસાર તરફ ચાલ્યો ગયો. આપણે અનુભવીએ છીએ કે અમુક માણસે વૃદ્ધવય સુધી ત્યાગધર્મ સ્વીકાર્યા પછી ઘડપણમાં એણે અમુક સ્રીના હાવ-ભાવથી લલચાઈ સસાર આદર્યો, આપણે જોઈએ છીએ કે શુદ્ધ જીવન ગાળનાર પૈસાની લાલચમાં આબરૂ ગુમાવી બેઠા, સ્રીની લાલચમા વિષયી થઈ ગયા, આનદ મેળવવાની

જિજ્ઞાસામાં પ્રામાણિકપણાને લાત મારી, આખરૂ મેળવવાની લાલચમાં વિતંડાવાદમાં પડી ગયા – વગેરે વગેરે. આ સર્વનું મૂળ કારણ એક જ છે. એણે **સ્વ**ને કદી બરાબર ઓળખેલ નથી. એણે **પર**ને પરરૂપે જાણ્યા નથી અને જ્યારે જ્યારે એણે ત્યાગ કે વૈરાગ્યની વાત કરી છે ત્યારે એણે માત્ર ઉપર–ઉપરનો વાણીવિલાસ જ કર્યો છે. સ્વને અને પરને સમજનારની આ દશા ન હોય. એ સમજાવનાર ભાવનાઓ છે. એને સ્થિર કરનાર ભાવનાઓ છે, એની જમાવટ કરનાર ભાવનાઓ છે અને એટલા માટે પુનરાવર્તનના ભોગે એકની એક વાત સાપેક્ષ દૃષ્ટિએ વિચારપથમા લેવા યોગ્ય છે

### વર્તમાનયુગ અને ભાવનાઓ—

આ યુગમાં તેની જરૂરિયાત ખાસ વધારે છે. અત્યારે આપણા દેશમા બે પ્રકારની **વિચિત્ર ઘટના** ચાલી રહી છે એક તરફ પાશ્ચાત્ય આદર્શો અને ભાવનાઓ આપણા ઉપર ખૂબ જોરથી આક્રમણ કરી રહી છે. આપણા પરંપરાગત સંસ્કારો અને આ ભાવનાઓમા કેટલીક જગ્યાએ મૂળગત ભેદ છે, કેટલીક જગ્યાએ સ્થાનગત ભેદ છે અને બન્નેની સમાજ-રચના જુદા જ ધોરણ પર રચાયેલી હોઇને વિગતોમા ભેદ છે. આ સર્વની વિગતોમાં અત્રે ઊતરીએ તો વિષયલંબાણ પ્રમાણુની બહાર થઈ જાય તેમ છે. પણ મુદ્દાની હકીકત એ છે કે જ્યા સમાજરચનાના આદર્શો અને પાયાઓ જ જુદા હોય ત્યાં ખૂબ ધ્યાન રાખવાની જરૂર પડે છે. એમ ન થાય તો બન્ને આદર્શોનું સંઘર્ષણ થતાં કા તો વિરૂપ પરિણામ પ્રાપ્ત થાય અથવા તો વિકૃત સ્વરૂપ પ્રાપ્ત થાય. આ એક વાત થઈ

વર્તમાનયુગને અંગે હકીકત એ છે કે અત્યારે **જીવનકલહ** ભારે આકરો થતો જાય છે એક તરફ અનેક રાજકીય કારણે દેશમા બેકારી વધતી જાય છે આર્થિક કારણે ઘણીખરી વ્યક્તિઓને બારે માસ કામ કરવાની ફરજ પડે છે અને પરિણામે આખો વખત વ્યાપાર, નોકરી કે ધંધાધાપામા આડાઅવળા ફાંફા મારવાં પડે છે. જેને કામ મળતુ નથી તેને કામ મેળવવાની ભારે ચિંતા થયા કરે છે અને કામ હોય તે ધમાધમમાથી ઊંચો આવી શકતો નથી જૂના વખતમા આપણા ભારતવર્ષમાં વર્ષના બારે માસ કામ કરવું પડતું નહોતું; વેપારી આઠ માસ કામ કરે – તેને ચોમાસામા શાતિ રહેતી, જ્યારે ખેડૂતવર્ગને ચોમાસા-શિયાળામા વધારે કામ હોઈ તેને ચારથી છ માસ નિરાત રહેતી આવા શાતિના વખતમા તેઓ આત્મારામનો વિચાર કરતા, એને શેની જરૂર છે તે સમજતા. સાભળતા અથવા વિચારતા. અત્યારે એ સ્થિતિમાં ભારે પલટો થઈ ગયો હોય એમ દેખાય છે ધંધો ન હોય તેને મેળવવા માટે દેશપરદેશ રખડપાટો કરવો પડે છે અને હોય તેને રાત્રે પણ ફુરસદ મળતી નથી અને રાત્રિના પણ બજારમા બેસી કે ટેલિફોનો દ્વારા વેપાર ને વેપારના ઓર્ડરો આપવા પડે છે. મતલબ : એને પરિણામે એને ઊંઘમા સ્વપ્નાં પણ વેપારના જ આવે છે અને ચેતનરામ સાથે વાત કરવાની ફુરસદ કે તક મળતી નથી અને તેથી કાં તો બેકારીના ખપ્પર

નીચે અથવા વ્યવસાયના મશગૂલપણામા એનુ વ્યક્તિત્વ દબાઇ, હણાઇ, કચરાઇ જાય છે. એને કદી પોતે કોણ છે, આ બધી ધમાલ કોને માટે અને કેટલા માટે કરે છે, એનું પરિણામ શુ આવશે તેનો વિચાર કરવાની કે તેમાં ઊંડા ઊતરવાની તક જ મળતી નથી. અસલ તો બપોરે રાસ સાભળવાદ્વારા, રાત્રિએ દેરાસરની બહાર ધર્મકથા દ્વારા, સવારે વ્યાખ્યાનશ્રવણદ્વારા, અન્યત્ર કથાશ્રવણદ્વારા અથવા બીજી અનેક રીતે એ કાઈક વખત મેળવી ચેતનની નજીક જતો, પણ હવે એ સર્વ વાત દૂર થતી જાય છે આવા યુગમાં આતરવિચારણા કરાવી આત્માની સાથે વાત કરાવે તેવા પ્રસંગો ઉપસ્થિત કરવાનુ સાધન ભાવના. ભાવનાનુ ભાન કરાવે તેવાં પુસ્તકો અને તેને લગતી વાતો દ્વારા જ શક્ય જણાય છે તેથી આ પ્રવર્તમાન યુગમા ભાવનાની વિચારણાની વિશેષ આવશ્યકતા છે એમ લાગ્યુ છે.

આપણો પૂર્વકાળનો આદર્શ સમષ્ટિગત હતો, એમા કોમ કોમની નજરે, વ્યાપારી મહાજનની નજરે અને કૌટુબિક કુટુબની નજરે જોતો હતો એમા પોતાના વ્યક્તિત્વની નજરે વિચાર જ નહોતો અત્યારે વ્યક્તિગત શક્તિના ફેરફારને પરિણામે, બાપદાદાના ધધા કરવા જ જોઈએ તે નિર્ણયમા મહાન્ પરિવર્તન થયેલ હોવાને લઈને અને વ્યક્તિત્વદર્શનના બોધપાઠ મળેલા હોઇને આખી સયુક્તકુટુબભાવના ખલાસ થતી જાય છે, જ્ઞાતિઓ ભાંગીને ભુક્કા થઈ જવાની અણી પર આવી ગઈ છે અને આરામ, શાતિ કે વિલાસના વિચારોએ તદ્દન નવીન ઝોક લીધો છે, તેવે વખતે પોતે કોણ છે, શા માટે આવેલ છે, શેને માટે પ્રયત્ન કરે છે વગેરે બાબતો એની સન્મુખ સ્પષ્ટપણે ન રહે તો આદર્શોના ગૂચવાડામાં એ સસ્કારી હોય તો પણ ગૂચવાઈ જાય તેમ છે, તેથી સ્વપરનુ વિવેચન કરી વસ્તુઓ અને સબંધોનુ યથાવત્ મૂલ્ય આકી આપનાર **ભાવનાઓનું આ યુગમાં અતિ મહત્ત્વનું સ્થાન છે.**

### બાર ભાવનાના વિભાગો—

બાર ભાવનાઓના નીચે પ્રમાણે વિભાગો પડે છે

(૩) સસારભાવના, (૧૧) લોકસ્વરૂપભાવના વિશાળ નજરે બાહ્ય અવલોકન કરાવે છે. (Objective)

(૧) અનિત્ય, (૨) અશરણ, (૪) એકત્વ, (૫) અન્યત્વ અને (૬) અશુચિ એ પાચ ભાવનાઓ આંતરગ્રાહી (Subjective) છે.

(૧૨) બોધિદુર્લભ અને (૧૦) ધર્મભાવના સ્વરૂપલક્ષી–સાધનધર્મલક્ષી (Instrumental) છે જ્યારે (૭) આશ્રવ, (૮) સવર અને (૯) નિર્જરા ભાવનાઓ આત્માના કર્મ સાથેના સબધ પરત્વે હોઈ એની વર્તમાન સ્થિતિને સમજાવે છે They show evolutionary stages of developments

આ રીતે જોતાં ભાવનાઓ આંતરલક્ષી અને અર્વાંતરલક્ષી છે.

આ બાર ભાવનાને 'અનુપ્રેક્ષા' કહેવામાં આવી છે. એની આત્મલક્ષિતા પર ગ્રંથની શરૂઆતમાં 'પ્રવેશક' લખી ત્યાં કેટલુંક વિવેચન કરવામા આવ્યું છે તે પર ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે

## ચાર પરાભાવના : : દ્વિતીય વિભાગ—

આત્માને આત્મભાવસન્મુખ રાખનાર – આત્મા સાથે અનુસંધાન કરાવનાર એ બાર ઉપરાંત નીચેની ચાર ભાવનાઓને અતિ વિસ્તૃત આકારમા પરા ભાવનાને નામે પ્રસિદ્ધ કરવામા આવી છે એનું સામાન્ય સ્વરૂપ આ પ્રમાણે છે :—

**મૈત્રી**—આ દુનિયાના સર્વ જીવો સાથે બંધુભાવ ધ્યાવવો કોઈ પણ જીવ પોતાનો વિરોધી કે દુશ્મન નથી એમ વિચારવું અને જીવનની અસ્થિરતા સમજી કોઈ પણ પ્રાણી સાથે પોતાને વેર નથી. એવું હૃદયમા માનવું એ અનુસંધાન ભાવનાનું મંગળાચરણ છે.

**પ્રમોદ**—કોઈ પ્રાણીમાં ગુણ જોઈ આનંદ માનવો. એ ગુણની હૃદયથી પ્રશંસા કરવી. ગુણવાન ધન્ય છે. એનું જીવન એટલા પૂરતું સફળ છે એમ માનવું. ગુણને ગુણ ખાતર માન આપવું અને જ્યાં હોય ત્યાંથી ગુણની શોધ કરી એના ઉપર વારી જવું.

**કરુણા**—દુનિયાના કોઈ પણ દીન-દુઃખી-પીડાર્તને જોઈ એના તરફ હૃદયથી દયા આવે, માનસિક. શારીરિક દુઃખો જોઈ અંતરથી દુઃખ થાય. આવા દુઃખમય સંસારમા પણ પ્રાણી કેમ રાચતા હશે એનો ખ્યાલ થાય અને બનતા ઉપાયો કરવા ઉપરાંત જીવનના કરુણભાવ તરફ વિચારણા દોરે.

**માધ્યસ્થ્ય**—જ્યાં પોતાના ઉપાય ન ચાલે. સલાહ. શિખામણ કે ભલામણ ન ચાલે તેવા હૃદયદ્રાવક પ્રસંગો. વર્તનો અને ત્રાસ ઉપજાવે તેવા જીવનબનાવો તરફ કાં તો બેદરકારી (ઉપેક્ષા) અથવા શાંત વિચારણા દ્વારા એનું યોગ્ય સ્થાન સમજવાની ધીરજ. પાપી પાપ કરે તે માટે ક્રોધનો અભાવ. પણ સાથે તે તરફ સહાનુભૂતિનો પણ અભાવ.

## પરાભાવનામાં આત્માનુસંધાન—

આ ચાર પરાભાવના ખરી. સાધ્યલક્ષી પ્રાણીને ઊંડા વિચારમાં નાખી દે તેવી છે પ્રાણી જ્યારે મહાન પર્વતની ઉચ્ચ શ્રેણી પર ચઢી ચોતરફ અવલોકન કરે છે ત્યારે એને શું દેખાય છે તે પરાભાવનામાં ખાસ વિચારવા જેવું છે પ્રથમ એને વિચારણા કરતા સર્વ જીવો તરફ મિત્રભાવ હોય તો જ એને એમાં મજા આવે છે. સર્વ પ્રાણીઓ એના શુદ્ધ સ્વરૂપે અનંત ગુણથી ભરેલા છે અને પોતપોતાની શક્તિ અને સંયોગો અનુસાર આત્મવિકાસ સાધી રહ્યા છે, પણ એમાં કોઈ પણ જીવ પોતાનો વિરોધી કે દુશ્મન નથી. સર્વ આત્મ-સ્વરૂપે ચેતનરૂપ છે આવા વિચારને પરિણામે એનું સર્વ જીવો તરફ મિત્રભાવનું લક્ષ્ય

રહે છે, એને મનુષ્ય તો શું, પણ કોઈ જનાવર, જતુ કે સ્થાવર પણ પોતાનો વિરોધી લાગતો નથી. આ સર્વ જીવો તરફના મિત્રભાવને પરિણામે ખૂબ વિશાળ બુદ્ધિ પ્રાપ્ત થાય છે, અને એક વાર વિશાળ બુદ્ધિપૂર્વક મિત્રભાવ બધાયો એટલે સ્વરૂપલક્ષી આત્માનુસધાન થતા વખત લાગતો નથી.

એક વખત સર્વ જીવો તરફ મિત્રતા આવી એટલે પછી ચારે તરફ પ્રેમભાવે જોવાનુ સૂઝે છે. પ્રેમભાવે જોતાં એમાં ગુણ જ દેખાય છે ગુણને જોઈને પ્રેમ થાય, ઉમળકા આવે, હૃદયપૂર્વક એને અભિનદન અપાઈ જવાય ત્યારે ગુણપક્ષપાત સાહજિક બને છે અને ગુણને ઓળખતા, એનુ ખરું મૂલ્યાકન કરતા, એના સબધી ચર્ચા કે વિચારણા કરતા પ્રાણી આખરે ગુણવાન્ થઈ જાય છે ગુણનો વિચાર કરનાર, ગુણ તરફ પ્રેમ બતાવનાર પોતાની આસપાસ ગુણનુ વાતાવરણ જમાવે છે અને એ રીતે આત્માનુસધાન અત્યત સરળ, સુદર અને સફળ બને છે.

આ સર્વ આત્મપ્રદેશમા ફરવાની ખરેખરી ચાવીઓ છે. એમ કરતા – આત્માવલોકન કરતા બાહ્ય પ્રદેશમા અનેક પ્રાણીઓ વ્યાધિ, વિયોગ, મારામારી અને નકામા તડફડાટમા પડેલા દેખાય છે એવા પ્રાણીઓના દુઃખો દૂર કરવાની તીવ્ર ઇચ્છા થાય એમા કરુણા— વિશાળ દયા છે એવી વૃત્તિથી પ્રાણી સ્વથી બહાર જોતા શીખે છે, સર્વ દુખો દૂર કરવાની ભાવના પાછળ એનો આત્મલક્ષી ભાવ રહે છે અને પ્રતિકારભાવનામા સર્વ જીવોના આત્મા તરફ વૃત્તિ દોરાતા સ્વાત્મભાવ સાથે અનુસધાન થાય છે. આ રીતે કરુણાભાવમાં પણ આત્માનુસધાન જરૂર થાય છે

માધ્યસ્થ્યવૃત્તિ તો આત્માનુસધાન જ છે. દોષ તરફ જ્યારે શાતવૃત્તિ થાય, કર્માધીના પ્રવૃત્તિનુ રહસ્ય સમજાય, આખી દુનિયાને સુધારવા પોતે કન્ટ્રાકટ લીધો નથી એવી સમજણ-પૂર્વકની બેદરકારી–વૃત્તિ થાય ત્યારે આત્માનુસધાન પ્રત્યક્ષ દેખાઈ આવે છે દુનિયાદારીના માણસો તો પોતાને ન ગમે તેવી હકીકત બને એટલે તેના તરફ ઉઘાડો વિરોધ બતાવે છે, જાહેર ટીકા કરે છે, વ્યક્તિ તરફ અભાવ દાખવે છે અને પોતાનુ ચાલે ત્યા સુધી તેવા માણ-સનો તિરસ્કાર કરે છે પણ આત્માનુસધાન કરનારની રીતિ તો કાઈ અનોખી જ હોય છે. એ એના મૂળમા ઊતરી અસલ કારણનુ કારણ સમજે છે અને જરા પણ ગૂચવાયા વગર એ દોષ તરફ ઉપેક્ષા અથવા માધ્યસ્થ્યભાવ રાખે છે એ રીતે આ ચારે **પરાભાવના** આત્માનુસધાનરૂપ છે અથવા તેનુ પરિણામ છે.

**ગ્રંથનું મૂલ્યાંકન—**

આ ગ્રથમા એ રીતે આત્મપ્રદેશમા વિહરવાનુ છે કવિત્વદષ્ટિએ કલ્પનાશક્તિને જોમ આપે એવાં વર્ણનો એમા નથી, એમા કથાનુયોગની રસસ્વિતા નથી, એમાં નવલકથાના વિહારો

નથી, એમા ઇતિહાસના આંદોલનો નથી, એમા લડાઈનાં રસભર્યાં વર્ણનો નથી કે એમાં કરુણા ઉત્પન્ન કરે તેવા હૃદયદ્રાવક પ્રસગો નથી. નથી એમાં શૃંગાર, નથી એમા ભય કે નથી એમા હાસ્ય. એમા **શાંત** નામના દશમા રસની પોષણા છે. એમાં આત્મા સાથે વિહાર છે, એમાં હૃદયચક્ષુને ખોલવાના જુદા જુદા પ્રસગો છે સસાર–અટવીમા ભૂલા પડેલા, જ્યાં ત્યાં અર્થ કે પરિણામનો ખ્યાલ કે તેની તુલના કરવાની દરકાર કર્યા વગર દોડાદોડી કરનાર ક્યાં જાય છે અને શેની પછવાડે દોડે છે એ બતાવનાર આ ગ્રથ છે બાહ્ય વિષયને એના યથાર્થ સ્વરૂપે ઓળખી એનો અને ચેતનજીનો સબધ શા કારણે થયો છે તેના મૂળ તરફ લક્ષ્ય ખેંચી, એને એમાંથી હમેશને માટે કેવી રીતે દૂર રખાવવો એનુ માર્ગદર્શન કરાવનાર અને વધારે ઊડા ઊતરનારને એની ખરી ચાવીઓ સપડાવનાર આ ગ્રંથ છે. જીવનના અનેક ગૂંચવણભરેલા પ્રસગોમાં આ પ્રાણી અટવાઈ જઇ સંસારમા ધોરણ કે હેતુ, આદર્શ કે સાધ્યને જાણ્યા વગર ભટક્યા કરે છે. તેને માર્ગ પર લાવનાર, સામાને જોવાને બદલે પોતા તરફ જોવરાવનાર, દરેક બાબત કે બનાવના મૂળ તરફ લક્ષ્ય કરાવનાર અને આ હેતુ વગરના ચક્રભ્રમણનો છેડો લાવવાના માર્ગો બતાવનાર અથવા તે તરફ ધ્યાન ખેંચનાર આ ગ્રથ છે એનુ મૂલ્ય કેટલુ આંકવુ એ તો આકનારની આવડત પર છે. આત્મપ્રદેશમાં એની કિમત બહુ છે અને એની વાટિકામા પ્રવેશ થઇ જાય તો મુક્તિફળની પ્રસાદી અપાવે એવા એમા અનેક સાધનો હોવાથી એની કિમત અલૌકિક હોવા સાથે દુનિયાથી પર છે, સામાન્ય જનતાથી ન માપી કે આપી શકાય તેટલી મોટી છે અને વિચારમાર્ગમાં અનુપમેય છે.

**ગ્રંથની ભાષા—**

શ્રીશાતસુધારસ ગ્રથની ભાષામાં ખૂબ **મીઠાશ** છે, કોઈ કોઇ શ્લોકો તો અદ્ભુત શાતરસથી ભરેલા છે. એમાં આત્મા સાથે ભારે યુક્તિપૂર્વક વાતો કરી છે. કર્તાએ હૃદયને ઉદ્દેશીને સફળ વાતો કરવાની ભારે ધાટી જણાય છે. દરેક ભાવનાના વિષયને એમણે ખૂબ અપનાવવા યત્ન કર્યો છે એમનો ભાષા પરનો કાબૂ લગભગ દરેક ભાવનાના પરિચયમા ખૂબ જણાઈ આવે છે આપણે એમની હૃદયગમિતાના એકબે દાખલાઓ જોઇએ —

यावद्देहमिदं गदैर्न गदितं नो वा जराजर्जरं
यावत्त्वक्षकदम्बकं स्वविषयज्ञानावगाहक्षमम् ।
यावच्चायुरभङ्गुरं निजहिते तावद्बुधैर्यत्यतां,
कासारे स्फुटिते जले प्रचलिते पालिः कथं बध्यते ॥

(બોધિદુર્લભભાવના–૧૨, પરિચય શ્લો ૨ પૃ ૩૪૭)

એ ભાષામા ખૂબ મીઠાશ, હૃદયસ્પર્શિતા અને સરળતા છે એનુ ભાષાસૌષ્ઠવ લગભગ ભર્તૃહરિના વૈરાગ્યશતકને મળતુ આવે છે.

શાત સ્થાનમા શાત ચિત્તે નીચેનો સ્રગ્ધરા ગાઇ જુઓ—

धन्यास्ते वीतरागाः क्षपकपथगतिक्षीणकर्मोपरागा-
स्त्रैलोक्ये गन्धनागाः सहजसमुदितज्ञानजाग्रद्विरागाः ।
अध्यारुह्यात्मशुद्ध्या सकलशशिकलानिर्मलध्यानधारा-
मारान्मुक्तेः प्रपन्नाः कृतसुकृतशतोपार्जितार्हन्त्यलक्ष्मीम् ॥

(પ્રમોદ, પરિચય શ્લો ૧, પૃ ૪૦૧)

આવો એક શ્લોક તીર્થંકરના મહત્ત્વને હૃદયસન્મુખ ખડું કરી દે છે. એની ભાષાના અક્ષરમા ચમત્કાર છે, એની સમસ્ત રચનામાં ગેયતા અને શબ્દરચનામા રસાત્મકતા છે

એનાં ગેયાષ્ટકો તો અદ્ભુત છે એ તો ગાતા જઈએ અને શાતરસનું પાન કરતા જઈએ એવા ભાષાસૌષ્ઠવથી ભરેલા છે જરા ગાઓ —

स्वजनजनो बहुधा हितकामं, प्रीतिरसैरभिरामम् ।
मरणदशावशमुपगतवन्तं, रक्षति कोऽपि न सन्तम् ॥
विनय ! विधीयतां रे, श्रीजिनधर्मः शरणम् ।
अनुसन्धीयतां रे, शुचितरचरणस्मरणम् ॥ १ ॥

(અશરણભાવના, ગેયાષ્ટક, પૃ ૬૬)

આ અષ્ટકની ભાષામા ખૂબ લહેર છે. એમા રસની જમાવટ વિષયને અનુસારે હોઈ ખૂબ હૃદયગમ છે અને પ્રત્યેક શબ્દની પસદગી ખૂબ સુદર છે. તમને દરેક શબ્દ માટે લાગશે કે એ શબ્દ જ ત્યા બંધબેસતો આવે છે અને બીજો સમાન અર્થવાળો શબ્દ નકામો છે **मरणदशामुपगतवन्त सन्तं न कोऽपि रक्षति** એમા **सन्तं** શબ્દ મૂકવામા ભારે મજા કરી છે. એનો અર્થ 'મરણદશાને પહોચેલા' એવો કરીએ ત્યારે **सन्तं**-ને વર્તમાન કૃદત લેવાય, પણ **सन्तं** ને ચાલુ અર્થમા લઈએ તો ગમે તેવો મોટો **સત** પુરુષ હોય, ભલે ખુદ ઇંદ્ર કે તીર્થંકર હોય, પણ તેને કોઈ બચાવી શકતુ નથી. આવો વિશિષ્ટ ભાષાપ્રયોગ લગભગ દરેક શબ્દની સાથે બતાવી શકાય તેવુ છે. કહેવાની બાબત એ છે કે ભાષારચનામા, શબ્દોની પસદગીમા અને વિચારદર્શનની પદ્ધતિમા લેખકમહાત્મા સફળ શબ્દચાતુર્ય દાખલ કરી શક્યા છે.

આ ઉપરાત જ્યા 'તુરગ' શબ્દ મૂક્યો છે ત્યા તે જ શબ્દ શોભે અને સાર્થ લાગે તેમ છે, તેને બદલે સમાન અર્થવાળો 'અશ્વ' શબ્દ ન જ લાગી શકે એવી વિગતો બતાવી શકાય તેમ છે **तुरग** શબ્દમા ગતિ (**तुर गमने**) નો ભાવ છે, જ્યારે **अश्व** શબ્દમા **अश्** ધાતુ આવે છે તે ઊડા ઊતરવાના અર્થમા આવે છે. ગમે તેવા જોરથી દોડનાર ઘોડા, રથ, હાથી કે માણસોની હારની હારથી વીટળાયલા હો—આ એનો આશય છે ત્યા **तुरग** શબ્દ બરાબર સાર્થ છે કહેવાની વાત એ છે કે લેખકે શબ્દની પસદગીમા પણ ભારે ઝીણવટ રાખી છે અને જ્યાં જેવો જોઈએ તેવો શબ્દ પસદ કર્યો છે

પોતે વૈયાકરણ હતા, વ્યાકરણની પ્રક્રિયા બનાવનાર હતા એટલે વ્યાકરણને લગતી સ્ખલના એનામા ન આવે એમ લખવુ એ તો માત્ર સોનાને ઓપ આપવા જેવુ છે. એની ભાષા માર્મિક, શુદ્ધ, સ્પષ્ટ અને હૃદયગમ હોવા છતા શૈલીમા જરા પણ આક્ષેપ કે તુચ્છતા કોઈ સ્થાને આવવા દીધા નથી અને યોગ્ય હોય ત્યા અલકાર લાવ્યા છે એટલો પણ અત્ર નિર્દેશ કરવો યોગ્ય જણાય છે ભાષાશુદ્ધિને અગે શ્રીશાતસુધારસ ગ્રથની ટીકાના પ્રકટ કરનાર (શ્રી જૈનધર્મ પ્રસારક સભા) એની પ્રસ્તાવનામા લખે છે કે —

“ આ શાતસુધારસ ગ્રથમાં અનિત્યાદિક બાર અને મૈત્ર્યાદિ ચાર મળી ૧૬ ભાવનાના ૧૬ પ્રસ્તાવ છે, તે દરેક જુદી જુદી ઢાળમાં બનાવેલા છે. સસ્કૃત ભાષમા એવી ઢાળબધ રચના કરવી અને તેમા સધિ, વિભક્તિ, પ્રત્યય કે સમાસાદિકનો પણ દોષ આવવા ન દેવો એ તેમના સસ્કૃત ભાષાના પૂર્ણ પરિજ્ઞાનને બતાવી આપે છે. પરંતુ સસ્કૃત ભાષામાં વ્યાકરણ બનાવનારનો એ ભાષા ઉપર એવો પ્રબળ કાબૂ હોય તેમા નવાઈ જેવુ પણ શુ છે?” (પૃ. ૭)[૧]

અહી ભાષા ઉપરનો લેખકશ્રીનો કાબૂ બહુ સુદર રીતે રજૂ કર્યો છે અને તેના કારણમા જણાવે છે કે જે નવીન વ્યાકરણ બનાવનાર હોય તે આવુ સ્પષ્ટ ભાષાકૌશલ્ય બતાવે, એમના પ્રયોગમા વિભક્તિ, સધિ કે સમાસનો દોષ ન આવે એ સર્વ ઉચિત છે. આ ટાચણ-માંથી એક બીજી વાત પણ નીકળે છે, અને તે એ છે કે લેખકશ્રીએ અહી જે છદો વાપર્યા છે તે ગૂર્જર ભાષાને ઉચિત છે આ મુદ્દા પર આગળ વિવેચન થશે.

### વિચારની સ્પષ્ટતા—

ગ્રથકર્તા પોતાનો આખો વિષય સારી રીતે સમજતા હતા એમના વિચારમા સ્પષ્ટતા હતી, સાધ્યસન્મુખતા હતી અને પોતાના વિષયને છણવાની તેમનામા આવડત હતી કાવ્ય કે ચરિત્ર લખનારને તો વાચનારને કે શ્રોતાને શૃગાર વગેરે રસોમા લઈ જવાનુ હોઇ પોતાના વિષયને ઝળકાવવાનુ કાર્ય પ્રમાણમા સહેલુ બને છે, પણ અનિત્યતા બતાવવાની કે એકત્વ, અન્યત્વ બતાવવાની વાતો કરવી જ અરુચિકર હોય છે અને સાંભળવી તે તેથી પણ વધારે અરુચિકર અને બહુધા અપ્રિય હોય છે. ગ્રથકર્તાએ પોતાના વિચારો ખૂબ નિર્મળ કર્યા છે અને પછી કલમ હાથમાં લઈને ખૂબ દીપાવ્યા છે તેમા તેમની વિચારસ્પષ્ટતા છે. ઘણી વાર લેખક પોતે શુ કહેવા માગે છે તેનો તેને પોતાને જ શરૂઆતથી પૃથક્કરણપૂર્વક

---

૧ મજકૂર પ્રસ્તાવના સસ્કૃત ભાષામા આપી છે તેમા એ જ હકીકત બહુ સારા શબ્દોમા મૂકવામા આવી છે એ અતિ માર્મિક લાગવાથી અત્ર ઉતારી લેવામા આવે છે ત્યા જણાવે છે કે —

किं चैतच्छान्तसुधारसग्रन्थप्रतिष्ठितमैत्र्यादिभावनाचतुष्टयोपेतानित्यादिभावनाद्वादशकाभिध-प्रस्तावषोडशकं गूर्जरभाषोचितविविधच्छन्दोभिरप्युपनिबद्धमपि सन्धिविभक्तिसमासादिदोषलेशवर्जि-तमिति चित्रीयन्ते चेतांसि चेतनवतां सुधियां संस्कृतवैषयिकतदपूर्ववैदुष्या, यद्वा किमाश्चर्यं नूतनव्याकरणव्याकर्तॄणां तादृशां गीर्वाणभाषासरसीसरभसक्रीडने । (पृ. १)

સ્પષ્ટ ખ્યાલ હોતો નથી એમ થાય ત્યારે ભારે અસ્તવ્યસ્તતા અને અવ્યવસ્થિતતા આખા ગ્રથમા દેખાય છે. એવુ આ આખા ગ્રથમા નજરે પડે તેમ નથી.

**વિષયનિરૂપણની સફળતા—**

કેટલાક લેખકોમા વિચારો ઘણા હોય છે, પણ તેને બતાવવામાં કળાનો અભાવ હોય છે વિચારની સ્પષ્ટતા જેટલી જ અગત્યની બાબત વિચારદર્શનની છે. ગમે તેટલું જાણ્યા છતા એને જનતા સમક્ષ રજૂ કરવામા આવડત ન હોય તો કહેવાની વાત અદ્ભુત હોય તો પણ તે મારી જાય છે. તેમા પણ જ્યારે અનિત્યતા, કરુણા જેવા નીરસ વિષયોને જનતા સમક્ષ રજૂ કરવા હોય ત્યારે જો વિષયને રજૂ કરવામા કળા ન હોય તો વાત કથળી જાય છે. આ લેખક–મહાત્માનુ વિષયનિરૂપણ સુદર છે, એમાં તેમનુ ચાતુર્ય છે અને એના પ્રત્યેક શ્લોકમા કળા છે. આ વાત અનુભવવાથી સમજાય તેમ છે દા ત. અનિત્યભાવનાના ગેયાષ્ટકમા (શ્લોક ૫. પૃ ૩૫) કહે છે કે –

यैः समं क्रीडिता ये च भृशमीडिता, यैः समाकृष्महि प्रीतिवादम् ।
तान् जनान् वीक्ष्य वत भस्मभूय गतान् , निर्विशङ्काः स्म इति धिक् प्रमादम् ! ॥

"જેની સાથે રમ્યા, જેની સાથે આપણે પૂજાયા, જેની સાથે વિનોદવાર્તાઓ કરી તેવા માણસોને રાખમા રગદોળતા–રક્ષારૂપ થઈ જતા આપણી નજરે જોયા અને છતા આપણને કાઈ થવાનુ નથી એમ ધારી ફિકર વગરના થઈને આપણે મ્હાલ્યા કરીએ છીએ ! આવા આપણા પ્રમાદ પર ફિટકાર હો !'

આ વિષયનિરૂપણનો દાખલો છે એ વાચતા વિચારક વાચનારની સમક્ષ ચિત્રો એક પછી એક ખડા થાય તેવુ એમા ગાભીર્ય છે નાનપણમા શેરીમા પોતે કૂદતા, પોતાના લગોટિયા દોસ્તદારો અને પોતે અરધા ફરતા અને ધૂળમા રગદોળાતા દેખાય એ એક પછી એક એક પ્રકારની ચિત્રમાળા

પછી ઉમરલાયક થતા આપણને દરેકને અમુક માણસો મોટા લાગ્યા હોય, આપણા ગામના મુખીઓ, આપણા પિતાના મિત્રો, ધર્મના અધ્યક્ષો, સમાજના નેતાઓ, જેના શબ્દને આપણે માન આપીએ અને જે આપણી નજરે 'મોટા' માણસ લાગે તેવા પણ અનેક ગયા. જે આકાશને શોભાવે એવા આપણને લાગે, જેઓ સમાજમા, ઘરમાં કે વેપારમા થાભલા જેવા લાગ્યા હોય તેઓની બીજા પ્રકારની ચિત્રમાળા.

જેની સાથે હાણ્યા–માણ્યા, ફર્યા–હર્યા, નાચ્યા–કૂદ્યા એની ત્રીજી ચિત્રપરપરા

એવા અનેકને સ્મશાને મૂકી આવ્યા, એમની ચિતાઓ હાથે ખડકી અને એમના શરીરની રાખ થતી જોઈ આ ચોથી ચિત્રમાળા !

અને આટલુ જોયુ છતાં જાણે પોતાને તો કદી જવાનુ જ નથી, એમ ધારી ભાઈશ્રી અડગ ઊભા છે, છાતી કાઢીને ફરે છે, ન કરવાના કામો કરે છે અને ગમે તેવા ગોટાળા કરી ઘરના ઘર માની અહીં હાણેમાણે છે! તુ શુ સમજે છે? તારા પ્રમાદને ફિટકાર છે!! —આનુ નામ વિષયનિરૂપણની સફળ કળા કહેવાય. એમા ચિત્રદર્શન છે, આહ્વાન છે, વિષયનિરૂપણ છે અને તે પરથી લેવા યોગ્ય સાર-રહસ્ય છે.

## ગ્રંથની ગેયતા—

કોઇ પણ પિંગળ સમજનાર અથવા આપણી દેશીઓ ગાનાર હોય, એના કંઠમા મધુરતા હોય અને એને સગીતની નજરે જમાવટ કરતા આવડતી હોય, તેની પાસે આ ગ્રંથનો કોઇ પણ ભાગ ગવરાવવો, એના દેશી રાગોની ગેયતા એક વાર સાભળી લેવી, પછી એમાં બહુ ભારે મજા આવે તેવી આખી કૃતિમા ખૂબી છે એમાં ખરી ખૂબી એ છે કે એક વાર કોઈ ભાવનાને વાંચવામા આવે તો પ્રથમ એના સ્રગ્ધરા કે શિખરિણી આદિ વૃત્તો વાચવા અને છેવટે ગેયાષ્ટક ગાવું. એનો રાગ એક વખત બેસી જશે તો એની કૃતિમાં એવી ખૂબી છે કે આખું ગાન મુખપાઠે થઈ જશે, એક વાર ગવાયા પછી બીજી વાર ગાવાનુ મન થશે અને એવી રીતે થોડી વખત પુનરાવર્તન થશે એટલે ક્ષયોપશમ પ્રમાણે મુખે થઈ જશે. પછી તો જ્યારે જ્યારે અવકાશ મળશે ત્યારે ત્યારે એનુ પરિશીલન થશે અને એ ગાવામા અતરના ઉમળકા આવશે. જેને સસ્કૃતમા 'ધ્વનિકાવ્ય' અથવા 'શબ્દાલકાર' કહે છે એની છાયા એમા ભરપૂર જણાય છે જ્યારે સુદર શબ્દચિત્ર કાનમા ગુજારવ કરે ત્યારે શબ્દાલકાર બરાબર જામે છે. અર્થાલકાર તો અર્થ આવડે, તેમા ચિત્ત પરોવાય અને તે મગજમા જામે ત્યારે મજા આપે છે. પણ શબ્દાલકાર તો અર્થ આવડે કે ન આવડે તો પણ શબ્દરચનામા જ મજા આપે છે આ જાતની ચમત્કૃતિ સોળે ભાવનામા બરાબર છે આનંદની વાત એ છે કે લેખકશ્રીની ભાષા ભાવવાહિની અને અલકારમય હોવા ઉપરાત શબ્દની પસદગી અને ગેયતાની ભવ્યતા તેઓશ્રી એવી સારી અને સાદી રીતે લાવી શક્યા છે કે એના મર્મમા ઊતર્યા વગર પણ એ ખૂબ આનદ આપે અને કાનમા ગુજારવ કર્યા જ કરે

દાખલા તરીકે બારમી ભાવનાનો પરિચયશ્લોક છઠ્ઠો લઈએ. (પૃ. ૩૪૭) એની ભાષા વિચારી છેવટે બોલીએ **कासारे स्फुटिते जले प्रचलिते पालिः कथं बध्यते.** એની શબ્દરચના અતિ આકર્ષક છે અને અર્થગાભીર્ય તો ચિત્રમય છે. પછી **बुध्यतां बुध्यतां बोधिरतिदुर्लभा** ગાઈએ ત્યારે શબ્દ અને અર્થના પ્રવાહમા પડી જવાય તેમ છે

કોઇ સુંદર રાગથી ગાનાર અને ખાસ કરીને સંસ્કૃતના અભ્યાસી, શુદ્ધ ભાષાના આગ્રહી પાસે દેશી રાગો અને સાથે છદના જ્ઞાનવાળા પાસે પરિચયશ્લોકો એકાદ વખત સાભળી લેવા યોગ્ય છે. પછી વધારે ભલામણ કરવાની જરૂર નહિ પડે.

સોળે ભાવના જુદી જુદી દેશીઓમાં ગાઈ શકાય છે. કેટલીકના દેશી રાગો કર્તા કવિએ પોતે લખ્યા છે, કેટલાક મને બેઠા તેવા જણાવ્યા છે, પણ એને બહુ સુંદર રીતે ગાઈ બતાવી શકે તેવા શ્રાવક બધુઓ જુદે જુદે સ્થળે વિદ્યમાન છે એમ મારા જાણવામા આવ્યુ છે શોધક વૃત્તિએ તપાસ કરી આવા આત્મસન્મુખ ગ્રંથનો લાભ લેવા સૂચના છે.

ગેયતાને અગે બીજી વાત એ છે કે દરેક અષ્ટક ગુજરાતી પ્રચલિત દેશીઓમાં ગાઈ શકાય છે તે ઉપરાંત અસલ રાગ અથવા રાગિણીમાં પણ ગાઈ શકાય છે .

પ્રથમ અષ્ટક—રામગિરિ
દ્વિતીય અષ્ટક—મારુણી
તૃતીય અષ્ટક—કેદારો
ચતુર્થ અષ્ટક—પરજિયો
પચમ અષ્ટક—શ્રી રાગ
ષષ્ઠ અષ્ટક—આશાવરી
સપ્તમ અષ્ટક—ધનાશ્રી
અષ્ટમ અષ્ટક—નટ રાગ

નવમ અષ્ટક—સારગ
દશમ અષ્ટક—વસંત
એકાદશ અષ્ટક—કાફી
દ્વાદશ અષ્ટક—ધનાશ્રી
ત્રયોદશ અષ્ટક—દેશાખ
ચતુર્દશ અષ્ટક—ટોડી
પંચદશ અષ્ટક—રામકુલી
ષોડશ અષ્ટક—પ્રભાતી

આ પ્રમાણે કવિ લેખક પોતે દેશીના રાગો બતાવે છે અને સાથે કોઈ કોઈ પ્રતિમા ઉપરના રાગોનાં નામો પણ આપ્યાં છે. એ રાગોમા ગાનાર ગવૈયાનો મને હજુ યોગ થયો નથી, પણ હુ એનો અર્થ એવો સમજુ છુ કે એ પ્રત્યેક રાગરાગિણીમા જે શબ્દમેળ હોય તે આમા છે. મતલબ, એ રાગમા પણ એ બરાબર ગાઇ શકાય તેવુ હશે.

ભાષાસૌષ્ઠવ, શબ્દપસદગીની વિશાળતા અને ભાષા પર અસાધારણ કાબૂ સાથે વ્યાકરણમા રમણુતા હોવાથી શબ્દની વિશુદ્ધિ, પસદગીમા વિશાળતા અને વિભક્તિ, જાતિ, સમાસ અને કૃદંત, કારક આદિની પસદગીમાં સુકરતા હોઇ કાવ્યની નજરે આ શબ્દચિત્રમા શબ્દાલંકાર અને અર્થાલકાર બને આવી શક્યા છે અને એ વસ્તુસ્થિતિનો કાવ્યરસિકોએ લાભ લેવા યોગ્ય છે

## ગીતગોવિંદ (પડિત જયદેવ) —

સસ્કૃત ભાષામા આ ગ્રથ અજોડ છે એમ બતાવવાનો પ્રયાસ કરતા પહેલા એની કક્ષામા મૂકી શકાય તેવા ગ્રથસબંધી કેટલીક હકીકત જણાવવી ઉચિત છે. સસ્કૃતમા હોવા છતાં દેશી રાગોમાં ગાઇ શકાય તેવો બીજો એક પણ ગ્રથ જૈન સાહિત્યમા મારા જોવામાં આવ્યો નથી અને સમસ્ત સસ્કૃત સાહિત્યમા પંડિત જયદેવ કવિ વિરચિત

गीतगोविन्द नामनो काव्यग्रंथ जोवामां आव्यो छे. ए गीतगोविंद काव्य पर कुंभराजे 'रसिकप्रिया' नामनी अने महामहोपाध्याय श्री शंकरमिश्रे 'रसमंजरी' नामनी टीकाओ लखी छे ए ग्रंथने सने १८९९मा रा. रा. मंगेश रामकृष्ण तेलंगे निर्णयसागर प्रेस मारफत छपावी बहार पाड्यो छे.

गीतगोविंदना बार सर्ग छे ज्यारे शांतसुधारसना सोळ प्रस्ताव छे गीतगोविंदना रागो हिंदी भाषाने अनुकूळ छे ज्यारे शांतसुधारसना रागो गुजराती भाषाने अनुकूळ छे.

गीतगोविंदमा कृष्ण अने राधानो शृंगार अति आकर्षक भाषामा चीतर्यो छे एना आरंभमा ज ए ग्रंथने वासुदेवरतिकेलिकथासमेत कही वर्णवे छे अने विनयविजय उपाध्यायने नित्यमेकं चिदानन्दमयमात्मनो रूपम् (१-९) मा बनाववु हतुं एटले एनो मेळ खाय तेम नथी

गीतगोविंदनो शृंगार अद्भुत गणाय छे एना एक-एथी वधारे दाखला आवा शांतरसग्रंथमां मूकवा ते योग्य लागतु नथी जेने शृंगाररसमा मोज आवे तेने माटे गीतगोविंद बहु उच्च प्रकारनो काव्यग्रंथ छे

चन्दनचर्चितनीलकलेवरपीतवसनवनमाली ।
केलिचलन्मणिकुण्डलमण्डितगण्डयुगः स्मितशाली ।
हरिरिह मुग्धवधूनिकरे, विलासिनि विलसति केलिपरे ॥ २ ॥
पीनपयोधरभारभरेण हरिं परिरभ्य सरागम् ।
गोपवधूरनुगायति काचिदुदञ्चितपञ्चमरागम् ॥ हरिरिह० ॥ ३ ॥

(प्रथम सर्ग. प्र. ४)

एना सर्गना नामो जोता पण एनो शृंगार खूब ऊंडो जणाशे. प्रथम प्रस्ताव 'सामोददामोदर' छे बीजो अक्लेशकेशव छे एमा राधा पोतानी विरहवेदनानु वर्णन सखी पासे करे छे त्रीजा मुग्धमधुसूदन सर्गमा राधाने हृदयमा राखीने व्रजसुंदरीओनो कृष्ण त्याग करे छे तेनु वर्णन छे चोथा स्निग्धमधुसूदन नामना सर्गमा राधानी सखी कृष्ण पासे राधानी विरहदशानु वर्णन करे छे पांचमा साकाङ्क्षपुंडरीकाक्षः नामना सर्गमा कृष्ण राधाने प्रेमपूर्वक यमुनाना कुंजमां आववानो संदेशो कहेवरावे छे. छठ्ठा धृष्टवैकुंठ नामना सर्गमा लतागृहमा रहेली अनुरक्त राधा कृष्ण पासे आववा अशक्त बनेली छे तेनी स्थितिनु वर्णन करे छे सातमा नागरनारायण सर्गमा संकेत करेल समये कृष्ण राधाने मळता नथी एटले एनी दशा केवी थाय छे तेनु वर्णन छे. आठमा विलक्ष्यलक्ष्मीपति सर्गमां, नवमा मुग्धमुकुंद सर्गमा, दशमा चतुरचतुर्भुजः सर्गमा, अगियारमा सानन्ददामोदर सर्गमा, अने बारमा सुप्रीतदामोदर सर्गमा राधा अने कृष्णना रिसामणा-मनामणा चाले छे.

આ આખા ગ્રંથમાં શૃંગારરસની મુખ્યતા છે અને વચ્ચે વર્ણનમાં હાસ્ય, કરુણ વગેરે રસો જામે છે. એનું શબ્દચિત્ર અનુપમ છે અને ભાષા પરનો કાબૂ અસાધારણ છે. એમા શાતરસનો પ્રસંગ જ નથી એ આખો ગ્રથ ધ્વનિકાવ્યથી ભરેલો છે એની શાતસુધારસ ગ્રથ સાથે સરખામણી માત્ર ગેયતાની બાબતમા જ થઈ શકે તેમ છે.

સસ્કૃત સાહિત્યમા ગાઈ શકાય તેવા આ બે જ ગ્રથો છે રસિક જનોને ગીતગોવિંદ ગ્રથ ખૂબ પસદ પડે તેવો છે એની કાવ્યચમત્કૃતિ અતિ ઉચ્ચ પ્રકારની છે. સસારને સમજનાર, અને તેના સ્વરૂપને જાણી એનાથી દૂર ભાગનારને શાતસુધારસ ગ્રથ ખૂબ મજા આપે તેવો છે. બન્નેની સરખામણી કોઈ પણ રીતે કરી શકાય તેમ નથી એકમા જે વાતનું પોષણ છે તેનુ બીજામાં મૂળ ઉખેડી નાખવામા આવ્યુ છે ગીતગોવિદમા અધરસુધારસનુ પાન કરવામાં જીવનને ધન્ય માનવામાં આવશે (સ. ૧૨-૫), ત્યારે શાતસુધારસમા જીવનને ડાભના અગ્રભાગ પર રહેલ પાણીના ટીપા જેવુ અસ્થિર બતાવશે (૧૦-૧ અષ્ટક)

આટલું છતા બન્નેની ગેયતા ઘણી સુદર છે કવિ જયદેવનો અને વિનયવિજય ઉપાધ્યાયનો પ્રયત્ન કાવ્યની નજરે સફળ ગણાય એક રીતે જોઈએ તો કવિ જયદેવનો માર્ગ સરળ હતો. એને શૃંગાર પોષવો હતો, લોકરુચિને અનુસરવુ હતુ અને પૌદ્ગલિક વિલાસોનુ શબ્દચિત્ર આપવુ હતુ એમા કાઈ ઓછાશ રહે તો લોકો પોતાની કલ્પનાથી પુરવણી કરવા તૈયાર હતા. પણ ઉપાધ્યાયશ્રી વિનયવિજયનો માર્ગ વધારે મુશ્કેલ હતો એને વિષયકષાયની વિરૂપતા, સસારની અસારતા, જીવનની ક્ષણિકતા અને ત્યાગધર્મની શ્રેષ્ઠતા બતાવી જે સર્વ રાગની દૃષ્ટિએ ગમે છે તેને છોડાવી દેવાની વાત કરવાની હતી આવા ચાલુ નજરે ન ગમે તેવા ત્યાગના વિષયને તેઓ પોતાના પાડિત્યને યોગે ખૂબ ઝળકાવી શકયા છે

સમસ્ત સંસ્કૃત સાહિત્યમા ગાઈ શકાય તેવા આ બે જ ગ્રથો હોવાથી તેનુ સામ્ય અત્ર રજૂ કરવુ જોઈએ, બાકી એકમા શૃગારને પોષવો છે અને બીજામા શૃંગારને તજવો છે, ત્યા સમાનતા તો કયાથી આવે? ત્યાગની બાબત વિષમ છે, કર્કશ છે, પ્રથમ દૃષ્ટિએ અનાદરણીય લાગે તેવી છે અને બહુધા શુષ્ક હોય છે તેવી બાબત શ્રી વિનયવિજયે રસમય કરી બતાવી એ તેમની વિશિષ્ટતા છે શાતસુધારસ ગ્રથમા કોઈ પણ સ્થળે એમણે કર્કશતા આવવા દીધી નથી ભાષાની નજરે જોઈએ અથવા કાવ્યની નજરે જોઈએ તો જયદેવનુ ગીતગોવિદ જરૂર વધારે ઉચ્ચ સ્થાન લે તેવુ છે જયદેવ શબ્દોની પસદગીમા વધારે સફળતા મેળવી શકયા છે એમ લાગ્યા વગર રહે તેમ નથી, છતા આ શાતસુધારસ ગ્રથ સુદર ભાષામાં – ગેય ભાષામા – શ્રુતિપટુ સુદર શબ્દરચનામા રચી શકાયો છે એ અતિ વિશિષ્ટ હકીકત છે અત્યારે જેમ સ્ત્રીપાત્ર વગર નાટક કે શબ્દચિત્ર લખવુ અશકય મનાય છે, તેમ જ શૃગારની પોષણા વગર કાવ્ય કે ગેયરચના અશકય જ મનાય છે. એ અશકય વાતને શકય કરનાર ઉપાધ્યાય શ્રી વિનયવિજય જરૂર અભિનદનને પાત્ર છે.

ગ્રંથપદ્ધતિ —

આખા **શાંતસુધારસ** ગ્રથની ગાથાઓ ૨૩૪ નીચે પ્રમાણે છે

શરૂઆતમા ૮ ગાથા (શ્લોકો) પ્રસ્તાવના અને ઉપોદ્‌ઘાત જેવી છે. છેવટે પ્રશસ્તિના ૭ શ્લોકો છે.

બાકી સોળ ભાવનામાં અનુક્રમે ૩–૩–૫–૫–૫–૫–૫–૫–૭–૭–૭–૭–૮–૭–૭ અને ૫ મળીને ૯૧ શ્લોક છે આ શ્લોકો ખૂબ પ્રૌઢ ભાષામા છે અને તેમાં મદાક્રાન્તા, શાર્દૂલ-વિક્રીડિત, સ્રગ્ધરા, માલિની, શાલિની, શિખરિણી વગેરે વૃત્તો બહુ આકર્ષક રીતે વપરાયા છે.

તે ઉપરાંત દરેક ભાવના પર અષ્ટક લખેલ છે. તેના સોળ ભાવનાના ૧૨૮ શ્લોકો થાય છે. એ ગેય અષ્ટકો મૂળ રાગોમા ગાઈ શકાય છે તેમ જ ગુજરાતી દેશીઓમાં પણ ગાઈ શકાય છે તે ઉપર બતાવ્યુ છે.

એ રીતે ઉપોદ્‌ઘાતના ૮, સોળ ભાવનાની પર્યાલોચનના ૯૧, સોળ અષ્ટકના ૧૨૮ અને પ્રશસ્તિના ૭ મળી આખા ગ્રથના કુલ ૨૩૪ શ્લોકો અથવા ગાથાઓ છે

દરેક ભાવનાને લઈને તેનો પ્રથમ પરિચય કરાવવો અને પછી ગેય અષ્ટક લખવુ એ પદ્ધતિ ગ્રથકર્તાએ રાખી છે. દરેક ભાવના પર પરિમિત લખવાનો તેમનો વિચાર ચોક્કસ જણાય છે, કારણ કે આ સોળે ભાવનાઓ તો એવી છે કે એના પર જેટલું લખવુ હોય તેટલુ લખી શકાય. પણ ગ્રથકર્તા લોકોની ધીરજ, આયુષ્યની મર્યાદા અને ખાસ કરીને મનુષ્યસ્વભાવના અભ્યાસને પરિણામે સમજી ગયા હતા કે લોકોને લાબી લાબી વાતો ગમતી નથી, એટલે એમણે સૂત્ર જેવી વાતો ટૂકામા પણ મુદ્દામ રીતે રજૂ કરી છે એનુ એક એક વાક્ય કોઈ કોઈ સ્થાને તો એવું અર્થ અને ભાવગર્ભિત છે કે એના પર પુસ્તકો લખાય. ગ્રથકર્તાને ગ્રથ વિદ્વત્તા બતાવવા માટે બનાવવાનો નહોતો એમનો બોધ એમણે 'લોકપ્રકાશ'મા બતાવ્યો હતો. એમને આ ગ્રથ તો આત્મા સાથે વાતો કરવાનો બનાવવો હતો. એમા મનોવિકાર કે કલ્પનાને જોર આપવુ નહોતુ, પણ એને મર્યાદામા લાવી એના પર સયમ મેળવવાની ચાવીઓ–વિચારધારાઓ બતાવવાની હતી એ કામ ગ્રથકર્તા કવિએ સફળ રીતે કર્યું છે.

એના ગેયાષ્ટકો ઘડીભર ગાવા યોગ્ય છે. શાતિનો સમય હોય, ચેતનરામ જરા લહેરમાં હોય, ઉપાધિઓથી સહજ વિરમવાનુ થયુ હોય તેવે વખતે એકાદ ભાવના ઉપાડવી અને અંતરજલ્પ કરવો, ત્યારે એની ખરી મોજ આવશે એ ગાવામા મજા આપે તેવી જરૂર છે, પણ એનાથી પણ વધારે મોજ એકલા–એકાંતમા ચેતનરામ સાથે રમણ કરાવે એવી એની વાતોમા છે. એમા નવલની રસાત્મકતા ન હોય કે ગુપ્તચર (ડીટેક્ટીવ) કથાની પરિણામ–જિજ્ઞાસા-ઉત્પાદક શૈલી ન હોય, એમા કવિનાં નિરકુશ ઉડ્ડયનો ન હોય કે નાટકના શૃગાર, વીર કે

હાસ્યરસ ન હોય તો તેમા આશ્ચર્ય પામવાનુ નથી એ આખી કૃતિ વિશિષ્ટભાવે આતમરામને ઉદ્દેશીને ફતેહમદીથી રચવામા આવી છે આ ગ્રથપદ્ધતિ ધ્યાનમા રાખવાથી એની ભાષાનો પ્રવાહ કયા જાય છે અને શા માટે જાય છે તેનો આછો પણ ચોક્કસ ખ્યાલ જરૂર આવશે

**ગ્રંથરચનાકાળ અને પ્રશસ્તિ—**

આ ગ્રથની રચના સંવત્ ૧૭૨૩ મા **ગાંધાર** નગરમાં કરી એમ ગ્રથકર્તા પોતે જ જણાવે છે. (જુઓ પૃ. ૪૯૬.) ગધપુર નગર એ જબુસર નજીકનુ **ગાંધાર** જ સભવે છે તેમની અન્ય કૃતિઓ પણ ગુજરાતમા જ બની છે તે પરથી ગ્રથકર્તાનો વિહાર બહુધા ગુજરાતમાં જ થયો હોય એમ સભવે છે.

અકબરના સમયના જે ગાધારમા, સેકડો લખપતિ જૈનો હતા અને જ્યા શ્રી હીરવિજયસૂરિ વ્યાખ્યાન વાંચતા ત્યારે સ્થાન મેળવવાની મુસીબત પડતી હતી ત્યાં અત્યારે એક પણ જૈનની વસતી રહી નથી અને માત્ર એક દેરાસર જ બાકી રહ્યુ છે એ કાળબળની અને જૈન સમાજની વર્તમાન દશા બતાવે છે. આવી દશાના ઐતિહાસિક કારણોમા આ સ્થાને ઊતરીએ તો લખાણ થઈ જાય, પણ જૈનસમાજમા કુસપનો જે કીડો પેસી ગયો હતો અને દીર્ઘદ્રષ્ટાઓનો અભાવ થઇ ગયો હતો તેની દેખી શકાય તેવી પરિસ્થિતિ આ ગ્રથરચનાના કાળમા જ તરી આવી હતી, તે એ યુગનો ઇતિહાસ, સાધુવર્ગમા ન ઇચ્છવા યોગ્ય સ્પર્ધા અને વિજય–સાગરના ઝગડા વાંચી વિચારીએ છીએ ત્યારે ભારે ખેદ થાય તેવુ છે. સંતોષની વાત એ છે કે એવા સક્ષુબ્ધ વાતાવરણમા 'શાતસુધારસ' જેવા આત્મિક ગ્રથના લેખકો પણ હતા અને આવા ગ્રથો રચી શક્યા હતા, પોતાના જીવન અને વિશિષ્ટ કવનોથી શ્રોતાના કાનને પવિત્ર કરતા હતા અને જનતાની આત્મિક પ્રવૃત્તિને વેગ આપવા દ્વારા આત્મવિકાસ સાધતા હતા

સવત્ ૧૭૨૩ એટલે ઈ. સ ૧૬૬૭ નો સમય થયો. એ વખતે શહેનશાહ ઔરગઝેબની આણ હિંદુસ્તાનમા પ્રવર્તતી હતી એ ઝનૂની શહેનશાહે ધર્માધતાને પરિણામે મુગલાઈના પાયાને હચમચાવી દીધા હતા, પણ તે યુગમા તે સમજાય તેવુ નહોતુ તે વખતે તો મુગલાઈ એની પૂર્ણ જાહોજલાલીમા પ્રસરતી હતી એવા વિકટ સમયમા આવા શાતરસના ગ્રથનુ પરિશીલન કરવુ કે વિલાસના કાવ્યો રચવા (વિનયવિલાસ) એ મન પર અને લેખનશક્તિ પર અસાધારણ કાબૂ બતાવે છે એ સમય પરત્વે ટૂક વિગતો આગળ લખી છે તે ઉપરથી જણાશે કે આવા વાતાવરણ અને ખટપટના સમયમા આવા ગ્રથની રચના થાય એ ઘણુ નવાઈભરેલુ લાગે, છતા એ યુગમા મહાન્ જૈન લેખકો થયા છે, આનદઘનજી જેવા યોગી થયા છે અને શ્રીમદ્યશોવિજય ઉપ

તપગચ્છમાં જ બાવન જેટલા મહાન લેખકો, કવિઓ અને ચર્ચા કરનારાઓ થયા છે, એ બતાવે છે કે જે સમયે જેવી જરૂરિયાત હોય તે વખતે તેને યોગ્ય લેખકો નીકળી જ આવે છે એ યુગમા આવા વિશિષ્ટ લેખકો થઇ ગયા તેના કારણો તપાસવાનુ પ્રાપ્ત થાય છે. ઇતિહાસવિદો આ પ્રશ્નને જરૂર ચર્ચશે એમ આપણે ઇચ્છીએ. આ ઉપોદ્ઘાતની આખરે આપણે પણ એ રસાત્મક ઇતિહાસવિભાગમા સહજ ચચુપ્રવેશ કરશુ.

આ ગ્રંથની રચના થઈ ત્યારે તપગચ્છ પર શ્રી વિજયપ્રભસૂરિની આજ્ઞા પ્રવર્તતી હતી, એટલે કે તેઓ ગચ્છાધિપતિ હતા એમ લેખકના પોતાના શબ્દોથી જણાય છે (જુઓ પૃ ૪૯૬) તેમના ગુરુ કીર્તિવિજય ઉપાધ્યાય હતા, એટલે 'વિજયપ્રભસૂરિનો પ્રભાવ' આ ગ્રંથરચનાનુ કારણ હતુ એમ ત્યા જણાવ્યુ છે તે ગ્રંથકર્તાની નમ્રતા સૂચવે છે.

હકીકત એમ જણાય છે કે વિજયદેવસૂરિએ પોતાની પાટે પોતાની હયાતીમાં વિજય-સિહસૂરિની સ્થાપના કરી, પણ એ વિજયસિહસૂરિ તો વિજયદેવસૂરિની હયાતીમાં જ કાળ કરી ગયા જેથી વિજયદેવસૂરિએ વિજયપ્રભસૂરિને ૧૭૧૧ માં આચાર્યપદવી આપી અને પોતે ૧૭૧૩મા કાળ કરી ગયા. એટલે આ ગ્રંથની રચના સ ૧૭૨૩મા થઈ ત્યારે આચાર્ય-પદે વિજયપ્રભસૂરિ હતા આ વખત પહેલા પંન્યાસ સત્યવિજય ક્રિયાઉદ્ધાર કરી છૂટા પડી ગયા હતા એટલે જે પક્ષને ક્રિયાઉદ્ધાર માન્ય હતો તેમણે વિજયપ્રભસૂરિની આજ્ઞા સ્વીકારી નહોતી આને લગતી કેટલીક હકીકત આ ઉપોદ્ઘાતના છેલ્લા વિભાગમાં ચર્ચશુ.

### પં. શ્રી ગંભીરવિજયજીકૃત ટીકા—

આ શાતસુધારસ ગ્રંથ પર પન્યાસ **શ્રી ગંભીરવિજય** ગણિએ ભાવનગર શહેરમા સં. ૧૯૬૮ મા સસ્કૃત ટીકા રચી છે અને તે ટીકાને શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ સ ૧૯૬૯ માં છપાવી બહાર પાડી છે ટીકાને છેડે પ્રશસ્તિમા લેખકશ્રી લખે છે—

श्रीवुद्धिविजयविनेयौ मुक्तिवृद्धिविजययुतगणधुर्यौ ।
मुनिपश्रीवृद्धिविजयशिष्याणुना बुधगंभीरविजयेन ॥
शान्तसुधारसपानश्रद्धामुग्धेन दृब्धेय टीका ।
वसुरसाहिकुलचन्द्रमितवर्षे (१९६८) निजपरोपकृते च भक्त्या ॥

આ ટીકામા શબ્દાર્થ, ભાવાર્થ આપ્યા છે અને કેટલીક સરળતા અર્થને અગે કરી આપી છે ટીકાનુ પ્રમાણ લગભગ ૧૬૦૦ ગ્રથાગ્ર ગણાય અર્થ કરવામા મે આ ટીકાનો ઉપયોગ સર્વત્ર કર્યો છે

આ પ્રમાણે ગ્રથને અગે વિચારણા કરી હવે આપણે ગ્રથકર્તાને અગે મળી શકતી હકીકત પર દષ્ટિપાત કરી જઈએ.

: ૨ :

# શ્રી વિનયવિજય ઉપાધ્યાય

શ્રી 'શાંતસુધારસ' જેવા અપ્રતિમ ગ્રંથની રચના કરનાર ઉપાધ્યાય શ્રીવિનયવિજયજી અને તેમના સમયના સંબંધમાં કેટલીક હકીકત રજૂ કરવી પ્રસ્તુત છે. કોઇ-પણ પુસ્તક જે સમયમાં લખાયું હોય તે સમયના ઇતિહાસને જાણવાથી પુસ્તક સમજવામાં ઘણી સરળતા થાય છે, કારણ કે લેખક ગમે તેટલો પ્રતિભા અને પ્રજ્ઞાસંપન્ન હોય તો પણ તેના સમયની અને તેની આજુબાજુના વાતાવરણની તેના પર અસર થયા વગર રહેતી નથી. સર્વમાન્ય સત્યો રજૂ કરવાના હોય તેની ભાષામાં અને તેના દ્રષ્ટાંતોની રચનામાં પણ સમયની અસર જરૂર થાય છે. તેથી કોઇ પણ પુસ્તક વિવેચકદૃષ્ટિએ સમજવાની ઇચ્છા હોય તેણે પુસ્તકના લેખકનો અને તેના સમયનો પરિચય મેળવવો ઘટે.

સામાન્ય રીતે ઇતિહાસની બાબતમાં હિંદમાં બહુ અલ્પ સાધનો મળે છે એ તો આપણી જૂની ફરિયાદ છે. પ્રમાણમાં જૈનોએ થોડોઘણો ઇતિહાસ જાળવી રાખ્યો છે તે આનંદદાયક હકીકત ગણાય, છતાં ત્યાં પણ કોઇ પણ લેખકવ્યક્તિનો સિલસિલાબંધ ઇતિહાસ મળે એવું તો એકાદ બે અપવાદ બાદ કરતાં ભાગ્યે જ શક્ય છે. આવા સંયોગોમાં ઉપલબ્ધ સાધનોથી જેટલી હકીકત મળી શકે તેટલી એકઠી કરી તેમાંથી ઐતિહાસિક ખ્યાલ આપવા પ્રયત્ન કરવો એટલું જ કર્તવ્ય શક્ય છે. આ ગ્રંથકર્તા અને તેમના સમયને માટે આપણને મળતા સાધનોનો સમુચ્ચય કરીએ.

## માતાપિતા અને જ્ઞાતિ—

શ્રીવિનયવિજય ઉપાધ્યાયના જન્મના સંબંધમાં ઘણી ઓછી હકીકત પ્રાપ્ત થાય છે. તેઓનો જન્મ કઈ સાલના થયો, કયા શહેરમાં થયો, તેઓની કઈ ઉંમરે દીક્ષા થઈ વગેરે કાંઈ હકીકત પ્રાપ્ત થતી નથી. તેઓએ **શ્રી લોકપ્રકાશ** નામનો ગ્રંથ લખ્યો છે જે જૈન તત્ત્વજ્ઞાન અને ભૂગોળના જ્ઞાનને અંગે લગભગ મહાકોશ જેવો ગ્રંથ છે, એના પર વિશેષ વિસ્તાર ગ્રંથકર્તાની કૃતિવિચારણાના વિભાગમાં આગળ કરવામાં આવશે. એ ગ્રંથના ૩૬ પ્રકાશ (પ્રકરણ) પાડવામાં આવ્યા છે. પ્રત્યેક પ્રકાશને અંતે ગ્રંથકર્તાએ પોતે એક શ્લોક મૂક્યો છે તેની મતલબ નીચે પ્રમાણે છે —

"જગતને આશ્ચર્ય ઉત્પન્ન કરનારી જેઓશ્રીની કીર્તિ છે એવા શ્રી **કીર્તિવિજય** ઉપાધ્યાયના શિષ્ય અને **રાજશ્રી** તથા **તેજપાળના** પુત્ર શ્રી **વિનયવિજય** ઉપાધ્યાયે આ

કાવ્યરૂપ ગ્રંથ રચ્યો છે. નિશ્ચિત કરાયેલા જગતનાં તત્ત્વોને દેખાડવામાં દીપક સરખા આ ગ્રંથમાં પ્રકટ થતા અર્થોના સમૂહોથી મનોહર આ અગિયારમો સર્ગ સુખેથી સમાપ્ત થયો.”[1]

આ શ્લોક પરથી એમ જણાય છે કે સાંસારિકપણામાં વિનયવિજય ઉપાધ્યાયના પિતાનું નામ 'તેજપાળ' હતું અને માતાનું નામ 'રાજશ્રી' હતું. આ બન્ને નામો વણિકકુળ બતાવે છે તેજપાળ નામ બહુધા જૈન વણિકોમાં સવિશેષ પ્રચલિત છે; કારણ કે તે નામનો સંબંધ વીરધવળના મંત્રીઓ વસ્તુપાળ–તેજપાળ સાથે છે. આટલા ઉપરથી સંસારીપણામાં તેઓ વણિક–વાણિયા જ્ઞાતિના હતા એમ અનુમાન થાય છે.

વણિકોમાં જૈન ધર્મ પાળતી જ્ઞાતિઓ ઓશવાળ, શ્રીમાળ અને પોરવાડ તથા તે યુગમાં અગ્રવાળ, મોઢ, કપોળ, નાગર જ્ઞાતિઓ પણ હતી એમ તે યુગના શિલાલેખો અને ગ્રંથો પરથી જણાય છે એ પૈકી ચરિત્રનાયક કઈ જ્ઞાતિના હતા તે જાણવાનું કાંઈ સાધન મળતું નથી

ગુરુ—

સદર ટાંચણ પરથી જણાય છે કે શ્રીવિનયવિજય ઉપાધ્યાયના ગુરુ 'શ્રીકીર્તિવિજય વાચક' (ઉપાધ્યાય) હતા. લગભગ દરેક ઠેકાણે પોતાનું નામ લખતી વખતે લેખકશ્રીએ પોતાના ગુરુનું નામ 'કીર્તિ' એટલું તો જરૂર લખ્યું છે જે આપણે હવે પછી જોશુ; તેથી તેમના ગુરુ શ્રી કીર્તિવિજય ઉપાધ્યાય હતા એમ ચોક્કસ થાય છે એ કીર્તિવિજય ઉપાધ્યાયનો મૂળ પાટ સાથે સંબંધ કેવા પ્રકારનો હતો તેનુ આપણે જરા સંશોધન કરીએ. સદર લોકપ્રકાશ ગ્રંથની આખરે એ ગ્રંથના લેખક શ્રીવિનયવિજયે પોતાનુ વંશવૃક્ષ આપ્યું છે તે ઐતિહાસિક નજરે ખાસ ઉપયોગી હોઈ તેનું અવતરણ અત્ર રજૂ કરીએ.—

“શ્રી વર્ધમાનસ્વામી (મહાવીરસ્વામી)ની પાટે શ્રી ઇંદ્રભૂતિ ગણધરના નાના ભાઈ શ્રી 'સુધર્માસ્વામી' (૧) ગણધર થયા તેની પાટના દીપકરૂપ શ્રી જંબૂસ્વામી (૨) થયા. તેની પાટે સંસારસમુદ્રમાં નૌકા સમાન શ્રી 'પ્રભવસ્વામી' (૩) થયા તેમના ચરણકમળને વિકસ્વર કરવામા

---

૧ વિનયવિજયે ૧૧મા સર્ગનો છેલ્લો શ્લોક આપીએ ઉપર તેનુ અવતરણ આપ્યું છે.—

विश्वाश्चर्यदकीर्तिकीर्तिविजयश्रीवाचकेन्द्रान्तिषद्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे, सर्गो निर्गलितार्थसार्थसुभगः पूर्णोऽयमेकादशः ॥

કેટલાક દાખલા જોવા લાયક છે

પૂર્ણઃ સુખેનાદિમ: 'પ્રથમ સર્ગ સુખે પૂરો થયો'

પૂર્ણઃ દ્વિતીયઃ સુખમ્ 'બીજો સર્ગ સારી રીતે પૂરો થયો'

[illegible] सर्गो निसर्गोज्ज्वलः । 'સ્વાભાવિક ઉજ્જ્વળ એવો આ અઠ્ઠાવીશમો સર્ગ પૂરો થયો'

આવી રીતે દરેક પ્રકરણની નીચે ચોથી પંક્તિમા જરૂરી ફેરફાર કરીને શ્લોક પૂરો કર્યો છે

આમ દરેક અંતિમ શ્લોકની પ્રથમની ત્રણ પંક્તિઓ એકસરખી જ છે જ્યારે ચોથી પંક્તિમા ઉપર જણાવ્યું તેવો ફેરફાર કર્યો છે

સૂર્યસમાન શ્રી 'શય્યંભવસૂરિ' (૪) થયા તે મનકના પિતા હતા. તેમની પાટે ઐરાવતેંદ્ર જેવા અને લોકમા પ્રસિદ્ધ યશવાળા શ્રી 'યશોભદ્રસૂરિ' (૫) થયા. તેની પાટરૂપ ભારને વહન કરવામા વૃષભ સમાન અને ગણધરોના શ્રેષ્ઠ એવા 'શ્રી સંભૂતિવિજયસૂરિ' અને 'શ્રી ભદ્રબાહુસૂરિ' (૬) લક્ષ્મીને ધારણ કરનારા થયા. તે બન્નેની પાટે 'શ્રી સ્થૂલભદ્રસૂરિ' (૭) ઉદય પામ્યા. ત્યારપછી 'શ્રી મહાગિરિ' અને 'શ્રી સુહસ્તિ' (૮) નામના ગુરુ (સૂરિ) થયા. તે બન્નેની પાટે 'શ્રીસુસ્થિત' અને 'સુપ્રતિબદ્ધ' (૯) નામના બન્ને ગણપતિઓ જગતમાં લક્ષ્મીને ધારણ કરનારા થયા. તેમના પટ્ટરૂપી ભૂષણના મણિ સમાન 'શ્રી ઇંદ્રદિન્ન' (૧૦) નામના ગુરુ થયા. તેના પટ્ટના અધિકારી 'શ્રીદિન્ન' (૧૧) નામના સૂરિ થયા તેની પાટે 'શ્રી સિંહગિરિ' (૧૨) નામના ગુરુ શોભતા હતા તેની પાટે 'શ્રી વજ્રગુરુ' સ્વામી (૧૩) થયા. તેના પટ્ટને 'શ્રી વજ્રસેન' ગુરુ (૧૪) ધારણ કરતા હતા તેને સ્થાને 'શ્રી ચંદ્ર' (૧૫) ગુરુ થયા તેના પટ્ટ ઉપર 'શ્રી સમંતભદ્ર' (૧૬) ગુરુ ઉન્નતિ કરનારા થયા તેના પટ્ટને 'શ્રી દેવસૂરિ' (૧૭) નામના ગુરુ ભજતા હતા ત્યારપછી 'શ્રી પ્રદ્યોતનસૂરિ' (૧૮) થયા તેને સ્થાને 'શ્રી માનદેવસૂરિ' (૧૯) થયા. તેના પટ્ટને ધારણ કરનાર 'શ્રી માનતુંગ' (૨૦) નામના ગુરુ થયા ત્યારપછી 'શ્રી વીર' (૨૧) નામના સૂરિ થયા ત્યારપછી 'શ્રી જયદેવસૂરિ' (૨૨) થયા ત્યારપછી 'શ્રી દેવાનંદસૂરિ' (૨૩) અને ત્યારપછી પૃથ્વી પર 'શ્રી વિક્રમ' (૨૪) નામના સૂરિ થયા. ત્યારપછી 'શ્રી નરસિંહ' (૨૫) નામે પ્રસિદ્ધ સૂરિ થયા. તેના પટ્ટના સ્વામી 'શ્રી સમુદ્ર' (૨૬) નામના સૂરિ થયા. તેને સ્થાને 'શ્રી માનદેવસૂરિ' (૨૭) અને ત્યારપછી 'શ્રી વિબુધપ્રભ' (૨૮) સૂરિ થયા તેના પટ્ટ ઉપર 'શ્રી જયાનંદસૂરિ' (૨૯) સૂરિલક્ષ્મીનુ પોષણ કરતા હતા. તેની પાટે 'શ્રી રવિપ્રભસૂરિ' (૩૦) થયા, તેની પાટના સ્વામી 'શ્રી યશોદેવ' (૩૧) મુનિરાજ થયા. ત્યારપછી 'શ્રી પ્રદ્યુમ્ન' (૩૨) નામના ગુરુ ઉદય પામ્યા. ત્યારપછી 'શ્રી માનદેવસૂરિ' (૩૩) થયા. ત્યારપછી 'શ્રી વિમલચંદ્ર' (૩૪) ગુરુ થયા ત્યારપછી 'શ્રી ઉદ્યોતન' (૩૫) નામના ગુરુ થયા. ત્યારપછી 'શ્રી સર્વદેવ' (૩૬) નામના મુનીંદ્ર થયા. ત્યારપછી 'શ્રી દેવસૂરિ' (૩૭) અને ત્યારપછી ફરીથી 'શ્રી સર્વદેવ' (૩૮) નામના બીજા સૂરિ થયા. ત્યારપછી આ ભૂતળને વિષે પ્રસિદ્ધ, જાણે કે નિરંતર ઉદય પામેલા નવીન સૂર્યચંદ્ર હોય એમ ઘણા ગુણવાળા 'શ્રી યશોભદ્ર' અને 'શ્રી નેમિચંદ્ર' (૩૯) નામના સૂરિરાજ થયા ત્યારપછી અદ્ભુત એવા 'શ્રી મુનિચંદ્ર' (૪૦) નામના મુનિ થયા ત્યારપછી તેના શિષ્યોને વિષે શ્રેષ્ઠ એવા 'શ્રી અજિતદેવ' (૪૧) અને તેના મુખ્ય શિષ્ય 'શ્રી દેવસૂરિ' નામના વાદી પૃથ્વીમાં પ્રસિદ્ધ થયા તેઓમાના શ્રી અજિતદેવગુરુને સ્થાને પૃથ્વી પર પ્રસિદ્ધ 'શ્રી વિજયસિંહસૂરિ' (૪૨) થયા ત્યારપછી તેના પટ્ટને ધારણ કરનારા, ગચ્છના ભારને વહન કરવામા ધુરંધર એવા બે સૂરિ થયા. તેમાં પહેલા 'શ્રી સોમપ્રભસૂરિ' શતાર્થી (એક ગાથાના સો અર્થ કરનાર) હતા અને બીજા 'શ્રી મણિરત્નસૂરિ' (૪૩) સત્પુરુષોના મણિ સમાન હતા ત્યારપછી શ્રી મણિરત્નસૂરિના પટ્ટ ઉપર

૪

મહિમાવાન 'શ્રી જગચ્ચંદ્ર' (૪૪) નામના મોટા સૂરિ થયા. તેમના 'શ્રી દેવેંદ્રસૂરિ' (૪૫) અને શ્રી વિજયચંદ્રસૂરિ એ બે મુખ્ય શિષ્યો થયા ત્યારપછી શ્રી દેવેંદ્રસૂરિના શિષ્ય શ્રી વિદ્યાનંદસૂરિ અને 'શ્રી ધર્મઘોષ' (૪૬) ગુરુ થયા. શ્રી ધર્મઘોષની પછી તેના શિષ્ય 'શ્રી સોમપ્રભસૂરિ' (૪૭) થયા તેને ચાર દિશામાં ઉત્પન્ન થયેલા મનુષ્યોનું રક્ષણ કરવા માટે યોદ્ધાઓની જેવા વિશુદ્ધ બોધ પામેલા ચાર શિષ્યો થયા: શ્રી વિમલપ્રભસૂરિ, પરમાનંદસૂરિ પદ્મતિલકસૂરીશ્વર અને 'શ્રી સોમતિલક' (૪૮) નામના ગુરુ થયા. એ ચારે શ્રી સોમપ્રભસૂરિના શિષ્ય હતા તે સોમતિલકસૂરિના ત્રણ શિષ્યો હતા. શ્રી ચંદ્રશેખરસૂરિ. શ્રી જયાનંદ નામના સૂરિરાજ અને પોતાના પટ્ટરૂપી સિંહાસન ઉપર રાજસમાન ત્રીજા શિષ્ય 'શ્રી દેવસુંદર' (૪૯) ગુરુ થયા ત્યારબાદ શ્રી દેવસુંદર ગુરુના પાંચ શિષ્યો થયા. શ્રી જ્ઞાનસાગર ગુરુ, દેદીપ્યમાન ગુણવાળા શ્રી કુલમંડનસૂરિ. મહાત્મા શ્રી ગુણરત્ન ગુરુ. શ્રી સોમસુંદર ગુરુ (૫૦) અને શ્રી સાધુરત્ન ગુરુ ત્યારબાદ શ્રી દેવસુંદર મુનીશ્વરની પાટે શ્રી સોમસુંદર ગુરુ હતા. તેને પણ પાંચ શિષ્યો હતા. તેમાં પોતાના પટ્ટરૂપી ગગનાંગણમાં સૂર્યસમાન મુખ્ય શિષ્ય 'શ્રી મુનિસુંદર' (૫૧) નામના ગણધર થયા બીજા શ્રી જયચંદ્રસૂરિ ત્રીજા શ્રી ભુવનસુંદર નામના. ચોથા શ્રી જિનસુંદરસૂરિ અને પાંચમા શ્રી જિનકીર્તિસૂરીંદ્ર થયા. ત્યારપછી શ્રી મુનિસુંદરસૂરિના પટ્ટ ઉપર સૂર્યસમાન શ્રી રત્નશેખર (૫૨) નામના ગુરુ થયા. તેમના પટ્ટને ધારણ કરનાર અને રાજાઓને પણ પૂજ્ય 'લક્ષ્મી' શબ્દ વડે યુક્ત 'સાગર' એટલે 'શ્રી લક્ષ્મીસાગર' (૫૩) સૂરિ થયા ત્યારપછી તેના પટ્ટને ધારણ કરનાર અને સાધુઓના ગુરુ 'શ્રી સુમતિ' (૫૪) નામના પ્રભુ પ્રભાને વહન કરતા હતા તેના પટ્ટને મોટા ગુણના ઉદયવાળા 'હેમ' શબ્દ સહિત 'વિમળ' એટલે 'શ્રી હેમવિમળસૂરિ (૫૫) દીપાવવા લાગ્યા તેની પાટે ઉગ્ર તપવાળા. વૈરાગ્યવ્રતમાં અગ્રેસર અને ભવ્યોનો ઉપકાર કરવામાં તત્પર એવા 'શ્રી આનંદવિમળ' (૫૬) નામના ગણધર થયા તેમણે સંવત્ ૧૫૮૨મે વર્ષે ક્રિયાઉદ્ધાર કરીને જિનશાસનના શિખર ઉપર પતાકાની જેમ કીર્તિને ફેલાવી હતી. પદ્મ એટલે કમળનો અને બીજા અર્થમાં પદ્મા એટલે જ્ઞાનાદિક લક્ષ્મીનો ઉલ્લાસ કરતા. નિર્મળ માર્ગવાળા અને પાપરૂપી પંકથી રહિત એવા એ આનંદવિમળ નામના ગુરુ ચંદ્રની જેમ મનોહર દીપતા હતા. શરદઋતુની જેમ મનોહર કાંતિવાળા તેમણે પ્રમાદરૂપ વાદળથી ઢંકાયેલા અને તેને લઈને મંદ કિરણવાળા ચારિત્રરૂપી સૂર્યને દેદીપ્યમાન કર્યો હતો ત્યારપછી તેમની પાટે તપગચ્છમાં અધિક ભાગ્યના નિધિ સમાન, શ્રુતના સાગર સમાન સારા વિધાનને વૃદ્ધિ પમાડનાર ચંદ્ર જેવા ઉજ્જ્વળ યશવાળા અને જૈનધર્મધુરંધર 'શ્રી વિજયદાનસૂરિ' (૫૭) નામના ગુરુ કાંતિને ધારણ કરતા હતા. તેમની પાટે વિજય વડે ઉલ્લાસ પામતા 'શ્રી હીરવિજય' (૫૮) નામના ગુરુ થયા. તેમનો મહિમા આ કલિયુગમાં પણ દેવોએ વિસ્તાર્યો હતો. તેમના વચનથી મ્લેચ્છના સ્વામી અકબર બાદશાહ પણ બોધ પામ્યા હતા, તથા દયા અને દાનમાં ઉદાર એવા તેઓએ આખી પૃથ્વીને અરિહંતના ધર્મમય કરી હતી ત્યારપછી તેમની પાટે ધીર એવા 'શ્રી વિજયસેન' (૫૯) સૂરિરાજે

તપગચ્છરૂપી રાજ્યની ધુરાને ધારણ કરી. તેમને અકબર બાદશાહની સમક્ષ મોટા વાદીઓના સમૂહે આપેલી જયલક્ષ્મી વરી હતી તેમની પાટે મુકુટના મણિની જેમ જેની કીર્તિરૂપી કાંતિનો પ્રતાપ દેદીપ્યમાન હતો, જેની મોટી તપલક્ષ્મી વિસ્તાર પામી હતી એવા અને શુદ્ધ બુદ્ધિવાળા ગૌતમ ગણધરની પ્રકૃતિરૂપ, અતિ દક્ષ અને જ ગમ કલ્પવૃક્ષ જેવા 'શ્રી વિજયદેવ' (૬૦) નામના સૂરિ થયા. તે વિજયદેવસૂરિએ પોતાની પાટે સ્થાપન કરેલા સૂરિ 'શ્રી વિજયસિંહ' (૬૧) નામના સુગુરુ દીપકની પેઠે પોતાના તેજ વડે જગતને દીપાવવા લાગ્યા તેઓ પૃથ્વી પર ભવ્યજનોના સમૂહને પ્રતિબોધ કરીને પોતાના ગુરુ વિદ્યમાન હોવા છતા દેવોને પ્રતિબોધ કરવા માટે અમારા પ્રેમનો ત્યાગ કરીરે સ્વર્ગને પ્રાપ્ત થયા. ત્યારપછી હમણા શ્રી વિજયદેવ નામના તપગચ્છના સ્વામીએ પોતાની પાટના સ્વામી તરીકે સ્થાપન કરેલા, મોટા ગુણસમૂહને ધારણ કરનારા અને મોટા ભાગ્યના સ્થાનરૂપ 'શ્રી વિજયપ્રભ' (૬૨) નામના ગણધર વિજય પામે છે ”

આ લખાણ ટાંચણ આપણા ચારિત્રનાયક શ્રી વિનયવિજય ઉપાધ્યાયનુ પોતાનુ લખેલ છે સદર પ્રશસ્તિ લોકપ્રકાશ નામના ગ્રથને છેડે સવત્ ૧૭૦૮ના વૈશાખ શુદિ પાચમને રોજ જૂનાગઢમા લખી છે એમ લેખકશ્રી પોતે જ સદર પ્રશસ્તિને છેડે લખે છે. એટલે સવત્ ૧૭૦૮મા શ્રી તપગચ્છના નાયક શ્રી વિજયસિહસૂરિ હતા એમ નિશ્ચિત થાય છે. વિજયપ્રભસૂરિને આચાર્યપદ મળ્યુ નહોતુ તે આગળ જોવામા આવશે. તેઓ તપગચ્છની બાસઠમી પાટે થયા તે ઉપર જણાવેલા આકડાઓ પરથી જણાય છે. આ સબધમા થોડી ગેરસમજૂતી જણાય છે વિજયસિહસૂરિનુ સ્વર્ગગમન સ. ૧૭૦૯ના અષાડ શુદિ ૨ ને દિવસે છે, એમ છતા આ લોકપ્રકાશ ગ્રથ સ ૧૭૦૮મા વૈશાખ શુદિ ૫ ને રોજ પૂરો થયો છે, તેમાં વિજયપ્રભસૂરિનુ નામ કેવી રીતે આવી શકે તે સમજવુ મુશ્કેલ છે શ્રી વિજયપ્રભનુ આચાર્યપદ ગાંધારમા સં ૧૭૧૦માં થયુ છે. આ બાબત વધારે તપાસ કરવા યોગ્ય છે. શ્રી વિનયવિજય ઉપાધ્યાયનો બાકીનો સમય વિજયપ્રભસૂરિના સમયમા પૂરો થાય છે તેથી અત્યારે આપણે જે સમયનો વિચાર કરીએ છીએ તે વિજયપ્રભસૂરિનો સમય છે તે ધ્યાનમા રાખવુ આ સબધી વધારે વિગત છેવટના વિભાગમા આપી છે

**જીવનસમય—**

શ્રી વિનયવિજય ઉપાધ્યાયનો જન્મ કઈ સાલમાં થયો તેને માટે કોઈ પ્રકારની માહિતી મળી શકતી નથી. તેમના સ્વર્ગગમનનો સમય બરાબર મળી આવે છે, તે માટે આપણે શ્રી શ્રીપાળરાસની પ્રશસ્તિ જોઈએ ચોક્કસ તારીખ હજુ સુધી પ્રાપ્ત થઈ શકી નથી આ પ્રશસ્તિને અગે થોડો ઉલ્લેખ કરવાની જરૂર છે સવત્ ૧૭૩૮મા 'રાંદેર' શહેરે (સૂરતની બાજુમા) શ્રી વિનયવિજય ઉપાધ્યાયે ચાતુર્માસ કર્યું હતુ. ત્યા તેમણે 'શ્રીપાળરાસ'ની શરૂઆત સંઘના આગ્રહથી કરી રાસના ત્રણ ખડ પૂરા કર્યા અને ચોથા ખડનો થોડો ભાગ

રચાયાં બાદ તેઓનું સ્વર્ગગમન થયુ. ત્યારપછીનું રાસરચનાનુ કામ શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયે પૂર્ણ કર્યું. એ હકીકત સદર રાસની નીચેની 'પ્રશસ્તિ'માં ઉપાધ્યાય શ્રીમદ્યશો-વિજયજીએ પોતાને હાથે લખી છે તેથી તે પુરાવા તરીકે ઘણી મહત્ત્વની વાત છે. પ્રશસ્તિ નીચે પ્રમાણે :—

'તપગચ્છ'નંદન સુરતરુ પ્રગટ્યા, 'હીરવિજય' ગુરુરાયા જી,
અકબરશાહે જસ ઉપદેશે, પડહ અમારિ વજાયા જી. ૧
હેમસૂરિ શાસન મુદ્રાએ, હેમ સમાન કહાયા જી,
જયો હીરો જે પ્રભુ હોતા, શાસન સોહ ચઢાયા જી. ૨
તાસ પટે પૂર્વાચલ ઉદયો, દિનકર તુલ્ય પ્રતાપી જી,
ગંગાજળ નિર્મળ જશની રતિ, સઘળે જગમાહી વ્યાપી જી. ૩
શાહ સભામાંહે વાદ કરીને, જિનમત થિરતા થાપી જી,
બહુ આદર જસ શાહે દીધો, બિરુદ સવાઈ આપીજી ૪
'શ્રી વિજયસેનસૂરિ' તસ પટધર. ઉદ્યા બહુ ગુણવંતા જી,
જાસ નામ દશદિશિ છે ચાવું, જે મહિમાએ મહતા જી ૫
'શ્રી વિજયપ્રભ' તસ પટધારી, સૂર પ્રતાપે છાજે જી,
એહ રાસની રચના કીધી, સુંદર તેહને રાજ્યે જી. ૬
સૂરિ હીરગુરુની કીરતી 'કીર્તિવિજય' ઉવજ્ઝાયા જી;
શિષ્ય તાસ શ્રી 'વિનયવિજય વર, વાચક' સુગુણ સોહાયા જી. ૭
વિદ્યા વિનય વિવેક વિચક્ષણ, લક્ષણ લક્ષિત દેહા જી,
સોભાગી ગીતારથ સારથ, સંગત સખર સનેહા જી. ૮
સંવત 'સત્તર અડત્રીશ વરષે, રહી 'રાદેર' ચોમાસે જી,
સંઘતણા આગ્રહથી માંડ્યો, રાસ અધિક ઉલ્લાસે જી. ૯
'સાર્ધસપ્તશત ગાથા' વિરચી, પહોતા તે સુરલોકે જી,
તેના ગુણ ગાવે છે ગોરી, મિલી મિલી થોકે થોકે જી ૧૦
તાસ વિશ્વાસભાજન તસ પૂરણ, પ્રેમ પવિત્ર કહાયા જી,
શ્રી 'નયવિજય' વિબુધપયસેવક, 'સુજસવિજય ઉવજ્ઝાયા'જી. ૧૧
ભાગ થાકતો પૂરણ કીધો, તાસ વચન સંકેતે જી,
તેણે વળી સમકિતદૃષ્ટિ જે નર, તેહ તણે હિતહેતે જી ૧૨
જે ભાવે એ ભણશે ગુણશે, તસ ઘર મંગળમાળા જી,
બંધુર સિંધુર સુંદર મંદિર, મણિમય ઝાકઝમાળજી. ૧૩
દેહ સબળ સસનેહ પરિચ્છદ, રંગ અભંગ રસાળા જી,
અનુક્રમે તેહ મહોદય પદવી. લહેશે જ્ઞાન વિશાળજી. ૧૪

આ પ્રશસ્તિ પરથી જણાય છે કે સવત્ ૧૭૩૮મા શ્રી વિનયવિજય ઉપાધ્યાયે ‘રાંદેર’મા ચોમાસુ કર્યું હતું આ રાસની પ્રશસ્તિ પર વધારે વિવેચન આગળ જતાં થશે. અહી તે પરથી આપણે સમજી શકીએ છીએ કે તેઓ સવત્ ૧૭૩૮ના ચાતુર્માસ દરમ્યાન કાળધર્મ પામ્યા આ રીતે તેઓના સ્વર્ગગમનનો સમય નિર્ણીત થાય છે.

તેઓશ્રીનો જન્મસમય નક્કી થઇ શકે તેવુ કોઇ પણ સાધન મળી શકયુ નથી હવે પછી તેમની કૃતિઓ પર વિવેચન આવશે તે પરથી માલૂમ પડશે કે તેઓએ શ્રી કલ્પસૂત્ર પરની સુબોધિકા ટીકા સવત્ ૧૬૯૬ ની સાલમા જેઠ શુદ્દિ ૨, ગુરુવારે પૂરી કરી હતી સદર ટીકાની કૃતિ જોતાં તે વખતે તેમનુ વય ૩૫ વર્ષનું ઓછામા ઓછુ હોવું સભવે, તો તે રીતે વિચારતા તેઓશ્રીનો જન્મ સવત્ ૧૬૬૧ લગભગ ગણાય તેમની કૃતિઓ વગેરેનો વિચાર કરતા હું તેમનો સમય સવત્ ૧૬૬૦ થી ૧૭૩૮ સુધી મૂકુ છુ જન્મસમય માત્ર અનુમાનથી મૂક્યો છે, તેમાં પાચ–દશ વર્ષ વધારે–ઓછા બન્ને બાજુએ હોય. સ્વર્ગગમન–સમય તો નક્કી જ છે તારીખ મળી શકતી નથી આ ઉપરથી શ્રી વિનયવિજય મહારાજનો સમય આપણે વિક્રમની સત્તરમી સદીનો ઉત્તરાર્ધ અને અઢારમી સદીનો પૂર્વાર્ધ ગણી શકીએ અગ્રેજી સાલ ઈ સ ૧૬૦૪ થી ૧૬૮૨ આવે એટલે આખી ઇસ્વીસનની સત્તરમી સદીનો ઇતિહાસ તેઓશ્રીને સ્પર્શે છે.

ગુરુપરપરા—

શ્રી વિનયવિજયજીએ તપગચ્છમા દીક્ષા લીધી તે વખતના અરસામા તેમની ગુરુપરપરા કેવા પ્રકારની હશે તે વિચારવુ પ્રાસગિક છે. વિક્રમની સત્તરમી શતાબ્દિમા જૈનધર્મને અપનાવનાર અનેક મહાપુરુષો થયા છે તેઓએ પોતાની પ્રતિભા અને સાહિત્યશક્તિથી જેમ જ્ઞાનના ક્ષેત્રમા સુદર કાર્ય કર્યું છે તેમ જ વિશુદ્ધ ચારિત્રથી અને મજબૂત સ્વાત્માકુશથી જૈનશાસનને દીપાવ્યુ છે આપણે શ્રી વિનયવિજય ઉપાધ્યાયની ગુરુપરપરા જરા જોઇ જઇએ. એટલે આખી સત્તરમી સદીનો સહેજ ખ્યાલ આવે

સત્તરમી સદી પર શ્રી વિજયહીરસૂરિની છાયા જરૂર પડી હોય એમ જૈન સમાજનો તે કાળનો ઇતિહાસ વાંચતા લાગ્યા વગર રહે તેમ નથી તેમનો જન્મ તો સોળમી સદીમા સવત્ ૧૫૮૩માં થયો અને તેમની દીક્ષા સવત્ ૧૫૯૬માં થઈ પણ તેમનો સર્વ વિકાસ સત્તરમી સદીમા થયો નાડુલાઇમા તેમને પડિતપદ ૧૬૦૭મા આપવામા આવ્યુ અને બીજે જ વર્ષે સંવત્ ૧૬૦૮મા ઉપાધ્યાયપદ મળ્યુ શિરોહીમા આચાર્યપદ ૧૬૧૦મા આપ્યુ એ હીર-વિજયસૂરિ તપગચ્છમા ૫૮મી પાટે થયા તે વાત ઉપર ટાકેલ લોકપ્રકાશ ગ્રથની પ્રશસ્તિમા જોઇ ગયા. શ્રી હીરવિજયસૂરિ ઉગ્ર પ્રારબ્ધી અને ક્રિયાપાત્ર તથા વિદ્વાન હતા શ્રી ‘હીરસૌભાગ્ય’ કાવ્ય તથા શ્રી ‘વિજયપ્રશસ્તિ’ કાવ્ય વગેરે જોતા તેઓની તપગચ્છમા આમ્નાય અચળ હતી

એમ જણાય છે અકબર પાદશાહના આમંત્રણથી ગાંધારથી વિહાર કરી તેઓ ફત્તેપુર સિકરીમાં પાદશાહને સં. ૧૬૩૯મા મળ્યા અને ત્યા તેમણે બાદશાહ સમક્ષ જૈન ધર્મના સ્વરૂપનુ પ્રતિપાદન કર્યું પાદશાહની તેમના તરફ પસંદગી સારી થઇ. તેમણે પાદશાહનો ચાહ પણ મેળવ્યો અને પાદશાહે તેમને 'જગદ્‌ગુરુ'નુ બિરુદ સં. ૧૬૪૦મા આપ્યુ. તેઓશ્રીનુ સ્વર્ગગમન સં. ૧૬૫૨મા 'ઉના' (સોરઠ) ગામે થયુ

આ પ્રતાપી આચાર્યની અસર આખી સદી પર થઇ છે. તેમણે સાધુઓના શિસ્ત માટે ખૂબ વિચાર કર્યા જણાય છે અને 'ધર્મસાગર' જેવી પ્રબળ વ્યક્તિને પણ પોતે અંકુશમાં રાખી શક્યા છે એ તેમનુ આત્મતેજ બતાવે છે

તેમના ગુરુ 'વિજયદાનસૂરિ' ૧૬૨૧મા સ્વર્ગે જતા તેમના પર તપગચ્છની સર્વ જવાબદારીઓ આવી. એ જવાબદારી તેઓએ કેટલી બાહોશીથી ઉપાડી લીધી તે શ્રી હીરસૌભાગ્યાદિ ગ્રંથોથી જોઇ શકાય છે તેમના શિષ્ય 'વિજયસેનસૂરિ'ને આચાર્યપદ સંવત્ ૧૬૨૮મા આપ્યું. શ્રી વિજયસેનસૂરિનુ સ્વર્ગગમન સંવત્ ૧૬૭૨મા થયુ એ તપગચ્છની ૫૯મી પાટે થયા આ બન્ને આચાર્યોનો શાસ્ત્રબોધ એટલો સારો હતો કે આજે પણ તેમના લખેલા 'હીરપ્રશ્ન' અને 'સેનપ્રશ્ન' ખૂબ આધારભૂત ગણાય છે એમા શિષ્યો કે શ્રાવકોએ જે શંકાઓ પૂછી તેના તે આચાર્યોએ જવાબ આપ્યા છે, પણ એ પ્રશ્નો વિચારતા તે યુગમા કેવા સવાલો થતા હતા, લોકોની તત્ત્વરુચિ અને ક્રિયારુચિ કેવી હતી, લોકો ક્રિયામાર્ગ તરફ કેટલુ વલણ ધરાવતા હતા વગેરે અનેક બાબતો પર અજવાળુ પડે તેમ છે.

શ્રી વિજયસેનસૂરિના શિષ્ય 'શાંતિચંદ્ર'ને ઉપાધ્યાયપદ સંવત્ ૧૬૪૦માં પ્રાપ્ત થયુ 'ભાનુચંદ્ર'ને ઉપાધ્યાયપદ સંવત્ ૧૬૪૮મા પ્રાપ્ત થયુ શિષ્ય સિદ્ધિચંદ્રે 'કાદંબરી' ઉપર સરળ ટીકા રચી છે.

આ યુગમા સાહિત્યસેવા ઠીક થઈ જણાય છે, પણ શ્રી વિજયસેનસૂરિના સ્વર્ગગમન પછી તપગચ્છમા અંદર-અંદરની ખટપટ ખૂબ થઈ 'શ્રી વિજયસેનસૂરિ'ના શિષ્ય અને તે સમયના તપગચ્છનાયક શ્રી 'વિજયદેવસૂરિ'એ તે સમયમાં ઉદ્‌ભવેલા સાગરગચ્છનો શરૂઆતમા પક્ષ કર્યો. એ વાત તે સમયના બીજા સાધુઓને પસંદ ન પડી, એટલે શ્રી સોમવિજય, ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્રે મળી તપગચ્છના આચાર્યપદ પર રામવિજયની સ્થાપના કરી અને તેમનુ 'વિજયતિલકસૂરિ' નામાભિધાન કર્યું.

પણ બન્યુ એવુ કે વિજયતિલકસૂરિ તો આચાર્યપદ પર આવ્યા પછી તુરત જ કાળ કરી ગયા. એટલે તેમના સ્થાન પર તપગચ્છની પાટે 'વિજયઆનંદસૂરિ'ની સ્થાપના સં ૧૬૭૬મા કરવામા આવી આ રીતે તપગચ્છમા એકી વખતે બે આચાર્ય થયા 'વિજયદેવસૂરિ' અને 'વિજયઆનંદસૂરિ'

ત્યારપછી બન્ને આચાર્યો વચ્ચે મેળ ૧૬૮૧માં થયો, પણ અંતે વિષમ સ્થિતિ થઈ અને એક ગચ્છના બે ભાગલા પડી ગયા વિજયદેવસૂરિને અનુસરનારા 'દેવસૂર'ના નામથી ઓળખાવા લાગ્યા અને વિજયઆનંદસૂરિને અનુસરનારા 'આનંદસૂર' અથવા 'અણસૂર'ના નામથી ઓળખાવા લાગ્યા. એક બાપના બન્ને દીકરા હોવા છતા મતભેદ રહ્યો અને મમત્વ થયો. એ અરસામા જે પરિસ્થિતિ થઈ, કચવાટ શરૂ થયા અને સઘમા ભિન્નતા થઈ તેની અસર અત્યાર સુધી ચાલે છે. અવિચ્છિન્ન ધારા તૂટી ગઈ અને સઘમા સમાજહિતના સવાલોની ચર્ચાને બદલે અંગત ગર્ચા, કરેલ કાર્યની ટીકા અને ઢગધડા વગરની વિચારોની કાપાકાપી શરૂ થઈ તપગચ્છની થયેલી આ દશાનો ત્યારપછી અનિષ્ટ ફેજ થયો. સમાજે યુદ્ધક્ષેત્રનુ રૂપ લીધુ અને વાડા-બધી વધતી જ ચાલી ને તે હજુ પણ વધતી જ જાય છે તે યુગનો ઇતિહાસ સમજવા માટે આ આખી પરિસ્થિતિ ધ્યાનમાં રાખવા લાયક છે.

એ મહાપ્રભાવશાળી આચાર્ય શ્રી હીરવિજય પાસે 'શ્રી કીર્તિવિજય'ની દીક્ષા સ. ૧૬૩૧મા અમદાવાદમા થઈ તે વખતે કુલ ૧૮ જણને દીક્ષા આપવામા આવી શ્રી કીર્તિવિજય સાથેના દીક્ષિતમા એક ધનવિજયનુ નામ આવે છે તેમણે શ્રી મુનિસુંદરસૂરિકૃત શ્રી અધ્યાત્મકલ્પદ્રુમ પર ટીકા રચી છે તે ઉપલબ્ધ છે. આ કીર્તિવિજય સાથે તે જ દિવસે સોમવિજયે દીક્ષા લીધી. તે સોમવિજય અને કીર્તિવિજય સંસારીપણે સગા ભાઈઓ હતા એમ શ્રી શાતસુધારસની પ્રશસ્તિ પરથી જણાય છે. (જુઓ પૃ. ૪૯૫) આ કીર્તિવિજયની પાસે આપણા ગ્રથના કર્તા શ્રી વિનયવિજયની દીક્ષા થઈ કઈ સાલમા અને કેટલી વયે દીક્ષા થઈ તેની કશી વિગત કોઇ પણ સ્થળેથી મળી શકી નથી

શ્રીવિજયદેવસૂરિ(૬૦)ની પાટે શ્રી વિજયસિહસૂરિ આવ્યા તેઓ ૬૧મા પટ્ટધર થયા, પણ ગુરુની હયાતીમા કાળ કરી ગયા (સ ૧૭૧૦) તેમની પાટે ૬૨મા પટ્ટધર શ્રી વિજયપ્રભસૂરિ આવ્યા તેમના રાજ્યમા આ ગ્રથ થયો તે પ્રશસ્તિ પરથી જણાય છે. કેટલાક વિજયપ્રભસૂરિને ૬૧મી પાટે પણ ગણે છે આ સમયનો ઇતિહાસ તથા સમકાલીનોની હકીકત આગળ ઉપર આવશે. અત્ર તો ગુરુપરપરા બતાવવા પૂરતો આટલો ઉલ્લેખ કર્યો છે

**જીવનચર્યા—**

શ્રી વિનયવિજય ઉપાધ્યાયની જીવનચર્યાના સબધમા કાઈ પણ હકીકત ઉપલબ્ધ થતી નથી તેમના કોઈ શિષ્યે તેમનો રાસ પણ લખ્યો નથી, એટલે એમના જીવન સબધી હકીકત માત્ર અનુમાન ઉપરથી અને તેમના લેખો ઉપરથી તારવવી પડે તેમ છે, તે સિવાય કાઈ પણ હકીકત મળી શકી નથી એમના સબધમા લોકવાતો ચાલે છે તે વાતોનો સક્ષિપ્ત નિર્દેશ કરી તેની શક્યાશક્યતા વિચારી જઈએ—

(૧)

એક લોકકથા નીચે પ્રમાણે છે—

શ્રી 'વિનયવિજય' અને 'યશોવિજય,' જેઓ આગળ જતાં બને 'ઉપાધ્યાય' થયા હતા તેમના સબધમા એક એવી વાર્તા ચાલે છે કે એ બને કાશીએ જઈ ગુપ્તવેશે રહ્યા. સાધુપણાના વસ્ત્રો દૂર કર્યા અને તેમણે 'વિનુલાલ' અને 'જસુલાલ'નાં નામ ધારણ કરી બ્રાહ્મણ પડિત પાસે રહી બાર વર્ષ સુધી ન્યાયનો અભ્યાસ કર્યો ગુરુ એમના અભ્યાસથી રાજી હતા, પણ એક ન્યાયનો વિશિષ્ટ ગ્રથ ગુરુ પોતાના કુળના પુત્રો સિવાય અન્ય કોઈને બતાવતા નહિ જસુલાલને આ હકીકતની ખબર પડી હતી. એક વખત ગુરુ તે ગ્રંથનો અભ્યાસ પોતાના પુત્રને કરાવતા હતા અમુક કોટિ લગાવતા હતા ત્યારે જસુલાલે એને બીજી રીતે બરાબર લગાવી ગુરુને એનાં જ્ઞાન અને બુદ્ધિની તીવ્રતા માટે માન થયુ. એણે જણાવ્યું કે સદર ગ્રથ તેઓ માત્ર એક વાર જસુલાલ અને વિનુલાલ પાસે વાંચી જશે જસુલાલને આનદ થયો એ ગ્રથ ૧૨૦૦ ગાથાનો હતો એણે વિનુલાલને કહ્યું કે–ગુરુ બીજે દિવસે આપણી પાસે એ ગ્રથ વાંચે ત્યારે તેના પ્રથમના ૭૦૦ શ્લોક પોતે મ્હોઢે રાખી લેશે અને છેવટના ૫૦૦ શ્લોકો વિનુલાલે યાદ રાખવા. એ પ્રમાણે થયુ. ગુરુએ બીજે દિવસે સદર ગ્રથ એક વાર બને શિષ્યો પાસે વાચ્યો જસુલાલે ૭૦૦ શ્લોકો યાદ રાખી લખી નાખ્યા અને બાકીના ૫૦૦ શ્લોક વિનુલાલે લખી નાખ્યા. ગુરુને લખેલી પ્રતિ બતાવી ત્યારે ગુરુમહારાજને પોતાના બન્ને શિષ્યોની યાદશક્તિ માટે સાનદાશ્ચર્ય થયુ ગુરુએ કહ્યુ 'તમે બ્રાહ્મણ ન હોઈ શકો ' તે વખતે વિનુલાલ અને જસુલાલે પોતાની મૂળ હકીકત અને પોતે બન્ને જૈન હોવાપણાની વાત ગુરુને જણાવી દીધી ગુરુ મહારાજને આનદ થયો શિષ્યોએ કહ્યું કે કોઇ વાર અડચણ આવે તો ગુજરાતમા પધારજો અને ત્યા યશોવિજય અને વિનયવિજયને પૃછશો તો ગુજરાતમા કોઇ ઠેકાણે તેમનો પત્તો લાગ્યા વગર નહિ રહે. ગુરુએ અભ્યાસ પૂર્ણ થયેલો જાહેર કરી બન્ને શિષ્યોને રજા આપી. શિષ્યો સાધુના કપડા પહેરી ગુજરાતમા આવ્યા.

આ હકીકતમા ક્વચિત્ એમ પણ સભળાય છે કે ગુરુએ એક રાત્રિ એ ગ્રથ વાંચવા આપ્યો. એક રાત્રિમાં ૭૦૦ શ્લોક અને ૫૦૦ શ્લોક અનુક્રમે જસુલાલ અને વિનુલાલે યાદ કરી લીધા

આ હકીકત કેટલે અશે બનવાજોગ છે તે પર વિચાર કરીએ. સદર હકીકતમા જસુલાલ અને વિનુલાલ બાર વર્ષ કાશીમાં રહ્યા અને તેમણે ત્યા બ્રાહ્મણ પડિત પાસે અભ્યાસ કર્યો એમ જણાવવામા આવે છે એ વાત બનવાજોગ લાગતી નથી તેના કારણો નીચે પ્રમાણે છે:

(૧) શ્રી વિનયવિજય ઉપાધ્યાયે જે કૃતિઓ કરી છે તેની તિથિઓ વિચારતા તેઓ બાર વર્ષ કાશીમા રહી શક્યા હોય તે વાત બનવાજોગ નથી.

(૨) શ્રી વિનયવિજય ઉપાધ્યાયના પોતાના કહેવા પ્રમાણે શ્રી લોકપ્રકાશ ગ્રંથ સંવત્ ૧૭૦૭મા પૂરો થયો એ ગ્રંથ સમગ્ર જૈન શાસ્ત્રના સાર જેવો હોઈ અને તેમા લગભગ બારસે ઉપરાત શહાદતો અનેક શાસ્ત્રગ્રંથોની હોઇ એની તૈયારીમા જે સમય જાય તે જોતા સંવત્ ૧૭૦૦ થી ૧૭૦૭ સુધીમા તો શ્રી વિનયવિજય કાશી જઈ શકે તેવુ જણાતું નથી.

(૩) 'સુજશવેલીભાસ'મા જણાવ્યા પ્રમાણે યશોવિજય ઉપાધ્યાયના ગુરુ નયવિજય અમદાવાદમા સં. ૧૬૯૯ મા ચાતુર્માસ રહ્યા ત્યા શેઠ ધનજી સૂરાની વિજ્ઞપ્તિથી કાશી જવાનો નિર્ણય કર્યો. ગુરુ સાથે ગયા કાશીમા ત્રણ વર્ષ રહ્યા અને ચાર વર્ષ આગ્રે રહ્યા. એ હિસાબે સંવત્ ૧૭૦૦ થી ૧૭૦૭ સુધી ઉપાધ્યાયજીનો અભ્યાસકાળ ગણાય. એ રીતે વિચારતા કાશીમા બાર વર્ષ અભ્યાસની વાત અસંગત બને છે

(૪) એમા યશોવિજયના ગુરુ શ્રી 'નયવિજય'ના નામને કોઇએ 'વિનયવિજય'ના નામ સાથે સેળભેળ કરી દીધુ જણાય છે નામમાં એટલુ બધુ સામ્ય છે કે એકવાર ગફલતી થઈ તો તે ચાલુ થઈ જાય તેવો પૂરતો સંભવ છે વર્તમાન કિસ્સામાં તેમ થયુ હોય એમ વધારે લાગે છે.

(૫) શ્રી યશોવિજય ઉપાધ્યાયની કૃતિઓ અને વિનયવિજયજીની કૃતિઓ જોતાં બન્નેના અભ્યાસના ક્ષેત્રો તદ્દન જુદા જણાય છે. યશોવિજયમા ન્યાય તરવરે છે ત્યારે વિનયવિજયમાં આગમજ્ઞાનની માત્રા વધારે પડતી દેખાય છે 'લોકપ્રકાશ'ના લખનારને એક બાજુ રાખીએ અને 'ન્યાયખંડખાદ્ય' જેવા તાર્કિક ગ્રંથને સામે રાખીએ ત્યારે અભ્યાસની વિવિધતા તરવરી આવ્યા વગર રહે તેમ નથી એકસરખા રસવાળાને સહાધ્યાયી તરીકેનો સંબંધ બને એકસાથે અભ્યાસ કરનારના રસાસ્વાદમા આટલો બધો ફરક ન સંભવે

આખો ઇતિહાસ વિચારતાં શ્રી વિનયવિજય અને યશોવિજય અભ્યાસ કરવા કાશી સાથે ગયા હોય એ વાત સંભવિત લાગતી નથી અને સુજસવેલીભાસ લબ્ધ થયા પછી તો એ સહયોગની સંભવિતતા લગભગ ન માનવાના નિર્ણય સુધી પહોચી ગઈ જણાય છે સુજસવેલીભાસ વગેરે બાબતો પર આગળ વિવેચન આવશે ત્યા પણ આ વાત સુસ્પષ્ટ થઈ જશે

## ( ૨ )

એક બીજી દંતકથા શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈ 'નયકર્ણિકા'ના ઉપોદ્ઘાત-(પૃ. ૪૦-૧)માં નીચેના શબ્દોમાં રજૂ કરે છે.

"એક સમયે શ્રી વિનયવિજયજીનુ ચોમાસુ ખભાતમાં થયુ. ખંભાત બદર આ સમયમાં વ્યાપારની બાબતમાં અગ્રસ્થાન ધરાવતુ હતુ. શ્રાવકો પૈસેટકે બહુ સુખી હતા અને તેની સાથે જિનેશ્વર પ્રત્યે ભક્તિવાળા અને ગુરુ પ્રત્યે વિનયવાળા હતા આ વખતે ત્યાં બ્રાહ્મણ પડિતોનુ જોર હતુ શ્રી વિનયવિજયજી સવારના વ્યાખ્યાન આપવાનું શરૂ કરતા ત્યારે બ્રાહ્મણ પંડિતો હમેશા આવી શાસ્ત્રાર્થ અને વાદવિવાદ ચલાવતા. આથી ઉપાધ્યાય વ્યાખ્યાન કરી શકતા નહિ અને શ્રાવકો કઇ શ્રવણ કરી શકતા નહિ તેથી નિરાશ થતાં. શ્રી વિનયવિજયજીને લાગ્યુ કે બ્રાહ્મણો નિરર્થક કટાળો આપે છે અને પોતાનુ ઉપદેશનુ કાર્ય થઈ શકતુ નથી, તેથી તેમણે શ્રીમદ્ યશોવિજયજીને આનો પ્રતિકાર કરવા અર્થે બોલાવ્યા. શ્રીમદ્ આવ્યા અને એક સરસ યુક્તિ શોધી કાઢી તેઓશ્રીએ એક શ્લોક એવો રચ્યો કે તેમા ઓષ્ઠસ્થાની અક્ષરો પ. ફ, બ, ભ, મ લગભગ ચાલ્યા જ આવે આ શ્લોક ઉપાશ્રયના દ્વાર ઉપર ચોટાડયો અને તેની નીચે એ ભાવાર્થની સૂચના કરી કે 'જે કોઈ શાસ્ત્રાર્થ કે વાદવિવાદ કરવા ઇચ્છતો હોય તે જો ઉપરનો શ્લોક પોતાના બે હોઠો એક બીજાને અડાડયા વગર બોલી શકે તો જ ઉપાશ્રયના દ્વારની અદર આવી શકે અને શાસ્ત્રાર્થ કરી શકે. હોઠ એક-બીજા શ્લોક બોલતી વખતે અડયા નથી તેની પરીક્ષા એ જ કે નીચેના હોઠને સિદૂર લગાડી તે શ્લોક બોલવો અને તે બોલતા ઉપલા હોઠને સિંદૂર ન લાગવો જોઇએ' સવાર પડતા વ્યાખ્યાન શરૂ થયુ અને બ્રાહ્મણ પડિતો આવ્યા તેઓએ દ્વાર પરની સૂચના વાચતાં જોયુ કે પોતે શરત પ્રમાણે શ્લોક બોલી શકે તેમ નથી, તેથી ચાલ્યા ગયા. આ દિવસે વ્યાખ્યાન નિરાબાધ ચાલ્યુ અને શ્રાવકો આનદ પામ્યા ત્યારપછી શ્રી યશોવિજયજીને શરત પ્રમાણે શ્લોક બોલવાનુ કહેતા તેઓ પોતાને તેમ બોલવાનો અભ્યાસ હતો તેથી નીચેના હોઠને સિદૂર ચોપડી ઉપલા હોઠને સિદૂર ન લાગે તેવી રીતે કડકડાટ બોલી ગયા. આથી બ્રાહ્મણો ખિન્ન થઇ ગયા આટલેથી વાત અટકાવી શકાતી હોવા છતાં પણ બ્રાહ્મણોને શ્રીમદ્ યશોવિજયજીએ યથાયોગ્ય શાસ્ત્રાર્થ કરવાનુ કહ્યુ બ્રાહ્મણોએ હા પાડી એટલે રાજસભામા તત્સબધે નિયમિત તામ્રલેખ થયો અને તેમા શ્રી યશોવિજયજીએ એવી શરત નાંખી કે પોતે હારે તો જૈન સાધુવેષ તજી દઈ બ્રાહ્મણધર્મ સ્વીકારે અને પોતે જીતે તો ૫૦૦ બ્રાહ્મણો જૈન ધર્મ અગીકાર કરે. શાસ્ત્રાર્થ શરૂ થયો બ્રાહ્મણ પડિતોના કહેવાથી પૂર્વપક્ષ કરવાનુ શ્રી યશોવિજયને શિરે આવ્યુ તેમણે પૂર્વપક્ષ શરૂ કર્યો સસ્કૃત વાણીમા અવિચ્છિન્ન પ્રવાહે વાદ ચલાવ્યો, ન્યાયપૂર્વક એક પછી એક દલીલો ચાલી એક દિવસ થયો, બે દિવસ થયા ત્રણ દિવસ થયા, પરતુ પૂર્વપક્ષ પૂર્ણ થાય નહિ અને ટૂક સમયમા પૂર્ણ થવાની વકી પણ જણાય નહિ તેથી બ્રાહ્મણો હતાશ થયા જાણ્યુ કે આ કોઇ શાસ્ત્રપારગત સમર્થ જ્ઞાની છે અને તેને પહોચી શકાય તેમ નથી, તેથી તેઓએ શ્રીમદ્‌ને પોતાનો પૂર્વપક્ષ બધ રાખવાને વિનવ્યું, પોતાની હાર કબૂલ કરી અને શરત પ્રમાણે ૫૦૦ બ્રાહ્મણો જૈન થયા. (કહેવાય છે કે ઉક્ત તામ્રલેખ ખભાતમા કોઇ ઉપાશ્રય, મદિર કે ભંડારમા હજુ મોજૂદ છે. ) આવી રીતની દતકથા છે"

આ દંતકથા અશક્ય લાગતી નથી, તેના કારણો નીચે પ્રમાણે છે—

૧ શ્રીમદ્ વિનયવિજય અને યશોવિજયજીનો મુખ્ય વિહાર ગુજરાતમાં હતો.

૨. તે યુગમાં શાસ્ત્રચર્ચા ઘણીવાર થતી

૩ શરતો ઉપર જણાવ્યા પ્રમાણે અથવા તેને મળતી થતી.

૪ સિંદૂર લગાડવા જેવી બાબતો જનતાના અભિમાનને વધારે પોષતી અને તેનુ મૂલ્ય પણ અંકાતું.

૫. જૈન અને બ્રાહ્મણ સંસ્કૃતિ વચ્ચે ચર્ચા કરવાના બહુ પ્રસંગો ઇતિહાસમા નોંધાયલા છે.

૬ તામ્રલેખની હસ્તી હોય તો પાકો પુરાવો મળે તેવી તે બાબત છે.

૭ યશોવિજયજીને 'ન્યાયવિશારદ' તથા 'ન્યાયાચાર્ય'ના બિરુદ મળ્યા હતા. તેઓએ ન્યાયના અનેક ગ્રંથો લખ્યા હતા અને તેથી દિવસો સુધી પૂર્વપક્ષ સંસ્કૃત ભાષામા કરવાની તેમનામાં શક્તિ હતી.

ન્યાયપુરઃસર ચર્ચામા ખંડનમંડન થવું ઘટે, દિવસો સુધી પૂર્વપક્ષ ચાલે તેવી ચર્ચા ઠીક ન પડે. તે જોતા કાંઈક અતિશયોક્તિ જેવુ પણ લાગે. ખરો પુરાવો તામ્રલેખનો ગણાય તે જો હોય અને મળી આવે તો વાતની સ્પષ્ટતા થાય ઇતિહાસપ્રેમી પુરાતત્ત્વગામી શોધકને ખંભાતના ભંડારના અધિપતિઓ સાથ આપે તો આ વાતની ચોખવટ થવી શક્ય ગણાય. એકંદરે આ હકીકત બનવા જોગ છે એમ વધારે લાગે છે શ્રીમદ્યશોવિજયજીની કૃતિઓ જોતા, તેમનો ન્યાય પરનો કાબૂ જોતાં, તેઓની અનેક કૃતિઓ નાશ પામી છે તે છતા જે લભ્ય છે તેમા તેઓએ તર્ક પર બતાવેલ અસાધારણ પ્રભુત્વ વિચારતા આ વાતની શક્યતા ઓછી લાગતી નથી

( ૩ )

એક દંતકથા એવી ચાલે છે કે ખંભાતમા 'શ્રીયશોવિજય' ઉપાધ્યાય અને શ્રીમદ્ 'વિનયવિજય' ઉપાધ્યાય ચાતુર્માસ રહ્યા હતા. દરમ્યાન જે વિદ્વાન ગુરુ પાસે તેમણે કાશીમા અભ્યાસ કર્યો હતો અને જેમને તેઓશ્રીએ જરૂર પડે તો ગુજરાત–કાઠિયાવાડમા આવવા વિજ્ઞપ્તિ કરી હતી તેઓ એક દિવસ વખાના માર્યા નામ પૂછતા પૂછતા ચાતુર્માસ દરમ્યાન ખંભાત બંદરે આવી ચડ્યા પંડિત ઉપાશ્રયમા આવી પહોચ્યા ત્યારે શ્રી યશોવિજયજીનુ વ્યાખ્યાન ચાલતુ હતુ જેવા ગુરુ સભામા દાખલ થયા કે ઉપાધ્યાયજી વ્યાસપીઠ–વ્યાખ્યાનની પાટથી ઊતરી ગયા અને નીચે બેઠા આખો સંઘ વ્યાખ્યાન સાભળવા હાજર હતો.

ઉપાધ્યાયનું વ્યાખ્યાન અને ચોમાસાના દિવસો, એટલે લોકોની ઠઠનું તો પૂછવું જ શું ? ગુરુમહારાજ નીચે બેઠા એટલે આખા શ્રોતાવર્ગમાં એક જાતનો તરવરાટ થઇ ગયો. 'શું છે ?' એમ એક આગેવાન શ્રોતાએ વિનયપૂર્વક પૂછતા શ્રી યશોવિજય ઉપાધ્યાયે જણાવ્યું કે–'જેના પ્રતાપે હું આજે તમારી સમક્ષ વ્યાખ્યાન કરવા શક્તિમાન્ થયો છું, તે મારા વિદ્યાગુરુ આજે પોતે સ્વત. અત્રે પધાર્યા છે, તેમનો વિનય કરવા હું ઊંચા આસનથી નીચે ઊતર્યો છું '

શ્રી સંઘને આ હકીકતની ખૂબ અસર થઈ. એમણે તે વખતે ગુરુદક્ષિણા નિમિત્તે ખરડો કર્યો અને તે જ સભામાં ૭૦૦૦૦ (સિત્તેર હજાર) રૂપિયા ગુરુને રોકડા આપ્યા. આ સંબંધમાં કહેવાય છે કે કાશીથી આવેલ વિદ્યાગુરુ જ્યોતિષશાસ્ત્રમાં પણ પ્રવીણ હતા, તેઓ એક ચિઠ્ઠી લખી લાવેલા તે બતાવી, તેમાં '૭૦૦૦૦ દ્રવ્યની પ્રાપ્તિ થશે' એમ લખેલું હતું.

આ હકીકત વિનયવિજયના ચરિત્રમાં એટલા માટે રજૂ કરી છે કે લૌકિક કિંવદંતી પ્રમાણે એ પ્રમાણે આવનાર ગુરુ બંનેના ગુરુ થતા હતા હકીકતની સ્પષ્ટતા વિચારતાં એ વિનયવિજયના ગુરુ હોય તે વાત બેસતી નથી છતા લોકોક્તિ એવી હોઇ એ વાત અત્ર રજૂ કરી છે.

વિદ્યાગુરુ બન્ને ઉપાધ્યાયોના હોય કે એકના હોય, પણ શ્રી ખંભાતના સંઘે આવી સુંદર રીતે ગુરુની પૂજા કરી એ વાત ખૂબ ગૌરવપ્રદ ગણાય. અસલના યુગમાં વિદ્યા વેચવાનો રિવાજ નહોતો – જો કે શ્રી યશોવિજયજીના વિદ્યાગુરુને દરરોજનો એક રૂપિયો આપવામાં આવતો હતો એવી વાત નોંધાયેલી છે અસલના પ્રચલિત સુભાષિત પ્રમાણે વિદ્યા મેળવવાના ત્રણ માર્ગો છે (૧) ગુરુની સેવા કરવાથી, (૨) પૈસા આપવાથી અને (૩) બદલામાં બીજી વિદ્યા આપવાથી. આ ઉપરાંત વિદ્યા મેળવવાનો ચોથો માર્ગ નથી. સામાન્ય માણસ તો કાશી જાય, ત્યાં ગુરુની સેવા કરે, તેમના ઘરનું કામકાજ કરે, રાત્રે ગુરુની પગચંપી કરે અને કેટલીક વાર સવારે ભિક્ષા લેવા પણ જાય અભ્યાસ પૂરો થાય ત્યારે ગુરુ દેશમાં જવાની રજા આપે ત્યારપછી અષાડ શુદિ ૧૫ ને રોજ દર વર્ષે બને તે રકમ પોતાની આવકમાંથી ગુરુને 'ગુરુદક્ષિણા' તરીકે મોકલી આપે, ભણતી વખત કોઇ જાતની ફી આપવાનો રિવાજ નહોતો. આ ઉપરથી સદર પૂનમને 'ગુરુપૂર્ણિમા' કહેવામાં આવે છે. અત્યાર સુધી પ્રાચીન સંપ્રદાયમાં આ રિવાજ ચાલુ છે એમ તપાસ કરતા માલૂમ પડ્યું છે આ હકીકત કેવા આકારમાં અને કોને માટે બની હશે તે કહી શકાય નહિ, પણ ખંભાતના શ્રીસંઘે શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયજીના પંડિત ગુરુનો આટલો વિનય કર્યો હોય તે તદ્દન બનવાજોગ છે અને તે યુગની સભ્યતાના નિયમને બરાબર અનુસરતું છે

**સુજશવેલીભાસ–**

આ ભાસની પ્રાપ્તિથી શ્રી વિનયવિજય ઉપાધ્યાયના ચરિત્રને અ ગે ઘણી ચોખવટ થઇ જાય છે અને ચાલી આવતી વાતોમા તથ્યાશ કેટલો છે તેનો નિર્ણય કરવાનુ પ્રબળ સાધન મળે છે. તેથી આ સ્થળે આપણે એનો વિચાર કરી લઈએ આ કૃતિ ઉપાધ્યાય શ્રી કીર્તિ-વિજયના શિષ્ય કાંતિવિજયે લખી છે તેથી તે ઇતિહાસની નજરે ઘણી ચોક્કસ પુસ્તિકા ગણાય અને આપણા ચરિત્રનાયક વિનયવિજયના ગુરુભાઈની રચના હોઇ તત્કાલીન કૃતિ છે અને ઇતિહાસની નજરે ખૂબ આધારભૂત હકીકત પૂરી પાડે છે. એ 'ભાસ' પ્રમાણે 'જસવ ત' અને તેના ભાઈ પદ્મસિંહની દીક્ષા સ ૧૬૮૮મા અણુહિલ્લપુરમાં પ ડિત 'નયવિજયજી'ને હાથે થઈ શ્રી વિજયદેવસૂરિને હાથે વડી દીક્ષા થઈ. તેમનુ નામ 'યશોવિજય' રાખવામા આવ્યુ. સ. ૧૬૯૯મા રાજનગરમાં સંઘની સમક્ષ તેમણે આઠ અવધાન કર્યા. 'શેઠ ધનજી સૂરા'એ ગુરુને વિજ્ઞપ્તિ કરી કે એ જસવિજય ખૂબ વિદ્વાન – બીજા હેમચંદ્ર થાય તેવા વિદ્યાપાત્ર – જણાય છે, તો તેમને કાશીએ મોકલી છ દર્શનનો અભ્યાસ કરાવ્યો હોય તો તેઓ પ્રસગ આવ્યે જૈન દર્શનને 'ઊજળુ' કરી શકે એવા લાગે છે. ગુરુએ કહ્યુ 'એ કામ ધનને આધીન છે.' એ વખતે ધનજી સૂરાએ બે હજાર દીનાર – ચાદીના સિક્કા પ ડિતને આપવા માટે ખરચવાની કબૂલાત આપી ગુરુએ શિષ્ય સાથે કાશીનો રસ્તો લીધો. કાશીમા તાર્કિકકુલમાર્તંડની પાસે શિષ્યને ભણવા મૂક્યા. એ ગુરુ સાતસો શિષ્યને ભણાવતા હતા. તેને દરરોજનો એક એક રૂપિયો આપી ત્રણ વરસ ત્યા અભ્યાસ કરાવ્યો ત્રણ વર્ષની આખરે જસવિજયે એક સ ન્યાસી સાથે વાદ કર્યો એમા એની જીત થઈ ન્યાયવિશારદની પદવી મળી. આવી રીતે ત્રણ વર્ષ કાશીમા રહી, તાર્કિક થઇને ગુરુ સાથે આગ્રા શહેરમા આવ્યા. ત્યા ન્યાયાચાર્યની પાસે ચાર વર્ષ રહી કર્કશ ન્યાયના સિદ્ધાંતનો અભ્યાસ કર્યો અનેક શાસ્ત્રોનુ અવગાહન કર્યું

* * *

આટલી હકીકત પરથી એમ જણાય છે કે સ ૧૭૦૦ થી ૧૭૦૩ કાશીમાં અને ૧૭૦૩ થી ૧૭૦૭ આગ્રામાં શ્રી યશોવિજયજીનો અભ્યાસ થયો એમની સાથે વિનયવિજય અભ્યાસમા હતા એવુ આ ભાસમાથી નીકળતુ નથી, પણ એમના પોતાના ગુરુ 'નયવિજય' હતા એમ જણાય છે. ત્યારપછીના સમયમા નયવિજય અને વિનયવિજય નામ વચ્ચે ગૂચવાડો થઇ ગયો લાગે છે મતલબ કે કાશીમા વિનયવિજય અને જસવિજયે સાથે રહી બાર વર્ષ સ સ્કૃતભાષા(ન્યાયશાસ્ત્ર)નો અભ્યાસ કર્યો એવી જે દ તકથા છે તે બરાબર નથી એમ માલૂમ પડે છે ખુદ યશોવિજય ઉપાધ્યાય પણ કાશીમા તો માત્ર ત્રણ જ વર્ષ રહ્યા જણાય છે એ ઉપરાત વિનયવિજય મહારાજે ગ્રથરચનાઓ કરી તેનો સમય વિચારતા પણ એ વાત શક્ય હોય એમ લાગતુ નથી 'લોકપ્રકાશ' ગ્રથની રચના વિનયવિજયે સ. ૧૭૦૮ના

વૈશાખ શુદિ પાચમે પૂરી કરી છે એ ગ્રથની શહાદતમા ૧૦૨૫ આધારો અન્યાન્ય ગ્રંથોમાથી મૂકેલા છે એટલે કાશી સુધી એટલા બધા ગ્રથો સાથે લઈ જવામા આવે અને ત્યા અભ્યાસ સાથે ગ્રથરચના પણ થાય એ બનવાજોગ નથી અભ્યાસકાળમા ગ્રથરચના લગભગ અશક્ય ગણાય અને કદાચ અસાધારણ બુદ્ધિવૈભવવાળા એવી અશક્ય વાતને શક્ય બનાવી શકે, તો પણ લોકપ્રકાશ જેવા ગ્રથની રચના તો અશક્ય જ ગણાય. એને માટે શાતિ અને સ્થિર-વાસ જોઈએ, નજરસન્મુખ પુસ્તકભડાર જોઈએ અને નવીન અભ્યાસ કરવાની બાબત ન જોઈએ એ સર્વ વિચારતા વિનયવિજય મહારાજનો કાશીનો અભ્યાસ અથવા તો તેમનો યશોવિજય મહારાજ સાથે રહી કાશીમા અભ્યાસ બનવાજોગ લાગતો નથી. શ્રી વિનયવિજય વૈયાકરણી અને આગમાભ્યાસી હતા, યશોવિજય મહારાજ તાર્કિક હતા તેથી પણ એ વાતનો બહુ મેળ ખાતો નથી.

આ સુજશવેલીભાસમાથી બીજી કેટલીક હકીકત પ્રાપ્ત થાય છે તેની વિચારણા તત્સમયના ઇતિહાસની વિચારણામા થશે અત્રે તો એનો વિનયવિજયજી ઉપાધ્યાયના ચરિત્ર પૂરતો ઉપયોગ કરી લીધો

### લેખકમહાત્માનો જીવનપ્રવાહ—

શ્રી વિનયવિજય ઉપાધ્યાયનો જીવનઇતિહાસ કાઇ પણ મળી શકતો નથી અથવા લગભગ નહિવત્ મળે છે એમ ઉપર જણાવ્યુ છે, છતા તેમણે જે કૃતિઓ કરી છે તેનો સમય વિચારતા તે પરથી તેમનો જીવનપ્રવાહ કેવા પ્રકારનો હશે તે તારવી શકાય તેમ છે કોઇ પણ લેખકની કૃતિઓ એના જીવનનો પડઘો બરાબર પાડે છે જે સમયે જે વિષય તરફ અમુક વ્યક્તિને પ્રેમ હોય તે તરફનુ તેમનુ વલણ પારખી શકાય છે, તે દૃષ્ટિએ વિચારતા હુ ઉપાધ્યાયજીની નીચે પ્રમાણે જીવનસરણી કલ્પુ છુ આ માત્ર અનુમાન છે અને એમા સુધારો–વધારો કરવાની કે સૂચના કરવાની છૂટ રહે છે, તેમ જ વધારે સ્પષ્ટ જીવનઉલ્લેખના સાધનો મળતા તેમા ફેરફારને જરૂર અવકાશ રહે છે

કર્તામહાત્માએ લેખક તરીકે શરૂઆત 'કલ્પસૂત્ર'ની સુબોધિકા ટીકા(સ. ૧૬૯૬)થી કરી. લોકપ્રિય ગ્રથની ટીકા લખવી એ શરૂઆતમા બહુ ઉપયોગી અને જરૂરી છે એથી લેખક તરીકે આબરૂ જામે છે. એ કૃતિની પ્રશસા થતા એમણે મોટા 'લોકપ્રકાશ' ગ્રંથ માટે તૈયારી કરી સેકડો શાસ્ત્ર–ગ્રથોમાંથી હકીકત તારવી દ્રવ્ય, ક્ષેત્ર કાળ, ભાવની સર્વ હકીકતોનો સગ્રહ કર્યો. હજારો શ્લોકની મૌલિક કૃતિ બનાવી અને તેમા ઠેકાણે ઠેકાણે મૂળ ગ્રથો–સૂત્રો આદિના ઉતારા કર્યા. આવી રીતે તેઓ સગ્રહકાર મૂળ લેખક થયા પણ એમનો મૂળ વિષય તો વ્યાકરણનો જ જણાય છે સં ૧૭૦૮મા લોકપ્રકાશ ગ્રથ પૂરો કરી એમણે વ્યાકરણશુદ્ધિ અને સરળતા પર ધ્યાન આપી સ. ૧૭૧૦માં 'હૈમલઘુપ્રક્રિયા' બનાવી અહી ગ્રથકાર

તરીકે તેઓ પૂરજોસથી ઝળકયા. યુવાવસ્થાનુ જોર પૂરું થયુ પછી સ સાર પર વૈરાગ્ય આવ્યો. સ. ૧૭૨૩મા 'શાતસુધારસ' ગ્ર થ બનાવ્યો આ રીતે મહાન લેખક તરીકે તેમનુ જીવન ચાલ્યુ. ટીકાકારથી શરૂઆત અને શાંતરસપાનમા પરિનિર્વાણ એ એમનો જીવનવિકાસ બતાવે છે 'પુણ્યપ્રકાશ'નુ સ્તવન સ ૧૭૨૯મા બનાવ્યુ એ એમનુ દિશાસૂચન છે ભગવતીસૂત્રની સજ્ઝાય સ ૧૭૩૧મા બનાવી એ વિદ્વત્તાદર્શક વ્યાખ્યાનની લાઈનમાં જનાર છે જીવનને છેડે તેઓ 'શ્રીપાળનો રાસ' બનાવવા તૈયાર થયા એ એમનામા સતત ચાલુ રહેલ રસાસ્વાદન-વૃત્તિ બતાવે છે એ રાસમા (સ ૧૭૩૮) તેઓ સર્વ રસ આણી શકયા છે તે બતાવે છે કે વૃદ્ધાવસ્થામા પણ તેઓ જીવનરસ માણી શકતા હતા – આપી શકતા હતા આ પ્રકારનુ તેઓનુ સાધુજીવન હતુ અને આ રીતનો તેમનો વિકાસ હતો જીવનરસ તેઓ અ તપર્ય ત જાળવી શકયા હતા એ ખાસ નોધવા લાયક બીના છે

એમની સર્વ કૃતિઓ રાંદેર, સુરત, ગાંધાર અને રાધણપુરમાં થયેલી નોધાયેલી છે, એ જોતાં એમનો વિહાર મુખ્યત્વે કરીને ગુજરાતમા હશે એમ જણાય છે અને લોકપ્રકાશ ગ્ર થ જૂનાગઢમા પૂરો કર્યો એટલે ગુજરાત–કાઠિયાવાડનો સમાવેશ થાય છે એમણે જાહેરમાં વ્યા-ખ્યાન વાચવામા ખૂબ રસ લીધો હશે એમ તેમણે વ્યાખ્યાનની લખેલી સજ્ઝાયો પરથી જણાય છે. શ્રી ભગવતીસૂત્રની સજ્ઝાય, પાચ સમવાયી કારણની સજ્ઝાય એ દિશા તેમનો ઝોક બતાવે છે

તેઓશ્રી સત્યવિજય પન્યાસ સાથે ક્રિયાઉદ્ધારમા જોડાઈ શકયા નહિ તેથી તેઓ મૂળ પાટને વળગી રહ્યા હશે એમ જણાય છે તેઓએ જે શબ્દોમા કલ્પકિરણાવલી ટીકાને અંગે ધર્મસાગર ઉપાધ્યાય પર ટીકા કરી છે તે પરથી જણાય છે કે તેઓનુ વલણ એક અથવા બીજી રીતે તે વખતના તપગચ્છના ઝગડામા ઝુકાવવાનુ હતુ અત્રે એ ઝગડાની વિગતમાં ઊતરવાનુ સ્થળસ કોચના કારણે બને તેમ નથી માત્ર તેની આછી રેષા છેવટના ભાગમાં આપવામા આવશે ટૂ કમા કહીએ તો શ્રી કલ્પસૂત્ર પર ધર્મસાગર ઉપાધ્યાયે કલ્પ-કિરણાવલી નામની ટીકા લખી હતી, શ્રી વિનયવિજય ઉપાધ્યાયે 'કલ્પસુબોધિકા' ટીકા લખી, તેમાં ઘણી જગ્યાએ ધર્મસાગરના કરેલા અર્થ પર ચર્ચા કરી છે કેટલીક વાર તો ધર્મસાગરના અર્થ માટે **इति चिन्त्यं** એટલે 'એ વિચારવાયોગ્ય છે' એમ લખ્યુ છે અને કોઇ કોઇ સ્થળે વધારે પડતી ટીકા જરા આકરા શબ્દોમા પણ કરી છે ત્યારપછી ધર્મસાગરના શિષ્યોએ 'વિનયભુજ ગમયૂરી' નામની પુસ્તિકા રચી, તેમા વિનયવિજય ઉપાધ્યાયના કરેલા અર્થો પર ટીકા કરી છે આ ચર્ચા ગૃહસ્થાઈની મર્યાદામા રહી શકી હોત તો તેમા કાઇ વાધા જેવુ ગણી શકાત નહિ. એક વસ્તુના જુદા જુદા દૃષ્ટિબિન્દુથી અથવા વ્યાકરણના નિયમે જુદા જુદા અર્થ કરવા એ તો વિદ્વત્તાના વિલાસો છે, પણ એમાં અ ગત તત્ત્વ આવે એટલે ઘણીવાર સભ્યતા ચૂકી જવાય છે. 'વિનયભુજ ગમયૂરી' એ શબ્દ જ એવો ભયકર છે કે એમા પછી

વિવેકયુક્ત ચર્ચાને બહુ સ્થાન રહેતુ નથી. ભુજંગ એટલે સર્પ. એને મારી નાખનાર 'મયૂરી' એટલે ઢેલ (મોરની માદા–female peacock) જૈન જેવા અહિંસાપ્રિય સમાજમા પુસ્તકનું આવુ નામ રાખવામાં આવે ત્યા અંગત તત્ત્વ કેટલું વિપરીત થઇ જાય તે સમજી શકાય તેવુ છે. આ તકરારની જડ ઘણી ઊંડી ગયેલી જણાય છે અને એ લેખપરંપરા સાથે બીજા ઐતિહાસિક પ્રસંગો જોતા મનમા ખેદ થાય તેવી પરિસ્થિતિએ એ તકરાર પહોંચી ગયેલી જણાય છે. એટલા ઉપરથી એમ લાગે છે કે તે વખતના જ્ઞાનયુગમા જૈનસમાજમા જે મહાન કોલાહલ ચાલ્યો હતો તેનાથી આપણા લેખકમહાત્મા તદ્દન અલિપ્ત રહી શક્યા નહિ હોય

લેખક તરીકે 'કલ્પસુબોધિકા' વાચતા તેઓનો સંસ્કૃત ભાષા પરનો કાબૂ ઘણો સુંદર દેખાય છે 'લોકપ્રકાશ' વાંચતાં તેઓનું આગમજ્ઞાન ઘણુ વિસ્તૃત દેખાય છે તેઓએ અનેક ગ્રંથોની શહાદતો જે સહેલાઈથી ટાંકી છે તે જોતાં તેમની યાદશક્તિ અસાધારણ હોવી જોઈએ એમ જણાય છે. વ્યાકરણગ્રંથ લખીને તેઓએ આખી વ્યાકરણના અભ્યાસની પદ્ધતિમા ઘણી સહેલાઇ કરી આપી છે અને તે રીતે તેઓએ મૌલિકતા બતાવી છે શાતસુધારસ, વિનયવિલાસ અને આરાધનાનુ સ્તવન બનાવીને પોતાની આત્મરસિકતા કેવી હતી એ બતાવ્યુ છે. શાંત-સુધારસ ગ્રંથમા વિદ્વત્તા બતાવવાનો જરા પણ પ્રયાસ નથી એ ગ્રંથ આત્માને ઉદ્દેશીને ભાવનામય બનાવવા માટે રચાયેલ છે એમ એ વાચતાં લાગ્યા વગર રહે તેમ નથી એટલા ઉપરથી પોતાનું સાધ્ય તેઓ સન્મુખ રાખી શકતા હતા એમ જણાય છે. વૃદ્ધવયે શ્રીપાળનો રાસ લખવા બેસી જાય અને તેમા શૃંગારના, વીરરસના, અદ્ભુતરસના અનેક પ્રસંગો ચીતરી શકે એ તેમનુ વૈવિધ્ય બતાવે છે શ્રીપાળનો રાસ એ તેમની અધૂરી રહેલી છેલ્લી કળાકૃતિ છે. એવો સર્વરસમય રાસ બનાવવાનુ કામ જે હાથ ધરે તે અસાધારણ બુદ્ધિવૈભવવાન્ હોવા સાથે માનસવિદ્યાના પ્રખર અભ્યાસી હોવા જ જોઈએ એમ લાગ્યા વગર રહે તેમ નથી.

સક્ષેપમા કહીએ તો તેઓએ કલ્પસૂત્રની ટીકા રચી ગ્રંથકર્તા તરીકે સ્થાન મેળવ્યું, પોતાનુ જ્ઞાન બને તેટલુ 'લોકપ્રકાશ' ગ્રંથમાં રેડ્યું, તેની પાછળ તેમણે લગભગ દશબાર વર્ષ ગાળ્યાં અને ત્યારપછી વ્યાકરણ–પ્રક્રિયા બનાવી તેઓ શાંતિના માર્ગ પર વળ્યા. ત્યાર-બાદ વ્યાખ્યાનો આપ્યા શાંતભાવની નાની કળાકૃતિઓ કરી, પણ ધર્મચિંતવનમાં બાકીનો સમય ગાળી જીવન વ્યતીત કર્યું સં. ૧૭૩૮મા રાંદેરના સંઘે શ્રીપાળનો રાસ બનાવવા વિજ્ઞપ્તિ કરી ત્યારે આ વિદ્વાન લેખકને વળી પાછાં મૂકી દીધેલ હથિયારો હાથ ધરવાનો સમય સાંપડ્યો અને તેમાં તેમણે ખૂબ રસથી ઝુકાવ્યુ અને ચાલતી કૃતિએ કાળધર્મ પામ્યા.

મને એમના જીવનમા ફેરફાર થયા હોય તેવુ દેખાય છે. સં ૧૬૯૬મા કલ્પસૂત્રની સુબોધિકા ટીકા રચી તે વખતે તેઓ સાગરપક્ષની વિરુદ્ધના હતા. જે શબ્દોમાં તેમણે

કલ્પકિરણાવલિ (કલ્પસૂત્રની ટીકા—રચયિતા ધર્મસાગર ઉપાધ્યાય) ટીકા પર ટીકા કરી છે તેમાં ક્વચિત્ રોષ દેખાય છે ત્યારપછી સં ૧૬૯૭માં 'આનદલેખ' લખીને તેમા વિજયાનદસૂરિની ખૂબ પ્રશસા કરી. ત્યારપછી સં. ૧૭૦૫મા વિજયદેવસૂરિને લેખ લખ્યો અને સ. ૧૭૧૬માં જોધપુરથી ઇદુદૂત કાવ્ય લખીને વિજયપ્રભસૂરિને પાઠવ્યુ. એ જોતાં તેઓ અણસૂરમાંથી દેવ-સૂરમાં આવ્યા જણાય છે. વળી તેઓએ કોઇ જગ્યા પર સત્યવિજય પન્યાસના ક્રિયાઉદ્ધારનો તો ઉલ્લેખ પણ કર્યો નથી એટલે એ વાત એમને રુચિ હોય અથવા તેમા તેઓ ભળ્યા હોય એમ લાગતુ નથી આગળ જતા લેખકની કૃતિઓ જોતા જણાશે કે તેઓ સાગર અને વિજય વચ્ચેના કલેશમા અવ્યવસ્થિત રીતે વર્ત્યા છે. આ ઝગડો તેમની હયાતી પછી પણ ચાલ્યા કર્યો હોય એમ જણાય છે

એકદરે વિનયવિજય ઉપાધ્યાય સાહિત્યપ્રેમી, આગમઅભ્યાસી, આત્માર્થે યથાશક્તિ પ્રયાસ કરનાર અને બને તેટલા આત્મારામમા રમણ કરનાર તેમ જ વિલાસ કરનાર હોય એમ એમની કૃતિઓ પરથી જણાય છે. એમના સમયમા એમને માટે કોઇ ઉલ્લેખ કરનાર નીકળ્યુ નથી, એટલે જૈનસમાજમાં એમનુ સ્થાન બીજી હારમાં હોય એમ લાગે છે અને પોતે પોતાને માટે કાઇ લખ્યુ નથી તે પરથી તેઓને અહતા—મમતા હશે નહિ એવુ સહજ અનુમાન થાય છે. તેઓની કૃતિઓને વિચારતા તેમના જીવન પર સહજ દૃષ્ટિપાત અવાર-નવાર થઈ શકે તેમ છે. તેથી આપણે હવે તેમની સસ્કૃત તથા ગુજરાતી કૃતિઓ ઉપર દૃષ્ટિપાત કરીએ

---

: ૩ :

# ગ્રંથકર્તાની કૃતિઓ

શ્રી શાંતસુધારસ ગ્રથના રચયિતા શ્રીવિનયવિજય ઉપાધ્યાયે અનેક કૃતિઓ સસ્કૃત અને ગુજરાતી ભાષામા રચી છે કેટલીક કૃતિઓ નાની છે અને કેટલીક મોટી છે પ્રથમ સસ્કૃત કૃતિઓને કૃતિની સાલની નજરે જોઇ જઇએ મને ઉપલબ્ધ થયેલી સર્વ કૃતિઓ ઇતિહાસ અને કળાની નજરે અવલોકન સાથે નીચે આપી છે. એમા વિશેષ શોધખોળ થતાં વધારાને જરૂર અવકાશ છે.

## અ. સંસ્કૃત કૃતિઓ

### (૧) કલ્પસૂત્ર પરની સુબોધિકા ટીકા —

પર્યુષણમાં કલ્પસૂત્ર આઠ વ્યાખ્યાને વંચાય છે; તે કલ્પસૂત્ર ઉપર સુબોધિકા ટીકા શ્રી વિનયવિજય ઉપાધ્યાયે સં. ૧૬૯૬ના જેઠ માસમાં પૂરી કરી એની વિસ્તૃત પ્રશસ્તિ નીચે પ્રમાણે છે —

आसीद्वीरजिनेन्द्रपट्टपदवीकल्पद्रुमः कामदः
सौरभ्योपहृतप्रबुद्धमधुपः श्रीहीरसूरीश्वरः ।
शाखोत्कर्षमनोरमस्फुरदुरुच्छायः फलप्रापक-
श्चञ्चन्मूलगुणः सदाऽतिसुमनाः श्रीमान्मरुत्पूजितः ॥ १ ॥

यो जीवाऽभयदानडिण्डिममिषात् स्वीयं यशोडिण्डिमं,
षण्मासान् प्रतिवर्षमुच्चमखिले भूमण्डलेऽवीवदत् ।
भेजे धार्मिकनामधर्मरसिको म्लेच्छाग्रिमोऽकब्बरः,
श्रुत्वा यद्वदनादनाविलमतिर्धर्मोपदेशं शुभम् ॥ २ ॥

तत्पट्टोदयपूर्वपर्वतशिरःस्फूर्तिक्रियाहर्मणिः
सूरिः श्रीविजयादिसेनसुगुरुर्भव्येष्टचिन्तामणिः ।
शुभ्रैर्यस्य गुणैरिवानवरतैरावेष्टितः शोभते,
भूगोलः किल यस्य कीर्तिसुदृशः क्रीडाकृते कन्दुकः ॥ ३ ॥

येनाकब्बरपर्षदि प्रतिभटान्निर्जित्य वाग्वैभवैः,
शौर्याश्चर्यकृता वृता परिवृता लक्ष्म्या जयश्रीकृती ।
चित्रं मित्र ! किमत्र मित्रमहसस्तेनास्य वृद्धा सती,
कीर्तिः पत्न्यपमानशङ्कितमना याता दिगन्तानितः ॥ ४ ॥

विजयतिलकसूरिर्भूरिसूरिप्रशस्यः,
समजनि मुनिनेता तस्य पट्टेऽच्छचेताः ।
दरहसितहिमानीहंसहारोज्ज्वलश्री-
स्त्रिजगति वरवर्ति स्फूर्तियुग् यस्य कीर्तिः ॥ ५ ॥

तत्पट्टे जयति क्षितीश्वरततिस्तुत्यांघ्रिपङ्केरुहः
सूरिर्दूरितदुःखवृन्दविजयानन्दः क्षमाभृद्विभुः ।
यो गौरैर्गुरुभिर्गुणैर्गणिवरं श्रीगौतमं स्पर्द्धते,
लब्धीनामुदधिर्दधीयितयशाः शास्त्राब्धिपारं गतः ॥ ६ ॥

यच्चारित्रमखिन्नकिन्नरगणैर्जेगीयमानं जग-
ज्जाग्रज्जन्मजराविपत्तिहरणं श्रुत्वा जयन्तीपितुः ।
वाञ्छापूर्तिमियर्ति युग्ममथ तल्लेभे सहस्र स्पृहा-
वैयग्र्यं गुणरागिणोऽग्रिमगुणग्रामाभिरामात्मन. ॥ ७ ॥

"શ્રી વીરભગવાનની પટ્ટપરંપરામા કલ્પદ્રુમ સમાન શ્રી 'હીરસૂરીશ્વર' થયા. તેઓ ઇચ્છિતને આપનાર હતા, સુગધથી એમણે પડિતભ્રમરોને પોતા તરફ આકર્ષ્યા હતા, તેઓશ્રી શાસ્ત્રના ઉત્કર્ષથી સુદર અને સ્ફુરાયમાણ વિશાળ કાંતિવાળા હતા, ફળને અપાવનારા હતા, દેદીપ્યમાન મૂળગુણવાળા હતા અને સર્વદા સુદર મનવાળા હતા. ૧.

"એમણે છ માસ સુધી સર્વ જીવોને અભયદાન આપવા રૂપ ડાડી પીટાવીને તે બ્હાને આખી પૃથ્વી પર પોતાનો યશનો ડંકો વગડાવ્યો હતો. એમના શુભ મુખનો ધર્મોપદેશ સાભળીને અધર્મરસિક મ્લેચ્છોનો અગ્રેસર એવો 'અકબ્બર બાદશાહ' નિર્મળ બુદ્ધિવાળો થયો હતો ૨.

"તેમની પાટરૂપી ઉદયાચળપર્વતના શિખર પર સ્ફુરાયમાણ કિરણવાળા સૂર્ય સમાન અને ભવ્ય જીવોને ઈચ્છિત આપનાર ચિંતામણિરત્ન જેવા શ્રી 'વિજયસેનસૂરિ' થયા એમના શુભ્ર ગુણોથી જ જાણે સ્વચ્છ મેઘથી વીટાયેલો પૃથ્વીનો ગોળો તેમની કીર્તિશ્રીને રમવાનો દડો હોય તેમ શોભતો હતો. ૩.

"અકબર બાદશાહની સભામા પોતાની વાણીના વૈભવ વડે વાદીઓને જીતીને પોતાના શૌર્યથી આશ્ચર્ય પમાડાયેલી લક્ષ્મીથી પરિવરેલી (સહિત) એવી જયલક્ષ્મીને તેઓ વર્યા હતા. મિત્ર! તેજમય તેમની કીર્તિરૂપ પત્ની 'વૃદ્ધ' થતા પતિ તરફથી એ કારણે થનાર અપમાનની શંકાવાળી થઈને અહીંથી દિગન્ત સુધી ચાલી ગઈ તેમાં આશ્ચર્ય શુ છે? ૪.

"તેમની પાટે ઘણા સૂરિઓથી પ્રશસા પામેલા, મુનિઓના નેતા અને સ્વચ્છ મનવાળા 'વિજયતિલકસૂરિ' થયા શિવનુ હાસ્ય, બરફ, હંસ અને હારના જેવી ઉજ્જવળ તેમની વિસ્તરતી કીર્તિ ત્રણ જગતમા વર્તતી હતી. ૫.

"તેમની પાટે રાજાઓ વડે સ્તુતિ કરાયલા ચરણકમળવાળા અને દુખસમૂહનો નાશ કરનારા મુનિશ્રેષ્ઠ 'વિજયાનદસૂરિ' જયવતા વર્તે છે – જેઓ ઉજ્જવળ મોટા ગુણો વડે ગણિમા શ્રેષ્ઠ શ્રી ગૌતમસ્વામી સાથે સ્પર્ધા કરે છે, જેઓ લબ્ધિના સમુદ્ર છે, જેનો યશ દધિ (દહી) જેવો ઉજ્જવળ છે અને જેઓ શાસ્ત્રસમુદ્રનો પાર પામેલા છે ૬.

"કિન્નરસમૂહોથી ગાન કરાતુ અને જન્મજરામરણનો નાશ કરનારુ તે ગુરુનુ ચરિત્ર સાંભળીને જગતના જીવો યુગળિયાની જેમ વાચ્છાની પૂર્ણતાને પામે છે, તેથી કરીને તે જગતના

જીવો શ્રેષ્ઠ ગુણગણે કરીને સુંદર આત્માવાળા ગુણરાગીની હજારો ઇચ્છાની પરંપરાને પામે છે. ૭.

श्रीहीरसूरिसुगुरो. प्रवरौ विनेयौ, जातौ शुभौ सुरगुरोरिव पुष्पदन्तौ ।
श्रीसोमसोमविजयाभिधवाचकेन्द्रः सत्कीर्तिकीर्तिविजयाभिधवाचकश्च ॥ ८ ॥

सौभाग्यं यस्य भाग्यं कलयितुममल कः क्षमः सक्षमस्य,
नो चित्र यच्चरित्र जगति जनमन. कस्य चित्रीयते स्म ।
चक्राणा मूर्खमुख्यानपि विबुधमणीन् हस्तसिद्धिर्यदीया,
चिन्तारत्नेन मेदं शिथिलयति सदा यस्य पादप्रसादः ॥ ९ ॥

आबाल्यादपि यः प्रसिद्धमहिमा वैरङ्गिकग्रामणीः,
प्रष्ठः शाब्दिकपङ्क्तिषु प्रतिभटैर्जय्यो न यस्तार्किकैः ।
सिद्धान्तोदधिमन्दरः कविकलाकौशल्यकीर्त्युद्भवः,
शश्वत्सर्वपरोपकाररसिक संवेगवारानिधिः ॥ १० ॥

विचाररत्नाकरनामधेयप्रश्नोत्तराद्यद्भुतशास्त्रवेधाः ।
अनेकशास्त्रार्णवशोधकश्च, यः सर्वदेवाभवदप्रमत्तः ॥ ११ ॥

तस्य स्फुरदुरुकीर्तेर्वाचकवरकीर्तिविजयपूज्यस्य ।
विनयविजयो विनेयः सुबोधिका व्यरचयत्कल्पे ॥ १२ ॥
चतुर्भिः कलापकम् ।

समशोधयंस्तथैना पण्डितसंविग्नसहृदयवतंसाः ।
श्रीविमलहर्षवाचकवंशे मुक्तामणिसमानाः ॥ १३ ॥

धिषणानिर्जितधिषणाः सर्वत्र प्रसृतकीर्तिकर्पूराः ।
श्रीभावविजयवाचककोटीरा शास्त्रवसुनिकषा. ॥ १४ ॥ युग्मम्

रसनिधिरसशशिवर्षे, ज्येष्ठे मासे समुज्ज्वले पक्षे ।
गुरुपुष्ये यत्नोऽयं सफलो जज्ञे द्वितीयायाम् ॥ १५ ॥

श्रीरामविजयपण्डितशिष्यश्रीविजयविबुधमुख्यानाम् ।
अभ्यर्थनापि हेतुर्विज्ञेयोऽस्या. कृतौ विवृते. ॥ १६ ॥

"દેવોના ગુરુ બૃહસ્પતિને જેમ બે અનુચરો હતા તેમ શ્રી હીરવિજયસૂરિને બે પ્રધાન સારા શિષ્યો થયા એક સોમવિજય ઉપાધ્યાય અને બીજા કીર્તિવિજય ઉપાધ્યાય. ૮.

"એ ક્ષમાધારી(કીર્તિવિજય વાચક)નુ સદ્ભાગ્ય સમજવાને કોણ સમર્થ થાય? અને એમનુ અદ્ભુત ચરિત્ર જગતના ક્યા જનમનને આશ્ચર્ય ઉપજાવ્યા વગર રહી શકે? એમની હસ્તસિદ્ધિ[1] તદ્દન મૂર્ખ માણસને પણ વિદ્વાનશિરોમણિ બનાવે તેવી છે અને એમના પગલા ચિંતામણિરત્ન વડે ભેદને ઢીલો કરી નાખે છે ૯.

"જેઓ (કીર્તિવિજય ઉપાધ્યાય) લઘુવયથી જ સુપ્રસિદ્ધ મહિમાવાળા હતા, જેઓ વૈરાગીઓના નેતા (આગેવાન) હતા, શાબ્દિક(વૈયાકરણી)ની પંક્તિમા જેઓ અગ્રેસર હતા, તર્કચર્ચામાં જેઓ સામા પક્ષથી કદી ન જિતાય તેવા હતા, શાસ્ત્રસિદ્ધાતરૂપ સમુદ્રનુ મથન કરવામા મંદરાચળ પર્વત જેવા હતા, જેઓ કવિઓની કળાકુશળતાથી થતી કીર્તિના ઉત્પત્તિ-સ્થાન હતા, જેઓ હમેશા સર્વ પ્રકારના પરોપકાર કરવામા રસિક હતા અને જેઓ સવેગ-(વૈરાગ્ય)ના સમુદ્ર સમાન હતા, ૧૦.

"જેઓ 'વિચારરત્નાકર' નામના પ્રશ્નોત્તરગ્રથ વગેરે અદ્ભુત શાસ્ત્રગ્રંથોના બનાવનાર હતા, તેમ જ અનેક શાસ્ત્રરૂપ સમુદ્રનુ શોધન કરનારા હતા અને હમેશા અપ્રમત્ત (ઉદ્યોગી) હતા, ૧૧.

"એવા વિશાળ કીર્તિવાળા મહાન ઉપાધ્યાય પૂજ્યપાદ શ્રી કીર્તિવિજયના શિષ્ય વિનયવિજયે કલ્પસૂત્ર પર સુબોધિકા (ટીકા) રચી ૧૨. (ચાર શ્લોકોનો અર્થ સાથે કરવો)

"શ્રી વિમળહર્ષ ઉપાધ્યાયના વશમા મુક્તામણિ (મોતી) સમાન, બુદ્ધિના વિષયમા બૃહસ્પતિની બુદ્ધિને જીતનાર અને પંડિતો, સવિજ્ઞો (સાધુઓ) અને સહૃદયોમા ભૂષણભૂત થયેલા, શાસ્ત્રરૂપ સુવર્ણની કસોટી કરનારા વાચકવર ભાવવિજયે એ(ટીકા)ને શોધી (તપાસી દીધી) ૧૩-૧૪.

"સવત્ ૧૬૯૬મા વર્ષે, જેઠ માસના શુકલપક્ષની બીજને દિવસે, ગુરુવારના રોજ, પુષ્ય નક્ષત્રમા આ યત્ન સફળ (પૂર્ણ) થયો ૧૫.

"આ વિવૃતિ (ટીકા) રચવામા શ્રી રામવિજય પંડિતના શિષ્ય શ્રી વિબુધવિજય વગેરેની ચાલુ માગણી પણ હેતુભૂત જાણવી." ૧૬.

દર વર્ષે પર્યુષણમા કલ્પસૂત્ર વાચવાનો નિયમ થયો ત્યારથી તે પર વિવિધ ટીકાઓ તૈયાર થઈ કલ્પસૂત્રમા મુખ્યત્વે કરીને શ્રી મહાવીરચરિત્ર, સક્ષિપ્તમાં શ્રી પાર્શ્વનાથ અને નેમિનાથ તથા આદીશ્વર ચરિત્ર, ત્યારપછી સ્થવિરોના ચરિત્ર અને અતે સાધુની સમાચારી-એટલી હકીકત આવે છે. એના વ્યાખ્યાનો પર્યુષણના ચોથે, પાચમે, છઠ્ઠે અને સાતમે દિવસે અર્થ સાથે થાય છે અને આઠમે દિવસે મૂળસૂત્રનુ વાચન થાય છે એ કલ્પસૂત્રની આ સુબોધિકા નામની ટીકા રચીને લેખકમહાત્માએ કુલ ૬૫૮૦ શ્લોક(ગ્રથાગ્ર)નો ગ્રંથ બનાવ્યો છે. આમા માત્ર ટીકા જ રચી છે એમ નથી, મૂળ ગ્રથમા અનેક પ્રસગે ઘણો નૂતન ઉમેરો

૧ માથે હાથ મૂકવો અથવા વાસક્ષેપ કરવો

ટીકાકારે કર્યો છે. સુપનપાઠક વખતે રેખાશાસ્ત્ર, સ્વપ્નનિમિત્તશાસ્ત્ર અને ભગવાનને કેવળ-જ્ઞાન થયા પહેલાંનો તેમનો વિહાર તથા ઉપસર્ગસહનશક્તિ અને કૈવલ્ય પછી ગણધરવાદ આખો ઉમેર્યો છે મૂળગ્રંથ (કલ્પસૂત્ર) લગભગ ૧૨૫૦ શ્લોકપ્રમાણ છે, તે પર આવા પ્રકારના વધારાથી ટીકા બહુ મોટી થઇ ગઈ છે. એના ઉપોદ્ઘાતમા 'કલ્પ' એટલે શું એની ચર્ચામાં તથા મૂળ લેખકની માહિતી આપવામા સારો ભાગ રોક્યો છે

વચ્ચે વચ્ચે 'કલ્પકિરણાવલી' નામની ટીકાના રચયિતા શ્રી ધર્મસાગર ઉપર કેટલેક ઠેકાણે ટીકા કરી છે અને તેમણે કહેલા અર્થો સમીચીન નથી કે તેઓ આ કલ્પસૂત્રનો આશય બરાબર સમજ્યા નથી એવી ગર્ભિત સૂચનાઓ કરી છે. તે યુગમાં વિજયપક્ષ અને સાગરપક્ષ વચ્ચે થયેલા ઝગડા ઐતિહાસિક છે તેની એમા પીઠિકા છે.

એકંદરે ટીકાની ભાષા સરળ છે, વાચવામા મજા આવે તેવી છે. લેખકનો ભાષા પર કાબૂ ઘણો સુંદર હોય એમ બતાવે તેવો એ ગ્રંથ છે. એમણે પોતે જ પ્રસ્તાવના કરતા જણાવ્યુ છે કે આ કલ્પસૂત્ર ગ્રંથ પર અનેક ટીકાઓ થયેલી છે છતાં પોતે સામાન્ય મનુષ્યો માટે આ ટીકા બનાવે છે. સૂર્ય હોય તો પણ ભોંયરામા પ્રકાશ માટે નાના દીવાની જરૂર પડે છે એ તેમનો આદર્શ છે.

આ ટીકા તેમણે સં. ૧૬૯૬ના જેઠ શુદિ બીજ, ગુરૂવારે પૂરી કરી એટલે એ તેમની કૃતિઓમા પહેલી હતી એમ જણાય છે.

પ્રશસ્તિ પરથી લેખકના હૃદયમા શ્રી હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિ પ્રત્યે કેટલુ માન હશે તેનો ખ્યાલ આવે છે. પોતાના ગુરુ શ્રી કીર્તિવિજય ઉપાધ્યાય તરફ પણ તેમનું અત્યંત માન જણાય છે. લેખક તરીકે શ્રી કીર્તિવિજયે [1]'વિચારરત્નાકર' ગ્રંથ બનાવ્યો છે તેથી તેઓનો પણ શાસ્ત્રબોધ સારો હશે એમ માલૂમ પડે છે.

શ્રી વિનયવિજય ઉપાધ્યાય પોતાના ગ્રંથોની રચનામા ઉપયોગિતાના તત્ત્વ પર ખાસ ધ્યાન આપતા હશે એમ જણાય છે. એમણે બનાવેલ પુણ્યપ્રકાશ (આરાધના)નુ સ્તવન તથા દર વર્ષે વંચાતા પર્યુંષણના વ્યાખ્યાનો અને દર વર્ષે આયંબિલની ઓળીમા નવ નવ દિવસ સુધી વંચાતો શ્રીપાળનો રાસ જોતા તેમણે જનતાની તાત્કાલિક જરૂરિયાત પર, ગ્રંથપસંદગી કરતી વખતે, ખાસ લક્ષ્ય આપ્યુ હશે એમ લાગ્યા વગર રહે તેમ નથી

મૂળ કલ્પસૂત્ર પર રચેલ 'સુબોધિકા' ટીકાને તેઓ 'વૃત્તિ' કહેતા નથી, પણ 'વિવૃતિ' કહે છે. એટલે વૃત્તિમા તો મૂળનો અર્થ કરવાનો હોય, પણ વિવૃતિમા વિશેષ આનુષંગિક હકીકત પણ જણાવી શકાય એવો આશય જણાય છે

---

૧ એ ગ્રંથ છપાયેલ છે ને લભ્ય છે તેમા શ્રી આચારાંગાદિ સૂત્રોમાથી અમુક સંખ્યામા જુદા જુદા અધિકારો ચૂંટીને દાખલ કરેલા છે ખાસ વાચવા યોગ્ય છે

તે વખતના સમાજમા નિમિત્તના સબધમાં જનતાની માન્યતા કેવી હશે, રાજદરબારમા પડિતો જાય ત્યારે કેવા પ્રકારની તૈયારી કરતા હશે, એક નેતા હોવાની જરૂરિયાત કેટલી જણાતી હશે, ગર્ભવતી સ્ત્રીઓને અગે કેટલી સભાળ લેવામા આવતી હશે વગેરે ઘણી બાબતો પર પ્રકાશ પડે છે, તે ટીકા પરથી તારવી કાઢવા યોગ્ય છે. એ પ્રસગો પરથી શ્રી વીરપરમાત્માના સમયનુ ભાન થાય તેમ છે એમ ધારવા જેવુ નથી, એવી અનેક બાબત શ્રી વિનયવિજય ઉપાધ્યાયના સમયની સમાજરચના બતાવે છે એમ સમજી લેવાના અનેક પ્રસંગો ટીકા પરથી પ્રાપ્ત થાય તેમ છે.

વ્યાકરણની ચર્ચા કેટલેક સ્થળે આ ટીકામા આવે છે તે ટીકાના કર્તાનો વ્યાકરણ પરનો કાબૂ બતાવે છે. તાર્કિક કોટીઓ ચર્ચામા અવારનવાર આવે છે તે તેમનું અને શ્રીમદ્યશોવિજયનું ન્યાય વિષય પરનુ પ્રભુત્વ પુરવાર કરે છે અને સાથે તે બન્ને વચ્ચે કેટલો તફાવત હતો તે ચર્ચાની વિગત પરથી જણાઇ આવે છે

એકદરે આ સુબોધિકા ટીકા સરળ, બાળ તથા વિદ્વાન વર્ગ બંનેને ઉપયોગી અને કલ્પસૂત્ર સમજવા માટે અગત્યનું સાધન પૂરુ પાડે છે.

તે કાળમાં શ્રી હીરવિજય આચાર્યનુ તથા વિજયસેનસૂરિનું સમાજમા કેવુ માન હતું તે વિચારવા માટે પ્રશસ્તિ ખાસ આપી છે. તે યુગમા ધર્મના પ્રભાવકો બહુ સારા થયા છે એમ લાગ્યા વગર રહે તેમ નથી આ સબધી તાત્કાલિક ઇતિહાસની વિચારણામાં કેટલીક હકીકત જોવામા આવશે આ ટીકા બનાવતી વખતે (૧૬૯૬મા) વિનયવિજય ઉપાધ્યાય વિજયતિલકસૂરિ અને તેમની પાટે વિજયાનદસૂરિના પક્ષમા હતા એમ પ્રશસ્તિ પરથી જણાય છે. એમણે એમા વિજયદેવસૂરિનુ નામ આપ્યુ નથી એ ખાસ સૂચક છે ત્યારપછી એ વાત ફરી ગઈ એ આપણે જોઈ ગયા 'આનદલેખ' આ ટીકા રચતા પહેલાં લખાયેલો હતો તે આપણે આગળ જોશુ

લોકપ્રકાશ—

આ ગ્રથની પ્રશસ્તિ આ વિભાગની શરૂઆતમા ચરિત્રવિચારણાને અંગે આપી છે. ત્યા તેનુ આખુ ભાષાતર આપ્યું છે મૂળ વિભાગના જિજ્ઞાસુએ તે વાચી લેવુ. (જૈન ધર્મ પ્રસારક સભા, કાળલોક, પૃ ૭૨૧–૭) એ પ્રશસ્તિમા શ્રી સુધર્માસ્વામીથી માડીને ગ્રથરચનાના સમય સુધીના આચાર્યોની પરપરા આપેલી છે ગ્રંથરચના સ ૧૭૦૮ના વૈશાખ શુદિ પાચમે પૂરી થઈ તે વખતે તપગચ્છમાં આચાર્યપદે વિજયપ્રભસૂરિ હતા એમ એ પ્રશસ્તિમા લખ્યું છે આ બાબતમા કાઇ અવ્યવસ્થા જણાય છે. ૧૭૦૮મા વિજયસિહસૂરિ હયાત હતા. તેઓ ૧૭૦૯મા કાળધર્મ પામ્યા એ પ્રસિદ્ધ વાત છે. પ્રશસ્તિ કાઇ મોડી લખાયેલી હોવી જોઇએ એમ મારુ અનુમાન છે.

સર્વ વિષયોનો સંગ્રહ આ ગ્રંથમાં કરવામાં આવ્યો છે એમ એ ગ્રંથની આ નીચે આપેલી સંક્ષિપ્ત અનુક્રમણિકા પરથી જોવામાં આવશે એના મુખ્ય ચાર વિભાગ પાડવામાં આવ્યા છે દ્રવ્યલોક, ક્ષેત્રલોક, કાળલોક અને ભાવલોક તેના સર્ગ ૩૬ છે. ૩૭મો સર્ગ અનુક્રમણિકાનો જ છે તે નીચે પ્રમાણે—

## ( દ્રવ્યલોક )

પ્રથમ સર્ગમાં મંગળાચરણ, અભિધેય, પ્રયોજન, શિષ્ટપ્રસાદન. ઔદ્ધત્યત્યાગ, ગ્રંથનું નામ, અંગુળ–યોજન–રજ્જુ, પલ્યોપમ ને સાગરોપમનું સ્વરૂપ, ગુણાકાર, ભાગાકાર, સંખ્યેય, અસંખ્યેય ને અનંતના પ્રકારો વગેરે કહ્યું છે.

બીજા સર્ગમા દ્રવ્યલોક, ક્ષેત્રલોક કાળલોક ને ભાવલોકનુ નામમાત્ર આખ્યાન અને ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય. આકાશાસ્તિકાય ને સિદ્ધનુ સ્વરૂપ બતાવેલું છે.

ત્રીજા સર્ગમા જે ૩૭ દ્વારો વડે સંસારી જીવોનુ સ્વરૂપ બતાવવાનુ છે તે ૩૭ દ્વારનો વિસ્તાર – તેનુ સ્વરૂપ બતાવેલુ છે.

ચોથા સર્ગમા પૃથ્વીકાયાદિ પાચ સૂક્ષ્મ સ્થાવરનુ સ્વરૂપ કહ્યુ છે. તેની ઉપર ૩૭ દ્વાર ઉતાર્યા છે.

પાચમા સર્ગમા પૃથ્વીકાયાદિ પાચ બાદર સ્થાવરનુ સ્વરૂપ ૩૭ દ્વાર વડે કહ્યું છે. આ પ્રમાણે દરેક જીવપ્રકાર માટે સમજવુ

છઠ્ઠા સર્ગમા દ્વીન્દ્રિયાદિ તિર્યંચોનુ સ્વરૂપ કહ્યુ છે.

સાતમા સર્ગમા મનુષ્યોનું સ્વરૂપ કહ્યુ છે.

આઠમા સર્ગમા દેવોનું સ્વરૂપ કહ્યુ છે.

નવમા સર્ગમા નારકોનુ સ્વરૂપ કહ્યુ છે

દશમા સર્ગમા સર્વ જીવોના ભવોનો સંવેધ કહ્યો છે, તેમ જ દશમા સર્ગમા મોટું અલ્પબહુત્વ અને કર્મપ્રકૃતિઓનુ સ્વરૂપ કહ્યુ છે.

અગિયારમા સર્ગમા પુદ્ગળાસ્તિકાયના સ્વરૂપનુ વર્ણન છે.

આ રીતે અગિયાર સર્ગમા દ્રવ્યલોક પૂર્ણ થાય છે.

## ( ક્ષેત્રલોક )

બારમા સર્ગમા સામાન્યથી ક્ષેત્રનુ નિરૂપણ, દિશાનું નિરૂપણ, લોકમા રજ્જુ અને ખંડુકનુ સ્વરૂપ, સંવર્તિત લોકનુ સ્વરૂપ અને તેની મહત્તા ને આયામ ઉપર દૃષ્ટાંત તથા રત્નપ્રભા વગેરે પૃથ્વીનુ નિરૂપણ, વ્યંતરોની નગરાદિ સમૃદ્ધિનુ પરિકીર્તન – આ સર્વે સવિશેષપણે નિરૂપિત કરે છે.

તેરમા સર્ગમા ભવનપતિનુ સ્વરૂપ તથા તેના ઇંદ્રોના નામ તથા તેના સામાનિક દેવો, અગ્રમહિષી વગેરેની સંપદા વિસ્તારથી કહી છે.

ચૌદમા સર્ગમા સાત નરકનુ નિરૂપણ, તેના પ્રસ્તટ, દરેક પ્રસ્તટે શરીરસ્થિતિ, લેશ્યા, આયુ અને વેદના વગેરેની સંપદા વિસ્તારથી કહી છે.

પંદરમા સર્ગમાં તિર્યક્લોકનુ સ્વરૂપ, અસંખ્યાત દ્વીપસમુદ્રનું વર્ણન. જંબૂદ્વીપની જગતીનુ ને તેના દ્વારનું તેમ જ તેના સ્વામીનુ વર્ણન છે. આ સર્ગમા વિજયદેવની ઋદ્ધિનું બહુ વિસ્તારથી વર્ણન છે

સોળમા સર્ગમા ભરતક્ષેત્ર, વૈતાઢ્ય પર્વત, તેની ગુફાઓ તથા કૂટો, હિમવંત પર્વત, પદ્મદ્રહ, શ્રીદેવી, ગંગા વગેરે નદીઓ, લવણસમુદ્રમાં નીકળેલી બે પર્વતની આઠ દાઢાઓ, તેની ઉપર રહેલા ૫૬ અંતર્દ્વીપો, તેમા રહેલા યુગલિકો, હૈમવતક્ષેત્ર. તેમા રહેલ વૃત્તવૈતાઢ્ય, મહાહિમવંત પર્વત, તેના પર રહેલ દ્રહ. તે દ્રહમાથી નીકળતી બે નદીઓ અને તે પર્વત પર રહેલ કૂટો, હરિવર્ષ ક્ષેત્ર, નિષધ પર્વત, શીતા શીતોદા નદી અને પાંચ પાચ દ્રહોનુ વર્ણન છે.

સત્તરમા સર્ગમા દેવકુરુ ને ઉત્તરકુરુ ક્ષેત્ર, પૂર્વ ને પશ્ચિમ મહાવિદેહ, આ પ્રમાણે સામાન્યથી ચાર વિભાગવાળા મહાવિદેહનુ વર્ણન, તેમાં રહેલી વિજયો, વક્ષસ્કાર પર્વતો, અંતર નદીઓ, વિજયમાં રહેલ વૈતાઢ્ય, વિજયના છ ખંડ અને મુખ્ય નગરીઓ, ગંધમાદન ને માલ્યવંતનુ ગજદંતોનું વર્ણન, ઉત્તરકુરુક્ષેત્રનુ વિસ્તારથી નિરૂપણ, યમકાદ્રિ, પાચ દ્રહો, ૧૦૦ કંચનગિરિઓ, જંબૂવૃક્ષનું તેના કૂટો સહિત વર્ણન, તેના અધિપતિનુ વર્ણન, સૌમનસ ને વિદ્યુત્પ્રભ ગજદંતોનુ વર્ણન, દેવકુરુ ક્ષેત્રનુ વર્ણન, તેમા રહેલા ચિત્ર ને વિચિત્ર પર્વતો, દ્રહો, કંચનગિરિઓ, શાલ્મલી વૃક્ષ વગેરેનુ વર્ણન છે.

અઢારમા સર્ગમાં મેરુપર્વતનુ વર્ણન, તેના ચાર વન, તેમા આવેલા કૂટો, મેરુની ત્રણ મેખળા, ઉપર આવેલી ચૂલિકા અને પાંડુકવનમા આવેલ તીર્થંકરોના જન્માભિષેકની શિલાઓ અને સિંહાસનોનું વર્ણન છે

ઓગણીશમા સર્ગમાં નીલવંત પર્વત, તેની ઉપર કૂટો, દ્રહ, તેની અધિષ્ઠાયક દેવી, દ્રહમાંથી નીકળતી શીતા ને નારીકાંતા નદીનુ નામમાત્ર વર્ણન, રમ્યક્ ક્ષેત્ર, રુકમી પર્વત, હૈરણ્યવત ક્ષેત્ર, શિખરી પર્વત, ઐરવત ક્ષેત્ર, તેના છ ખંડ અને મધ્યની નગરી વગેરેનુ વર્ણન, ક્ષેત્ર ને પર્વતાદિનુ ઉત્તરદક્ષિણમા સામ્ય તેમ જ સર્વ પર્વતો, કૂટો, વિદ્યાધરની શ્રેણિઓ, તે પરના નગરો, કુલ નદીઓ, પ્રપાત કુંડો, દ્રહો, ચક્રવર્તી, તેના રત્નો, અરિહંતો તથા જંબૂદ્વીપવર્તી સૂર્ય, ચંદ્ર, ગ્રહાદિકની એકંદર સંખ્યા વગેરે સર્વ આપેલ છે.

વીશમા સર્ગમાં મંડલાદિક પાંચ દ્વાર વડે સૂર્ય–ચંદ્રની ગતિની રીત વિસ્તારથી બતાવી છે ને તેની સાથે નક્ષત્રના યોગનું, દિનવૃદ્ધિ ને ક્ષયાદિકનું. ધ્રુવરાહુનું ને પર્વરાહુનું, તિથિની ઉત્પત્તિનું અને પંદર દ્વારો વડે નક્ષત્રોનું નિરૂપણ કરેલું છે.

એકવીશમા સર્ગમા લવણસમુદ્રનું. તેની શિખાનું, પાતાળકળશાઓનું, એ સમુદ્રમા રહેલા દ્વીપોનું, સુસ્થિતાદિ દેવનું અને ચંદ્ર–સૂર્યાદિ જ્યોતિઓનું વર્ણન કરેલું છે.

બાવીશમા સર્ગમા જુદાં જુદા ક્ષેત્રાદિક કહેવા વડે ધાતકીખંડનું અને કાળોદધિનું પૂર્વવત્ વર્ણન બતાવવામા આવ્યું છે.

તેવીશમા સર્ગમા પુષ્કરાર્ધદ્વીપનું ને માનુષોત્તર પર્વતનું વર્ણન આપેલું છે અને નરક્ષેત્ર-(અઢીદ્વીપ)મા આવેલા સમસ્ત ક્ષેત્ર અને પર્વતાદિકનો સંગ્રહ કરેલો છે. તેમ જ સર્વ શાશ્વત ચૈત્યોની સંખ્યાનું વિસ્તાર સાથે નિરૂપણ કરેલું છે.

ચોવીશમા સર્ગમા મનુષ્યક્ષેત્રની બહાર આવેલા સ્થિર જ્યોતિઓ પૈકી સૂર્ય–ચંદ્રની શ્રેણિનું વર્ણન કર્યું છે. તથા પુષ્કરવર સમુદ્ર, ક્ષીરવર દ્વીપ, ક્ષીરવર સમુદ્ર વગેરેનું વર્ણન અનુક્રમે આપતા નંદીશ્વર દ્વીપનું અને તે દ્વીપમા આવેલા શાશ્વતા ચૈત્યોનું વિસ્તારથી વર્ણન અને પ્રાંતે સ્વયંભૂરમણ સમુદ્ર સુધીનું વર્ણન આપેલું છે

પચીશમા સર્ગમાં ચર અને સ્થિર એવા ચંદ્રાદિ જ્યોતિઓની વ્યવસ્થિતિનું સવિસ્તર વર્ણન છે.

છવીશમા સર્ગમાં ઊર્ધ્વલોકનું વર્ણન શરૂ થાય છે. તેમાં સૌધર્મ ને ઈશાન દેવલોકની હકીકત, તેના વિમાનોની શ્રેણિઓ. પુષ્પાવકીર્ણ વિમાનો, તેના નામ, તેમા આવેલા પ્રાસાદની અને સભાઓની પરિપાટી, નવો દેવ કેવી રીતે ઊપજે તેના અભિષેકની હકીકત, તેણે કરાતી સિદ્ધોની પૂજા, તેનાથી ભોગવાતા ભોગ, દેવોના સ્વરૂપનું વર્ણન, દેવો કેવી ભાષા બોલે છે તેનું તથા દેવીઓના રૂપનું વર્ણન, તેની સાથેના વિલાસનું (કામક્રીડાનું) વર્ણન, તેમનો જેવા પ્રકારનો આહાર છે તે અને તેઓ આહાર અને શ્વાસોચ્છ્વાસ કેટલે અંતરે લે છે તેનું વર્ણન, મનુષ્યલોકમા સ્નેહના આકર્ષણથી તેનું આવવું, પ્રેમના વશીકરણથી કેટલી નરકપૃથ્વી સુધી તેનું જવું, મહર્દ્ધિક દેવસ્વરૂપ તેમના અવધિજ્ઞાનનું પ્રમાણ તથા લોકપાળ, અગ્રમહિષી (ઇંદ્રાણી), સામાનિક વગેરે દેવોથી શોભતા એવા સૌધર્મેંદ્ર અને ઈશાનેંદ્રની શક્તિ અને સંપત્તિનું વર્ણન વગેરે આપેલું છે

સત્તાવીશમા સર્ગમા ત્રીજા ને ચોથા દેવલોકનું વર્ણન, પાંચમા બ્રહ્મ દેવલોકનું વર્ણન, તેને અંગે મૂળથી નીકળેલા તમસ્કાયનું, કૃષ્ણરાજીનું અને તેના (કૃષ્ણરાજીના) અંતરે રહેલા લોકાંતિકના વિમાનોનું વર્ણન, લાંતક દેવલોકનું વર્ણન, ત્રણ પ્રકારના કિલ્વિષિક દેવોનું વર્ણન, જમાલિનું ચરિત્ર શુક્ર સહસ્રારાદિ દેવલોકનું યાવત્ અચ્યુત દેવલોક સુધીનું વર્ણન. રામ-

સીતાનુ ચરિત્ર. ગ્રૈવેયક અને અનુત્તર વિમાનોનુ વર્ણન, ત્યારપછી સિદ્ધશિલાનુ અને લોકાંતે રહેલા સિદ્ધોનુ વર્ણન આપેલુ છે.

આ પ્રમાણે ૧૬ સર્ગમા (૧૨ થી ૨૭ સુધીમા) ક્ષેત્રલોક પૂર્ણ કરેલો છે.

## (કાળલોક)

૨૮મા સર્ગમાં કાળને દ્રવ્ય તરીકે માનવા સબધી બે મતને આશ્રીને યુક્તિની સ્પષ્ટતા, છ ઋતુનું વર્ણન, કાળગોચર નિક્ષેપા, સમય, આવળી, ક્ષુલ્લક ભવનુ વર્ણન, ઘડી, મુહૂર્ત, દિવસ, પક્ષ, માસ વગેરેનું વર્ણન, સૂર્ય, ઋતુ, ચદ્ર, નક્ષત્ર ને અભિવર્દ્ધિત–એમ પાચ પ્રકારના માસ, વર્ષ અને તેની ઉપપત્તિનુ વર્ણન, યુગનો આદિ ક્યારે થાય તે, દરેક યુગમાં આવતા માસ, ઋતુ, અયનો ને દિવસોનુ પ્રમાણ, અધિક માસ, અવમ રાત્રિઓ ને વિષુવત્‌ની આવૃત્તિ, ઋતુ, અયન અને નક્ષત્રાદિ સાથે ચદ્રમાનો યોગ, તેના કરણો, સૂર્યના કરણો, બીજા બવાદિ કરણો, પૌરુષી વગેરેનું પરિમાણ, તેના વડે તિથિ આદિનો નિશ્ચય વગેરે બતાવેલ છે.

૨૯મા સર્ગમા યુગથી માંડીને સો–હજાર વગેરેના ક્રમથી શીર્ષપ્રહેલિકા સુધીના અંકોનુ નિરૂપણ, અવસર્પિણીના પહેલા ત્રણ આરાનુ વર્ણન તેમ જ કલ્પવૃક્ષ, યુગલિકાદિનુ વર્ણન આપેલુ છે.

૩૦મા સર્ગમા સામાન્યે જિનેશ્વરોના જન્મથી માડીને નિર્વાણ પર્યંતની સર્વ પરિસ્થિતિનુ વિસ્તારથી વર્ણન આપેલું છે.

૩૧મા સર્ગમા ચક્રવર્તીના દિગ્વિજયની હકીકત, તેની સંપત્તિનુ વર્ણન, નવ નિધિ ને ચૌદ રત્નોનુ વર્ણન તથા વાસુદેવ, બળદેવ ને પ્રતિવાસુદેવનુ સામાન્ય વર્ણન આપેલુ છે.

૩૨મા સર્ગમાં ઋષભાદિ જિનેશ્વરોનુ પૂર્વભવથી માંડીને સક્ષેપથી ચરિત્ર વર્ણવેલુ છે.

૩૩મા સર્ગમા આ અવસર્પિણીમા થયેલા ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ વગેરે સત્પુરુષોનું ચરિત્ર વર્ણવેલુ છે.

૩૪મા સર્ગમા આ પાચમા આરાના સ્વરૂપનું નિરૂપણ અને તેમા થનારા ઉદયો તથા આચાર્યોનુ વર્ણન, તેમના નામો અને એ મહાત્માઓની કુલ સંખ્યા બતાવી છે. ત્યારપછી છઠ્ઠા આરાના પ્રારંભમા થનારા ધર્મોચ્છેદાદિરૂપી સ્થિતિ, શત્રુજયગિરિની વૃદ્ધિ–હાનિ અને છઠ્ઠા આરામા બિલવાસી થનારા મનુષ્યાદિનુ વર્ણન આપ્યું છે તેમ જ ઉત્સર્પિણીમા ઉત્કૃષ્ટપણે થનારી બધી સ્થિતિ, પર્યાયવૃદ્ધિ વડે વધતી છએ આરાની સ્થિતિ, આવતી ઉત્સર્પિણીમા થનારા જિન તથા ચક્રી વગેરેનુ વર્ણન આપવામા આવ્યુ છે

૩૫મા સર્ગમા ચાર પ્રકારના પુદ્ગળપરાવર્તનનું સ્વરૂપ, ઔદારિકથી માંડીને કાર્મણ સુધીની આઠે વર્ગણાનુ સ્વરૂપ, કર્મના પરમાણુઓમા રહેલા અનુભાગના સ્પર્દ્ધકોનું સ્વરૂપ, અતીત, અનાગત કાળનુ માન ઇત્યાદિ પરિકીર્તન વડે દિષ્ટ (કાળ) લોક સપૂર્ણ કરેલો છે.

## ( ભાવલોક )

૩૬મા સર્ગમા 'ભાવલોક'નું સ્વરૂપ આપેલું છે તેમા છ ભાવોનું સમ્યક્ પ્રકારે નિરૂપણ કર્યું છે અને ભાવલોક પૂર્ણ કર્યો છે.

આવી રીતે ચાર વિભાગમા આ સર્વસમુચ્ચય ગ્રથ (Encyclopaedia of Jainism) પૂરો કરવામા આવ્યો છે એના શ્લોકોની કુલ સખ્યા ૧૫૫૫૯ છે, જ્યારે ગદ્યવિભાગ સાથેનુ ગ્રથાગ્ર ૨૦૬૨૧ શ્લોકનુ છે. ગ્રંથાગ્ર ૩૨ અક્ષરે એક શ્લોકનુ ગણાય છે. લખેલ પ્રતમા પ્રાતે ગ્રથાગ્ર ૨૦૬૨૧ લખેલ છે.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ ચાર વિષયો લઇને આ ગ્રથમા જૈન ધર્મનો દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગ સક્ષેપમા સમાવી દેવામા આવ્યો છે. આ ગ્રથમા ચરણકરણાનુયોગ શ્રાવકના બાર વ્રત તથા ૧૮૦૦૦ શીલાંગ વગેરે કહેવાને પ્રસગે ચર્ચ્યો છે. અને તીર્થંકરાદિ ચરિત્રોદ્વારા ધર્મકથાનુયોગ પણ ટૂકામા આપેલો છે.

તીર્થંકરો અને ચક્રવર્તીઓ તથા વાસુદેવોના ચરિત્રોનો વિષય કાળલોકમાં ચર્ચવામાં આવ્યો છે. મારી ગણતરી પ્રમાણે દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગની તો કોઈ પણ વાત ઘણે ભાગે આ ગ્રથની બહાર રહેવા દેવામા આવતી નથી. કોઈને જૈન ધર્મના તત્ત્વવિભાગનો સામાન્ય ખ્યાલ કે અભ્યાસ કરવો હોય તો તેને આ ગ્રથ સારી રીતે બતાવી શકાય. જેના અભ્યાસ અને મનન માટે ભલામણ કરી શકાય તેવો ભવ્ય અને વિશાળ આ ગ્રથ છે અને છતા તેમા સંક્ષિપ્તતા આણવા માટે જેટલો બને તેટલો પ્રયાસ કરવામા આવ્યો છે.

એ ગ્રથનુ નામ 'લોકપ્રકાશ' રાખવામા આવ્યું છે लोक्यन्ते द्रव्याणि अस्मिन्निति लोक એવી 'લોક'શબ્દની વ્યાખ્યા કરવામા આવી છે. જેમા દ્રવ્યો દેખાય છે–જોવામા આવે છે તે 'લોક' દ્રવ્યના બે વિભાગ. જીવ અને અજીવ. અજીવના પાચ પ્રકાર. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગળાસ્તિકાય અને કાળ. એ છએ દ્રવ્યોનુ ખૂબ વિસ્તારથી, પણ અન્ય શાસ્ત્રોની અપેક્ષાએ અતિ સક્ષિપ્ત સ્વરૂપ આ ગ્રથમા આગમાદિ ધર્મશાસ્ત્રોના દોહનરૂપે આપવામા આવ્યુ છે.

આ ગ્રંથને એનસાઈકલોપીડિઆ–સમુચ્ચયગ્રથ કહેવાનુ કારણુ એ છે કે ગ્રથકર્તાએ એના આલેખનમા ૧૦૨૫ સાક્ષીઓ – અન્ય મહાન આગમ આદિ ગ્રથોની–મૂકી છે કેટલીક જગ્યાએ આગમ–સૂત્રનો માત્ર નામનિર્દેશ છે, જ્યારે ઘણીખરી જગ્યાએ તો લેખકે પોતે મૂળપાઠોનો

ઉતારો પણ સાથે જ આપ્યો છે. મૂળ આગમ ને પંચાંગી મળી અડસઠમાંથી સાહદતો તેમાં આપી છે, જ્યારે ગ્રંથો અને પ્રકરણો, જેના આધાર ટાંકવામાં આવ્યા છે તેની સંખ્યા ૧૦૩ની થાય છે. આ આખું ૧૦૨૫ શહાદતોનું સ્થાન–લિસ્ટ શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ પ્રગટ કરેલ ‘કાળલોકપ્રકાશ’ નામના ગ્રંથના પ્રારંભના ૩૬ થી ૪૭ પૃષ્ઠમાં ખૂબ પ્રયાસ કરીને આપવામાં આવ્યું છે. લોકોમાં વાત પ્રચલિત હતી કે આ ગ્રંથરચનામાં શ્રી વિનયવિજય ઉપાધ્યાયે ૭૦૦ ગ્રંથની સાક્ષીઓ આપી છે તેને સ્થાને બરાબર હકીકત શી છે તેનો આ ઉતારાથી ખ્યાલ આવે તેમ છે. વળી तथाहुः, तथोक्तं, इति वचनात्, वृद्धसम्प्रदायः, इति आम्नायः, इत्युक्त पूर्वसूरिभिः, पुरातनाः, त्रुटितपत्रे, त्रुटितगाथाया, इति जनप्रवाद' આવા શબ્દોથી સૂચવેલા આધારો ઉપરની સંખ્યામાં જણાવેલ નથી એવા આધારો પણ પુષ્કળ છે. ગ્રંથકર્તાનું જ્ઞાન કેટલું વિશાળ હશે, યાદશક્તિ કેટલી તીવ્ર હશે અને વાંચેલ વાતને શોધી કાઢવાની શક્તિ કેટલી મજબૂત હશે તેનો ખ્યાલ કરવા જેવું છે. અત્યારની જેમ તે વખતે ગ્રંથો મુદ્રિત થયેલા નહોતા, ગ્રંથની અનુક્રમણિકા તે વખતે તૈયાર કરવાનો રિવાજ નહોતો, આચારાંગમાં વાંચેલ હતું એમ યાદ કરતાં તેમાંથી પાઠ ન નીકળે તો ભગવતીસૂત્રમાંથી એ પાઠ કાઢતાં કલાકો થાય તેવો તે યુગ હતો. તેવા હજારો ઉતારા સાથેનો આધારભૂત ગ્રંથ તદ્દન શુષ્ક વિષય પરનો તૈયાર કરવો અને તેમાં સ્ખલના આવવા ન દેવાની ચીવટ રાખવી એ અતિ વિશાળ જ્ઞાન, યાદશક્તિ પરનો કાબૂ અને સમુચ્ચયીકરણશક્તિ( Synthetic power )નો મહાનમૂનો પૂરો પાડે છે.

ઉત્તરાધ્યયનસૂત્રની મોટી ટીકા કરનાર શ્રી ભાવવિજયે એ ગ્રંથ શોધી આપ્યો છે. એ ભાવવિજયનું આગમજ્ઞાન અતિ વિશાળ હતું. આ રીતે આ ગ્રંથ પર આગમજ્ઞની છાપ મારવામાં આવી છે.

આ ગ્રંથમાં એક ખાસ વિશિષ્ટતા જોવામાં આવે છે. એમાં અનેક યંત્રો અને ચિત્રો મૂકવામાં આવ્યા છે. એ ચિત્રો અને યંત્રો પૈકી યંત્રો તો ગ્રંથકર્તાએ પોતે જ તૈયાર કરેલા છે; પણ ચિત્રો પોતે આલેખ્યા હશે કે અન્ય કળાકાર પાસે તૈયાર કરાવ્યા હશે તેની સ્પષ્ટતા કોઈ સ્થાનકે થઈ નથી. એ ગમે તેમ હોય પણ સત્તરમી સદીની આખરમાં જૈન ચિત્રકળાનાં વહેણ કઈ દિશાએ વહેતા હતા એ બતાવવા માટે એ ચિત્રો ઘણી સામગ્રી પૂરી પાડે છે. મુસલમાન સમયની ઉત્તરાવસ્થાના અનેક ભાગો એ ચિત્રોમાંથી બરાબર માલૂમ પડી આવે છે.

શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના શાસ્ત્રી જેઠાલાલ ‘કાળલોક’ની પ્રસ્તાવનાને છેડે ( પૃ ૧૨માં ) લખે છે કે “આ આખા લોકપ્રકાશ ગ્રંથમાં જે જે હકીકત ગ્રંથકારે સ્વકૃતિ તરીકે લખી છે તે સર્વ ‘અનેક શાસ્ત્રાનુસાર’ જ લખી છે. ઉપરાંત વધારે આશ્ચર્ય તો એ થાય છે કે તેમણે આપેલી અનેક સૂત્રો, વૃત્તિઓ, ગ્રંથો અને પ્રકરણોની સાક્ષીઓ ઉપરથી તેમણે કેટલા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હશે, કેટલા શાસ્ત્રો તેમને કંઠસ્થ હશે, કેટલા શાસ્ત્રો પ્રસંગે

સ્મૃતિમા સાન્નિધ્યકારી હશે, વિષયોની પ્રરૂપણામા કયા કયાં શાસ્ત્રો, કયાં કયાં સ્થળે, કેવા કેવા અભિપ્રાયથી જુદા પડે છે – મતાતરવાળા થાય છે તે બતાવેલ હોવાથી તે સંબધી વિચાર કરતા તેઓ એક ધુરધર વિદ્વાન તરીકે માલૂમ પડે છે." બ્રાહ્મણ છતાં જૈન શાસ્ત્રના અનુભવી પડિતનો આ અભિપ્રાય અક્ષરશ ખરો છે. શ્રી લોકપ્રકાશ ગ્રંથ બનાવીને આપણા કવિરાજે ખરેખર કમાલ કરી છે. એમના આગમજ્ઞાન, યાદશક્તિ અને તર્કવિચારણાની પરાકાષ્ઠા એમા જણાય છે.

## હૈમલઘુપ્રક્રિયા

શ્રી વિનયવિજય ઉપાધ્યાયે આ કૃતિ સવત્ ૧૭૧૦મા કરી છે એમ સદર ગ્રંથની પ્રશસ્તિ પરથી જણાય છે સદર પ્રશસ્તિ નીચે પ્રમાણે છે.—

स्फूर्जद्रूपार्थनिधेर्हैमव्याकरणरत्नकोशस्य ।
अर्गलभिद्वचनेयं कनीयसी कुञ्चिकाद्रियताम् ॥ १ ॥

श्रीहीरविजयसूरेः पट्टे श्रीविजयसेनसूरीशाः ।
तेषां पट्टे संप्रति विजयन्ते विजयदेवसूरींद्राः ॥ २ ॥

श्रीविजयसिंहसूरिर्जीयाज्जयवति गुरौ गते स्वर्गं ।
श्रीविजयप्रभसूरिर्युवराजो राजतेऽधुना विजयी ॥ ३ ॥

खेन्दुमुनीन्दुमितेऽब्दे विक्रमतो राजधन्यपुरनगरे ।
श्रीहीरविजयसूरे प्रभावतो गुरुगुरोर्विपुलात् ॥ ४ ॥

श्रीकीर्तिविजयवाचकशिष्योपाध्यायविनयविजयेन ।
हैमव्याकरणस्य प्रथितेयं प्रक्रिया जीयात् ॥ ५ ॥

"હેમચદ્રાચાર્યની કૃતિ, પ્રકાશમાન રૂપ અને અર્થના સમૂહરૂપ હૈમવ્યાકરણ તો રત્નનો ભડાર છે. એ ભડારની અર્ગલા (આગળિયો) તોડતી (ઉઘાડતી) આ રચના નાનકડી સરખી કુંચી છે તેનો તમે સ્વીકાર કરો ૧.

"શ્રી હીરવિજયસૂરિને પાટે શ્રી વિજયસેનસૂરીશ્વર થયા. તેઓશ્રીની પાટ ઉપર હાલમા શ્રી વિજયદેવસૂરિ વિજયવતા વર્તે છે. ૨.

"જયવતા ગુરુ સ્વર્ગે જતા શ્રી વિજયસિંહસૂરિ જય પામો અત્યારે શ્રી વિજયપ્રભસૂરિ યુવરાજ તરીકે વિજયી થઇને શોભે છે. ૩.

"વિક્રમથી ૧૭૧૦ વર્ષે 'રાંધણપુર' નગરે શ્રી હીરવિજયસૂરિના વિસ્તૃત પ્રભાવથી શ્રી કીર્તિવિજય ઉપાધ્યાયના શિષ્ય ઉપાધ્યાય વિનયવિજયે હૈમવ્યાકરણની આ પ્રક્રિયા બનાવી તે જય પામો. ૪–૫."

આ પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે આ ગ્રંથ સં. ૧૭૧૦માં શ્રી 'રાધણપુર' નગરમાં રચાયો. વિશેષ હકીકત એમ જણાય છે કે સંવત્ ૧૭૧૦મા જ્યારે આ ગ્રંથની રચના થઈ ત્યારે આચાર્ય વિજયસિંહસૂરિ સ્વર્ગગમન કરી ગયા હતા અને તે વખતે યુવરાજપદ ઉપર શ્રી વિજયપ્રભસૂરિની સ્થાપના થયેલી હતી. એનો આશય એમ જણાય છે કે તે વખતે હજુ શ્રી વિજયપ્રભસૂરિની આચાર્યપદ પર સ્થાપના થયેલી નહોતી.

અન્ય ગ્રંથો તથા ઐતિહાસિક પ્રમાણો જોતાં વિજયસિંહસૂરિનું સ્વર્ગગમન સં. ૧૭૦૯-ના અષાડ શુદિ બીજને રોજ જણાય છે સં. ૧૭૧૦મા તપગચ્છની જે શાખામાં શ્રી વિનયવિજય ઉપાધ્યાય થયા તેમાં વિજયદેવસૂરિ ગચ્છાધિપતિ હતા તેમણે પોતાના સ્થાન માટે વિજયસિંહસૂરિની સ્થાપના કરેલી હતી. તે સં. ૧૭૦૯મા કાળધર્મ પામી ગયા. ત્યારબાદ ૧૭૧૧મા વિજયપ્રભસૂરિને ગણાજ્ઞા આપી હતી ઇતિહાસ પ્રમાણે તેમનો આ ગણાનુજ્ઞાનો મહોત્સવ અમદાવાદમા સં ૧૭૧૧માં થયો હતો.

આ 'હૈમલઘુપ્રક્રિયા' ગ્રંથ શ્રી વિનયવિજય ઉપાધ્યાયે શ્રીમદ્ હેમચંદ્રાચાર્યરચિત 'સિદ્ધહૈમશબ્દાનુશાસન' નામના મહાવ્યાકરણ અનુસાર બનાવ્યો છે જૈનોમા વ્યાકરણની ખોટ પૂરી પાડવા શ્રી હેમચંદ્રાચાર્યે મોટું વ્યાકરણ બનાવ્યું, તેના આઠ અધ્યાય બનાવ્યા, તે પર છ હજાર શ્લોકની લઘુવૃત્તિ બનાવી તથા અઢાર હજાર શ્લોકની બૃહદ્વૃત્તિ બનાવી. તેના ઉપર એંસી હજાર શ્લોકનો ન્યાસ પણ તેમણે જ બનાવ્યો. એ મૂળ વ્યાકરણના આઠમા અધ્યાયમાં પ્રાકૃત ભાષાનું વ્યાકરણ પણ સાથે જ તૈયાર કરેલું છે એ ઉપરાંત ધાતુપારાયણ અને ઊણાદિ ગણસૂત્રોનું વિવરણ કરી સંપૂર્ણ વ્યાકરણનો વિષય તદ્દન નવીન પદ્ધતિ પર શ્રી હેમચંદ્રાચાર્યે મૂકી દીધો છે

વ્યાકરણની સરળતા તો એથી થઈ, પણ ક્રમે ક્રમે નાનીમોટી વૃત્તિ, ધાતુપારાયણ, ન્યાસ, ઢુંઢિકા ટીકા વગેરેથી એ વ્યાકરણ ઘણું મોટું થઇ ગયું એ ગૂંચવણ દૂર કરવા માટે શ્રી વિનયવિજય ઉપાધ્યાયે આ નાની 'પ્રક્રિયા' રચી. એમણે પ્રથમ સંજ્ઞા–અધિકાર મૂળસૂત્રો સાથે કારિકાદ્વારા જ પ્રતિપાદિત કર્યો, સંધિના નિયમો સરળ અને સુગમ બનાવ્યા, ષડ્લિંગ પ્રકરણમા શબ્દોને અકારાદિ ક્રમમા ગોઠવી દીધા અને ખાસ કરીને તદ્ધિત અને ધાતુમાથી થયેલા નામોની રચના એટલી સરળ અને સુકર બનાવી દીધી કે તેને લઇને આખો વ્યાકરણનો વિષય સુખબોધી અને અલ્પ વિસ્તારવાળો થઇ ગયો.

આ વ્યાકરણની પ્રથમ આવૃત્તિ 'શ્રી જૈન ધર્મ પ્રસારક સભા'એ સં. ૧૯૪૯માં કરી ત્યારપછી એની માગણી થતા સં. ૧૯૭૪મા એ જ સંસ્થાએ એની બીજી આવૃત્તિ બહાર પાડી આખો ગ્રંથ જોતા શ્રી વિનયવિજય ઉપાધ્યાયનો વ્યાકરણના વિષય પરનો કાબૂ ઘણો સુંદર દેખાય છે એમણે વ્યાકરણ શીખવવાની નવીન પણ સરળ રીતિ દાખલ કરી અને એ વ્યાકરણનો

ઉપયોગ અત્યારે પણ થાય છે, તેથી તેમની એ કૃતિ પણ સફળ ગણાય. જેમ શ્રીયુત રામકૃષ્ણ ભાંડારકરે સંસ્કૃત વ્યાકરણની અંગ્રેજીમાં રચના કરી અનેક રીતે એ વિષયને સહેલો કર્યો છે તેમ જ શ્રી વિનયવિજય ઉપાધ્યાયે સંસ્કૃત ભાષાદ્વારા જ વ્યાકરણને સરળ બનાવ્યું છે. આટલા પરની તેઓશ્રીની વિશિષ્ટતા અને મૌલિકતા ગણાય.

## સ્વોપજ્ઞ ટીકા :

શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ બહાર પાડેલા 'કાળ અને ભાવપ્રકાશ' (લોકપ્રકાશ) ગ્રંથની પ્રસ્તાવના, પૃ ૧૪માં આ વિદ્વાન લેખકની કૃતિઓનું પત્રક આપવામાં આવ્યું છે તેમાં ઉપરના વ્યાકરણ ઉપર ગ્રંથકર્તાએ પોતે જ ૩૫૦૦૦ શ્લોકની ટીકા રચી છે એમ જણાવ્યું છે તેમાં બનાવવાનું સ્થળ રાધણપુર લખે છે

'જૈનગ્રંથાવલિ' (જૈન શ્વે કૉન્ફરન્સ)માં ભાષાસાહિત્યવિભાગમાં જૈનવ્યાકરણગ્રંથોનું પત્રક શોધિત ભંડારોને અંગેનું આપવામાં આવ્યું છે તેમાં આ સ્વોપજ્ઞ ટીકા સંબંધી કાંઇ ઉલ્લેખ નથી પૃ. ૩૦૯માં વિનયવિજય રચિત હૈમલઘુપ્રક્રિયાનો ઉલ્લેખ છે. તેનું પ્ર૨ ૨૫૦૦ શ્લોકનું બતાવ્યું છે ત્યાં એનો રચનાકાળ સંવત્ ૧૭૩૭ લખ્યો છે અને નીચે નોટમાં લખે છે કે "આ સંવત્નો અંક પાટણની ટીપ ઉપરથી ઇહાં નોંધ્યો છે પણ ખંભાતની ટીપમાં સદરહુ પ્રક્રિયા સં ૧૭૦૧માં રચાઈ છે એમ જણાવ્યું છે" આ બંને સંવત્ ખોટા છે એની સ્પષ્ટતા તો ઉપરના ઉતારાથી થઇ જાય છે, કારણ કે સ્પષ્ટપણે કૃતિનો સંવત્ ૧૭૧૦ લેખકે પોતે જ જણાવી દીધો છે

સદર ટીકાની એક પ્રત શ્રી ભાવનગર સંઘના જ્ઞાનભંડારમાં છે હાલ તેને છપાવવાનો પ્રબંધ એક મુનિરાજ તરફથી થઈ ગયો છે અને ઘણો ભાગ છપાઇ જવા આવ્યો છે એવા સમાચાર સાંપડ્યા છે. વ્યાકરણને તદ્દન સરળ બનાવી દેવાનું સુંદર કામ ઉપાધ્યાય લેખકશ્રીએ કર્યું. તે પરથી તેમનો સંસ્કૃત ભાષા પર કેટલો પાકો કાબૂ હશે એ બાબત ધ્યાન ખેંચાયા વગર રહે તેમ નથી સદર ગ્રંથની લગભગ ૩૫૦૦૦ શ્લોકની સ્વોપજ્ઞ વૃત્તિની શરૂઆતમાં લેખકશ્રી લખે છે કે –

इह हि श्रीसिद्धराजजयसिंहदेवप्रभृतिपरःशतक्षितिपालमौलिमाणिक्यमालोच्चैर्जितक्रमनखसहस्र-पादाः प्रत्यक्षसरस्वतीचक्रेश्वर्यादिदेवताचतुष्टयकृताह्लादा व्याकरणकाव्यालंकारच्छन्दस्तर्काद्यने-कशास्त्रनिर्माणकृतसकलकोविदप्रमोदाः श्रीहेमचन्द्रसूरिपादाः परपरिगृहीतपाणिनीयादिव्याकरणा-ध्ययने तेषां विनयादिविधाने च जैनयतयो मा स्म खिद्यन्तीति तेषां कृपया श्रीसिद्धराजप्रार्थनया च सकलव्याकरणोपनिषद्भूतमलौकिकसूत्ररचनाप्रधानं विविधविशेषार्थनिधानं श्रीहेमचन्द्राभिधानं महाव्याकरणं निरमासिषुः । तस्मिंश्च रत्नाकर इवातिगंभीरेऽनुवृत्त्याद्यानुकूल्येन सूत्ररचनांचिते शब्दव्युत्पत्तौ प्रमत्तप्रज्ञा विनेयास्य केचनाल्पमतयो ग्राम्य इवा माणिक्यपरिग्रहेऽलसायन्ते। तत-स्तेषामस्मिन्व्याकरणे प्रवेशोपायभूतां शब्दसाधनक्रमेण कतिपयहैमसूत्रसंघटनात्मिकां हैमलघुप्रक्रियां चिकीर्षुरस्मि ॥

વગેરે. આ શરૂઆત ઉપરથી જણાય છે કે આ હૈમલઘુપ્રક્રિયા ગ્રંથ તૈયાર કરવાનો ઉદ્દેશ શ્રી સિદ્ધહૈમવ્યાકરણમાં પ્રવેશ કરવામા સહાયક થવાનો જણાય છે. આખી વૃત્તિ બહુ સરળ સંસ્કૃત ભાષામાં રચી છે.

સદર હૈમલઘુપ્રક્રિયા ઉપર શ્રી વિનયવિજય ઉપાધ્યાયે સ. ૧૭૩૭મા ૩૪૦૦૦ શ્લોક-પ્રમાણ ટીકા રચી, તેને રતલામ નગરમા વિજયાદશમને દિવસે પૂરી કરી (ઋષિ-૭, વહ્નિ-૩, જલધિ-૭, શશિ-૧ અર્થાત્ ૧૭૩૭મે વર્ષે) એમ તેની પ્રશસ્તિ પરથી જણાય છે. એ ગ્રથની પ્રશસ્તિ ઘણી સુદર છે. તેમા પોતે જણાવે છે કે "અમે નવાં કાવ્યોમા પ્રવીણ છીએ, પાણિનિ અને હેમચદ્રના વિજ્ઞાનમા, વાસ્તુતત્ત્વમા, તર્કશાસ્ત્રમા નિષ્ણાત છીએ. સિદ્ધાતમા ધન્યબુદ્ધિ છીએ, નાટકોના જાણકાર છીએ, નીતિશાસ્ત્રમાં શકુનશાસ્ત્રમા, વૈદકમાં કાબેલ છીએ, અને નવા નવા છદોમાં રચના કરી શકીએ છીએ, નવ રસ અને અલકારની ગૂચવણોના માહિતગાર છીએ, છ ભાષાના પદ્યબધની રચના અમને હસ્તગત છે અને અધ્યાત્મવિદ્યામાં અમે ધુરધર છીએ. આવા અમને લોકમા જીતનાર કોણ છે?—આવા અભિમાનમા અમે મત્ત થયા હતા, એવામાં અકસ્માત્ અમારી નજર શ્રી હેમચદ્રાચાર્ય વગેરે પર પડી એટલે તેમના પ્રબધો જોતા અમારો સર્વ ગર્વ ગળી ગયો. એના ગભીર અર્થોને વિચારતા એમની સાહિત્યલીલાના ધ્યાનમા અમે ગરકાવ થઈ ગયા."

સદર પ્રશસ્તિ પરથી જણાય છે કે તેમણે સૂત્રનો ક્રમ જ ફેરવ્યો છે, પણ સૂત્રો તો અસલ સિદ્ધહૈમના જ રાખ્યા છે. આ ટીકાની શ્લોકસખ્યા ૩૪૦૦૦ લખી છે તેમા પ્રક્રિયાના શ્લોકો સાથે ગણ્યા છે કે નહિ તે સ્પષ્ટ નથી.

આ વ્યાકરણની ટીકાનુ હાલમા ઉ. ક્ષમાવિજયજી મારફત મુદ્રણ થાય છે. એમણે એની બે-ત્રણ પ્રતો મેળવી છે શુદ્ધ કરવા માટે બનતો પ્રયાસ કર્યો છે. પૂર્વાર્ધ છપાઇ ગયેલ છે, આગળ છપાય છે. તેની પ્રશસ્તિ બધી પ્રતમા સરખી નથી છતા પ્રયાસ કરીને તેઓ સાહેબે ઠીક કરીને લખી મોકલી છે તે નીચે પ્રમાણે છે—

**प्रशस्तिः**

नव्ये काव्येऽतिभव्याः प्रथितपृथुधिय पाणिनीये च हैमे,
विज्ञाने वास्तुतत्त्वेऽप्यतिविशददृश. कर्कशास्तर्कशास्त्रे ।
सिद्धान्ते बुद्धिधन्या गुणिगणकगणाग्रेसरा नाटकज्ञा,
निष्णाता नीतिशास्त्रे शकुननयविदो वैद्यके हृद्यविद्याः ॥ १ ॥

स्वच्छन्दं छन्दसामप्यधिगतरचना यावती भावनीया.,
प्राप्तालङ्कारसारा रुचिरनवरसग्रन्थग्रन्थे समर्थाः ।

पड्भाषापद्यबन्धोद्धुरमधुरगिरोऽध्यात्मविद्याधुरीणाः,
कोकेऽप्यस्तोकलोकप्रकटितयशसस्ते वय केन जय्याः? ॥ २ ॥

यावद्विद्याभिमानैरिति हृदि बहुधा मत्ततामाश्रयाम-
स्तावद्दैवादकस्मात् स्मृतिपथमगमन् हेमसूरीश्वराद्याः ।
गर्वं सर्वोऽपि खर्वं समजनि युगपत्तत्प्रणीतप्रबन्धात्,
ध्यायन्तोऽर्थैर्गभीरानथ परिचिनुमस्तत्त्वसौहित्यलीलाम् ॥ ३ ॥
त्रिभिर्विशेषकम् ॥

श्रीहेमचन्द्रादिसूरीश्वराणां, पुर. स्फुरेद्य. कवितामदोऽत्र ।
तार्क्ष्यस्य पक्षौ समुदीक्ष्य साक्षात्, स मक्षिकाणामिव पक्षगर्वः ॥ ४ ॥

हैमव्याकरणार्णवं निजधिया नावावगाह्याभितो,
मञ्जूषा समपूरि भूरिघृणिभिर्यैर्न्यायरत्नैरिह ।
ज्योतिस्तत्त्वविवर्तवार्तिककृतः श्रीहेमहसाह्वया,
जीयासुः सुमनोमनोरमगिरस्ते वाचकाधीश्वरा' ॥ ५ ॥

हैमव्याकरणाम्भोधिं, येऽवगाह्य महाधिय. ।
अभिज्ञानमिवाकार्षुः, क्रियारत्नसमुच्चयम् ॥ ६ ॥

वैयाकरणवर्यास्ते, श्रीगुणरत्नसूरय. ।
अन्येऽपि शाब्दिकप्रष्ठा विजेषीरन् महर्षयः ॥ ७ ॥ युग्मम् ॥

हैमव्याकरणार्णवस्य महतस्तुच्छा मदीया मति-
द्रोणी पारमविन्दतीयमसकृत्क्रोडेऽस्य विक्रीडयन् ।
यच्चामू मुदमुक्तिमौक्तिकशतैर्व्यक्तीकृतै' कोविदान्
तत्सर्वं सुगुरुप्रसादपवनप्रागल्भ्यमुज्जृम्भते ॥ ८ ॥

श्रीसूरिभिर्यानि निरूपितानि सूत्राणि तान्येव शताधिकानि ।
क्रमः परिवर्तित एष शब्द-व्युत्पत्तये मादृशबालिशानाम् ॥ ९ ॥

या श्रीहेमगुरोर्मुखाम्बुदभवा सा मे क्व वाक्चातुरी-
त्यालोच्यैव कृतो वचोभिरमलैस्तैरेव शब्दक्रम' ।
सर्वं प्राक्तनमेव नव्यमिह किं निर्दिष्टमित्यादिभि-
र्वाक्यैर्मामिह ये हसन्ति सुहृदस्तुष्यन्तु ते सज्जना ॥ १० ॥

हं हो' कोविदकुञ्जरा ' किमु गिरामर्थेषु संशय्यते ',
वीक्षध्वे किमु साधुशब्दघटनापृच्छाविलक्षा वियत् ।

सूत्राणां विविधप्रयोगसज्जुषामन्वेषणे कः श्रमो,
जागर्त्येष विशेषबोधकुशलो हैमप्रकाशो गुरुः ॥ ११ ॥

सन्तः प्रसीदन्तु सदोल्लसन्तो, गुणान् परेषां कृतिनो विभाव्य ।
क्रीडाशिशोरित्यपि कौतुकान्मे, प्रयत्नमेन स्वदृशा पुनन्तु ॥ १२ ॥

चित्रं रागद्वेषौ दोषादुपकारिणाविह कृतौ मे ।
यदि मा सन्तो रागाद्, द्वेषादपरे विलोकयिष्यन्ति ॥ १३ ॥

क्षुण्णं यदत्र लिखित, मया प्रमादादिचञ्चलचित्तेन ।
तच्छोधयन्तु सुधियो, मया प्रणामाञ्जलिर्घटितः ॥ १४ ॥

श्रीविजयप्रभगणपति-पट्टाधिपविजयरत्नसूरीणाम् ।
निर्देशादिह हर्षाद्, वर्षारात्र स्थितवतो मे ॥ १५ ॥

ऋषिवह्निजलधिशशि(१७३७)मित-वर्षे रतलामपुरे रम्ये ।
ग्रन्थोऽयं संपूर्णो, विजयदशम्यामिति श्रेयः ॥ १६ ॥

આ પ્રશસ્તિમાંથી પ્રથમના ત્રણ શ્લોકનો ભાવાર્થ ઉપર આપ્યો છે.

હવે સસ્કૃત ભાષાની નાની કૃતિઓ તપાસી જઈએ.

**નયકર્ણિકા—**

નય – દૃષ્ટિબિંદુઓના વિષય પર ૨૩ ગાથાની નાની પુસ્તિકા શ્રી વિનયવિજય ઉપાધ્યાયે દીવબંદરમા રચી છે. બહુ સક્ષિપ્તમા મુદ્દામ રીતે 'નય' એટલે શુ એનો આછો ખ્યાલ એ ગ્રથમાં આપવામા આવ્યો છે. એ પ્રવેશક ગ્રંથ જેવો છે એની પ્રશસ્તિમા ગ્રંથકર્તા લખે છે –

इत्थं नयार्थकवचःकुसुमैर्जिनेन्दुर्वीरोऽर्चित सविनय विनयाभिधेन ।
श्रीदीवबन्दरवरे विजयादिदेवसूरीशितुर्विजयसिंहगुरोश्च तुष्ट्यै ॥

"આ પ્રકારે વિનયવિજયે વિજયદેવસૂરીશ્વર તથા વિજયસિંહગુરુની તુષ્ટિ માટે દીવ બંદરમા નયના અર્થને જણાવનારા વચનપુષ્પો વડે શ્રી જિનચદ્ર વર્ધમાનસ્વામીની પૂજા કરી." આ ગ્રથની રચનાનો સવત્ ગ્રથકર્તાએ આપ્યો નથી વિજયસિંહસૂરિનુ સ્વર્ગગમન સં. ૧૭૦૯મા થયુ છે. વિજયદેવસૂરિએ પોતાની હયાતીમા ગચ્છભાર વિજયસિંહસૂરિને સોંપ્યો હતો એ સર્વ ઐતિહાસિક બાબતો વિચારતા આ ગ્રથ બને સદર આચાર્યોની હયાતીમા તૈયાર થયેલો હોઇ એમ અનુમાન થાય છે કે એ કૃતિ સં ૧૭૦૧માં લગભગ બની હશે.

એ કૃતિ ઉપર વિસ્તારથી ટીકા પન્યાસ શ્રી ગભીરવિજય ગણિએ રચી છે એ આખો

ગ્રંથ તથા ટીકા 'જૈનસ્તોત્રસંગ્રહ'(શ્રી યશોવિજય ગ્રંથમાળા)મા પ્રકટ થયેલ છે અને તેનો ગુજરાતી અનુવાદ શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈ વકીલે ઈ સ ૧૯૧૦મા વિસ્તારથી નોટ, ઉપોદ્ઘાત સાથે પ્રકટ કરેલ છે આ કૃતિ ન્યાયના અભ્યાસના આરંભ–પ્રવેશ માટે ઉપયોગી છે અને અનુવાદકારે નયના વિષયની સુદામ છણાવટથી એ નાના ઉલ્લેખને સારી રીતે ઝળકાવ્યો છે. શ્રીયુત મોહનલાલ દેશાઈનો એ પ્રયત્ન સફળ છે, નયના સામાન્ય ખ્યાલ માટે ઉપયોગી છે અને પ્રાથમિક અભ્યાસીઓને માટે અનિવાર્ય છે.

**ઇંદુદૂત** (કાવ્યમાળા, નિર્ણયસાગર પ્રેસ, ચૌદમો ગુચ્છક)—

તેનો ટૂંક સાર 'વિજ્ઞપ્તિત્રિવેણિ'ના ઉપોદ્ઘાતમા (લેખક શ્રી જિનવિજય, પૃ. ૯–૧૮) આપેલ છે સાંવત્સરિક પ્રતિક્રમણ કર્યા પછી એક સંઘ બીજા સંઘ પર ક્ષમાપનાના પત્ર લખતા, શિષ્ય પોતાના ગુરુ પર લખતા. અને કેટલીક વાર એવા પત્રો ૬૦ હાથ અને કોઈ વાર તો સો હાથ લાબા થતા. એની પહોળાઈ ૧૦–૧૨ ઇંચ અને કાગળો સાથે કાગળ ચોટાડી એમા મંદિરના દેખાવો વગેરેના ચિત્રો મૂકતા એનો આકાર જન્મપત્રિકા જેવો થતો રાજા–બાદશાહના મહેલ, નગર, બજાર, ભિન્નભિન્ન ધર્મોના દેવાલય અને ધર્મસ્થાનો, કૂવા, તળાવ, નદી, નટ–બાજીગરના ખેલ, ગણિકાના નૃત્ય વગેરે અનેક ભાતના દશ્યોનુ આ વિજ્ઞપ્તિપત્રોમા આલેખન થતુ હતુ. આ ચિત્રવિભાગ સાથે વર્ણનવિભાગ પણ બહુ સુંદર કાવ્યમય બનાવવામા આવતો હતો.

આ લેખ વિનયવિજય ઉપાધ્યાયે જોધપુર(મારવાડ)થી લખ્યો છે. તે વખતે આચાર્ય શ્રી વિનયપ્રભસૂરિ સૂરતમા ચાતુર્માસ હતા ભાદરવા શુદિ ૧૫ની રાત્રીએ ચંદ્રને જોતા તેને દૂત બનાવી તેની સાથે આચાર્યને વિજ્ઞપ્તિ મોકલી છે આખો લેખ સંસ્કૃત મંદાક્રાંતા છંદમા છે કાવ્યની ભાષા અતિ આકર્ષક અને વર્ણનો ભવ્ય છે ૨–૭ સુધીના કાવ્યોમા જોધપુરનુ વર્ણન છે, પછી ચંદ્રને દૂત ગણી કુશળપ્રશ્ન તેને પૂછે છે અને જોધપુરથી સૂરત જવાનુ છે એમ જણાવી તેના આખા રસ્તાનુ વર્ણન કરે છે કંચનગિરિ, ઝાલોર શિરોહી, આબૂના ભવ્ય શિખર વર્ણવ્યા છે. આબૂ પરના વિમળમંત્રી અને વસ્તુપાળના દેરાનુ વર્ણન અને અચલગઢ શિખર પર સ્વર્ણમિશ્રિત મૂર્તિઓનુ વર્ણન કરી ત્યાથી ઇંદુને સરસ્વતીના કાઠા પર આવેલા સિદ્ધપુરમા રોકાવાનુ કહે છે ત્યાથી સાબ્રમતીના કાઠા પર અહમદાવાદ જવાનુ કહે છે. ત્યાના લક્ષ્મીપતિઓના આવાસો તથા જિનચૈત્યો વર્ણવી વટપદ્ર(વડોદરા)ને વર્ણવ્યુ છે પછી ભરૂચ, તાપી નદીમા સેંકડો જહાજો અને છેવટે સૂરતનુ વર્ણન અતિ ભવ્ય ભાષામા કર્યુ છે ત્યાના ગોપીપુરાના શ્રાવકોપાશ્રયમા જઈ ભવ્ય મંડપમા વ્યાખ્યાતાના સિંહાસન પાસે ઇંદુને જવાનુ કહે છે પછી ગુરુના ગુણોનુ વર્ણન કરી એ મહાન તપગચ્છાધિપતિને નમજે અને પછી તેને મારો સંદેશો કહેજે એવી ભલામણ કરે છે છેલ્લા ૧૦ કાવ્યોમા સંદેશો છે. લેખક અવગુણથી ભરેલા છે અને ગચ્છપતિ વિશાળ હૃદયના છે વગેરે વાતો રજૂ કરે છે.

આ આખા લેખની પાછળ લાબો ઇતિહાસ છે. લેખની નજરે – કાવ્યની નજરે જોઈએ તો એ ખરેખર સુદર કાવ્ય છે. તે વખતનો સૂરતથી જોધપુરનો માર્ગ અત્યારનો લગભગ રેલ્વેનો જ માર્ગ છે ખાસ કરીને અતિ ભવ્ય ભાષામા શહેર, મદિરો અને કુદરતનુ વર્ણન કવિએ કર્યું છે તે ખાસ વાચવા જેવુ છે એમાં કુલ ૧૩૧ શ્લોક છે. એ આખો લેખ વિજયપ્રભસૂરિને ઉદ્દેશીને લખાયેલો છે. વિજયદેવસૂરિની હયાતીમા જ વિજયસિહસૂરિએ કાળ કર્યો (સ. ૧૭૧૦) એ જાણીતી વાત છે વિજયપ્રભસૂરિ સ. ૧૭૧૨મા, ગચ્છાધિપતિ થયા. તેમની પ્રકૃતિ આકરી હતી અને બીજા કેટલાક સુયોગ્ય સાધુને છોડીને તેમને આચાર્યપદ આપવામા આવ્યુ તેથી ગચ્છમાં તેમનો વિરોધ ચાલતો હતો. વિજયદેવસૂરિએ સં. ૧૭૧૨મા કાળ કર્યો ત્યારે વિજયપ્રભસૂરિની સામેના વિરોધમા વિનયવિજય ઉપાધ્યાય સામેલ થયા. ત્યારબાદ કેટલાંક વર્ષો પછી વિજયપ્રભસૂરિનો પ્રભાવ વધ્યો અને સઘમાં તેમનુ વિશેષ સન્માન થવા લાગ્યું ગચ્છમા વિરોધ વધી ન પડે તેટલા ખાતર આ વિજ્ઞપ્તિપત્ર વિનયવિજય ઉપાધ્યાયે લખ્યો હતો એમ જણાય છે. એનુ અનુમાને વર્ષ સ ૧૭૧૮ લાગે છે. ત્યારથી એમણે શ્રી વિજયપ્રભસૂરિની આજ્ઞાનો સ્વીકાર કર્યો નમૂનાના થોડા શ્લોક જોઇ જઈએ, જેથી કાવ્યચમત્કૃતિનો ખ્યાલ આવે આરભશ્લોક –

स्वस्तिश्रीणां भवनमवनीकान्तपक्तिप्रणम्यं,
प्रौढप्रीत्या परमपुरुषं पार्श्वनाथं प्रणम्य ।
श्रीपूज्यानां गुरुगुणवतामिन्दुदूतप्रभूतो-
दन्त लेखं लिखति विनयो लेखलेखानतानाम् ॥ १ ॥

આબૂનાં વિમળ મત્રી ને વસ્તુપાળના મદિરો વર્ણવતા કહે છે —

रूप्यस्वच्छोपलदलमयौ चित्रदोत्कीर्णचित्रौ,
सञ्चच्चन्द्रोदयचयचितौ कल्पितानल्पशिल्पौ ।
जीयास्तां तौ विमलनृपतेर्वस्तुपालस्य चोच्चौ,
प्रासादौ तौ स्थिरतरयशोरूपदेहाविव द्वौ ॥ ५४ ॥

અમદાવાદની પોળ–પાડાઓનુ વર્ણન આનદ આપે તેવુ છે —

एकैकोऽस्य भुवमुडुपते ! पाटकोऽन्यैः पुराणां,
वृन्दैस्तुल्यो जनपदसमान्येच शाखापुराणि ।
वेश्मैकैकं पृथुतरमुरुग्रामतुल्य तदस्य,
माहात्म्य क. कथयितुमल प्राप्तवाग्वैभवोऽपि ॥ ७४ ॥

સુરત ગોપીપુરા ઉપાશ્રય, જ્યા આચાર્યશ્રી તે વખતે ચાતુર્માસ રહેલા હતા તેનુ વર્ણન વાચતા કવિની પ્રતિભાનો ખ્યાલ આવે છે —

मध्ये गोपीपुरमिह महान् श्रावकोपाश्रयोऽस्ति,
कैलासाद्रिप्रतिभट इव प्रौढलक्ष्मीनिधानम् ।
अन्तर्वर्त्यार्हतमतगुरुप्रौढतेजोभिरुच्च-
ज्ज्योतिर्मध्यस्थितमघवता ताविषेणोपमेयः ॥ १०१ ॥

આવા અદ્ભુત કળાકૃતિના ૧૩૧ શ્લોકો એ વખતની સમાજસ્થિતિ, શિલ્પકળા, ચિત્ર વગેરેનો ખ્યાલ આપે તેવા છે અને શ્રીપૂજ્યનો પ્રભાવ તપગચ્છ પર કેટલો પડતો હશે તેનો પણ એ કૃતિથી બરાબર ખ્યાલ આવે છે. આખી કૃતિ ઐતિહાસિક, કળા અને સ્થાપત્ય તથા ભૌગોલિક નજરે વિચારવા યોગ્ય છે અને કાવ્યની નજરે તો ખરેખર મહાન છે. અસલ કૃતિમા ચિત્રવિભાગ જરૂર હશે, તે પણ જાળવી રાખવો જરૂરી છે મુગલસમયના ઉત્તર કાળમાં આ ચિત્રરચના કેવી થતી હતી તેનો તેમા ખ્યાલ જરૂર સાપડશે એવુ અનુમાન સાહજિક છે.

**શાંતસુધારસ—**

આ ગ્રથની વિશિષ્ટતા પર અન્યત્ર વિવેચન થયેલ છે તે જોવુ એ ગ્રંથ સ ૧૭૨૩મા ગાધાર નગરમા પૂરો થયો છે. એમાં પૂર્વપરિચય અને પ્રશસ્તિના મળીને ૧૦૬ શ્લોક છે, જ્યારે સોળ ભાવનાના અષ્ટકના ૧૨૮ શ્લોક છે. એમ આખો ગ્રથ ૨૩૪ શ્લોકનો છે.

ગ્રથાગ્ર(૩૨ અક્ષર=એક ગ્રથાગ્ર)ને હિસાબે તેના ૩૫૭ શ્લોક થાય છે એમ પ્રતિઓમા જણાવ્યુ છે. સ. ૧૭૨૩મા શ્રી વિજયપ્રભસૂરિ તપગચ્છની પાટે પટ્ટધર ગચ્છાધિપતિ હતા.

આ ગ્રથ પર પન્યાસ શ્રી ગભીરવિજય ગણિએ સસ્કૃતમાં ટીકા રચી છે. ગ્રથ અદ્વિતીય છે, શાંતરસથી ભરેલો છે અને આત્માને ઉદ્દેશીને જે ઉપદેશાત્મક થોડા સુદર ગ્રથો યોજાયેલા છે તે પૈકીનો આ ગ્રથ છે. એવા ગ્રથોમાં વિદ્વત્તા બતાવવાનો કે ચર્ચા ઉપસ્થિત કરવાનો ઉદ્દેશ હોતો નથી ચેતનજી સાથે વાત કરવા માટે યોજાયેલ અપૂર્વ આંતર (Subjective) ગ્રંથ છે.

સસ્કૃત ભાષામા ગ્રથ હોય છતા દેશી રાગોમાં ગાઇ શકાય તેવો આ જૈન સાહિત્યમા એક જ અદ્વિતીય ગ્રથ છે અને સસ્કૃત સાહિત્યમા એની કક્ષામા મૂકી શકાય તેવુ 'ગીતગોવિદં' નામનુ પુસ્તક છે. એના પર વિસ્તૃત વિવેચન આ ઉપોદ્ઘાતની શરૂઆતમા કરેલ હોવાથી અત્ર તે પર પુનરાવર્તન કરવામા આવતુ નથી

**ષટ્‌ત્રિંશત્-જલ્પ-સંગ્રહ—**

ઉત્તરાધ્યયનની જાણીતી મોટી ટીકા રચનાર શ્રી ભાવવિજયે (વિજયદાનસૂરિના શિષ્યે) સ ૧૬૬૯મા ષટ્‌ત્રિશત્જલ્પ નામનો ગ્રથ સસ્કૃત પદ્યમાં રચ્યો, તેમાં તે સમયની પ્રચલિત શાસનની સ્થિતિ બતાવી છે આ ગ્રથનુ સક્ષિપ્ત રૂપ સસ્કૃત ગદ્યમા વિનયવિજય ઉપાધ્યાયે બનાવ્યુ. આ ગ્રથ અપ્રસિદ્ધ છે (જૈ. સા ઇ, પૃ ૬૪૯)

**અર્હન્નમસ્કાર સ્તોત્ર—**

અપ્રસિદ્ધ. સસ્કૃત. (જૈ. સા. ઈ, પૃ ૬૪૯) (ઉદેપુર ભડારમા પ્રત છે.))

**જિનસહસ્રનામ સ્તોત્ર—**

છપાયેલ છે લભ્ય છે (ઉદેપુર ભડારમાં લખેલી પ્રત છે.)

આ સ્તોત્ર સવત્ ૧૯૮૧મા શ્રી વિજયદાનસૂરિએ વીર સમાજ—અમદાવાદ મારફત છપાવેલ છે. કિમત એક આનો રાખેલ છે. ૧૪૯ ઉપજાતિવૃત્તના સસ્કૃત શ્લોકો છે. એ સ્તોત્ર સ. ૧૭૩૧મા લેખકશ્રીએ ગધારમા ચાતુર્માસ રહેલા ત્યારે બનાવેલ છે. બૂકના પૃષ્ઠ ૩૮ છે.

એના નામનો અર્થ એ કરવાનો છે કે—'જે સ્તોત્રમાં એક હજાર વાર જિનેશ્વરને નમસ્કાર કરેલ છે એવુ સ્તોત્ર'. આ સ્તોત્રના દરેક કાવ્યમાં ૭ વાર **नमस्ते** આવે છે. એવા ૧૪૩ કાવ્ય હોવાથી તેને સાતે ગુણુતા ૧૦૦૧ નમસ્કાર થાય છે. ૧૪૪ થી ૧૪૭ સુધીના ચાર શ્લોકો પૈકી એક માગધી ગાથા **इक्कोवि नमुक्कारो०** (સિદ્ધાણુ બુદ્ધાણુની) છે. એ ચારેનો ભાવાર્થ એ છે કે—જો એક નમસ્કાર પણ સસારસમુદ્રથી પ્રાણીને તારે છે તો પછી એક હજાર નમસ્કારથી કેટલો લાભ થાય ? એથી તો અનેક જન્માતરોમા કરેલા પાપો નાશ પામે. ઇત્યાદિ.

છેલ્લા બે કાવ્ય પ્રશસ્તિને લગતાં છે કાવ્ય દરરોજ પાઠ કરવા લાયક છે. કૃતિ વિદ્વત્તા—ભરેલી છે.

## ૨. ગુજરાતી નાની—મોટી કૃતિઓ

વિનયવિજય ઉપાધ્યાયે સસ્કૃત ભાષામાં ઉપર જણાવેલા ગ્રથો લખેલા મને લબ્ધ થયા છે. તે ઉપરાત તેઓશ્રીનો ગુજરાતી ભાષા પર પણ સારો કાબૂ હતો તેમનો લખેલ શ્રીપાળરાજાનો રાસ અધૂરો રહી ગયો અને તે શ્રી યશોવિજય ઉપાધ્યાયે પૂરો કર્યો, તે પર ઉપર વિવેચન થઇ ગયુ ગુજરાતી ભાષાના કાવ્ય પર તેઓનું કેટલું પ્રભુત્વ હતું તે તેના પરથી વિદિત થાય છે. તે ઉપરાત તેઓની મોટી—નાની ગુજરાતી કૃતિ અહી—તહીથી પ્રાપ્ત થાય છે તેનો માત્ર નામનિર્દેશ અને તે પર સહજ ટીકા અને સાથે તેની પ્રશસ્તિ અથવા ઇતિહાસપરત્વે પ્રકાશ પાડનાર ઉલ્લેખની ઊડતી નોધ લઇએ. એ કૃતિ ક્યા પ્રસિદ્ધ—મુદ્રિત થયેલ છે તે પણ બનતા સુધી નોંધી લેવામા આવશે.

**સૂર્યપૂરચૈત્યપરિપાટી** (પ્રાચીનતીર્થમાળાસંગ્રહ, ભાગ ૧લો. સગ્રાહક વિજયધર્મસૂરિ, પૃ. ૧૮૯—૧૯૪)—

સં ૧૬૮૯માં સુરતના મદિરોની પરિપાટી કરી તેનુ વર્ણન કર્યું છે આ કૃતિમા દેરાસરોના મૂળનાયકોની સ્તુતિ નામનિર્દેશ સાથે કરી છે. કોઇ કોઇ જગાએ 'ઉબરવાડા'

વગેરે મહોલ્લા કે લત્તાના નામ આપ્યા છે. રાનેર(રાંદેર)માં નેમિનાથ, શામલાજી, આદિનાથ, વડસાલિ(વલસાડ)મા જીરાઉલા, ઘણદીવિ(ગણદેવી)મા ચિંતામણિ, નવસારીમા શ્રીપાસ અને હાંસોટમા ભગવતી દેવને યાદ કર્યા છે. છેવટે—

તપગચ્છ તપગચ્છ હીરપટોધરુ એ,
જેસિંગ જેસિંગ ગુરુ ગચ્છ સ્તંભકે,
રૂપાઇ સુત તસ પટઇ એ,
વિજય એ વિજયદેવસૂરિંદકે.
તપગચ્છ હીરપટોધરુ એ.

ત્રુટક

તપગચ્છિ હીરસમાન ગણધર, વિજયસિંહસુરીંદ એ,
તસ ગચ્છભૂષણ તિલક વાચક કીર્તિવિજય સુખકંદ એ,
તસ ચરણસેવક વિનય ભગતે થુણ્યા શ્રી જિનરાજ એ,
સસિકલા (૧૬) સંવતવર્ષ વસુ (૮) નિધિ (૯) ફળ્યા વંછિત કાજ એ.

કૃતિ સામાન્ય છે ઐતિહાસિક નજરે ઉપયોગી છે આમા ૧૪ કડી છે અને સુરતના અગિયાર દેરાસરના નામ આપ્યા છે તેમા અનુક્રમે આ પ્રમાણે મૂળનાયક છે—૧ ઋષભદેવ, ૨ શાતિનાથ, ૩ ધર્મનાથ, ૪ પાર્શ્વનાથ, ૫ સંભવનાથ, ૬ ધર્મનાથ ૭ અભિનંદન, ૮ પાર્શ્વનાથ, ૯ કુંથુનાથ, ૧૦ અજિતનાથ અને ૧૧ ચિંતામણિ પાર્શ્વનાથ

આવા પ્રકારની તીર્થમાળા લખવાનો અગાઉ ખૂબ રિવાજ હતો એમ જણાય છે. પ્રાચીન તીર્થમાળાસંગ્રહમા આવી પચ્ચીશ માળાઓ પ્રકટ કરવામા આવી છે બીજી નોધ લેવા જેવી ઐતિહાસિક હકીકત એ છે કે સં ૧૬૮૯મા વિજયદેવસુરિના રાજ્યમાં વિજયસિંહસૂરિને તપગચ્છના સ્તંભ તરીકે સ્વીકારી તેમની આજ્ઞામા પોતે અને પોતાના ગુરુ હતા એમ આ કૃતિમા જણાવ્યુ છે

**આનંદલેખ—**

સંસ્કૃત લેખ છે. આખો લેખ પ્રસિદ્ધ નથી તેનો સાર 'જૈનયુગ' પુ. ૫, પૃ. ૧૬૫–૬મા તેના વિદ્વાન તંત્રી શ્રી મોહનલાલ દેશાઈએ આપ્યો છે આ 'આનંદલેખ'ની કૃતિ સં. ૧૬૯૭મા બની છે એમા ૨૫૧ શ્લોક છે, જુદા જુદા છંદો છે અને તેમા કેટલાક ચિત્રકાવ્યો છે એના પાચ અધિકાર પાડયા છે પહેલા અધિકારમા ૫૧ શ્લોક છે એને તેનુ નામ 'પ્રથમાવયવવ્યાવર્ણનરૂપ ચિત્ત–ચમત્કાર' રાખ્યુ છે બીજામા ખંભાતનું વર્ણન છે ત્યા તે વખતે વિજયાનંદસૂરિ બિરાજતા હતા તે અધિકારમા ખંભાતનાં વપ્રવાળા જિન-ગૃહોનુ વર્ણન (૫૨ થી ૧૦૭ શ્લોક સુધીમા) છે. ત્રીજા અધિકારમા બારેજા (દ્વારપુર)–જે

ગામે લેખ પાઠવવામાં આવે છે તેનુ વર્ણન (૧૦૮–૧૫૧) છે. એ અધિકારનુ નામ ‘ઉદન્ત-વ્યાવર્ણનરૂપ’ આપેલ છે ચોથામા ગચ્છાધિપતિ વિજયાનદસૂરિનુ વર્ણન છે (૧૫૨–૨૧૨) એનુ નામ ‘ગુરુવર્ણનરૂપ’ રાખ્યુ છે. પાચમામા લેખપ્રશસા છે. તેનુ નામ ‘સુજનદુર્જનવ્યાવર્ણનરૂપ’ રાખ્યુ છે (૨૧૪ થી ૨૫૧)

ઇતિહાસ અને કાવ્યની નજરે આ લેખ ઉપયોગી છે, તેથી તેનો અતભાગ સદર ‘જૈનયુગ’ના લેખને આધારે તપાસીએ આ લેખમાં કાવ્યચમત્કાર ઘણો જણાય છે. એમા વિજયાનદસૂરિની ખૂબ પ્રશસા કરવામા આવી છે એનો છેલ્લો શ્લોક (૨૫૧મો) આ પ્રમાણે છે —

पूज्यार्हद्भक्तभट्टारकततितरुणीचन्द्रकान्भव्यलेखा-
राघ्यश्रीश्रीशसुश्रीनतवरविजयानन्दसूरीशपूज्यान् ।
ध्येयप्राधान्यधन्यांस्तपगणनृपतीन् व्यक्तविज्ञप्तिपत्र
नामस्मृत्यैकतान' शिशुरिति नगरे स्तंभतीर्थेऽद्वढौकत् ॥ २५ ॥

આ લેખ સ ૧૬૯૭માં લખાયેલ છે ઇતિહાસની નજરે એની અગત્ય છે. સ. ૧૬૯૭મા વિનયવિજય ઉપાધ્યાય આનદસૂરિ શાખાની આજ્ઞા માનતા હતા એમ આ લેખ બતાવે છે. આના પરથી એમ સાર નીકળે છે કે સૂરતની ચૈત્યપરિપાટિ સ. ૧૬૮૯માં કરી, ત્યારપછી તપગચ્છની બીજી આણુદસૂર શાખાની આજ્ઞા વિનયવિજય ઉપાધ્યાયે સ્વીકારી હતી આવો સમય લગભગ દશ વર્ષ ચાલ્યો હશે એમ હવે પછીના લેખ પરથી અનુમાન થાય છે

**વિજયદેવસૂરિલેખ** (ઐતિહાસિક સજ્ઝાયમાળા. પૃ ૭૮–૮૦)—

‘આનદલેખ અગાઉ વર્ણવ્યો તેની સાથે આ લેખ ઇતિહાસની નજરે સરખાવવા યોગ્ય છે. આ લેખ સ. ૧૭૦૫મા લખાયેલો છે. એ લેખ પરથી વિજયસેનસૂરિ લોકભાષામા ‘ગુરુ જેસગ’ના નામથી ઓળખાતા હશે એમ જણાય છે. સાગર તરફ વિજયદેવસૂરિનુ વલણ શરૂઆતમા હતુ અને તેને લઇને વિજયતિલકસૂરિ અને વિજયઆનદસૂરિની ગાદી જુદી પડી હતી આ લેખમાં વિજયદેવસૂરિને ‘જિનશાસનશણગાર’ કહે છે એમા જણાવે છે કે ‘ઇણિ કલિ તુમ્હ સમો કો નહિ, તે તો જગ સહુ જાણઇ રે, કર્મઇ નડીઆ બાપડા પણિ, મતિઆ નિજમત તાણઇ રે’ (૨૨). આવી ઉપમાઓ આપી છે ‘ખભાતમા હીરસૂરિના પટધરે તમને પાટ આપી અને અહીઆ ઘુવડ ઘૂ ઘૂ કરે છે તે આપ રૂપ સૂર્ય ઊગતાં અલોપ થઇ જશે’ – આવી વિજ્ઞપ્તિ આનદલેખ પછી ૧૭૦૫મા એટલે ૮ વર્ષ પછી કરી છે તે નોધવા જેવુ છે.

સવત સત્તર પચોત્તરે રે, એ તો ધનતેરસિ સુવિશેખ રે,
કીર્તિવિજય વાચક શિષ્યે, લિખિઓ ‘વિનયે’ લેખ રે. ૨૫
જય જેસિંગ પટોધરુ, શ્રી વિજયદેવસૂરિરાયો રે.

ઇતિહાસની નજરે આ નાનો લેખ ઉપયોગી લાગે છે. આ લેખ પછી શ્રી વિનયવિજય ઉપાધ્યાય વિજયદેવસૂરિની આજ્ઞામા રહ્યા, એટલે તે વખતે વિજયસિંહસૂરિની આજ્ઞામાં રહ્યા અને ત્યારબાદ વિજયપ્રભસૂરિની આજ્ઞામા રહ્યા

**ઉપમિતિભવપ્રપંચનું સ્તવન**(જૈનકથારત્નકોષ ભાગ ત્રીજો, પૃ. ૧૦૬-૧૩૮)—

શ્રી સિદ્ધર્ષિગણિના પ્રસિદ્ધ ગ્રંથ 'ઉપમિતિભવપ્રપંચાકથા'નો ઊડતો ખ્યાલ આપવા આ સ્તવન સૂરત બંદરમા ચોમાસુ કર્યું તે દરમ્યાન સં. ૧૭૧૬મા રચ્યુ છે. એ ધર્મનાથજીની વિજ્ઞપ્તિરૂપ છે શરૂઆતમા પ્રસ્તાવનારૂપે ૯ દુહા આપ્યા પછી ચોપાઈમા સ્તવન છે. ચોપાઇ ૧૨૯ છે, કુલ ગાથા ૧૩૮ છે ભવચક્રનગરના ચાર પાડા છે, ત્યા કર્મપરિણામ રાજા વિધાતા જેવો છે એના આઠ ભાઇઓ છે. તેમાના ચાર વિકરાળ-ઘાતી છે. એ આઠે બાંધવોનુ સ્વરૂપ બતાવતા મોહનીયનુ અને તેના આખા પરિવારનુ સ્વરૂપ ખૂબ વિગતથી બતાવ્યુ છે. એના દીકરા રાગ-કેસરીના ત્રણ રૂપ (કામ, સ્નેહ, દૃષ્ટિરાગ) અને તેનો પરિવાર તથા દ્વેષગજેન્દ્ર બીજો દીકરો અને તેનો પરિવાર બતાવી મોહરાજાના ફોજદાર મદનરાયને વર્ણવ્યા છે. પછી એના મોટા લશ્કર-સેનાપતિઓને વર્ણવે છે. ત્યારપછી સાત્ત્વિક-માનસપુરના રાજા ધર્મનરેન્દ્રના પરિવારને વર્ણવ્યો છે આ મોહનીય અને ધર્મરાયનાં કટકો લડ્યા કરે છે આટલુ આ સ્તવનનુ વસ્તુ છે છેલ્લી બે ચોપાઈમા લખે છે કે,—

સત્તરશે સોલોત્તરે, સુરત રહી ચોમાસ,  
સ્તવન રચ્યુ મે અલ્પમતિ, આતમ જ્ઞાન પ્રકાશ. ૧૩૭  
શ્રી વિજયદેવસૂરિ પટે, શ્રી વિજયપ્રભસૂરિ,  
શ્રી કીર્તિવિજય વાચકતણો, વિનય વિનય રસપૂરિ. ૧૩૮

આ કૃતિની રચનામાં ખાસ કાવ્યચમત્કૃતિ દેખાતી નથી, પણ એકંદરે ભાષાકૃતિ હોઈ વાચવા જેવી છે કૃતિને છેડે પરમાનંદ કેવી રીતે પ્રાપ્ત થાય તે બતાવવા કહે છે કે—

ધર્મનાથ આરાધતા, એ સવિ સીઝે કાજ,  
અંતરંગ રિપુ જીતિયે, લહિયે અવિચળ રાજ ૧૩૪  
ધર્મનાથ અવધારિયે, સેવકની અરદાસ,  
દયા કરીને દીજિયે, મુક્તિ મહોદય વાસ ૧૩૫

એટલા પરતુ એ સ્તવન શ્રી ધર્મનાથની વિજ્ઞપ્તિ રૂપ છે ગ્રંથકર્તાએ તેનુ શીર્ષક એ રીતે (ધર્મનાથજીની વિનતિરૂપ) બાંધેલ છે તે અત્ર જણાવવુ પ્રાસંગિક છે.

**પટ્ટાવલી-સજ્ઝાય**(જૈનયુગ, પુ ૫, પૃ ૧૫૬-૧૬૧)—

આ સજ્ઝાયની કૃતિનો સંવત્ આપ્યો નથી એમા શ્રી વિજયપ્રભસૂરિની ગચ્છપતિ તરીકે સ્થાપના સુધીની હકીકત આવે છે તે પરથી તે સં ૧૭૧૨ પછી બનાવવામા આવી

હશે એમ સહજ અનુમાન થાયછે એમાં કુલ ગાથા ૭૨ છે. સરસ્વતીની સ્તુતિ કરીને એમાં સુધર્માસ્વામીથી પટ્ટ પરંપરા વર્ણવી છે. પ્રથમ ઢાળમા સ્થૂલભદ્રે કામદેવનો નાદ ઉતાર્યો તેનુ વર્ણન ૧૨ ગાથામા બહુ સુંદર કર્યું છે. દરેક આચાર્યની વિશિષ્ટતા અને તેમની કેટલીક કૃતિઓનાં નામો સાથે આપ્યા છે. પોતાના ગુરુ કીર્તિવિજયનો ઉપાધ્યાય(વાચક)પદવીપ્રદાનનો મહોત્સવ સારો વર્ણવ્યો છે. હીરવિજયસૂરિએ ધર્મનો મહિમા કેટલો ફેલાવ્યો તેનુ પણ સારુ વર્ણન કર્યું છે. વિજયસેનસૂરિ પછી વિજયદેવસૂરિને એમણે યુગપ્રધાન અને ગૌતમાવતાર તરીકે વર્ણવ્યા છે (ગાથા ૬૫) એમના વિહાર, પ્રતિષ્ઠા વર્ણવી પટ્ટસ્થાપના વિજયસિંહસૂરિની કરી એમ બતાવ્યું છે (ગા. ૬૮) વિજયદેવની હયાતીમા વિજયસિંહ સ્વર્ગે ગયા એટલે પોતાની પાટે વિજયપ્રભની સ્થાપના ગચ્છનાયક તરીકે કરી. આમાં વિજયતિલકસૂરિ કે વિજયઆણંદસૂરિ સંબંધી કાંઈ પણ હકીકત આવતી નથી એ અર્થસૂચક છે. છેવટે લખે છે કે—

એ વીર જિનવર પટ્ટદીપક મોહજીવક ગણધરા,
કલ્યાણકારક દુખનિવારક વરણવ્યા જગિ જયકરા
હીરવિજયસૂરિ સીસ સુદર કીર્તિવિજય ઉવઝાય એ,
તસ સીસ ઇમ નિસદીસ ભાવે વિનય ગુરુ ગુણ ગાય એ. ૭૨

આ કૃતિ મધ્યમ પ્રકારની છે, પણ ઐતિહાસિક નજરે ઉપયોગી છે. 'ઇંદુદૂત' કૃતિ સાથે મેળ મેળવતા અને એમા આણંદસૂરિની કંઈ વાત નથી એ સર્વ વિચારતા એનો સંવત્ હું ૧૭૧૮ લગભગ ધારુ છું.

**પાંચ સમવાય (કારણ) સ્તવન**(સજ્જનસન્મિત્ર, પૃ. ૩૨૪–૩૨૯)—

ઢાળ છ. ગાથા કુલ ૫૮. એના કળશમા લખે છે કે—

ઇમ ધર્મનાયક મુક્તિદાયક, વીર જિણવર સંથુણ્યો;
સય સતર સંવત વહ્નિ લોચન, વર્ષ હર્ષ ધરી ઘણો,
શ્રી વિજયદેવ સુરિંદ પટધર, વિજયપ્રભ મુણીંદ એ,
શ્રી કીર્તિવિજય શિષ્ય ઇણિપરે, વિનય કહે આણંદ એ. ૯

આ સ્તવનમાં કાળમતવાદી, સ્વભાવવાદી, ભાવી સમવાયવાદી, કર્મવાદી અને ઉદ્યમવાદીનાં મતવ્યો વિસ્તારથી બતાવી પછી છઠ્ઠી ઢાળમા એ સર્વ જિનચરણે આવે છે, ત્યા છેવટનો ફેસલો થાય છે કે—

એ પાચે સમુદાય મળ્યા વિણ, કોઇ કાજ ન સીઝે,
અંગુલિયોગે કરતણી પરે, જે બૂઝે તે રીઝે

આ રીતે પાચે સમવાય કારણની જરૂર બતાવી છે આ રચના સંવત્ ૧૭૩૨મા થઈ છે. સંવત્મા ૧૭નો અંક સદી માટે છે, પછીના વહ્નિ એટલે ત્રણ અને લોચન એટલે બે. અહીં ક્રમ ઉલટાવવાની જરૂર જણાતી નથી કદાચ એનો સંવત્ ૧૭૨૩ પણ હોય, તો જે વર્ષમાં

શાંતસુધારસ ગ્રંથ બનાવ્યો તે જ વર્ષમા આ કૃતિ થઈ ગણાય પાચ કારણનો મુદ્દા સમજવા માટે સ્તવન ઉપયોગી અને સમજાય તેવી ભાષામા લખાયલું છે એમાં ખાસ કાવ્યચમત્કૃતિ નથી.

**ચોવીશી સ્તવન** ( ચોવીશી-વીશી-સગ્રહ, અમદાવાદ, પૃ ૬૯-૮૩ )—

ચોવીશ તીર્થંકરના સ્તવનો દરેક સ્તવન ત્રણ, ચાર અથવા પાચ ગાથાનુ છે કુલ ગાથા ૧૩૦ છે. તેમા નેમિનાથના ત્રણ સ્તવનો ૭, ૭ અને ૬ ગાથાના છે મહાવીરસ્વામીનું સ્તવન સુપ્રસિદ્ધ છે 'સિદ્ધારથના રે નદન વિનવુ.' એની છેલ્લી ગાથામાં લખે છે કે :—

વાચક શેખર કીર્તિવિજય ગુરુ, પામી તાસ પસાય,
ધર્મતણે રસે જિન ચૌવીશના, વિનયવિજય ગુણ ગાય ૫

કુલ સ્તવનો ૨૬ છે. કૃતિ મધ્ય પ્રકારની છે. કોઇ કોઇ સ્તવનમા ભાવ બહુ ઊચા પ્રકારનો છે નમૂના તરીકે મુનિસુવ્રતસ્વામીનુ સ્તવન જોઈએ ( પૃ. ૭૯ ) ·

મન મધુકર સુણ વાતડી, તજી અવર સવાદ,
જિન ગુણ કુસુમ સવાદથી, ટળે સવિ વિખવાદ. મન૦ ૧
વિષય ધતુરો મૂકીએ, એ માહિ નથી ગધ,
*નારી વિજયા પરિહરે, મમ થાઈશ તુ અધ મન૦ ૨
સોળ કષાય એ કેરડા, તેથી રહેજે દૂર,
તે કંટક છે આપડા, તુન્હે કરશે ચૂર. મન૦ ૩
વિસમો પથ તપ કેરડો, આદરીએ ગુણ જાણ,
જે પરિણામે રૂઅડો, તેહની મ કરીશ કાણ મન૦ ૪
મુનિસુવ્રત પદ પકજે, જો તુ પૂરે વાસ,
વિનય ભણે તો તાહરી, પહોચે સઘળી આસ મન૦ ૫

આ કૃતિનો સવત્ બતાવ્યો નથી અઢારમી શતાબ્દિની એ કૃતિ છે. જે રીતે કૃતિઓનો વિકાસ થયો છે તે જોતા સ. ૧૭૨૫ લગભગ એ કૃતિ બનાવી હોય એમ અનુમાન થાય છે

**વીશી-સ્તવન** (ચોવીશી-વીશી-સગ્રહ, સગ્રાહક સવાઈભાઈ રાયચદ, પૃ ૬૨૫-૬૩૯)—

વિહરમાન તીર્થંકરોના વીશ સ્તવન. દરેક સ્તવનની પાચ પાચ ગાથા છે, માત્ર ચાર સ્તવનની છ છ ગાથા છે. કળશ સાથે આખી વીશીની કુલ ગાથાઓ ૧૧૫ છે કૃતિના સવત્નો નિર્દેશ નથી આ કૃતિને છેડે કળશ પ્રશસ્તિરૂપે લખ્યો છે સ્તવનોમા વિહરમાન તીર્થંકરોની સામાન્ય બાબતો (શરીર આયુષ્ય વગેરે) બતાવેલ છે કળશમા જણાવે છે કે એ તીર્થંકરોના નામક્રમ વગેરે શીલદેવ પડિતના રચેલા 'એકવીશઠાણુ' નામના ગ્રથને આધારે આપ્યા છે. એમા ને બીજા ગ્રથોમા કેટલોક ફેરફાર છે તેની સાચી વાત તીર્થંકર કહી શકે એમ જણાવી છેવટે લખે છે :—

* ભાંગ (લીલાગર)

શ્રી કીર્તિવિજય ઉવઝાયનો એ, વિનય વદે કર જોડ,
શ્રી જિનના ગુણ ગાવતા એ, લહીએ મગળ કોડ. ૧૧

કૃતિ મધ્યમ પ્રકારની અને ઉપર જણાવેલ ચોવીશીની કૃતિને મળતી છે. અર્થ સુગમ છે

**પુણ્યપ્રકાશ અથવા આરાધનાનું સ્તવન**(જૈનપ્રબોધ, પૃ ૮૯–૧૦૦)—

સવત્ ૧૭૨૯મા ઉપાધ્યાયશ્રી રાદેરમા ચાતુર્માસ રહ્યા ત્યા તેઓએ આસો શુદિ દશમે સોમસૂરિએ બનાવેલા 'આરાધનાસૂત્ર' નામના પયન્નાને આધારે આ કૃતિ બનાવી છે. એ પયન્નો કઈ સાલમા બન્યો તેનો પત્તો મળતો નથી એની ગાથા ૭૦ છે તે અવચૂરિ સાથે છપાય છે. સદર આરાધના–સ્તવનની આઠ ઢાળો છે, પ્રવેશક અને પ્રશસ્તિ સાથે સદર આઠે ઢાળોની મળીને એ સ્તવનની કુલ ગાથા ૮૭ થાય છે એની પ્રશસ્તિ–(કળશ)મા કવિ પોતે લખે છે —

શ્રી વિજયદેવસુરીંદ પટધર, તીર્થ જગમ ઇણિ જગે,
તપગચ્છપતિ શ્રી વિજયપ્રભસૂરિ, સૂરિ તેજે ઝગમગે ૨
શ્રી હીરવિજયસૂરિ શિષ્ય વાચક, કીર્તિવિજય સુરગુરુસમો,
તસ શિષ્ય વાચક વિનયવિજયે, થુણ્યો જિન ચોવીશમો. ૩
સય સત્તર સવત ઉગણત્રીશે, રહી રાદેર ચૌમાસ એ,
વિજયદશમી વિજય કારણ, કિયો ગુણ અભ્યાસ એ. ૪

આ કૃતિમા દશ પ્રકારે અંત્ય આરાધના બતાવી છે

૧ અતિચારની આલોચના (ઢાળ ૧–૨–૩)
૨. દેશ કે સર્વથી વ્રતગ્રહણ (ઢાળ ૪થી)
૩ સર્વ જીવો સાથે ખમતખામણાં (સદર)
૪ અઢાર પાપસ્થાન વોસિરાવવા (સદર)
૫ ચાર શરણનો અગીકાર (ઢાળ ૫મી)
૬ કરેલ પાપોની નિંદા (સદર)
૭. કરેલ શુભ કરણીની અનુમોદના (ઢાળ ૬ઠ્ઠી)
૮. શુભ ભાવનાનુ અનુભાવન (સદર)
૯ અણસણ–પચ્ચક્ખાણ—ચારે આહારનો ત્યાગ (ઢાળ ૭મી)
૧૦. નમસ્કારમત્રસ્મરણ (સદર)

આ ગુજરાતી કૃતિ બહુ સુદર છે, હૃદયંગમ છે અને બરાબર વાચતા આખોમાથી અશ્રુધારા વહેવરાવે તેવી છે માદાના ખાટલા પાસે હૃદયની ભાવનાથી એને ગાતા સાભળી હોય તો ખૂબ અસરકારક છાપ મન પર પડે તેવી તેની શબ્દરચના છે શુદ્ધ ખપી જીવ

અતરની લાગણીથી એને ગાય અને શ્રોતા ધર્મપ્રિય હોય તો શાતરસની જમાવટ અને વાતાવરણની વિશુદ્ધિ થતી મે એકથી વધારે વખત જોઈ છે મૂળ માગધી પયન્ના પરથી બનેલી આ કૃતિ સફળ છે, વાચીને વેદવા લાયક છે અને મુખપાઠ કરવા યોગ્ય છે. અસલ એ સ્તવનનો પાઠ કરવામા વહેમ હતો, કારણ કે એમા અંત્ય આરાધનાની વાત છે, અને આ પ્રાણીને મરવાની વાત કે એના વાતાવરણની ગધ પણ ગમતી નથી, પણ હવે એ વાત રહી નથી વહેલુ કે મોડુ મરવાનુ તો સર્વને છે જ એટલે આવી સફળ કૃતિનો લાભ લેવાનુ ચૂકવા જેવુ નથી. 'ધન ધન તે દિન માહરો' એની છઠ્ઠી ઢાળ વાચીએ ત્યાં મનમા ઉમળકા આવે તેવુ છે અને સાતમી ઢાળમાં અણુસણની વાત કરતા ધન્નાશાલિભદ્ર, મેઘકુમાર આખો સામે ખડા થાય છે. નમસ્કાર પર વિવેચન કરી છેવટે તો કવિએ કમાલ કરી છે. આ સફળ કૃતિ બહલાવવા યોગ્ય છે, પ્રસારવા યોગ્ય છે અને જીવવા–મરવા યોગ્ય છે.

**વિનયવિલાસ**(યશોવિજયાદિકૃતિ, પ્ર કર્તા શેઠ વીરચદ દીપચંદ સી આઈ ઈ.,ભાગ બીજો)—

વિનયવિજય ઉપાધ્યાયે સાડત્રીશ પદો બનાવ્યા છે. એ 'વિનયવિલાસ'ના નામથી જાણીતા છે 'યશોવિજયાદિકૃતિ'મા શેઠ વીરચદ દીપચદે 'જસવિલાસ', 'જ્ઞાનવિલાસ' સાથે એને છપાવેલ છે (વિભાગ રજો, પૃષ્ઠ ૧૮૧–૨૦૮) એ પદોમા કોઇ કોઇ પ્રસિદ્ધ છે આ સાડત્રીશે પદો ઉપાધ્યાય વિનયવિજયની કૃતિ છે તેમા શક નથી; કારણ કે છવ્વીશમા અને અઠ્ઠાવીશમા પદમા પોતાના ગુરુ કીર્તિવિજયનુ નામ તેમણે લખ્યુ છે. અઠ્ઠાવીશમા પદમા તો તે બરાબર સ્પષ્ટ રીતે આપ્યુ છે —

શ્રી કીર્તિવિજય ઉવઝાયકેરો, લહે એ પુણ્ય પસાય,
સાસતા જિન થુણી એણીપરે, વિનયવિજય ઉવઝાય. ૯

આ પદોની પદ્ધતિ એકદરે સારી છે એના નમૂના તરીકે એક સુપ્રસિદ્ધ પદ (૧૯મુ, પૃ ૧૯૪) અહી આપીએ. એનો રાગ 'કાફી' છે

કિસકે ચેલે કિસકે પૂત, આતમરામ અકિલા અવધૂત,
જિઉ જાનલે, અહો મેરે જ્ઞાનીકા ઘરસુત્ત,
જિઉ જાનલે, દિલ માનલે. ૧
આપ સવારથ મિલિયા અનેક, આયે ઇકેલા જાવેગા એક જિ૦ ૨
મટ્ટી ગિરદકી જૂઠે ગુમાન, આજ કે કાલ ગિરેગી નિદાન જિ૦ ૩
તીસના પાવડલી બર જોર, ખાણુ કાહેકુ સાચો ગોર જિ૦ ૪
આગિ અગિઠી નાવેગી સાથ, નાથ રમોગે ખાલી હાથ જિ૦ ૫
આશા ઓલી પત્તર લોભ, વિષય ભિક્ષા ભરી નાયો થોભ જિ૦ ૬
કરમકી કથા ડારો દૂર, વિનય વિરાજો સુખ ભરપૂર જિ૦ ૭

પદોનો સામાન્ય ઝોક આત્માને ઉદ્દેશીને છે. એમાં આનંદઘનજીનો યોગ કે ચિદાનંદજીની હૃદયસ્પર્શિતા આવી શક્યાં નથી. છતા એ પદો અવગાહવા લાયક છે. આ વિલાસનો આશય આત્મા સાથે એકાંતમાં વાતચીત કરવા જેવો જ લાગે છે. આત્માર્થી મનુષ્યો શાંત સમયમાં પોતાના ચેતનજીને ઉદ્દેશીને જે વાતો ધ્વનિરૂપે ઉચ્ચરે એનું નામ 'વિલાસ' કહેવાય. યોગીઓના વિલાસો એવા જ હોય છે. એ યુગના 'જસવિલાસ' કે 'જ્ઞાનવિલાસ' પણ વાંચવા જેવા છે, જીવવા જેવા છે. ગુજરાતી સાહિત્યમા એને સ્થાન છે. દરેક પદ સરેરાશ પાંચથી દશ ગાથાનુ છે. આ કૃતિનો સંવત્ નોધાયેલ નથી, પણ અનુમાન ૧૭૩૦ આસપાસ લખાયેલી હોય એમ જણાય છે. દરેક પદ જુદે જુદે વખતે અંતરધ્વનિ તરીકે લખાયેલ હશે એમ કૃતિના વિષયો પરથી જણાય છે.

**'ભગવતીસૂત્ર'ની સજ્ઝાય**(યશો૦ આદિ કૃતિ, વિભાગ ૧, પૃ ૧૬૩)—

સંવત્ ૧૭૩૧મા વિ. ઉપાધ્યાય રાંદેરમાં ચાતુર્માસ રહ્યા ત્યારે સંઘે તેમની પાસે 'ભગવતીસૂત્ર'નુ શ્રવણ કર્યું. તે વખતે આ એકવીશ ગાથાની સજ્ઝાય બનાવી છે. ભગવતીસૂત્રની વિશેષતા કેવી છે, એ વાંચે અને સાંભળે કોણ, એના શ્રવણથી લાભ શો થાય એ બતાવવા આ સ્વાધ્યાય રચેલ જણાય છે. કૃતિ સામાન્ય છે.

સંવત સત્તર એકત્રીશમે રે. રહ્યા રાનેર ચોમાસ,
સંઘે સૂત્ર એ સાંભળ્યુ રે, આણી મન ઉલ્લાસ. ૧૯

* * *

કીર્તિવિજય ઉવઝાયનો રે, સેવક કરે સઝાય,
એણિપરે ભગવતીસૂત્રનો રે, વિનયવિજય ઉવઝાય રે. ૨૦

આ સામાન્ય કૃતિ જણાય છે

## ગુજરાતી પ્રકીર્ણ કૃતિઓ

સંવત્નો નિર્દેશ કર્યો વગરની નીચેની નાનીમોટી ગુજરાતી કૃતિઓ ઉપલબ્ધ થઈ છે. વધારે તપાસ કરતા બીજી કૃતિઓ પણ નીકળી આવવા સંભવ છે. મળી આવેલી કૃતિઓનું સંક્ષિપ્ત વિવેચન અને નામનિર્દેશમાત્ર નીચે કરેલા છે.

(૧) **આંબેલની સજ્ઝાય** (શેઠ વીરચંદ દીપચંદ, યશોવિજયાદિકૃતિસંગ્રહ, પ્રથમ વિભાગ, પૃ. ૧૨૮) ૧૧ ગાથાની સજ્ઝાય આબેલ તપમા શુ ખપે અને આબેલ તપનો મહિમા શો છે તે બતાવનાર સામાન્ય કૃતિ. સંવત્ આપેલ નથી. છેવટે લખે છે —

આંબિલ તપ ઉત્કૃષ્ટો કહ્યો, વિઘન વિદારણ કારણ લહ્યો,
વાચક કીર્તિવિજય સુપસાય, ભાખે વિનયવિજય ઉવઝાય ૧૧

(૨) **શ્રી આદિજિન-વિનતિ** (યશો કૃતિ, પૃ ૯૩, વિભાગ ૨જો) ગાથા ૫૭. આદીશ્વર ભગવાનની સામે ઊભા રહી શ્રી સિદ્ધાચળ ઉપર બોલવા લાયક આ પ્રસિદ્ધ કૃતિ

છે એમા ભગવાનને વિનવ્યા છે, ફોસલાવ્યા છે, મનાવ્યા છે, રાજી કર્યા છે, ઓળભ્યા છે, આખરે એનુ શરણુ લીધુ છે અને ભવે ભવે એની સેવા યાચી છે.

પામી સુગુરુ પસાય રે, શત્રુજય ધણી,
શ્રી રિસહેસર વિનવુ એ. ૧
જે મુજ સરિખો દીન રે, તેહને તારતા,
જગ વિસ્તરશે જસ ઘણો એ. ૧૦
આવી લાગ્યો પાય રે, તે કેમ છોડશે ?
મન મનાવ્યા વિણ હવે એ ૧૬
આડો માડી આજ રે, બેઠો બારણે
માવિત્ર તુમે મનાવશો એ ૩૩
વીતરાગ અરિહત રે, સમતાસાગરુ,
માહરા તાહરા શું કરો એ ? ૪૪
શ્રીકીર્તિવજય ઉવજ્ઝાય રે, સેવક એણીપરે,
વિનય વિનય કરી વિનવે એ. ૫૭

આ નાનકડી પ્રાર્થનામાં શબ્દચમત્કૃતિ અને ભાષાકૌશલ્ય સુદર છે અલકારો ધ્વન્ય છે અને હૃદયસ્પર્શી હોઇ આકર્ષક છે એની કૃતિનો સવત્ નોધાયલો નથી સાહિત્યરસિકે જરૂર વાંચી જવા યોગ્ય આ નાની પ્રાર્થના છે અને પ્રૌઢ હૃદયગમ ભાવભરી ભાષામા છે.

**(૩) ષડાવશ્યક (પ્રતિક્રમણ) સ્તવન** (સજ્જનસન્મિત્ર, પૃ ૨૧૫-૨૧૮)— દરેક જૈને દરરોજ છ આવશ્યક પ્રતિક્રમણરૂપ સવારે ને સાજે કરવાના છે ૧ સામાયિક, ૨ ચોવીશ તીર્થંકર આરાધના, ૩. ગુરુવદન, ૪ પ્રતિક્રમણ, ૫ કાઉસ્સગ્ગ અને ૬ પચ્ચખ્ખાણ —એના ભાવ પર છ ઢાળનુ સ્તવન એમાં પ્રવેશક પાંચ ગાથા છે પછી ૫, ૭, ૭ ૬, ૫ અને ૭ ગાથા છ ઢાળની છે. કુલ ગાથા ૪૨ છે. પ્રશસ્તિ નીચે પ્રમાણે છે કૃતિ સામાન્ય છે સવત્ સમય બતાવ્યો નથી.

તપગચ્છનાયક મુક્તિદાયક શ્રી વિજયદેવ સૂરીશ્વરો,
તસ પટ્ટ દીપક, મોહ જિપક, શ્રી વિજયપ્રભસૂરિ ગણધરો ૧
શ્રી કીર્તિવિજય ઉવજ્ઝાય સેવક, વિનયવિજય વાચક કહે,
ષડાવશ્યક જેહ આરાધે, તેહ શિવ સંપદ લહે ૨

**(૪) ચૈત્યવંદન** – શ્રી સીમધર વીતરાગ. પ્રસિદ્ધ છે ત્રણ ગાથાનુ છે.

**(૫) ઉપધાન સ્તવન** (ઉપધાનવિધિ–કુવરજી આણંદજી, પૃ. ૩૧–૩૩)—આ સ્તવનમાં બે ઢાળ અને કળશની અનુક્રમે ૧૦–૧૧–૩ ગાથા મળી કુલ ૨૪ ગાથા છે. કૃતિનો સંવત્

લખ્યો નથી. વિજયપ્રભસૂરિનુ નામ છે એટલે સ. ૧૭૧૨ પછીની કૃતિ છે. છેલ્લી કળશની ગાથામાં લખે છે :—

તપગચ્છનાયક સુમતિદાયક. શ્રીવિજયપ્રભ સૂરીશ એ,
પુન્ય પ્રતાપે અધિક દિન દિન, જગત જાસ જગીશ એ,
શ્રીકીરતિવિજય ઉવઝાય સેવક, વિનય ઇણીપરે વિનવે,
દેવાધિદેવા ધર્મ હેવા, દેજો મુજને ભવોભવે.

ઉપધાનનો હેતુ શો તે શરૂઆતમા બતાવી માળ પહેરાવવાની બાબત પર ખૂબ વિવેચન કર્યું છે. કૃતિ સામાન્ય છે. ઉપધાન વહેનારમા સુપ્રસિદ્ધ છે અને 'ભાઈ હવે માળ પહેરાવો'-ની ઢાળ ઘણાખરાએ જરૂર સાભળી હશે ( માળારોપણના વરઘોડા અને મહોત્સવમા )

## (૬) શ્રી શ્રીપાળરાજાનો રાસ—

શ્રી વિનયવિજય ઉપાધ્યાયની ગુજરાતી કૃતિમાં આ રાસ અગત્યનુ સ્થાન ધરાવે છે આ સિદ્ધચક્રનો મહિમા બતાવનાર રાસ જૈનોમા અનેરુ સ્થાન ધરાવે છે દરેક ચૈત્ર માસની અને આસો માસની આંબિલની ઓળીમા શુદિ પૂર્ણિમા પહેલાના આઠ દિવસ સાથે મળી કુલ નવ દિવસ સુધી આ રાસ સારી રીતે ગવાય, સભળાય છે અને એ રાસની આખી કૃતિ ખૂબ લોકપ્રિય બનેલી છે. લેખકમહાત્માની આ અધૂરી રહેલી છેલ્લી ગુજરાતી કળાકૃતિ છે.

એ રાસમા નૂતનતા એ છે કે એ રાસ બે કર્તાએ તૈયાર કર્યો છે. ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીએ સ. ૧૭૩૮ના ચાતુર્માસમા રાદેર ગામમા એ રાસને રચવાની તૈયારી કરી. તેમણે પહેલો ખડ ૧૧ ઢાળનો બનાવ્યો અને તેમા કુલ ૨૮૨ ગાથાની રચના કરી, બીજો ખડ ૮ ઢાળનો બનાવ્યો અને તેમા કુલ ૨૭૬ ગાથાની રચના કરી ત્રીજા ખંડની પાંચમી ઢાળની રચના ચાલતી હતી તેની ૨૦મી ગાથા બનાવતાં તેના કર્તા શ્રી વિનયવિજય ઉપાધ્યાયના દેહનુ અવસાન થયુ એ જ ઢાળની બાકીની ૧૧ ગાથા શ્રી યશોવિજય ઉપાધ્યાયે પૂરી કરી એ ઢાળની પછવાડે છેલ્લી ગાથામા 'વિનય' અને 'સુજશ' એ બન્ને નામનો ઉલ્લેખ થયો છે.

એ ત્રીજા ખડની પાચમી ઢાળની ૨૦ ગાથા સુધીનો સરવાળો કરતા એ ખડની ગાથા ૧૯૦ થાય છે. અને શરૂઆતથી ત્યા સુધીની કૃતિ ગણુતા કુલ ગાથા ૭૪૮ થાય છે એની પ્રશસ્તિમા છેવટે યશોવિજય ઉપાધ્યાય જણાવે છે કે 'સાર્ધ સપ્તશત ગાથા વિરચી, પહોતા તે સુરલોકે જી' એટલે માર્ગમે ૭૫૦ ગાથા રચી આ વાતનો લગભગ મેળ મળી રહે છે

શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયે ત્રીજા ખડની બાકીની ૧૧૮ ગાથા રચી એટલે ત્રીજા ખડની કુલ ૩૦૮ ગાથા થઈ.

અને ચોથા ખંડની કુલ ૩૮૪ ગાથા (ઢાળ ૧૩) શ્રી યશોવિજય ઉપાધ્યાયે રચી

આખા રાસની કુલ ગાથા ૧૨૫૦ થાય તે પૈકી ૭૪૮ શ્રી વિનયવિજય ઉપાધ્યાયે રચી અને ૫૦૨ શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયે રચી

એ રાસમા ઢાળો કુલ ૪૦ આવે છે તે પૈકી ૨૪ની રચના વિનયવિજય ઉપાધ્યાયે કરી અને ૧૬ની રચના શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયે કરી.

રચનામા કવિત્વમા, વર્ણનમાં વિષય રજૂ કરવાની પદ્ધતિમા, ભાષાપ્રયોગમા અને પદલાલિત્યના બન્ને કવિઓ એકબીજાથી તદ્દન જુદા પડી જાય છે. શ્રી વિનયવિજયજી વર્ણન કરવામા શ્રોતાને પોતાના સાથે રાખી શકે છે. એમણે મયણાસુદરી અને સુરસુદરીના રાજસભામા આલાપ કરાવ્યા છે તે અથવા કમળપ્રભા પાસે ચરિત્ર રજૂ કરાવ્યુ છે તે કવિત્વને શોભાવે તેવુ છે તેમની સમુદ્રની સફર ટૂકી, પણ અસરકારક છે. એમણે ધવળ શેઠને આબેહૂબ ચીતર્યો છે શ્રી યશોવિજયની ભાષા વધારે તીક્ષ્ણ આકરી અને કોઇ કોઇ વાર સસ્કૃતમય છે એમનુ લડાઈનુ વર્ણન અતિ તાદૃશ છે પણ એમની મજા તો 'ત્રીજે ભવ વરથાનક તપ કરી' એમ શરૂઆત કરી નવપદનો જે મહિમા પાચ પાચ ગાથામા અર્થગર્ભિત ગાયો છે તેમાં છે તત્ત્વ કે યોગદૃષ્ટિએ એ તેમની મોટી ફતેહ ગણાય ઉજ્જયિનીની બહાર લશ્કરનો પડાવ કરી શ્રીપાળ ને મયણાનો મેળાપ કરાવે છે અને સસરા-જમાઈનો સહયોગ કરાવે છે તે વખતે સુરસુદરીને નાચતી અટકાવીને કવિત્વનુ પ્રભુત્વ દાખવે છે ચિત્રની પીછીમા જરા પણ પાછા ન પડનાર એ તત્ત્વજ્ઞાની કવિ તરીકે દીપે છે, પણ એ તત્ત્વજ્ઞાનની મહત્તા કદી વીસરી શકતા નથી

એકદરે શ્રીપાળરાસની કૃતિ ઘણી સફળ ગણાય એમા સર્વ પ્રકારના રસોને સ્થાન મળ્યુ છે, પણ આખા રાસમા સિદ્ધચક્રના મહિમાનુ લક્ષ્યબિન્દુ ચુકાયેલ નથી.

એક નવો ગ્રથ બનાવવો એ જુદી વાત છે અને અધૂરા ગ્રથને પૂરો કરવો અને અસલ લેખકની લય જાળવી રાખવી એ તદ્દન જુદી વાત છે બાણભટ્ટના પુત્ર શોભનભટ્ટે 'કાદબરી' પૂરી કરી એ ઘણો વિદ્વાન હતો, છતા પણ બાણભટ્ટની કૃતિ અને એની કૃતિ જુદી તો જરૂર પડી આવે જ છે આ રાસની કૃતિ બે વિદ્વાનોએ કરી છે તેમા જરા પણ રસક્ષતિ થઈ નથી અને તત્ત્વજ્ઞાન ભારોભાર ઉતારી આપવામા શ્રી યશોવિજય ઉપાધ્યાયે 'ભાગ થાકતો પૂરણ કીધો, તાસ વચન સકેતેજી' એમ કહી જણાવી દીધુ છે કે અધૂરો રહેલો ગ્રથ તેમણે પૂર્ણ કર્યો છે અને તેમ કરવામા તેમણે વચન આપ્યુ હતુ તે પૂરુ કર્યું છે

અનુમાન થાય છે કે રચનાના ચાલતે કામે શ્રી વિનયવિજય ઉપાધ્યાય માદા પડી ગયા હશે તેમને શુદ્ધિ સારી રહી હશે તે વખતે શ્રીમદ્યશોવિજયજી તેમને પડખે બેસી નિઝામણા કરતા હશે શ્રી વિનયવિજયે કહ્યુ હશે કે 'મારો રાસ તો અરધે રસ્તે રહી ગયો, તે તમે પૂરો કરજો.' શ્રી યશોવિજયયે તેમની સાથે સકેત કર્યો હશે (વચન આપ્યુ હશે) કે બાકીનો ભાગ પોતે પૂરો કરી આપશે

સંવત્ ૧૭૩૮ સુધીમા તો યશોવિજયના જ્ઞાનશક્તિ અને કવિત્વનો સમાજને સારી રીતે અનુભવ પણ થઇ ગયો હશે, એટલે વિનયવિજયના 'વિશ્વાસભાજન' અને તેમના 'પૂરણ

પ્રેમના ભાજન શ્રી યશોવિજયે આ કૃતિનો બાકીનો ભાગ ધર્મપ્રેમીઓના હિત ખાતર અને આપેલ વચનના સંકેત પ્રમાણે પૂરો કર્યો હશે.

આટલી સામાન્ય ટીકા કરી આ ગ્રંથમા (ગસમા) કવિ તરીકે શ્રી વિનયવિજયની વિશિષ્ટતા જરા વિચારી જઈએ —

શ્રીપાળરાજાનો રાસ લખવા બેઠા એટલે એમણે ખરી રીતે શ્રીપાળના ચરિત્રથી શરૂઆત કરવી જોઈએ, પણ તેમ ન કરતા એમણે મયણાસુંદરીના બાળપણ, અભ્યાસ અને રાજસભામા પરીક્ષાથી શરૂઆત કરી છે એ એમનુ ગ્રંથની ગોઠવણ કરવામા પાંડિત્ય બતાવે છે એમણે ધવળશેઠના પાત્રને ખૂબ સુંદર રીતે ચીતર્યું છે અને એને ખરા આકારમાં બતાવી કવિત્વ બતાવ્યું છે. સમુદ્રના કલ્લોલમા, અદ્ભુત રસ, રતનદ્વીપના સહસસાનુ પર્વતના મંદિરના વર્ણનમા અદ્ભુત રસ, ધવળશેઠના મરણમાં રૌદ્ર રસ, ચાર પત્નીઓના વર્ણનમાં શૃંગાર રસ, લડાઈમા વીરરસ અને પતિયાના સાતશે માણસોના વર્ણનમા હાસ્ય અને કરુણ રસ પોષ્યો છે રતનદ્વીપમા આખા લગ્નનો સમારંભ ખૂબ સરસ રીતે વર્ણવ્યો છે (ખંડ ૨, ઢાળ ૮ મી).

શ્રી વિનયવિજય ઉપાધ્યાયનો ભાષાપ્રયોગ બહુ હૃદયંગમ, વ્યવહારુ અને અર્થગર્ભિત છતા સાદો, સરળ અને પ્રેરક છે. ઉપાધ્યાય શ્રીમદ્યશોવિજયનો ભાષાપ્રયોગ વિદ્વત્તા ભરેલો, મજબૂત છતા સમજવામા જરા પ્રયાસ કરવો પડે તેવો છે.

કવિનો ઉદ્દેશ શ્રી સિદ્ધચક્રનો યોગ જનતાને સમજાવવાનો હતો તે શ્રી વિનયવિજયે વ્યવહારની નજરે બતાવ્યો છે દુનિયા યોગ સમજી ન શકે, તેને તો ખૂબ સંપત્તિ સાંપડે, પૈસા અને સ્ત્રી મળે, રાજ્યઋદ્ધિ મળે અને લીલા લહેર થાય એમા મોજ પડે છે. એ કાર્ય શ્રી વિનયવિજયે સફળ રીતે કર્યું છે જ્યારે શ્રી યશોવિજયે સિદ્ધચક્રના યોગનુ તત્ત્વજ્ઞાન ખૂબ વિગતથી સમજાવ્યું છે એમણે ચોથા ખંડની અગિયારમી અને બારમી ઢાળમા આ યોગનુ તત્ત્વજ્ઞાન સમજાવ્યુ છે તે વિચારતા ખૂબ મજા આપે તેવું છે. સામાન્ય વાચકને માટે શ્રી વિનયવિજયરચિત વિભાગ ખૂબ હૃદયંગમ થાય તેવો છે જનતાની સામાન્ય કક્ષાથી ઉપર આવેલા વિદ્વાનવર્ગને તો બન્ને કવિની રચના ખૂબ મજા આપે તેવી છે.

આ ગ્રંથની રચના શ્રી વિનયવિજયે સં ૧૭૩૮ના ચોમાસામા રાંદેર શહેરમા શરૂ કરી અને તે જ ચાતુર્માસમા તેઓનો દેહવિલય થયો. બાકીનો વિભાગ ઉપર જણાવ્યુ તેમ શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયે પૂરો કર્યો, પણ તે તુરત જ પૂરો કર્યો કે વચ્ચે કાંઈ સમય જવા દીધો તેનો નિર્ણય થઈ શકે તેમ નથી, કારણ કે યશોવિજય ઉપાધ્યાયે તેને માટે કાંઈ સૂચન સદર રાસની પ્રશસ્તિમાં કર્યું નથી

ઉપાધ્યાયનુ અવસાન સં. ૧૭૪૩ના ચોમાસામા ડભોઈ શહેરમા થયુ એટલે વચ્ચેનો ગાળો માત્ર પાંચ જ વર્ષનો રહ્યો ઉપાધ્યાય શ્રી યશોવિજયની વૃદ્ધ ઉમર જોતા, આપેલ વચન અથવા કરેલ સંકેતને પાર પાડવાની તેમની પોતાની ફરજના સ્પષ્ટ ખ્યાલનો તેમણે કરેલો ઉલ્લેખ વિચારતા તેમણે તુરત જ આ કાર્ય પાર પાડયુ હશે એમ ધારી શકાય અને તે રીતે જોતા આ રાસની બાકીની કૃતિ સં ૧૭૩૯ લગભગમા થઈ હશે એમ અનુમાન સલામતીથી કરી શકાય છે.

: ૪ :

# ગ્રંથકર્તાનો સમય

રાજકીય—

ગ્રથકર્તાનો સમય આપણે સ ૧૬૯૬ પહેલાં પાચેક વર્ષથી ગણી શકીએ, કારણ કે તેઓશ્રીની પ્રથમ સસ્કૃત કૃતિ સ. ૧૬૯૬ના જેઠ માસમા પૂરી થઈ, એટલે ઈ સ ૧૬૪૦નો સમય થયો. અને પ્રથમ ગુજરાતી કૃતિ સ ૧૬૮૯મા બની એટલે ઈ. સ. ૧૬૩૩નો સમય થયો તે વખતે હિદ પર મુગલ શહેનશાહ શાહજહાનનો અમલ ચાલતો હતો (ઈ.સ. ૧૬૨૭–૧૬૫૮) મુગલ શહેનશાહતની સ્થાપના બાબરે ઈ. સ ૧૫૨૬મા કરી અને હુમાયુના વખતમા અનેક પ્રકારની અસ્તવ્યસ્તતા થયા પછી અકબરે એ શહેનશાહતને ખૂબ મજબૂત કરી એની વિશાળ રાજ્યનીતિ, વસુલાતીની રીતિમા સુધારા, ટોડરમલ્લ જેવા નિષ્ણાત પર વિશ્વાસ, હિંદુ–મુસલમાનને સમાન કક્ષા પર ગણવાની રીતિ, જઝિયાવેરો કાઢી નાખવાની દીર્ઘદર્શિતા આદિ અનેક કારણે પરદેશી મોગલોની સત્તા હિદ પર પગભર થતી ચાલી અકબરે વિંધ્યાચળની ઉપરનો પ્રદેશ લગભગ પોતાના કાબુ તળે લીધો હતો અને પૂર્વમા પણ ઠીક સત્તા જમાવી હતી. એના પુત્ર જહાગીરે બાપે મેળવેલુ જાળવી રાજ્યુ શહેનશાહ શાહજહાને અનેક લડાઈઓ કરી શહેનશાહતને વિશેષ મજબૂત કરી અને પોતે કળાનો ખાસ શોખીન હોવાથી તાજમહાલ જેવા અનેક ભવ્ય મહાલયો બધાવ્યા ઈસ ૧૬૩૩(સ. ૧૬૮૯)મા શાહજહાન શહેનશાહનો સૂર્ય એની મધ્ય રેખા પર તપતો હતો શાહજહાનાબાદ–નવા દિલ્હીની યોજના, મોતી મસ્જિદ, દિલ્હીની જુમામસ્જિદ આજે પણ જોનારને વિચારમા નાખી દે છે. એ સમયમા ગ્રથકર્તાનો ઉદય થયો

ઈ સ ૧૬૫૭(સ ૧૭૧૨)મા શાહજહાનના પુત્રો દાગ, મુરાદ, ઔરગજેબ અને સૂજા વચ્ચે લડાઈ થઈ, મહાન શહેનશાહ કેદમા પડચો, એના ત્રણ દીકરાઓ કમોતે મુઆ અને ઔરગજેબ શહેનશાહતનો માલિક બન્યો એણે જઝિયાવેરો શરૂ કર્યો, મુસલમાનોને મલ્હાવ્યા, હિદુઓ તરફ ઘૃણા બતાવી, પોતાના અગત માણસો તરફ પણ વહેમની નજરે જોવા માડયુ અને દક્ષિણ જીતવાને લોભે શહેનશાહતને ઢીલી કરી નાખી એ ઈસ ૧૬૫૭–(સ. ૧૭૧૩)મા ગાદીએ આવ્યો તે વખતે 'લોકપ્રકાશ' ગ્રથ અને 'હૈમલઘુપ્રક્રિયા' કૃતિઓ બની ચૂકી હતી ગ્રથકર્તાનો બાકીનો સમય એટલે ઔરગજેબના રાજ્યકાળનો સમય સમજવો. ઈ સ ૧૬૫૮–૧૭૦૭મા એટલે સ ૧૭૧૪–૧૭૬૩ દરમ્યાન ઔરગજેબે મુગલાઈને ઉપર ઉપરથી ખૂબ અપનાવી પણ અદરખાનેથી એને ઢીલી કરી દીધી. એની ધર્માભિમાનની ભાવનાએ અથવા ધર્માધ વલણે અકબર બાદશાહની જમાવેલી ભક્તિ, પ્રેમ અને ઐકય પર પાણી ફેરવ્યા અને દક્ષિણમા સત્તા જમાવવાના લોભમા દિલ્હી પાયતખ્ત પરનો કાબૂ ઘણો ઢીલો પાડી દીધો

ઔરંગઝેબના સમયમા મરાઠા સરદાર શિવાજી જાગ્યા એણે નવીન પદ્ધતિએ લડાઇ કરવાની શરૂઆત કરી એનો પ્રદેશ ડુંગરાળ હોઇને એ અનુકૂળ વખતે બહાર પડે અને પાછો ડુંગરમાં છુપાઇ જાય. એણે ઔરંગઝેબને ખૂબ ત્રાસ આપ્યો મુગલાઈને ઢીલી પાડવામા અને હિંદુત્વનું રક્ષણ કરવામા એણે મજબૂત ફાળો આપ્યો. એણે સિંહાદ્રિ અને ઘાટોમા ખૂબ જમાવટ કરી અને પરિણામે દક્ષિણ દેશ પર વિજય મેળવવાને બદલે ઔરંગઝેબને વર્ષો સુધી દક્ષિણમા જ સમય પસાર કરવો પડચો શિવાજીનો રાજ્યકાળ ઈ સ ૧૬૬૪ થી ૧૬૯૦ છે એટલે સં ૧૭૨૦ થી ૧૭૩૬ થાય, જે આપણા ગ્રંથનાયકનો ઉત્તર સમય લગભગ પૂરેપૂરો બને છે. આ આખો સમય અવ્યવસ્થાથી ભરપૂર હતો. રાજ્યમા શાંતિ ન હોય, સૂબા અને સેનાપતિઓ પોતાની સત્તા જમાવવાની ગડમથલમા પડી ગયા હોય અને ચારે તરફ લડાઈના પડઘા પડી રહ્યા હોય ત્યારે આત્મતત્ત્વનુ ચિંતવન થાય કે 'શાંતસુધારસ' જેવા ગ્રંથો લખાય કે તેના પર પરિશીલન થાય એ ભારે આશ્ચર્ય ઉપજાવે તેવી બાબત લાગે છે. અધ્યાત્મ કે યોગ શાંતિનો વિષય છે, એ તો શાંત વાતાવરણમા જ સાધારણ રીતે જામે જ્યારે દોડાદોડ અને નાસભાગ હોય ત્યારે શાંતિના વિચાર સૂઝે નહિ આવા વાતાવરણમા ગ્રંથો લખાયા છે અને આત્મસન્મુખ ભાવનાઓ થઇ શકી છે તે ગ્રંથકર્તાની અધ્યાત્મરસિકતા બતાવે છે, એનો આત્મતત્ત્વ-શોધન માટે ખરો આંતરનાદ સૂચવે છે અને વાતાવરણને તાબે ન થઇ જવાની ઉલ્લાસવૃત્તિ બતાવે છે ખુદ સુરત શહેર ઉપર શિવાજી મહારાજે ઈ સ. ૧૬૬૪ (સં. ૧૭૨૦)-મા લૂટ ચલાવી, આખા શહેરમા નાસભાગ થઇ રહી અને લોકોના જાનમાલની સલામતી મોટા ભયમા આવી પડી, છતા આપણે ઉપર જોયુ છે કે રાંદેર, સુરત અને તેની આસપાસ ગુજરાતમા રહીને જ સર્વ કૃતિઓ ગ્રંથકર્તાએ કરી છે અને કેટલીક કૃતિઓ તો અસાધારણ એકાગ્રવૃત્તિ અને વિશિષ્ટ અભ્યાસને પરિણામે રચાયેલી છે એ સર્વ બતાવે છે કે લેખકના મનમાં આત્મારામ-રમણતા હતી, વાતાવરણને તાબે ન થઈ જતા તેની ઉપરવટ થવાની તાકાત હતી અને શાંતિના માર્ગની સાધ્યસ્પષ્ટતા નજરસન્મુખ રાખવાની વિશિષ્ટ આવડત તેમનામા હતી

**સાંસારિક—**

જનતા સામાન્ય રીતે અંધકારમાં હતી લશ્કરી વર્ગો લડાઈની વાતોમા પડેલા હતા, બાકીના વર્ગો અવ્યવસ્થાના સપાટામા હતા, આખો વખત ચારે બાજુ લડાઈના ભણકારા વાગ્યા જ કરતા હતા, લોકોમા વાતો જિંદગીની અસ્થિરતા, ભય અને અગવડની જ ચાલ્યા કરતી હતી, અમુક વિશિષ્ટ વર્ગને બાદ કરીએ તો અભ્યાસ બહુ સામાન્ય હતો, લોકોનો મોટો ભાગ અજ્ઞાનમાં સબડતો હતો અને ચારે તરફ અંધકાર અને અવ્યવસ્થાનુ સામ્રાજ્ય પ્રવર્તતુ હતુ જનતાને મુસલમાન વર્ગ તરફથી મોટો ભય હતો અને દિલ્લી એટલુ દૂર હતુ કે ત્યા સુધી રાવ પહોચાડવાની જોગવાઈ લગભગ નહિવત્ હતી માત્ર દેશનુ ધન દેશમા જ રહેતુ, એટલે વરસાદપાણી સારા થાય તો લોકોને ભૂખમરાને તાબે થવુ પડતુ નહિ,

પણ એ સિવાય જીવનની શાંતિ માટે કે આત્મસુધારણાને માટે એ સમયમા અતિ અલ્પ તકો મળતી હતી આવા સમયમાં લેખકો, કવિઓ, સાહિત્યકારો કે તાર્કિકો જન્મતા તે અપવાદરૂપે જ. લોકોનુ અભ્યાસનુ ધોરણ એટલુ તો ઓછુ હતુ કે શિષ્ટ, ભણેલા કહેવાતા વર્ગમા પણ વધારેમા વધારે લખતા-વાચતા, અને હિસાબ કરતા આવડે તે પાચમા પૂછવા લાયક ગણાતા, જ્યારે સામાન્ય જનતાના મોટા ભાગને તો અક્ષરજ્ઞાન પણ મળતું નહિ એટલુ છતા લોકો પોતપોતાના વ્યવહારમા કુશળ હતા, નાતજાતના રિવાજને માન આપતા અને સગપણ, સ્નેહસબધ ચીવટથી જાળવતા હતા દેશ-પરદેશ જવા-આવવાનાં સાધનો અતિ અલ્પ હોઈ પોતાના પ્રદેશમા લોકો હાલતા-મ્હાલતા અને દૂર જવાની વાત તો અતિ સાહસિક વેપારી કે વહાણવટી જ કરતા, પણ સાધારણ રીતે તો પાચ-પંદર ગાઉ દૂર જવુ હોય તો ભાના અને સથવારાની સગવડ કરવી પડતી હતી. જ્ઞાતિઓનુ બધારણ મજબૂત હતુ અને પ્રાતિકવાડાઓ પણ એટલા જ ચુસ્ત હતા લોકો કથા-વાર્તા સાભળીને, વ્યાખ્યાનોનુ શ્રવણ કરીને જ્ઞાન મેળવતા અને બાકી પોતાના નાનામોટા વ્યાપારમા રળી ખાતા હતા દેશ સમૃદ્ધ હતો, કુદરતની કૃપા હતી, ધરતીકપ કે જ્વાળામુખીનુ નામ નહોતુ અને દુકાળ જવલ્લે જ પડતા આવો સમય તે વિક્રમની સત્તરમી સદીની આખરનો અને અઢારમીની શરૂઆતનો હતો. હવે એ સમયે જૈન જનતાની. ખાસ પરિસ્થિતિ કેવી હતી તે જરા લક્ષ્યમા લઈ લઈએ.

ગુજરાત—

જૈન જનતાનો વિચાર કરતા પ્રથમ રાજદ્વારી બાબતને અગે ગુજરાતની સ્થિતિ વિચારવી પ્રસ્તુત થાય છે રાજપુતાનામા ઔરંગઝેબે કેર વર્તાવી દીધો હતો અને એના ધર્માધપણાને લઇને હિદુઓ તદ્દન વિરુદ્ધ થઈ ગયા હતા એ જાણીતી વાત છે. અકબરે જે પ્રજાનો પ્રેમ મેળવ્યો હતો એ રાજનીતિના ફેરફારથી અને ધર્મઝનૂની રાજકારણથી ઔરગજેબ ગુમાવી બેઠો એ વાત જગજાહેર છે પણ એ જ ઔરગજેબ એના પિતાના વખતમા ગુજરાતનો સૂબો નિમાયો હતો તે વખતે શેઠ શાતિદાસે અમદાવાદના સરસપુરમા સ. ૧૬૯૪મા બધાવેલ (મગનલાલ વખતચદ, અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૧૪૨-૩) બાવન જિનાલયવાળા ભવ્ય દેરાસરને ઔરગજેબે ઈ સ ૧૬૪૪(સ ૧૭૦૦)મા તોડી પાડયું અને તે જ દેરાની મસ્જિદ કરી દીધી આથી આખા ગુજરાતમા હિદુ અને મુસલમાનનુ મોટું બડ થયુ (જૈન ઐતિહાસિક રાસમાળા, ભાગ ૧ લો, પૃ ૮૦) ઇતિહાસકાર લખે છે કે તે વખતે ધર્મને અગે જુલમ ઘણો હતો એ વાત સમજીને શાતિદાસ શેઠે એ દેરાસરથી પોતાના મકાન સુધી સુરગ ખોદવી રાખી હતી સુરગમા ગાડા ઉતારી સદર દેરાની ચોમુખની ચાર પ્રતિમાઓ ગાડામાં બેસારી ઝવેરી-વાડામા લાવ્યા તેમાની ત્રણ મૂર્તિઓ આદીશ્વરના દેરાસરના ભોયરામા બેસારી અને ચોથી મૂર્તિ ઝવેરીવાડામા નીશાપોળમા જગવલ્લભ પાર્શ્વનાથના દેરાના ભોયરામા બેસારી તથા

મૂળનાયકની મૂર્તિ નાની શામળી ચિંતામણિ પાર્શ્વનાથની હતી તે લાવીને ઝવેરીવાડામાં સૂરજમલના દેરામાં પધરાવી તે મૂર્તિઓ હાલ પણ છે પછી તે મુસલમાનોએ દેરુ વટાળ્યુ, રંગમંડપ વગેરેના ઘુમ્મટની માહેલી તરફ ફરતી ઊંચા પથ્થરની પૂતળીઓ વગેરે છે તેને છૂંદી નાખી તથા ચૂનાથી લીપી દીધી. તે સિવાય મુસલમાનોએ ઘણી તોડફોડ કરી છતા પણ એ દેરાના ખંડેર પરથી માલૂમ પડી આવે છે કે એ દેરાનુ કામ બહુ મજબૂત હતુ હાલ તે દેરું ઉજ્જડ પડયું છે.

આટલા ઉપરથી ગુજરાતમા જાનમાલના રક્ષણની કેટલી ચિંતા હશે એનો ખ્યાલ આવશે. લોકોના જીવને ફડકો એટલો હતો કે આવતી કાલે શુ થશે તેની કલ્પના થાય નહિ. મોટા શહેરમા આવી સ્થિતિ હોય ત્યારે નાના શહેરો અને ગામડામા કેવી જાતની રંજાડો હશે એ કલ્પી લેવું મુશ્કેલ નથી ગુજરાતમાં સૂબા દિલ્હીથી નિમાઈને આવતા હતા અને તેની લાયકાત ઉપર ગુજરાતનો વહીવટ ચાલતો હતો. ગુજરાતનો તે સમયનો ઇતિહાસ જોતા કોઇ વિશિષ્ટ તત્ત્વ દેખાતુ નથી સૂબાનો મેળાપ થાય અથવા તે માન આપે તો શહેનશાહે પોતે માન આપ્યુ હોય એમ ગણવામા આવતું હતુ. આવા પ્રકારની ગુજરાતની તે સમયની સ્થિતિ હતી જાનમાલની ચિંતા લોકોને ખૂબ રહેતી હતી જ્ઞાતિબધનો સામાજિક કારણે મજબૂત હતા નાની નાની જ્ઞાતિઓ અને પ્રાંતિક ભેદો ખૂબ હતા અને દિવસાનુદિવસ વધતા જતા હતા. થોડા ગામોના ઘોળ બનતા હતાં, અને રાજનગરના માણસો સ્વાભાવિક રીતે પોતાની જાતને ઉત્તમ-વિશિષ્ટ માનતા હતા. સ્ત્રીઓને અભ્યાસ માટે કોઇ જાતની વ્યવસ્થા નોધાયેલી નથી તેઓને ઘર બહાર હરવા-ફરવામા ઘણો સંકોચ રહેતો હતો અને બાળલગ્નો પ્રચલિત હતા લોકોમા ધર્મભાવના સારી હતી.

## સત્તરમી સદીનો જૈન ઇતિહાસ, પ્રભાવશાળી વિજયહીરસૂરીશ્વર, ધર્મસાગર ઉપાધ્યાયની ચર્ચા–

અઢારમી સદીને બરાબર સમજવા માટે શ્રી હીરવિજયસૂરિથી માડીને શરૂ થતા યુગની અતિ સંક્ષેપમા વિચારણા કરવી જરૂરી છે પાલણપુરમા કુરા ઓશવાલ અને નાથીબાઇને ત્યાં હીરાનો જન્મ સં ૧૫૮૩મા થયો વિજયદાનસૂરિ(૫૭મી પાટ)ના ઉપદેશથી ૧૩ વર્ષની વયે એણે સં ૧૫૯૬મા માબાપની પરવાનગીથી પાટણ શહેરમા દીક્ષા લીધી દક્ષિણમા દેવગિરિ થઇ દક્ષિણી પંડિત પાસે ખૂબ અભ્યાસ કર્યો, ન્યાય અને જ્યોતિષમા ખાસ પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું સં. ૧૬૦૮મા નાડલાઇમા તેમને પંડિતપદ પ્રાપ્ત થયુ, સં ૧૬૦૮માં ઉપાધ્યાયપદ પ્રાપ્ત થયુ અને સં.૧૬૧૦મા શિરોહીમા તેમને આચાર્યપદવીનુ પ્રદાન થયુ આચાર્ય વિજયદેવસૂરિનો સ્વર્ગવાસ સં ૧૬૨૧મા થતા તપગચ્છના વિજયહીરસૂરિ નાયક થયા. આ વખતે આખા તપગચ્છમા તેમની આજ્ઞા વર્તતી હતી અને તેઓ એકલા અદ્વિતીય નાયક

બન્યા હતા તેઓશ્રીનો વિહાર મુખ્યતયા ગુજરાતમા, યાત્રાનિમિત્તે કાઠિયાવાડમા અને ક્વચિત્ મેવાડમા હતો.

સ ૧૬૧૮મા આચાર્ય વિ હીરસૂરિજી ગાધાર(લાટદેશ)મા ચોમાસુ હતા તે વખતે અકબર બાદશાહને ધર્મજિજ્ઞાસા થઈ એણે અનેક વિદ્વાનોને એકઠા કરી તેમની પાસેથી ધર્મના રહસ્યો જાણી તે પરથી સર્વધર્મસ મત એકમત ચલાવવાની ભાવના કરી એટલે 'દીનેઈલાહી' નામના સર્વ ધર્મના રહસ્યભૂત એક ધર્મની સ્થાપના સ ૧૬૩૫મા કરી પણ દીધી હતી, એમા એનો રાજદ્વારી ઉદ્દેશ પણ હતો, સાથે સાથે એનામા ધર્મજિજ્ઞાસા પણ સાગી હતી. નિષ્પાપ ધર્મમાર્ગની શોધ કરતા એમની પાસે શ્રી હીરવિજયસૂરિના નામની પ્રાપ્તિ થઈ. શહેનશાહના આમ ત્રણથી આચાર્યશ્રી દિલ્લી આવ્યા ત્યા શહેનશાહ અને સૂરીશ્વરનો મેળાપ થયો. અકબર પાદશાહને જૈન ધર્મના કેટલાક મુદ્દા ખૂબ પસદ આવ્યા. આચાર્ય વિજયહીરસૂરિને એમણે સ ૧૬૪૦મા 'જગદ્ગુરુ'ની પદવી આપી વિજયહીરસૂરીશ્વરનો આ આખો પ્રસગ અતિ આકર્ષક છે અને 'વિજયપ્રશસ્તિ' કાવ્ય, 'હીરસૌભાગ્ય' કાવ્ય ઋષભદાસકૃત 'હીરવિજય-સૂરિરાસ' આદિ અનેક ગ્રથોમા ચિતરાયેલો છે આપણે આ પ્રસગે તેની વિગતમા ઊતરવાનુ નથી જૈન સમાજની સ્થિતિ સમજવા પૂરતુ આ સમયનુ વિહગાવલોકન કરી આપણે અઢારમી શતાબ્દિની શરૂઆત સુધી પહોચી જશુ, કારણ કે આ ઇતિહાસને અઢારમી સદીના ઇતિહાસ સાથે અતલગનો સબધ છે

વિજયહીરસૂરિએ અકબર પાસેથી અનેક ફરમાનો મેળવ્યા, જૈનધર્મની કીર્તિ વધારી સ ૧૬૪૦થી અકબરના દરબાર સાથે તપગચ્છનો સબધ અકબરના મરણ સુધી ચાલુ રહ્યો આચાર્ય વિજયહીરસૂરિએ સ ૧૬૫૨મા કાળ કર્યો ત્યારપછી પણ ભાનુચદ્ર ઉપાધ્યાય સ ૧૬૬૧મા અકબરના મરણ સુધી લગભગ દિલ્લીમા અથવા પાદશાહની નજીકમા રહ્યા અને આ રીતે અહિંસાના સદેશા રાજ્યદ્વારા પહોચાડવાની તક આચાર્યશ્રીએ હાથ ધરી એ જ સમયમા ધર્મસાગર ઉપાધ્યાય થયા એમની દીક્ષા સ ૧૫૯૬મા અને વિજયહીરની સાથે ઉપાધ્યાયપદ તેમને ૧૬૦૮મા વિજયદાનસૂરિએ આપ્યુ. તેમણે તપગચ્છ જ સાચો છે એમ જણાવી 'તત્ત્વતરગિણી', 'પ્રવચનપરીક્ષા' આદિ ગ્રથો રચ્યા અને 'કુમતિકુદ્દાલ' ગ્રથ બહાર પાડ્યો. ચર્ચા ઘણી વધી પડી તેમના એક ગ્રથને વિજયહીરસૂરિએ જળશરણ કરાવ્યો તેથી તેમની વાત દબાઇ તો ગઇ, છતા તેની પાસે સઘ સમક્ષ સ. ૧૬૨૧ મા માફી મગાવી આ વખતથી મતભેદનો કીડો તપગચ્છમા દાખલ થયો. આ ધર્મસાગર ઉપાધ્યાય મહાતાર્કિક અને અસાધારણ વિદ્વાન હતા, પણ આક્રમણરીતિએ આક્ષેપ કરનાર હોઈ અનેક વાર અથડામણમા આવી જતા હતા

**મતભેદનો ઇતિહાસ—**

વિજયસેનસૂરિને સ. ૧૬૨૦મા આચાર્યપદ આપવામાં આવ્યુ તેઓ વિજયહીરસૂરિની

પાટે આવ્યા. તેમનું સ્વર્ગગમન સ. ૧૬૭૧મા થયુ તેઓ ભારે વિદ્વાન હતા તેથી તેમના સમય સુધી તપગચ્છમા શાંતિ ચાલી વિજયસેનસૂરિ સંવત્ ૧૬૭૧મા કાળધર્મ પામ્યા. ત્યારપછી તપગચ્છમા મતભેદ વધ્યો. વિજયસેનસૂરિની પાટે વિજયદેવસૂરિ આવ્યા. આ વિજયદેવસૂરિએ સાગરવાળાનો પક્ષ લીધો. આથી તપગચ્છમા ભારે ખટપટ ઊભી થઈ ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્રે સોમવિજય સાથે મળી રામવિજયને આચાર્યપદ આપ્યુ અને એમનુ નામ 'વિજયતિલકસૂરિ' પાડવામાં આવ્યુ. આ વાતની ચર્ચા તો વિજયસેનસૂરિના સમયમાં શરૂ થઇ ગઇ હતી, પણ તેના પર તેમના સ્વર્ગગમન પછી સં. ૧૬૭૩માં અમલ થવા લાગ્યો સ. ૧૬૭૬મા વિજયતિલકસૂરિ કાળધર્મ પામ્યા. એમની પાટે વિજયઆનંદ-સૂરિની સ્થાપના કરવામા આવી. તે વખતે વિજયદેવસૂરિ અને વિજયઆનંદસૂરિ વચ્ચે મેળ થયો તો ખરો, પણ અંતે તપગચ્છના બે વિભાગ પડી ગયા વિજયદેવસૂરિના પક્ષે રહેનાર 'દેવસૂરિ' અથવા 'દેવસૂર' કહેવાયા અને વિજયઆનંદસૂરિના પક્ષે, રહેનારા 'આનંદસૂરિ' અથવા 'અણુસૂર' કહેવાણા એક બાપના બે દીકરા હોવા છતા અને ક્રિયા કે વ્રત. નિયમ, સમાચારી કે આજ્ઞામા જરા પણ મતફેર ન હોવા છતા આ રીતે તપગચ્છમા વિભાગ થયા અને પરિણામે એક છત્રે ચાલતાં તપગચ્છમાં ચર્ચા, તકરાર અને ભેદની શરૂઆત થઈ

### તપગચ્છના ત્રણ વિભાગ—

આ ઉપરાત તપગચ્છમાં એક બીજો અગત્યનો બનાવ વિજયદેવસૂરિના સમયમા થયો. આ મહાતપસ્વી આચાર્યને જહાગીર પાદશાહે 'મહાતપા'નુ બિરુદ આપ્યું હતુ. એના સમયમા અમદાવાદમા સુપ્રસિદ્ધ શાતિદાસ શેઠ થયા. તેમના ઉપર તપગચ્છના રાજસાગરનો ઉપકાર હતો અમુક પ્રકારના જાપ કરીને શેઠને અનર્ગલ લક્ષ્મી પ્રાપ્ત કરાવી દેવામા એ કારણભૂત થયા હતા શેઠ શાતિદાસની ઇચ્છા પોતાના ગુરુ રાજસાગરને ઉપાધ્યાયપદવી અપાવવાની હતી એમણે વિજયસેનસૂરિને વિજ્ઞપ્તિ કરી, પણ સૂરિમહારાજે જવાબમા જણાવ્યું કે 'એમ પદવી આપીએ તો સ્થળે સ્થળે ઉપાધ્યાય થઈ જાય, તેથી તેનુ માહાત્મ્ય ન રહે, માટે તમારી વિનંતિ સ્વીકારી શકાય તેમ નથી.' શ્રાવક જ્યારે અમુક સાધુનો પક્ષ કરે ત્યારે શાસનની જે દશા થાય છે તે ત્યારપછી બની શેઠે રાજસાગરને આચાર્ય બનાવવાનુ નક્કી કર્યું. ખંભાતના નગરશેઠ પોતાને ઘેર આવ્યા હતા તે તકનો લાભ લઇ તેને રોકી રાખ્યા. ખંભાતમા વિજયદેવસૂરિ બિરાજમાન હતા યુક્તિ–પ્રયુક્તિ કરી ખંભાતના નગરશેઠને ધમકાવી દબાવી વિજયદેવસૂરિ પાસેથી વાસક્ષેપ અને સૂરિમંત્ર મંગાવ્યો અને સં ૧૬૮૬ના જેઠ માસમાં રાજસાગરને આચાર્યપદવી શેઠ શાતિદાસે અમદાવાદમા અપાવરાવી આ રીતે તપગચ્છમા ત્રીજો વિભાગ પડ્યો અને સાગરની પરંપરા તે વખતથી શરૂ થઇ.

આ રીતે તપગચ્છમા સત્તરમી સદીની આખરે ખટપટો વધી પડી અને એક ચક્વે ગચ્છનિર્વાહ થતો હતો તેમા ભેદો થતા ચાલ્યા. વિજયદેવસૂરિના વખતમા તેમની અને વિજયાનદસૂરીશ્વરની વચ્ચે સ ૧૬૭૫ લગભગ ભેદ થયો, પાછો તેમની વચ્ચે ૧૬૮૧મા મેળ પણ થયો, પરતુ જ્યારથી વિજયદેવસૂરિએ સાગરવાળાનો પક્ષ ઉઘાડી રીતે લીધો ત્યારથી આનદસૂરિ સાથે વિરોધ વધી પડ્યો અને આ રીતે તપગચ્છમા મતભેદ, વિરોધ, ચર્ચાઓ અને અગત આક્ષેપોનો યુગ શરૂ થયો. આવી તકરારની વાત જહાગીર પાદશાહ સુધી પણ પહોચી અને તેમણે સ ૧૬૭૩મા વિજયદેવસૂરિ જ ખરા પટ્ટધર છે એમ મત બતાવ્યો ત્યારે વિરોધજ્વાળા ભભૂકી ઊઠી શિરોહીના જૈન દીવાને ગચ્છભેદ અટકાવવા પ્રયત્નો કર્યા, પણ અતે મતભેદ ચાલુ જ રહ્યો અને એમા શ્રાવકોએ પક્ષ લઇ શાસનના હિતને બદલે અગત માનાપમાન પર વધારે ધ્યાન આપી શાસનની છિન્નભિન્ન સ્થિતિની શરૂઆત કરી.

અકબર બાદશાહના સમયમા અને ત્યારબાદ જહાગીર અને શાહજહાનના સમયમા જૈન ધર્મની પ્રગતિ સારી થઇ, સારા લેખકો પ્રાપ્ત થયા વિજયહીરસૂરિ અને વિજયસેનસૂરિ બન્ને ખૂબ અભ્યાસી હોઇ એમણે સાહિત્યસેવા સારી કરી અને એમના સમયમા ધર્મની જાહોજલાલી દર્શનવિકાસને અગે પણ ખૂબ થઈ. તેમના પછી વિજયદેવસૂરિ આવ્યા, તે વિદ્વાન ખરા, પણ વિજયસેનસૂરિ જેવા મક્કમ જણાતા નથી. એમના સમયમાં શાસનની અદર ક્ષીણતા આવવાની શરૂઆત થઈ, પણ ધર્મનુ બાહ્ય સ્વરૂપ તો ધામધૂમથી ભરપૂર જ ચાલ્યુ

આપણે હવે અઢારમી શતાબ્દી પર આવી જઈએ

## વિજયદેવસૂરિના વખતમાં ક્રિયાઉદ્ધાર—

અઢારમી સદીની શરૂઆતમા ઉપર જણાવ્યુ તેમ તપગચ્છના ત્રણ વિભાગો પડી ગયા હતા વિજયદેવસૂરિ તપગચ્છની ૬૦મી પાટે શ્રી વિજયસેનસૂરિના પટ્ટધર થયા. તેમનો જન્મ સ ૧૬૪૩, પન્યાસપદ ૧૬૫૫, સૂરિપદ ૧૬૫૬ પોતાની હયાતીમા તેમણે વિજયસિહસૂરિને પટ્ટધર તરીકે નીમ્યા હતા આ વિજયસિહસૂરિનો જન્મ સ. ૧૬૪૪–મા (મેડતા) દીક્ષા સ. ૧૬૫૪મા, વાચકપદ સ ૧૬૭૩મા અને સૂરિપદ સ ૧૬૮૨મા થયુ તેમનુ સ્વર્ગગમન સ ૧૭૦૯મા અષાડ શુદિ ૨ને રોજ અમદાવાદમા થયુ.

વિજયદેવસૂરિનુ સ્વર્ગગમન સ. ૧૭૧૩ના અષાડ શુદિ ૧૧ને રોજ ઉનામા થયું, એટલે તેમની હયાતીમા જ તેમના પટ્ટધર વિજયસિહસૂરિનુ સ્વર્ગગમન થયુ છતાં વિજયસિહસૂરિ તપગચ્છની ૬૧મી પાટે ગણાય છે, કારણ કે એમણે ગુરુની હયાતીમા ગચ્છાધિપતિ તરીકે કામ કર્યું હતુ

મુનિ સત્યવિજયજી વિજયસિહસૂરિના શિષ્ય થયા તેઓ મહાત્યાગી–વૈરાગી અથવા ક્રિયાશીલ હોઇ એમને પ્રચલિત સાધુમાર્ગમા શિથિલતા લાગી એમણે પોતાના ગુરુ પાસે

ક્રિયાઉદ્ધાર કરવાની પરવાનગી માગી એમની ઇચ્છા ત્યાગધર્મને બરાબર બહલાવવાની, સવિશેષ તપ કરવાની અને તપગચ્છમા કેટલોક સડો અને ખટપટ દાખલ થઇ ગયા હતા તે દૂર કરવાની હતી એમ જણાય છે. વિજયસિંહસૂરિએ એમની યોગ્યતા જાણી એમને ક્રિયાઉદ્ધાર કરવાની પરવાનગી આપી. તેઓ ગુરુની પરવાનગીથી જુદા પડ્યા, અપ્રમત્તપણે વિહાર કરવા લાગ્યા અને તેમણે તપત્યાગનો માર્ગ આદર્યો.

આ સત્યવિજય પન્યાસ અત્યત ક્રિયાશીલ અને સ્વતત્ર વિચારના, મક્કમ અને ઉદ્યોગી હતા એમણે સવિજ્ઞપક્ષ કાઢ્યો. પ્રચલિત પ્રવાહના સાધુઓથી જુદા પડવા સફેતને બદલે પીળા વસ્ત્રો કર્યાં અને વિહાર આદિના આકરા નિયમો કર્યા.

તેમનો જન્મ માળવાના લાડલુ ગામમા સ ૧૬૭૪મા થયો હતો. ૧૪ વર્ષની વયે તેમની દીક્ષા માબાપની પરવાનગીથી તેમના ગામમા થઈ સ ૧૭૨૯માં વિજયપ્રસૂરિએ તેમને પંન્યાસ-પદ સોજતમા આપ્યુ અને ૮૨ વર્ષની વયે સ. ૧૭૫૬મા તેમનો સ્વર્ગવાસ પાટણ મુકામે થયો. તેમણે ક્રિયાઉદ્ધાર વિજયસિંહસૂરિના જીવનસમયમાં કર્યો છે અને તેમની પટ્ટપરપરા વિજયસિંહસૂરિથી ગણાય છે, છતા ૧૭૨૯મા તેમને પંન્યાસપદ આપ્યુ છે તે પરથી જણાય છે કે તેમને મૂળપાટ સાથે સબંધ તો ચાલુ રહ્યા હશે. નોધવા જેવી વાત એ છે કે તેઓ આટલો લાબો વખત જીવ્યા અને ક્રિયાઉદ્ધાર કરવા જેટલી તેમણે તાકાત બતાવી, છતા તેઓને આચાર્યપદ મળ્યુ નહિ, અથવા તેઓએ તે લીધું નહિ. આ તેમની ત્યાગ-દશા સૂચવે છે

### વિજયપ્રભસૂરિ—

વિજયદેવસૂરિની હયાતીમા વિજયસિંહસૂરિનું સ્વર્ગગમન સ ૧૭૦૯માં થતા પાછી અગવડ ઊભી થઈ. તે વખતે તપગચ્છમા બે મોટા ભેદ તો પડી ગયેલા જ હતા વિજયદેવ-સૂરિ અને વિજયઆનદસૂરિના શાસન અલગ અલગ ચાલતા હતા અને સાગરગચ્છની પણ શરૂઆત થઈ હતી એ વખતે તે ઉપરાત સત્યવિજય મૂળ પાટથી જુદા પડી ગયા હતા ત્યા વિજયદેવસૂરિની હયાતીમા વિજયસિંહસૂરિએ કાળ કર્યો. એમની ૬૧મી પાટ ગણાય છે. વિજયપ્રભ કચ્છ મનોહરપુરના હતા જન્મ સ. ૧૬૭૭મા, દીક્ષા ૧૬૮૬મા અને પન્યાસપદ સ. ૧૭૦૧મા થયેલ તેમને સ ૧૭૧૦મા ગાધારમાં સૂરિપદ આપવામા આવ્યુ. આ વિજય-પ્રભસૂરિના વખતમાં તપગચ્છમા વધારે ને વધારે મતભેદ ચાલતા ગયા અને દેવસૂર, અણસૂર અને સાગરપક્ષ ઉપરાત સવિજ્ઞપક્ષ નીકળ્યો અને મૂળપાટમા મદતા આવતી ગઈ, એમાં રહેનાર 'શ્રીપૂજ્યો' થઈ ગયા અથવા કહેવાયા અને એના તરફ લોકોનુ માન થોડો વખત રહ્યું, પણ ધીમે ધીમે ચારિત્રમા પણ શિથિલતા આવતી ગઈ એટલે સવિજ્ઞપક્ષનુ જોર વધતુ ચાલ્યુ.

## મૂળપાટનુ પ્રાબલ્ય—

એટલુ છતા અઢારમી સદીની શરૂઆતમા તો મૂળપાટનુ પ્રાબલ્ય ઘણુ જણાય છે. વિનયવિજય ઉપાધ્યાય જેવા પ્રખર વિદ્વાને 'ઇદુદૂત' કાવ્ય લખીને વિજયપ્રભસૂરિની પ્રશસા કરી છે એ સર્વ હકીકત જોતા અને શ્રીમદ્યશોવિજય જેવા મૂળપાટના પક્ષમા ઊભા રહ્યા છે એ વિચારતા એમનુ જોર ઘણુ હશે એમ લાગે છે પણ સત્યવિજય પન્યાસ તો જુદા પડી જ ગયા એમના ત્યાગ અને ક્રિયાતત્પરપણાને લઈને 'સૂરિ પાઠક રહે સન્મુખ ઊભા' એમ શ્રી વીરવિજય એમને માટે લખે છે. એટલે સત્યવિજય પન્યાસ પાસે મોટા વિજયપ્રભ જેવા આચાર્ય કે યશોવિજય ઉપાધ્યાય જેવા પાઠક પણ ખડા રહેતા હતા એ વાત ગમે તેમ હોય, પણ એ યુગમા આખા તપગચ્છમા મતભેદ, તકરાર, ચર્ચા ખૂબ ચાલ્યા જણાય છે અને મૂળ પાટ સામે ગમે તેટલો વિરોધ દેખાવા છતા એનુ જોર તે યુગમા ખૂબ રહ્યુ જણાય છે.

વિજયદેવસૂરિનુ સ્વર્ગગમન સ ૧૭૧૨મા ઉના શહેરમા થયુ અને ત્યારબાદ વિજય-પ્રભસૂરિની આણ પ્રવર્તી તેઓના શિષ્યોમા ૨૫ તો ઉપાધ્યાય હતા અને ૩૦૫ પડિતપદ ધરાવનાર હતા. એક રીતે તેમનો સમય ખૂબ ઉદ્યોતનો ગણાય, પણ અદરખાનેથી કુસપ અને અવ્યવસ્થિત ચર્ચા અને ઢગધડા વગરની ખટપટો તેમના સમયમા ખૂબ થઈ હોય એમ ઇતિહાસ વાચતા દેખાઈ આવે છે શ્રી વિજયપ્રભસૂરિ ઉગ્ર હતા, કચ્છી હતા અને અમલનો દોર ચલાવનારા હતા એમના સમયમા યશોવિજય ઉપાધ્યાયને બે વખત તેમની લેખિત ક્ષમા માગવી પડી છે અસાધારણ તાર્કિક, તીવ્ર બુદ્ધિબળ બતાવનાર અને સેકડો વર્ષોના મતભેદોનો સમન્વય કરી શકનાર આ અસાધારણ પ્રતિભાવાન્ અને બુદ્ધિશાળી વ્યક્તિ એ સમયમા સૂરિપદ તો ન મેળવી શકી, પણ લેખિત ક્ષમા માગવાની સ્થિતિમા મૂકાણી ત્યારે સઘમા કેટલી દુર્વ્યવસ્થા અને ખટપટો ચાલી હશે એની કલ્પના થયા વગર રહે તેમ નથી

વિજયપ્રભસૂરિનુ સ્વર્ગગમન ૧૭૪૯મા ઉનામા થયુ સત્યવિજય પન્યાસ સ ૧૭૫૬મા કાળધર્મ પામ્યા મૂળ પાટ પણ ત્યાર પછી ચાલી છે સત્યવિજય પન્યાસે પીળા વસ્ત્ર કર્યા અને મૂળપાટે ધોળા વસ્ત્ર ચાલુ રહ્યા.

## વિજયઆનંદસૂરિ—

વિજયદેવસૂરિના સમયમા એક અગત્યની ઘટના બની હકીકત એમ બની હતી કે વિજયહીરસૂરિના સમયમા ધર્મસાગર ઉપાધ્યાય થયા એ અતિ વિદ્વાન હતા એમણે અનેક ગ્રથો રચ્યા. તેમના વખતમા અભ્યાસીઓ ઘણા હતા એમણે સ ૧૫૯૫મા દીક્ષા લીધી દેવગિરિ( દક્ષિણ )મા ન્યાયનો અભ્યાસ કર્યો તેમણે તપગચ્છ જ સાચો છે અને બીજા સર્વ ગચ્છો ખોટા છે એમ બતાવનારા ગ્રથો બહાર આણ્યા અથવા નવા રચ્યા કુમતિકુદ્દાલ,

તત્ત્વરંગિણી, પ્રવચનપરીક્ષા વગેરે એમણે ખરતરો વિરુદ્ધ ખૂબ લખ્યું છેવટે એમણે સ. ૧૬૧૭માં પાટણમા ખરતરો સાથે વાદવિવાદ કર્યો અને મહાન ટીકાકાર અભયદેવસૂરિ ખરતર નહોતા એમ સ્થાપના કરી તેમની ઉગ્ર ભાષાથી સમસ્ત જૈન શ્વેતાબર સમાજમા મોટો ખળભળાટ થયો તેમને સંઘબહાર પણ કર્યા. શ્રી વિજયદાનસૂરિ મજબૂત હતા તેથી તેઓ અને પછી ગચ્છપતિ શ્રી વિજયહીરસૂરિ પ્રબળ પ્રતાપી અને બહુ મક્કમ હતા એટલે એ બન્ને તો ધર્મસાગર પર પોતે પોતાના વખતમા કાબૂ રાખી શકયા અને સ ૧૬૪૬ માં 'બાર બોલ'ની આજ્ઞા શ્રી હીરસૂરિએ કાઢી ત્યારે તેમા ધર્મસાગરને સહી કરવી પડી પણ એ વખતથી તપગચ્છમા અંદર અદર મતભેદની શરૂઆત થઈ ગઈ વિજયસેનસૂરિના સમયમા એક ચકવે આચાર્યનુ રાજ્ય રહ્યુ, પણ ત્યાર પછી વિજયદેવસૂરિના વખતમા ઝઘડા વધતા ચાલ્યા. વિજયસેનસૂરિનો સ્વર્ગવાસ થતા તેમના પદ પર અમદાવાદમા સ. ૧૬૭૩મા વિજયતિલકસૂરિની આચાર્યપદે સ્થાપના કરવામાં આવી. તપગચ્છમા એક વિજયદેવસૂરિ તો આચાર્ય હતા અને આ બીજા આચાર્ય થયા વિજયતિલકસૂરિ સ. ૧૬૭૬માં કાળ કરી ગયા. તેમની ગાદી પર સ ૧૬૭૬મા વિજયઆનદસૂરિ આવ્યા.

આ વિજયઆનંદસૂરિએ વિજયદેવસૂરિ સાથે મેળ કર્યો, પણ વળી સ ૧૬૮૧મા વાધા પડયા. વિજયદેવસૂરિનુ વલણ સાગરપક્ષ તરફ હતુ અને ભાનુચદ્ર તથા સિદ્ધિચદ્ર વગેરે પ્રખર વિદ્વાનો એ વાતથી વિરુદ્ધ હતા એટલે સાગર–વિજયના ઝઘડા એક અથવા બીજા આકારમા ચાલતા જ રહ્યા

આપણા ચારિત્રનાયક વિનયવિજય ઉપાધ્યાય પણ આ ગૂચવણના ચકરાવામા પડી ગયા હોય તેમ જણાય છે એમણે આનદસૂરિ ઉપર વિજ્ઞપ્તિપત્ર સ. ૧૬૯૭મા લખ્યો છે (ઉપર જુઓ પૃ. ૬૪–૬૫). તેમ છતા તેઓ પાછા વિજયસિંહસૂરિ તરફ અને ઉત્તરાવસ્થામાં વિજયપ્રભસૂરિ તરફ વળ્યા તેમનુ ઇન્દુદૂત કાવ્ય તેમનો વિજયપ્રભસૂરિ તરફ પક્ષપાત બતાવે છે તેમણે પન્યાસ સત્યવિજય તરફ કાંઇ રુચિ બતાવી નથી એ સર્વ ઉપરથી તેમનુ વલણ કાંઈક અવ્યવસ્થિત અથવા તો થોડો વખત આનદસૂરિ તરફ રહ્યા પછી છેવટે વિજયદેવસૂરિની પરંપરા તરફ હોય તેમ જણાય છે.

વિજયાનદસૂરિથી અણસૂર અથવા આનદસૂર પરપરા ચાલી. તેઓ સ ૧૭૧૧મા સ્વર્ગે ગયા આ પાટ પર પણ વિદ્વાનો થયા છે.

**રાજસાગર—**

સ ૧૬૮૬મા વિજયદેવસૂરિના વાસક્ષેપથી શેઠ શાતિદાસે અમદાવાદમા આચાર્યપદ અપાવ્યુ આ રાજસાગરસૂરિની પરપરા ત્યાર બાદ ચાલ્યા કરી છે પોતે સ ૧૭૧૫મા કાળધર્મ પામ્યા.

ત્યારપછી આ સાગરસપ્રદાય ચાલ્યો છે. આ ઉપરાત સત્યવિજય પન્યાસે ક્રિયાઉદ્ધાર કરી સવિજ્ઞપક્ષ શરૂ કર્યો તેની પટ્ટપરપરા જુદી ચાલી છે આ રીતે તપગચ્છની તે વખતની સ્થિતિ હતી એમ જણાય છે

સાહિત્ય—

સત્તરમી સદીથી સાહિત્યરુચિ અને કૃતિની ખીલવણી ખૂબ થઈ જણાય છે. લગભગ દરેક વિષયના લેખકો તે યુગમા થયા છે. વિજયહીરસૂરિ અને વિજયસેનસૂરિ બન્ને ખૂબ અભ્યાસી હતા તેઓ સારા વ્યાખ્યાતા અને લેખક જણાય છે. તેમના બન્નેના સમયમા ખૂબ સારા લેખકો થયા. ત્યારપછી વિજયદેવસૂરિના સમયમા આવીએ છીએ ત્યારે લેખકોનો વધારો થયો જણાય છે એકલા તપગચ્છમા બાવન પડિતો હતા એમ લોકોક્તિ છે. અઢારમી સદીની શરૂઆતમા લેખકો સારી સખ્યામાં નીકળ્યા અને તેના ઉપર કળશ શ્રી યશોવિજય ઉપાધ્યાયે ચડાવ્યો આ યુગની સાહિત્ય, કાવ્ય, વ્યાકરણ, ઇતિહાસ, રાસ આદિ કૃતિનું લિસ્ટ અહી આપવા બેસીએ તો લેખ ઘણો મોટો થઇ જાય તેને માટે શ્રી મોહનલાલ દેશાઇનો 'જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ' (વિભાગ ૭) જોઇ જવા ભલામણ કરવામા આવે છે. સત્તરમી સદીનો ઉત્તર ભાગ અને અઢારમી સદીનો પૂર્વાર્ધ એ જૈન સાહિત્યના ઇતિહાસમાં ખાસ અગત્યનો ભાગ ભજવે છે. એમા લગભગ દરેક વિષય પર બહુ ઉચ્ચ કોટિના લેખક થયા છે. સર્વથી શિરસ્થાને તો શ્રીમદ્યશોવિજય બિરાજે છે આપણા ચરિત્રનાયકની કૃતિઓ પણ વિવિધ અને ઉચ્ચ કોટિની છે. એ ઉપરાત તે વખતે એક મેઘવિજય ઉપાધ્યાય થયા છે. તેમની કૃતિઓ ભારે મજાની છે. એમનુ 'દેવાનદાભ્યુદય' કાવ્ય તથા 'સપ્તસધાન' કાવ્ય ભાષા, અલકાર અને કાવ્યની નજરે અતિ વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરે છે. અને તે ઉપરાત તેમણે જ્યોતિષ તથા વ્યાકરણ પર પણ બહુ સુદર ગ્રથો લખ્યા છે, 'પચતત્ર' જેવુ 'પચાખ્યાન' લખ્યા ઉપરાત શ્રી વિજયપ્રભસૂરિનુ જીવન બતાવનાર 'દિગ્વિજય' મહાકાવ્ય લખ્યુ છે અને અધ્યાત્મવિષયમા 'માતૃકાપ્રસાદ' ગ્રથ રચ્યો છે

આ યુગમા ગુજરાતી કવિઓ પણ ઘણા થયા છે એની વિશિષ્ટ કૃતિઓનુ વર્ણન 'જૈન ગુર્જર કવિઓ'ના બીજા ભાગમા શ્રી મોહનલાલ દ દેશાઇએ ખૂબ વિવેચનપૂર્વક કર્યું છે. એના ગ્રથકર્તાના નામો અને કૃતિઓનો વિસ્તાર જોતા એ જૈન સાહિત્યનો 'જ્ઞાનકાળ' ગણાય. એ યુગમા બહુ સારી ગુજરાતી કળાકૃતિઓ રચાઈ છે અને સસ્કૃત સાહિત્યનુ ખેડાણ પણ સારુ થયુ છે સાહિત્યની નજરે અઢારમી સદીનો પૂર્વાર્ધ જૈન સાહિત્યના એક પ્રશસ્ય યુગ તરીકે સર્વ દિશાઓમા ફરકી રહે છે એમ લાગ્યા વગર રહે તેમ નથી

આ યુગના વિશિષ્ટ જૈન લેખક તરીકે તો શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાય જ રહેશે, કારણ કે એમનામા અતિ તીક્ષ્ણ ચર્ચા કરતી ન્યાયકૃતિઓ કરવાની શક્તિ હતી, તેમ જ 'જગજીવન

જગવાલ્હો' જેવાં ભાવવાહી અને સાદાં તથા અર્થગર્ભિત સ્તવન લખવાની પણ આવડત હતી. 'ખંડખાદ્ય' જેવા ન્યાયના ગ્રંથ લખનાર 'સન્મતિતર્ક' પર ટીકા લખે, 'જ્ઞાનસાર' જેવો અધ્યાત્મગ્રંથ લખે અને સીમંધરસ્વામીને વિજ્ઞપ્તિ ગુજરાતીમાં કરે, સાથે 'ગિરુઆ રે ગુણ તુમતણા' જેવા સ્તવન જેવી સાદી પણ પૂર્ણ ભાવવાહી કૃતિ બનાવી શકે એવા સર્વદેશીય લેખક તો જૈન કે જૈનેતરમાં ભાગ્યે જ જોવા-જાણવા મળે છે. પણ તે ઉપરાંત એ યુગમાં સાહિત્યના ખેડાણની વિવિધ દિશાઓ જોતા એકંદરે એ યુગ માટે સાહિત્યની નજરે માન થયા વગર રહે તેમ નથી આ યુગમાં ધર્મસાહિત્ય અને રાસસાહિત્ય, સ્તવનો અને સજ્ઝાયો પણ ખૂબ લખાયાં છે. એનો વિસ્તાર સદર ઐતિહાસિક કૃતિમાં જોઈ લેવા જેવો છે. આપણે તો અત્ર અઢારમી સદીનું વિહંગાવલોકન કરીએ છીએ એટલે એ સર્વનો નામ-નિર્દેશ કે કૃતિઓની વિશિષ્ટતા ચર્ચવાનું બની શકે નહિ, પણ એકંદરે આ સમય જૈન સાહિત્યની નજરે ખૂબ સફળ ગણાય. અઢારમી સદી પછી સાહિત્યને અંગે અને ખાસ કરીને સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યને અંગે જૈન સમાજમાં જે મંદતા આવી ગઈ તેનો વિચાર કરીએ છીએ ત્યારે શ્રી હીરવિજયસૂરિથી શરૂ કરીને શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયનો સમય (એટલે સત્તરમી સદી આખી અને અઢારમીનો મોટો ભાગ) સાહિત્યની નજરે જ્ઞાનનો ઉદયકાળ ગણી શકાય

**અધ્યાત્મ—**

સત્તરમી સદીની આખરના ભાગમાં અને કદાચ અઢારમીની શરૂઆતમાં શ્રી આનંદઘનજી થયા એમનું નામ 'લાભાનંદ' હતું 'આનંદ' શબ્દમાં રહેલો ચમત્કાર તેમણે ખરેખરો જીવન જીવીને બતાવ્યો એ ખરા યોગી હતા. એમનો અને શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયનો મેળાપ થયો તે ઐતિહાસિક રસિક બનાવ શ્રી યશોવિજયવિરચિત 'અષ્ટપદી'થી જળવાઈ રહ્યો છે એમણે અસાધારણ ભાવગર્ભિત લગભગ ૧૦૮ પદો લખ્યા અને ચોવીશ તીર્થંકરની સ્તુતિગર્ભિત ચોવીશીનાં બાવીશ સ્તવનો રચ્યાં એ અદ્ભુત યોગી હતા, બંધનમુક્ત હતા, આત્માના વિકાસને ઓળખનાર હતા અને નિબદ્ધ વૈરાગી હતા એમણે વ્યવહાર-નિશ્ચયનો સમન્વય કરીને અનેક તત્ત્વદર્શી વાતો કરી નાખી છે તેમના અવધૂત જીવનની છાયા તદ્દયુગીય જીવન અને સાહિત્ય પર પડી જણાય છે દિગંબર સંપ્રદાયમાં બનારસીદાસ થયા, દક્ષિણમાં તુકારામ થયા, સાથે શિવાજીના ગુરુ રામદાસ થયા, ગુરુ ગોવિંદસિંહ પણ એ જ યુગમાં થયા એટલે એકંદરે અઢારમી સદીની શરૂઆત થાય તે પહેલાં આત્મજ્ઞાનની ભૂમિકા તૈયાર થઈ ગઈ હતી આ વિષય પર મેં 'આનંદઘનપદ્યાવલિ', પ્રથમ ભાગના ઉપોદ્ઘાતમાં ખૂબ વિસ્તાર કર્યો છે (સદર ગ્રંથનો ઉપોદ્ઘાત પૃ ૧૧૧થી આગળ), તે પરથી જણાશે કે એ યુગમાં આત્મરસિક મહાત્માઓ પણ સારી સંખ્યામાં જનતા પર પોતાના દૃષ્ટાંતથી અસર કરી રહ્યા હતા.

આ વિચારણા અને દાખલાઓની તે યુગના સાહિત્ય પર અસર થઈ જણાય છે. સત્યવિજય પન્યાસ જેવા મૂળ પાટ છોડી વિજયસિંહસૂરિના સમયમા બહાર નીકળી જઇ ક્રિયાઉદ્ધાર કરે કે આચાર્યપદ લેવાની આનાકાની કરે એમા ઊંડો યોગ કારણભૂત જણાય છે. શ્રીમાન આત્મારામજી મહારાજે 'જૈનતત્ત્વાદર્શ'મા પૃ. ૬–૮માં જણાવ્યુ છે કે "શ્રી સત્યવિજય ગણિજી ક્રિયાઉદ્ધાર કરી શ્રી આનંદઘનજી સાથે બહુ વર્ષ સુધી વનવાસમા રહ્યા, તથા મહાતપસ્યા, યોગાભ્યાસ પ્રમુખ કર્યું જ્યારે બહુ જ વૃદ્ધ થઇ ગયા અને પગમા ચાલવાની શક્તિ ન રહી ત્યારે અણહીલપુરપાટણમા આવીને રહ્યા" આટલા ઉપરથી યોગીમાર્ગને અંગે આનંદઘનજીની કેટલી અસર તે યુગ પર થઈ હતી તે જણાય છે. છતા આ બાબતમા દિગબરોના શુષ્ક અધ્યાત્મવાદની જે પ્રરૂપણા બનારસીદાસે કરી હતી અને જેને માટે જીવનના ઉત્તર ભાગમા તેમને પોતાને જ ખેદ થયો હતો તે સ્થિતિ શ્વેતાબર સમાજમા ન થઈ (જૈ. સા ઇતિહાસ, પૃ ૫૭૯) સત્યવિજય પંન્યાસ અત્યંત અધ્યાત્મી છતા અને વનવાસમા આનંદઘનજી સાથે રહેલ હોવા છતા ખૂબ ક્રિયાતત્પર હતા એમ એમના જીવનની અનેક વિભૂતિઓ જળવાઈ રહી છે તે પરથી જણાય છે એ સર્વ વાતનો સમન્વય શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયે ૩૫૦ ગાથાના સ્તવનમા સીમંધરસ્વામીની વિજ્ઞપ્તિરૂપે કર્યો છે. એ એકાત ક્રિયાયોગ કે એકાત જ્ઞાનયોગમા સાર નથી એમ બતાવી જ્ઞાન–ક્રિયાનો સહકાર કરવા ભલામણ કરે છે (ઢાળ ૧૬ મી. ગાથા ૨૪) આ વિશિષ્ટતાના સ્વીકારથી જૈન શ્વેતાંબર સમાજ ટકી રહ્યો જણાય છે

આ જ્ઞાન–ક્રિયાનો સહકાર બતાવનાર તે કાળના ગ્રંથોમા 'જસવિલાસ', 'જ્ઞાનવિલાસ', 'વિનયવિલાસ' વગેરે કૃતિઓ છે આત્મિક વિચારો કરવા, આત્માને ઉદ્દેશીને તત્ત્વચિંતવન કરવુ, આત્માના ઉચ્ચ ઉદ્દયનો કરવા–એ યોગનું લાક્ષણિક અંગ છે પદોની કૃતિને 'વિલાસ' કહેવો એ પરિભાષામા જ ભારે ચમત્કાર છે. સંસારરસિકોનો વિલાસ શૃંગારમા હોય અધ્યાત્મરસિક 'અબ હમ અમર ભયે ન મરેંગે'ના ગાનમા વિલાસ કરે એ ઉપરાત 'અધ્યાત્મસાર' કે 'જ્ઞાનસાર' જેવા ગ્રંથો જે યુગમા બને તેની અધ્યાત્મભાવના બહુ ઉચ્ચ પ્રકારની હોય એમ કહેવામા જરા પણ સંકોચ થાય તેમ નથી અને ખૂબીની વાત એ છે કે એટલુ યોગઅધ્યાત્મ તરફ વલણ છતા એ યુગમા ક્રિયાના અનેક ગ્રંથો રચાયા છે, મોટા આડંબરથી પ્રતિષ્ઠા વગેરે મહોત્સવો થયા છે મતલબ આ યુગે જ્ઞાન અને ક્રિયાનો સહકાર સાધવા અનેકવિધ પ્રયત્નો કર્યા હોય એમ તે યુગના સાહિત્ય પરથી જણાય છે

ક્રિયાયોગ—

અઢારમી સદીનો પ્રધાન સૂર ક્રિયાયોગ જણાય છે. એમા આનંદઘનજી જેવા યોગી શરૂઆતમા થયા અને ઉપર જણાવ્યા તેવા આત્મવિલાસોની રચના પણ થઈ. છતા એમા

મુખ્યતા તો ક્રિયાયોગની જ રહી હોય તેમ જણાય છે સત્યવિજય પન્યાસે ક્રિયાઉદ્ધાર કર્યો તેમા પણ મુખ્યતા તો ક્રિયાશિથિલતાની સામે તેમના વિરોધની હતી અને યશોવિજય ઉપાધ્યાયજીએ સીમધરસ્વામીને વિજ્ઞપ્તિઓ કરી છે તેમા જરા ઊડા ઊતરીને વિચારતા એમ લાગ્યા વગર રહે તેમ નથી કે એ વખતે ક્રિયાયોગ પર ખૂબ ભાર મૂકવામા આવતો હતો. એમણે ૧૨૫ અને ૩૫૦ ગાથાના સ્તવનમા ખૂબ વરાળ કાઢી છે, એમણે જ્ઞાનની મહત્તા પર અરેરાટી કરી છે અને રહસ્ય સમજ્યા વગર માત્ર ક્રિયાની મુખ્યતા કરનાર, કરાવનાર અને તે માટે પ્રેરણા કરનાર સામે ખૂબ લખ્યુ છે. એ વિચારતા અને આખી અઢારમી સદીમા ચોવીશી, વીશી સ્તવનો, સજ્ઝાયો વગેરે કૃતિઓ બની છે, પૂજાઓ તથા રાસો બન્યા છે તે જોતાં એમા પ્રધાન સૂર ક્રિયાયોગનો જણાય છે અને જ્ઞાનની જાગૃતિ કરાવે તેવા મહાપ્રબળ લેખકો અઢારમી સદીની શરૂઆતમાં થયા છતા એ સર્વ હકીકત ધીમે ધીમે ઓછી થતી ચાલી એનુ કારણ એ યુગનો પ્રધાન સૂર દર્શન-ઉદ્યોતનો હતો એમ વિચાર કરતા લાગ્યા વગર રહે તેમ નથી માનવિજય, રામવિજય, ઉદયરત્ન, લાવણ્યસમય વગેરે અનેક મહાન ગૂર્જર લેખકો થયા છે તેમની કૃતિઓ અને તે યુગના રાસો વાચતા આ વાત સવિશેષપણે બહાર આવે છે આ યુગમા ગુજરાતી સાહિત્યનુ પણ ખૂબ ખેડાણ થયુ છે. અઢારમી સદીની વિલક્ષણતા એ છે કે એની શરૂઆતમા ન્યાય, આગમ અને કથાગ્રથો સસ્કૃત-પ્રાકૃતમા ખૂબ લખાયા, અનેક ટીકાઓ અને મૌલિક ગ્રથોની રચના થઈ તેના મધ્ય કાળમા સસ્કૃત અભ્યાસ ઘટતો ચાલ્યો અને ગુજરાતી રચનાઓ વધતી ચાલી છેવટે ઘણાખરા ગ્રથોનાં બાળાવબોધ અથવા ગુજરાતી ભાષાતરો થવા લાગ્યા. આ રીતે લખાયુ ઘણુ, છતા અદરખાનેથી ઉત્તરોત્તર અભ્યાસ ઘટતો ચાલ્યો, અને તે વાત જેમ આગળ વધતા જઈએ છીએ તેમ અઢારમી સદીની આખર સુધીમા સ્પષ્ટ રીતે જણાતી જાય છે. આમાની કેટલીક હકીકત 'શ્રી આનંદઘનપદ્યરત્નાવલી'ના ઉપોદ્ઘાતમા મે લખી છે તેથી અત્ર પુનરાવર્તનની જરૂર નથી. માત્ર આનદઘનજીનો યુગ હુ સત્તરમીની આખરમા મૂકુ છુ અને અત્યારે આપણે અઢારમી સદીની શરૂઆતના પૂર્વાર્ધનો ખાસ કરીને વિચાર કરી રહ્યા છીએ. આટલી વાત ધ્યાનમા રહે તો થોડા ફેરફાર સાથે સદર ઉપોદ્ઘાતનો અને અહી કહેલ વાતનો મેળ ખાઇ જશે

—×—

## પદ અગિયારમુ

( રાગ—બિહાગડો )

સાઇ સલૂના કેસે પાઉ રી, મન થિર મેરા ન હોય;
દિન સારા બાતોમે ખોયા, રજની ગુમાઈ સોય. સાંઇ૦ ૧

બેર બેર વરજ્યા મે દિલકુ, વરજ્યા ન રહે સોય,
મન ઓર મદમતવાલા કુંજર, અટકે ન રહે દોય, સાઇ૦ ૨

છિન તાતા છિન શીતલ હોવે, છિનુક હસે છિનુ રોય,
છિનુ હરખે સુખ સંપત્તિ પેખી, છિનુ ઝૂરે સબ ખોય. સાઈ૦ ૩

વૃથા કરત હે કોરી કુરાફ્ત, ભાવિ ન મિટે કોય,
યા કીની મે યાહી કરૂંગી, યૌંહી નીર વિલોય. સાઇ૦ ૪

મન ધાગા પિઉગુનકો મોતી, હાર બનાવુ પોય,
વિનય કહે મેરે જિઉકે જીવન, નેક નજર મોહે જોય સાઇ૦ ૫

---

મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી

વિરચિત

# શ્રી શાંતસુધારસ

( અર્થ તથા વિવેચન સાથે )



# પ્ર વે શ ક

**આ** જીવન એ એક મહાન વિકટ પ્રશ્ન છે એનો ઉદ્દેશ શો અને એનું સાફલ્ય કઈ રીતે સાધી શકાય એ બન્ને બાબતનો નિકાલ કરવો એ ઘણો આકરો પ્રશ્ન છે. જીવનની સફળતા સાધવા માટે પ્રાણી અનેક પ્રકારના પ્રયત્નો કરે છે, અનેક જાતની હીકમતો કરે છે, અનેક જાતની દોડાદોડી કરે છે અને અનેક પ્રકારના પછાડા મારે છે, પણ ઘણીખરી વાર તો તે શેને માટે એ સર્વ કરે છે એનો એના મનમા ખ્યાલ પણ હોતો નથી. જો માનસવિદ્યા દ્વારા એના મનનુ એ પૃથક્કરણ કરે તો એને માલૂમ પડે કે એની દોડાદોડી અને ધમપછાડામા કાઈ હેતુ નથી અને કોઈ સાધ્ય પણ નથી તદ્દન માનવામાં ન આવે એવી વાત છે, છતા તે તદ્દન સાચી વાત છે કે આ પ્રાણીની સર્વ પ્રવૃત્તિઓની પાછળ રહેલા હેતુને તપાસીએ તો તેમા તદ્દન અ ધકાર અથવા અવ્યવસ્થા માલૂમ પડશે આપણા અ તરાત્માને પૃછીએ કે આ સર્વ દોડાદોડી શાને માટે ? કોને માટે? ક્યા ભવ માટે? કેટલા વખત માટે? અને પરિણામે મેળવવાનુ શુ ? તો જવાબમા એવા ગોટા વળશે કે ન પૂછો વાત ! અને છતા દોડાદોડી તો ચાલ્યા જ કરે છે, રે ટનુ ચક્ર ફર્યા જ કરે છે, અથડાઅથડી થયા જ કરે છે અને છતા પાછો સવાલ અ તરાત્માને પૂછીએ કે ભાઈ ! આ બધુ ક્યા સુધી ? અને શા માટે ? તો પાછો જવાબ શૂન્યમા જ આવશે. અને હજુ એવી વિચારણા પૂરી નહિ થઈ હોય ત્યા તો મન દોડાદોડી કરવા મ ડી જશે એને શાંતિથી બેસવાની – સ્થિર રહેવાની ટેવ જ નથી એને એમા ખરી મજા જ આવતી નથી, એથી એ સાધ્ય કે હેતુનો વિચાર કર્યા વગર પાછું દોડાદોડીમા પડી જશે અને અનેક પ્રકારનાં નાટકોમા ભાગ લેશે કોઈ વખત વળી જરા વિચારમા પડી જશે ત્યારે એની દશા ચણા ખાતા ઘોડાના મુખમા કાકરો આવતા જેવી થાય તેવી થશે એ જરા ચોકશે અને પાછો વળી ચણા ખાવા મ ડી જશે

પણ આ વાત મૂર્ખ માણસની કહી કે સમજુ–ડાહ્યા–ભણેલા–પાચમા પુછાય તેવા માણસોને પણ એ વાત લાગુ પડે ? ઉપર કહ્યુ કે એની દોડાદોડીમા 'હેતુ કે સાધ્ય' નથી એ વાત મૂર્ખાઓને લાગુ પડે કે લગભગ સર્વને લાગુ પડે ? આવો પ્રશ્ન થાય તો તેનો જવાબ એક જ મળે તેમ છે અને તે એ કે સોમા નવાણુ અથવા હજારે નવ સો નવાણુ માણસો પોતે શેને માટે દોડાદોડી કરે છે તે જાણતા નથી, વિચારતા નથી, સમજતા નથી, સમજવા પ્રયત્ન પણ કરતા નથી આપણા આત્મગૌરવને આ વિચાર ખરેખર નીચો પાડનાર લાગે તેવો છે, પણ જે પ્રાણીઓ આત્માને જ ઓળખતા નથી, આત્મગૌરવ શુ અને કોનુ ? – તે જાણતા નથી અને ગૌરવ કેમ જળવાય કે પોતાનુ કેમ કરાય ? – તેના સ્પષ્ટ ખ્યાલ વગરના

છે તેઓને માટે આ તદ્દન સાચી વાત છે અને એ કક્ષામા સખ્યાબંધ માણસો આવે તેમ છે, તેથી તેઓને ઉદ્દેશીને આ હકીકત હોઈ સર્વ મનુષ્યોને એ લાગુ પડી શકે તેમ છે એમ કહેવુ એમા જરા પણ વાધો જણાતો નથી આત્માની ઓળખાણ એ બહુ જરૂરી પણ તેટલી જ મુશ્કેલ હકીકત છે અને તેને બરાબર ઓળખનાર તેમ જ ઓળખીને એને જ અપનાવનાર માટે અત્ર વક્તવ્ય નથી આપણી ચર્ચામા એવા જીવન્મુક્ત દશા ભોગવનાર, સંસારમા રહી સાક્ષીભાવે કાર્ય કરનાર અને વિવેકપૂર્વક સ્વ–પરનુ વિવેચન કરી સ્વને આદરનાર અને પરને તજનાર માટે સ્થાન નથી પણ એ કક્ષામા બહુ ઓછા જીવો હોવાથી આપણે તેનો વિચાર કરવાનો નથી આ વિચારણામાં જ્યા જ્યા વિચારણા કરી છે ત્યાં ત્યાં આપણા જેવી સામાન્ય વ્યક્તિને ઉદ્દેશીને છે એમ સમજવુ અને સાથે એટલુ લક્ષમાં રાખવુ કે એ કક્ષામા લગભગ ઘણાખરા માનવોનો સમાવેશ થાય છે.

દરેક પ્રાણી કોઈક વસ્તુની ઇચ્છા તો જરૂર રાખે છે. એની ક્રિયાને સાધ્ય કે હેતુ હોતા નથી, છતા ઘણાખરા પ્રાણીઓને પૂછીએ તો એ વાત કબૂલ નહિ કરે. એ જરા ઊડી વિચારણાની હકીકત હોઈ એનો ખ્યાલ સ્પષ્ટ રીતે દરેકને આવવો મુશ્કેલ જણાય છે અને સ્વીકાર તો લગભગ અશક્ય જ ગણાય ત્યારે આપણે ઉપર ઉપરનો ખ્યાલ લઈએ તો માલૂમ પડશે કે પ્રત્યેક પ્રાણીની વાછા 'સુખ' મેળવવાની હોય છે આ સુખનો ખ્યાલ ઘણીખરી વખત તદ્દન અવ્યવસ્થિત હોય છે કોઈ ખાવાપીવામા સુખ માને છે, કોઈ કૉલર નૅકટાઈ પહેરવામા સુખ માને છે, કોઈ ફ્રૉક કોટ અને ટોપહેટ પહેરવામા સુખ માને છે, કોઈ વાયલ અને રેશમી વસ્ત્રમા સુખ માને છે, કોઈ ભ્રમરની જેમ સ્ત્રીઓમા રમણ કરવામા સુખ માને છે, કોઈ રૂમાલમા સેન્ટ કે માથામા અત્તર લગાડવામા સુખ માને છે, કોઈ નાટક–સિનેમા જોવામાં સુખ માને છે, કોઈ હારમોનિયમ, પિયાનો સાભળવામા સુખ માને છે, કોઈ દિલરૂબા–સત્તાર સાભળવામા મજા લે છે, કોઈ ઉસ્તાદ ગાયકના ગાનમા મોજ માણે છે, કોઈ સુદરીના નાચમા મોજ માણે છે, કોઈ સુદરી સાથે નાચવામા આનદ માણે છે વગેરે વગેરે સુખના ખ્યાલો અનેક પ્રકારના હોય છે

કોઈ પણ 'સુખ' સ્થાયી રહેતુ નથી. સુખની મુદ્દત ઘણી ટૂકી હોય છે અને માનેલ સુખ પણ જ્યારે પૂરુ થાય ત્યારે પછવાડે કચવાટ મૂકી જાય છે દૂધપાકના સબડકા લેનારને માત્ર બેથી ચાર સેકડ સુખ પ્રાપ્ત થાય છે, પણ પછી શું ? અને સુખને માટે બીજી વાત એ છે કે જ્યારે એ દિવસો વહી જાય છે અને તેનાથી ઊલટી સ્થિતિ આવે છે એટલે કે ખૂબ ખાનારને ભૂખમા દહાડા કાઢવા પડે છે ત્યારે આગળ ભોગવેલ સુખ તેને કાઈ કામ આવતું નથી, તેનુ સ્મરણ ઊલટુ દુઃખ આપે છે અને સુખનો વખત સર્વદા તો રહેતો જ નથી ત્યારે કોઈ પણ પૌદ્ગલિક સુખ કલ્પીએ, એની સ્થિતિ વિચારીએ અને એની ગેર-હાજરીમા થતી મનની દશા વિચારીએ તો એ માની લીધેલા સુખમા પણ કાઈ દમ જેવુ

રહેતુ નથી, કાઈ ઇચ્છવા જેવુ રહેતુ નથી, કાઈ એની પાછળ પડી મરવા જેવુ રહેતું નથી.

જે સુખ સ્થાયી ન હોય, જે સુખની પછવાડે દુખ આવવાની સભાવના હોય એને સુખ કેમ કહેવાય ? ત્યારે આ તો પાછી ફસામણી થઈ. બીજી રીતે જોઈએ તો શક્તિસપન્ન માણસ શક્તિનો ઉપયોગ કરી થોડી વસ્તુઓ કે ધન મેળવે, એ ધન કે વસ્તુના સાધનોથી મોજશોખ માણે, મોજશોખને પરિણામે અધપાત થાય. આ રીતે તો એક ખાડામાથી બીજામા અને બીજામાથી ત્રીજામા પડવાનુ જ થાય. એમાં કાઈ છેડો દેખાતો નથી, પાર આવતો નથી, કાઠો માલૂમ પડતો નથી. ત્યારે હવે કરવુ શુ ? જવુ ક્યા ? આમ ને આમ ચક્કરમાં ઉપર-નીચે આવ્યા કરીએ અને થોડો વખત મનમા સુખના સ્વપ્નમા વિચરીએ એ તે કાઈ વાજબી વાત છે ? કરવા જેવી વાત છે ? ત્યારે કોઈ એવુ 'સુખ' શોધીએ કે જે હમેશને માટે ટકી રહે અને એની પછવાડે ઉપર કચવાટ જેવી જે સ્થિતિ વર્ણવી છે તેવી કદી ન થાય હમેશને માટે 'સુખ' મળે તો એક ખાડામાથી બીજામા પડવાનો ભય મટી જાય અને પછી સ્થિતિસ્થાપકતા એવી જામી જાય કે નિરતરને માટે આપણે આનદમા મજા માણીએ.

આવી મોટી ગૂચવણમા પડતા વિચાર જરૂર આવે તેમ છે કે અત્યારની જે રચના છે અને જેમા પ્રાણી સાચુ-ખોટુ સુખ માની રહેલ છે તેનુ કારણ શુ હશે ? અને આ એક ખાડામાંથી બીજામા પડવાની સ્થિતિનો અત ક્યા અને કેમ આવે ? એ વિચાર-સવાલની સાથે જ ખ્યાલ આવે છે કે ઘણુખરુ પ્રાણી સુખ શુ છે અને ક્યા છે ? તથા સાચુ સ્થાયી સુખ ક્યા હોઈ શકે ? – તેનો ખ્યાલ જ કરતો નથી. સ્થૂળ કે માનસિક સુખ હમેશને માટે બની રહે તે માટે ખાસ વિચારણા જ કરતો નથી અને નાની નાની સગવડ મળે કે તેમા રાચી જઈ પોતાને 'સુખી' માની લે છે વળી તેનો છેડો આવતા પાછો વિષાદમાં પડી જાય છે અને ગૂચવણમા અટવાઈ જાય છે એને માથે મરણનો ભય તો ઊભો જ હોય છે અને ધનના સાધનથી જમાવેલી સૃષ્ટિ પાછી છોડી જવી પડશે એ ખ્યાલ તો તેના મગજમા કાયમ રહે છે. કેટલોક વખત આ ચીજ 'મારી', આ બગલો 'મારો', આ છૈયાછોકરા 'મારા', આ ફરનીચર 'મારુ' એવી એવી કલ્પના કરી એ સસારમા ખૂબ રસ લઈ દોડાદોડ કરે છે, પણ જરા માથુ દુખવા આવે છે કે ૧૦૪ ડીગ્રી તાવ આવે છે ત્યારે પાછો વળી એ વિચારમા પડી જાય છે

એના મનોવિકારો તો એટલા જબરા હોય છે કે એનુ વર્ણન કરવુ મુશ્કેલ છે. અભિમાન કરે ત્યારે એ ભિખારી હોય તો પણ પોતાની ભીખ માગવાની કુશળતાનુ એ વર્ણન કરશે, પાચ-પચાસ માણસોના મડળમા એને કાઈ હોદ્દો હશે તો ફુલાઈ જશે, મેળાવડામાં જશે તો આગળ ખુરશી મળતા એ મોટો થઈ જશે પોતાની તદ્દન નાનકડી દુનિયામા એ કેદ્ર થવા પ્રયત્ન કરશે, એનો દભ પાર વગરનો હશે, એની આત્મવચના એને ખોટો ધર્મી

બનાવશે, એનો લોભ એને અનેક પાપમાર્ગોમાં ફેંકી દેશે. એનો ક્રોધ એને રાતોપીળો બનાવશે, એની મમતા એને માલિક બનાવશે, એનો ભય એને રાંક-બાયલો બનાવશે, એની ઈર્ષા એને પર-ઉત્કર્ષ જોતા ઉદ્વિગ્ન બનાવશે, એની વિષયવાંછા એને ધૂળમાં રગદોળશે, એનો શોક એને મોટી પોક મુકાવશે અને આવી રીતે અનેક અંતરવિકારો એને પરભાવમાં રમણ કરાવશે.

ત્યારે આ સર્વ ન થાય એવી સ્થિતિ ક્યાં? આવા મનોવિકારોનો અને આવી દોડાદોડીનો હંમેશને માટે છેડો કેમ આવે? ક્યારે આવે? એને માટે એને કોઈ વાર વિચાર થાય છે, પણ પાછો એ રખડપટ્ટીમાં પડી જાય છે અને અગાઉની જેવી દોડાદોડી શરૂ કરી દે છે.

ત્યારે સ્થાયી સુખ મળે તો તે ઇચ્છવાજોગ છે અને પ્રાપ્તવ્ય તરીકે તેને માલૂમ તો કોઈ કોઈ વાર પડે છે એને માટે એણે ખરા 'સુખ'ને ઓળખવું ઘટે અને તે માટે એણે 'સુખ' કયું કહેવાય એ ઓળખવું જ રહ્યું. જ્યાં સુધી ખરા સુખને એ ન ઓળખે ત્યાં સુધી એની માની લીધેલા સુખ પાછળ દોડાદોડી તો કાયમ જ રહેવાની ત્યારે જો ખરું 'સુખ' મળી આવે અને તે શોધવાનો માર્ગ મળે તો પછી આ સર્વ ગૂંચવણનો અંત આવી જાય એ સુખ સાચું સુખ હોવું જોઈએ, એ નિરંતર રહે તેવું જોઈએ અને એ સુખની પાછળ કોઈ પણ પ્રકારનું દુઃખ ડોકિયાં કરતું હોવું ન જોઈએ.

એ 'સાચા સુખ'ના સંબંધમાં ખૂબ વિચાર કરી સુજ્ઞ પુરુષો નિર્ણયો કરી ગયા છે કે 'જે આત્મવશ (પોતાને તાબે) હોય તે સર્વ સુખ છે અને પરને તાબે હોય છે તે સર્વ દુઃખ છે' સુખ-દુઃખનું આ સિદ્ધ લક્ષણ છે આપણા જેવા વ્યવહારુ માણસને પણ તે અમુક અંશે તો સમજાય તેવું છે. આપણે દુનિયાદારીમાં કહીએ છીએ કે 'આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ' આપણા પોતાના હાથમાં હોય તો તે વાતને આપણે આપણી જ માનીએ અથવા ગમે ત્યારે આપણી કરી શકીએ એટલે 'આત્મવશ હોય તે સર્વ સુખ છે' એ વાત તો ઠીક જણાય છે આપણા ઘરમાં અનાજ હોય તો તેનો ઉપયોગ કરી શકીએ અને ઘરેણા હોય તો કાળી રાત્રે હોંકારો આપે એટલે આપણે એ વાત વગર-સંકોચે સ્વીકારીએ આપણા નામ પર બેંકમાં રકમ હોય તો આપણે ચેક લખી ગમે ત્યારે જોઈતી રકમ મંગાવી શકીએ એટલે એને આપણે આપણા તાબાની રકમ માનીએ અને સુજ્ઞ પુરુષોએ 'આત્મવશ' વસ્તુમાં સુખ કહ્યું તે વાત કબૂલ રાખીએ

પણ રજાને દિવસે નાણાંની જરૂર પડે તો શું? સરકારે 'મોરીટોરિયમ' જાહેર કર્યું હોય અને આપણે ચાલુ ખરચ માટે નાની રકમ ખાતામાંથી લેવી હોય તો તેનું શું? ઘરેણું ઘરનું હોય, પણ સેફ કસ્ટડીમાં લેવા જવા જેટલી સલામતી ન હોય તો તેનું શું? અનાજના કોઠારની ચાવી રસોયા પાસે હોય અને તે આવી શકે તેવી સ્થિતિમાં ન હોય તો શું? ત્યારે તો પાછા ગૂંચવાયા.

'પારકાને વશ' એ સર્વ દુખ એ વાત તો એકદમ કેમ સ્વીકારાય? આપણી તો ઘણી ખરી વાત પારકાને અધીન છે રસોયો કે સ્ત્રી રસોઈ કરી આપે ત્યારે જમીએ, ઘરાક આવે ત્યારે વેપાર કરીએ, દરજી કપડા શીવી આપે ત્યારે પહેરીએ, પાણીનો નળ મ્યુનિસિપાલિટિ ઉઘાડી આપે ત્યારે પાણી મેળવીએ–વગેરે વગેરે. ત્યારે આ તો ગૂચવણ વધતી જાય છે અને વધારે વિચારીએ તો શરીર પણ પર છે—પારકુ છે, ચિરસ્થાયી નથી, આપણુ રહેવાનુ નથી, આપણી સાથે આવવાનુ નથી, આપણા હુકમમા નથી, આપણા તાબામા નથી. ત્યારે શુ સમજવુ? આત્મા અને શરીર જુદા છે, આત્મા અને શરીરનો સબંધ થોડા વખતનો છે. ત્યારે તો શરીર 'પર' થયુ. એ રીતે તો 'આત્માને વશ' હોય એ જ ચીજો સુખ આપી શકે અને આપણે તો બધી મદાર પુદ્ગળ અથવા શરીર પર બાંધી છે અને પુદ્ગળ (matter) યા શરીર પણ 'પર' હોઈ આપણને ખરેખરા સુખનુ કારણ કદી થતુ નથી. કદાચ તે દેખાવમાં થોડું સુખ આપતુ જણાય છે તો તે સુખ ટૂકુ હોય છે, વિનાશી હોય છે અને પોતાની પછવાડે ગ્લાનિ અથવા દુખ મૂકી જનાર હોય છે.

આ વાત ખાસ સમજવા યોગ્ય છે આત્માથી જેટલુ પર તેટલું પારકુ જ છે અને પારકાની આશા રાખવી એ સદા નિરાશા જ છે કદાચ મૅગેફોનથી આપણે વધારે સાભળી શકીએ અથવા ચશ્મા કે દૂરબીનથી આપણે વધારે જોઈ શકીએ પણ મૅગેફોન વીસરાઈ ગયું હોય અથવા ચશ્મા ફૂટી ગયા હોય તો આપણી શી દશા થાય? અને રસોયો રસોઈ ન કરે, રીસાઈ જાય અથવા વગર રજાએ ગેરહાજર રહે ત્યારે આપણે કયા જવુ? એટલે આત્માને વશ હોય તેટલુ જ ખરુ સુખ છે અને પારકા ઉપર–પર ઉપર આશા રાખી બેસવુ એ વસ્તુત દુખ છે, કદાચ જરા સુખ જેવુ લાગે તો પણ અતે એ દુખ જ છે, દુખમા જ પર્યવસાન પામે છે આ સાથે એ વાત ધ્યાનમા રાખવાની છે કે 'આત્મવશ' કઈ ચીજો કહેવાય અને 'પરવશ' કઈ ચીજો કહેવાય તેનો આપણે બરાબર ખ્યાલ કરવો જોઇએ, સ્પષ્ટ વિચાર કરવો જોઈએ અને ચોક્કસ નિર્ણય કરવો જોઈએ

આ નિર્ણય શા માટે કરવો? કારણ કે આપણને સર્વને 'સુખ' મેળવવુ ગમે છે પણ સુખ કયા છે અને કેમ મળે?—તે જાણતા નથી, એટલે પછી જે તે મળે તેમા સુખ માની લઈએ છીએ હમેશને માટે સુખ મળે એ વિચાર તો આપણને પ્રત્યેકને જરૂર ગમે છે, પણ આપણે ખરા સુખનો કદી વિચાર કરતા નથી, તેના માર્ગો આચરતા નથી, તેના સાધનો શોધતા નથી અને જરા જરા સુખમા રાચી જઈએ છીએ આત્મવશ સુખ ઉપર જ આપણે મદાર બાધીએ અને સર્વ પરભાવ છોડી દઈએ, પરવશ વસ્તુ કે ધન ઉપર કોઈ જાતનો આધાર ન રાખીએ તો સુખની જે વ્યાખ્યા સુજ્ઞ પુરુષોએ કરી છે તેની પ્રાપ્તિ તરફ આપણુ પ્રયાણ થાય આ તદ્દન સાદી લાગતી વાત કર્તવ્યમા–ક્રિયામા મૂકવી સહેલી નથી, તેનુ કારણ એ છે કે આપણે સુખનો ખરો ખ્યાલ કદી કરતા નથી, તે કયા અને કેમ મળે તે

વિચારતા નથી, તેના સાધનોનો અભ્યાસ કરતા નથી, એ સાધનો આચરતા નથી અને સાચા માર્ગની સન્મુખ પણ આવતા નથી.

ત્યારે વાત એ થઈ કે આપણે સાચા સુખને ઓળખવુ જોઈએ. એ ઓળખ્યા પછી એ ક્યા અને કેમ મળે તેનો રસ્તો શોધવો ઘટે એ વિચારણા માટે આપણે જેને આપણા માનીએ છીએ, આપણે જે ચીજોને આપણી માનીએ છીએ, આપણે જે શરીરને પોતાનુ માનીએ છીએ, આપણે જે ધન–ધાન્ય–પુત્ર–પુત્રાદિને પોતાના સમજીએ છીએ, આપણે જે થોડો વખત રહેનારા ઘરને ઘરનુ ઘર માનીએ છીએ–એ સર્વ વસ્તુત. શુ છે? એનો અને આપણો સબધ કેવો છે? અને આપણે જે 'સુખ' મેળવવા માગીએ છીએ તેની સાથે એનો સંબધ કેવા પ્રકારનો છે? એ સર્વ બાબતનો વિચાર કરવો ઘટે, એ દરેક વસ્તુ અને સબધને એના ખરા આકારમા પૃથક્કરણ કરીને ઓળખવા ઘટે અને તે માટે આપણા પ્રત્યેક સંબંધ એના વાસ્તવિક આકારમા કેવા છે તેને માટે ઉપર ઉપરનો ખ્યાલ કરી અટકી ન પડતા ખૂબ ઊડા ઊતરવુ ઘટે ટૂકામા કહીએ તો આપણે વિચાર કરી વસ્તુઓને ઓળખવી ઘટે અને આપણી ચારે બાજુ કેવુ નાટક ચાલી રહ્યુ છે તે બરાબર સમજવુ ઘટે અને તે નાટકમા આપણે કેવા પાઠ ભજવી રહ્યા છીએ તેની તુલના કરવી ઘટે.

આ પ્રકારની વિચારણા અથવા તુલનાને 'ભાવના' કહેવામા આવે છે ખરા સુખની પ્રાપ્તિને માર્ગે ચઢવા માટે આ આતરવિચારણાને બહુ અગત્યનુ સ્થાન મળે છે. જ્યા સુધી આપણે શુ મેળવવાનુ છે તે બરાબર ન જાણીએ અને અત્યારે જેમા રાચીમાચી રહ્યા છીએ તેનુ અનૌચિત્ય ન સમજીએ ત્યા સુધી આપણી પ્રગતિ અશક્ય છે કોઈ અસાધારણ પ્રસગોમા આતરપ્રકાશ થઈ જાય તે અપવાદયોગ્ય બનાવોને બાદ કરતા બાકી આપણા જેવા સામાન્ય પ્રાણીઓ માટે તો આ સાચી વિચારણા સિવાય બીજો માર્ગ નથી

આ વિચારણામા આત્મા છે, આત્મા શાશ્વત છે, એના પર કર્મના આવરણો આવી ગયાં છે, પ્રયત્નથી તે દૂર કરી શકાય તેમ છે, આત્માના આ પૌદ્ગલિક સબધો (કર્મો) દૂર થાય ત્યારે તે એના અસલ મૂળ શુદ્ધ સ્વરૂપે રજૂ થાય છે અને આ સ્થિતિમા ખરા સુખનો સાક્ષાત્કાર થાય છે – આ સર્વ બાબતો સ્વીકારીને ચાલવાનું છે એ સર્વ બાબતો અનુમાન પ્રમાણથી – દલીલથી સિદ્ધ કરી શકાય તેવી છે, પણ અત્ર તેની હયાતી સ્વીકારીને ચાલવાનુ છે. આપણો અત્યારનો વિષય તો આપણે કોણ છીએ? ક્યા છીએ? શા માટે છીએ? આપણુ મૂળ સ્વરૂપ કેટલુ વિકૃત થઈ ગયુ છે? – એ સર્વનો વિચાર કરવાનો છે અને એ વિચાર બરાબર થાય તો પછી આપણે આગળ વધવાના માર્ગો અને સાધનો તો બરાબર શોધી શકીએ તેમ છીએ, તેથી આપણી પ્રાથમિક ફરજ, આપણા સબધો અને આપણા પોતાનાં નાટકો અને આસપાસના નાટકોને ઓળખવાની છે અને એ કાર્ય 'ભાવના' કરે છે.

ભાવનાનુ 'ક્ષેત્ર' આપણા સર્વ સબધોનું પૃથક્કરણ કરવાનુ છે અને તે રીતે એ

ભૂમિકાની શુદ્ધિ કરે છે શુદ્ધ કરેલી ભૂમિકા ઉપર પછી સુદર ચિત્રામણ થાય છે અને તેના ઉપર જેવી છાપ પાડવી હોય તેવી પડી શકે છે ભૂમિકાની શુદ્ધિ માટે 'ભાવના' અદ્ભુત સાધન છે ઘણાખરા તો કાંઈ વિચાર જ કરતા નથી. થોડા વિચાર કરે છે તે મર્યાદિત ક્ષેત્રમાં વિચાર કરી અટકી પડે છે એટલે આપણે અહી ક્યાથી આવ્યા? શા માટે આવ્યા? આપણા જીવનનો ઉદ્દેશ શો? આ સર્વ ધમાલ અને દોડાદોડીનુ પર્યવસાન ક્યા? – એનો કદી સ્પષ્ટ વિચાર જ થતો નથી અને વિચારણા વગર તો પછી જેવો પવન આવે તેમ આપણે ઘસડાઈએ છીએ. નહિ તો આપણે સારા કપડામા રાચી જઈએ? દૂધપાક–પૂરી કે રસરોટલી મળે ત્યા ખૂબ રસ લઈ સબડકા લેવા મડી જઈએ? સભામાં બે માણસો ઊભા થઈ માન આપે ત્યા લેવાઈ જઈએ? છાપામા નામ વાચીએ એટલે રાજી–રાજી થઈ જઈએ? આપણુ વર્તન જાણે આપણને કાંઈ ભૂત વળગ્યુ હોય તેના જેવુ લાગતુ નથી? પણ એવો વિચાર જ ભાગ્યે આવતો હોય ત્યા આ વાત શી? કોની પાસે? અને શા માટે? આ ભાવનાનુ ક્ષેત્ર છે એ આપણા દરરોજના સબધને એના ખરા આકારમાં બતાવે છે અને આપણને ઊડા વિચારમા ઉતારી દે છે. એનુ ક્ષેત્ર આપણી નાની સરખી દુનિયા નથી, પણ આખુ વિશ્વ છે વિશ્વનો અને આપણો પોતાનો (આત્માનો) સબધ શો છે? કેટલો છે? અને કેટલા વખત માટેનો છે? તે અને આ ચારે તરફ નાટક ચાલે છે, આપણે પણ જેમાં ઊતરી પડ્યા છીએ એને બરાબર સમજવુ એ ભાવનાનો વિષય છે એક વાર આપણે ક્યાં છીએ? ક્યા દોડ્યા જઈએ છીએ? શા માટે દોડ્યા જઈએ છીએ? અને આપણને કોણ ઘસડે છે? એ સમજાયુ એટલે પછી તો સવાલ માત્ર આચરણમા મૂકવાનો જ રહે છે.

વસ્તુને યથાસ્વરૂપે ઓળખવી એ પ્રથમ જરૂરીઆતની બાબત છે વસ્તુને ઓળખ્યા પછી એની સાથે સબધ કેટલો રાખવો? ક્યા સુધી રાખવો? અથવા રાખવો જ નહિ – તેનો નિર્ણય થઈ શકે છે વસ્તુને યથાસ્વરૂપે ઓળખ્યા વગર તેને અંગે નિર્ણય થઈ શકે નહિ અને કરવામા આવે તો તે ટકી શકે નહિ વસ્તુઓને ઓળખીએ ત્યારે આપણે અત્યાર સુધી કેમ નાચ્યા? અને કોણે નચાવ્યા? એ બરાબર ઓળખી–જાણી–સમજી શકીએ, ત્યારે સમજાય કે જેને આપણે આપણા માન્યા, જે વસ્તુને આપણી માની, જે સબધો ખાતર લડ્યા, હસ્યા, પડી મર્યા અથવા અનેકની ખુશામતો કરી એ સર્વ વસ્તુગતે કેવા છે અને આપણે સબધ કરવા લાયક છે કે નહિ અને હોય તો તેની ખાતર લડવુ કે પડી મરવું પરવડે કે નહિ? આ જાતની વિચારણાને **'વિવેક'** કહેવામા આવે છે વિવેક એટલે સાચા અને ખોટા, સ્થાયી અને અસ્થાયી, આપણા અને પારકા, આનદદાયી કે વિષાદકારી વચ્ચેના તફાવતનુ બરાબર ભાન આવા પ્રકારના જ્ઞાન માટે ખૂબ ઊંડા ઊતરવાની જરૂર પડે છે

આ ઊડા ઊતરવાના – વિવેક પ્રાપ્ત કરવાના કાર્યને 'આત્માવલોકન' (Self-examination) કહેવામા આવે છે. જ્યારે ઊડા ઊતરીએ, પોતાની જાત તરફ જોઈએ. પારકાની ચિકિત્સા

ગયા, પણ એનું ચિત્ત ડગ્યુ નહિ છ માસ સુધી એણે સર્વ ઉપદ્રવો, વચનો અને માર સહન કર્યા. એણે એ જ સ્થાને રહી સર્વ પાપોનુ પ્રાયશ્ચિત્ત કર્યું, આત્મારામને જગાડયો અને કોઈના ઉપર સકલ્પથી પણ દ્વેષ કે ક્રોધ ન કર્યો. અતે ચેતનરામને ધ્યાવતા કર્મોને બાળી એ જ સ્થાનકે એણે કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત કર્યું આ નિર્જરા કહેવાય આ તપનો પ્રભાવ છે એમાં બાહ્ય અને આભ્યતર તપનો સુદર સહયોગ છે તે લક્ષમાં રાખવુ.

સમ્યક્પ્રકારે તપ કરવામા આવે, ક્રોધરૂપ અજીર્ણ વગર તપ કરવામા આવે, કોઈ જાતના આશીર્ભાવ વગર તપ કરવામા આવે ત્યારે અતિ નીચ આચરણોને લીધે એકઠા કરેલ કર્મોનો પણ આવી રીતે પ્રથમ અલ્પભાવ થાય છે અને તેના ઉપર દઢતા રાખી ચીવટથી વળગી રહેવામા આવે તો અતે તે સર્વ કર્મોનો આત્યતિક અભાવ પ્રાપ્ત કરાવી અપવર્ગ—મોક્ષ અપાવી શકે છે. યાદ રાખવાનુ છે કે દઢપ્રહારીનુ તપ માત્ર છ માસનુ હતુ. એટલા થોડા વખતમા પણ તપ આવુ કાર્ય કરે છે, તેથી અચિરેણુ—થોડા વખતમા એ કર્મોનો નાશ કરી અપવર્ગ અપાવે છે એમ વાત કરી છે.

(च ६.) એ કેવી રીતે થાય એવો પ્રશ્ન સ્વાભાવિક છે. સોનુ ખાણમાંથી નીકળે ત્યારે તદ્દન માટી જેવુ હોય છે એના ઉપર અનેક જાતનો કચરો વળી ગયેલો હોય છે, પણ તેને ભઠ્ઠીમા અગ્નિ ચેતાવી તેમા મૂકવામા આવે ત્યારે તેનો સર્વ કચરો બળી જાય છે અને સોનુ સો ટચનુ થઈને બહાર પડે છે

તપ અગ્નિ જેવો છે. આત્માને ગમે તેટલાં કર્મો લાગેલા હોય, પણ જો તેના પર તપનો પ્રયોગ કરવામાં આવે તો એ કર્મમળને દૂર કરવાની ક્રિયા કરે છે અને આત્માની જ્યોતિ પ્રકટાવે છે

કર્મનુ સ્વરૂપ આપણે જો સમજ્યા હોઈએ તો આ ક્રિયા કેમ થતી હશે એનો ખ્યાલ આવવો મુશ્કેલ નથી જ્યારે પ્રાણી તપ કરે, જ્યારે એના મન—વચન—કાયાના યોગો અકુશમા આવી જાય અથવા આવતા જાય, જ્યારે એ વિનય વૈયાવચ્ચમા ફરજના ખ્યાલથી સેવા—ભાવે જોડાઈ જાય, જ્યારે એ ધ્યાનધારાએ ચઢી જાય, જ્યારે એ કાયોત્સર્ગમા સ્થિર થઈ જાય ત્યારે કર્મોને શોધી બાળી મૂકતો જાય છે અને એના ઉપર જે મળ લાગેલો હોય છે તે ધીમે ધીમે ઓછો થતો જાય છે અગ્નિ—સુવર્ણનો સયોગ બરાબર વિચારવામા આવશે તો તપ અને ચેતનનો કર્મમળને અગે સબધ અને પ્રક્રિયા બરાબર ખ્યાલમાં આવી જશે.

(छ ७.) તપને અગે ભાવ – શુદ્ધ માનસિક પરિણામ – ને ખૂબ અગત્યનુ સ્થાન છે તપને સારામા સારા આકારમા આવવાનુ કારણ ભાવ – આતર પરિણામ – ઉપર રહે છે. અને ભાવની સાથે દઢતાને બહુ ગાઢ સબધ છે ખૂબ ભૂખ લાગી હોય, ઉપવાસ કર્યો હોય, સામે ખાવાની વસ્તુઓ પડી હોય તે વખતે દઢતા રાખવી એ મુશ્કેલ છે. એથી પણ વધારે મુશ્કેલી ધ્યાન કે કાઉસ્સગ્ગમા ઉપસર્ગાદિ પ્રસગે સ્થિરતા રાખવામા છે એવે પ્રસગે અતરથી દઢતા રહે ત્યારે ખરો તપ થાય છે અને એ તપ અત્ર કહેવામા આવનાર પરિણામ નિપજાવી શકે છે

ભરત ચક્રવર્તી જેવા છ ખંડના સ્વામી ! એણે રાજ્યપ્રાપ્તિ માટે લોહીની નદીઓ ચલાવી. છ ખંડ તાબે કર્યા. પણ તે પુત્ર ઋષભદેવના હતા. એને કદી પણ છ ખંડના રાજ્ય સાથે તાદાત્મ્યભાવ થયેલો જ નહિ એનું આખું જીવન સાક્ષીભાવનું અનુપમ દૃષ્ટાન્ત પૂરું પાડે છે. ચક્રરત્ન ઉત્પન્ન થયું તેની વધામણી અને પિતાને કેવળજ્ઞાનની પ્રાપ્તિની વધામણી બન્ને સમાચાર સાથે આવ્યા ત્યારે એણે પિતા પાસે જવાનો વિચાર કર્યો. એ નિર્ણય જે મહાનુભાવ કરે તે સાક્ષીભાવ સમજી શકે આપણને પાચ–પચીસ રૂપિયાની પ્રાપ્તિ થતી હોય તો ધર્મને વીસરી જઈએ છીએ આ વિશિષ્ટતા જે વ્યક્તિમા હતી તે છ ખંડ સાધ્યા પછી એક વખત આરિસાભુવનમા બેઠા હતા ત્યા આગળીમાથી એક વીટી નીકળી ગઈ. આંગળી અડવી લાગી. આટલા નાના બનાવથી એ ધ્યાનધારાએ ચઢ્યા અને ધ્યાન એ કેવું કાર્ય કરે છે તેનો દાખલો પૂરો પાડ્યો. પાચમી અન્યત્વભાવના ભાવતાં ગૃહસ્થપણામાં એણે તીવ્ર નિકાચિત કર્મોને કાપી નાખ્યા અને આરિસાભુવનમા જ કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. ભાવનાનુ આ અનુપમ દૃષ્ટાન્ત છે, ભાવ – આતરમાનસિક પરિણામ – કઈ હદ સુધી વિકાસ વધારે છે તેનું એ આદર્શ ચિત્ર છે, ધ્યાનતપોગ્નિનો મહિમા બતાવનાર એ અતિ વિશિષ્ટ દાખલો છે.

તપના પ્રભાવથી અનેક લબ્ધિ તથા સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે આ બન્ને અચિંત્ય શક્તિઓ છે રૂપમા નાના–મોટા થવાની, અદૃશ્ય થવાની વગેરે અનેક પ્રકારની શક્તિઓને 'લબ્ધિ' કહેવામા આવે છે રોગ ને ઉપદ્રવના વિનાશ વગેરેને કરનાર 'સિદ્ધિઓ' છે. સામાન્ય જ્ઞાનથી એનો ખુલાસો ન થાય તપના અચિંત્ય પ્રભાવથી અદર અનેક શક્તિઓ પ્રાપ્ત થાય છે, આત્મામા અનત શક્તિઓ છે આત્મિક શક્તિનો વિકાસ અનેક રીતે જોઈ કે કલ્પી શકાય છે આ શક્તિ પ્રકટ કરનાર તપ છે

(લબ્ધિ–સિદ્ધિનો ઉપયોગ યોગી કે તપસ્વી અસાધારણ કારણ વગર કરે નહિ. એનો ઉપયોગ 'પ્રમાદજન્ય' છે. અને યોગદૃષ્ટિએ 'प्रमादो हि मृत्यु', એટલે તેટલા પૂરતુ યોગની નજરે મરણ–પાત છે આપણો અગત્યનો વિષય અત્ર અપ્રસ્તુત છે. અહી વાત એ છે કે અચિંત્ય આત્મશક્તિઓ તપથી પ્રાપ્ત થાય છે.)

તપનો ખરો પ્રભાવ તો કોઈ તપસ્વી મુનિની બાજુમા જવાનુ થાય ત્યારે તેના વાતાવરણમા જે શાતિ જોવામાં આવે ત્યા થાય તેમ છે. સમ્યક્ તપ કરનાર પોતે તો પવિત્ર, શાંત તથા દાત હોય, પણ એનુ વાતાવરણ પણ અકલ્પ્ય શાંતિમય હોય છે.

આવુ બાહ્ય અને આભ્યતર તપ જો ભાવનાપૂર્વક દૃઢતાથી આદરવામા આવે તો તે બાહ્ય અને આભ્યતર શત્રુ પર વિજય મેળવે છે બાહ્ય શત્રુ તો દુનિયાદારીના હોય છે અને તે પર વિજય મેળવવો તે તો સામાન્ય વાત છે, પણ અદરના શત્રુ મોહરાજાના લશ્કરીઓ પર વિજય મળે તો ભારે વાત થાય તપ એ સર્વ કરે છે, લબ્ધિ–સિદ્ધિ પણ પ્રાપ્ત કરી આપે છે અને સ્વર્ગ કે મોક્ષ પણ અપાવે છે આવુ તપ ખરેખર વિશ્વવદ્ય છે.

ધર્મની શરૂઆત દાનધર્મથી થાય છે અને સર્વત્યાગમા તે પર્યવસાન પામે છે સર્વત્યાગમા છેવટે એને શરીર ઉપર પણ મમત્વ રહેતુ નથી અને આગળ દાખલા કહેવામા આવશે એવી નિસ્પૃહ વૃત્તિ એ જમાવે છે આવા વિશ્વવદ્ય તપને નમસ્કાર કરુ છુ.

# નિર્જરાભાવના :: ગેયાષ્ટકપરિચય

૧. વિનય ! તારે જો સાધ્યે પહોચવાની ચોક્કસ મરજી હોય તો તુ તપના મહિમાનુ ખૂબ ચિતવન કર તપનો મહિમા તારે શા માટે ગાવો તેના કારણો આ અષ્ટકમાં અનેક બતાવ્યા છે તે વિચારવા પહેલા તને એક વાત કહેવાની છે તે પુનરાવર્તનને ભોગે ફરી વાર કહેવાની જરૂર છે તપમા આપણે જે ઉપવાસ, અનશન, વૃત્તિસક્ષેપ કરીએ છીએ એની કારણરૂપે જરૂર આવશ્યકતા છે, પણ જ્યા જ્યા તપની વિશિષ્ટતા બતાવી હોય ત્યા ત્યા આભ્યતર તપને પ્રાધાન્ય આપવુ અને ઉક્ત બાહ્ય તપોને નિમિત્તકારણ તરીકે સાથે રાખવાં. શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાય 'જ્ઞાનસાર–તપોષ્ટક' (૩૧મા) મા કહે છે કે–

> ज्ञानमेव बुधाः प्राहुः, कर्मणां तापनात्तपः ।
> तदाभ्यन्तरमेवेष्टं, बाह्य तदुपबृंहकम् ॥

તત્ત્વજ્ઞાનીઓ કર્મને બાળનાર હોવાથી જ્ઞાનને જ તપ કહે છે અને તે આભ્યતર તપ છે બાહ્ય તપ તેને વધારનાર છે આ વાત ખૂબ સમજવા જેવી છે. આભ્યતર તપ જ્ઞાનમય છે અને એની મુખ્યતા સદૈવ આતરચક્ષુ સન્મુખ રાખવાની છે. વસ્તુત: ઉપાધ્યાયજીના કહેવાનો આશય એ જ છે કે **જ્ઞાન એ જ તપ છે.** બાહ્ય તપ આભ્યતર તપને જરૂર પોષણ આપે છે, પણ જ્ઞાનાત્મક તપની વિશિષ્ટતા છે તત્ત્વગ્રથોનો અભ્યાસ કરવો, એની ચર્ચા કરવી, એનુ પુનરાવર્તન કરવુ, સદસદ્વિવેકબુદ્ધિને ખૂબ ખીલવવી, સમજણપૂર્વક વડીલોનો વિનય કરવો, વૃદ્ધ–ગ્લાન–તપસ્વી–દીન–દુખીની સેવા કરવી, સદ્ધ્યાન કરવુ એ સર્વ આભ્યતર તપ છે આભ્યતર તપના જે પ્રકારો પૂર્વપરિચયમા બતાવ્યા છે તેમા ખૂબ વધારો શક્ય છે. મતલબ વિવેકપૂર્વક આ આભ્યતર તપને ખીલવ્યો હોય અને તેને જ્ઞાન સાથે જોડી દીધો હોય તો તે કર્મનિર્જરાનુ કામ કરે છે. આ હકીકતથી બાહ્ય તપની કિમત જરા પણ ઘટાડવાની નથી, પણ આભ્યતર તપને અને ખાસ કરીને જ્ઞાનને એવુ યોગ્ય સ્થાન આપવાની અગત્ય સમજવાની છે તપનો મહિમા ભાવીને, તેને મુદ્દાસર સમજીને તે આદરવાના કારણો હવે વિચારીએ

પ્રથમ કારણ એ છે કે અનેક ભવોમા એકઠા કરેલા અનિષ્ટ કર્મોના સમૂહને મોળાં પાડી દે છે અથવા હળવા કરી દે છે મહાઆરભ, મહાપરિગ્રહ વગેરેથી અથવા મોહનીય કર્મના જોરથી, કષાયોની પરિણતિથી આ પ્રાણીએ અનેક દુષ્કૃતો–પાપો એકઠા કરેલા હોય છે અને એનો સગ્વાળો પ્રાય ઘણો મોટો હોય છે એ કર્મોને એ નિસત્વ કરી નાખે છે અને એ લાભ કાઈ જેવો તેવો નથી આ દેશથી થતી કર્મની પરિશાટના તપનો મહાન્ લાભ છે

તપથી કર્મો અલ્પ થઈ જાય છે, એની ચીકાશ ઊડી જાય છે અને એ તદ્દન પાતળા પડી જાય છે એટલે કે એ તદ્દન રસકસ વગરના થઈ જાય છે એ પ્રથમ મુદ્દો છે એનો એક દાખલો લઈએ અપણી પાસે એક આકણી (રુલર) પડેલ છે એના ઉપર કાળો રગ છે. આપણે તે રગને દૂર કરવો છે તેના ઉપર કાગળ ઘસીએ તો કદાચ તેનો રગ તદ્દન ન જાય

તો ઓછો થતાં થતા નહિવત્ થઈ જાય. એવી કર્મની સ્થિતિ તપ કરી મૂકે છે. એ ખરી ન પડે તો પડુ-પડુ થઈ જાય અને એની અદર જે તીવ્ર રસઘટ્ટતા હોય છે તે અતિ અલ્પ થઈ જાય છે.

૨ હવે બીજી વાત તપનો મહિમા ભાવવાને અગે કહે છે. આકાશમા સખ્ત વાદળાં ચઢી આવ્યા છે, આકાશ ચારે તરફ એકરસ થઈ ગયુ છે, વાદળાથી ભરચક થઈ ગયું છે અને જાણે વરસાદથી પૃથ્વીને જળમય કરી દેશે એવો દેખાવ થઈ ગયો હોય છે ત્યા જબ્બર પવનનો સપાટો આવે છે અને તેના જોરથી વાદળા વીખરાઈ જાય છે અને વરસાદ આવતો અટકી જાય છે 'ખર' પવન એટલે ખૂબ ગતિમાન પવન સમજવો, સુરીઆ (પશ્ચિમ-ઉત્તરના) પવનથી વરસાદ આવે છે અને ખર અથવા ભૂખર પવનથી વાદળાં વીખેરાઈ જાય છે એવી લોકમાન્યતા છે. ચોમાસામા આ દેખાવ અનેક વાર અનુભવાય છે એવી જ રીતે પાપની શ્રેણી આત્મા સાથે લાગેલી હોય અને ઉદયકાળની રાહ જોઈને બેઠી હોય તેની સામે જો તપ આવે તો તે વાદળની સામે પવન જેવુ કામ કરે છે અને આખી દુરિત-પાપની શ્રેણીને ક્ષણભગુર કરી નાખે છે. ક્ષણભગુર થાય છે એટલે વિનશનશીલ બને છે, પરિણામે એ તદ્દન ખલાસ થઈ જાય છે. તપ જો યથાવિધિ કરવામા આવ્યો હોય, એટલે કે સદ્જ્ઞાનપૂર્વક સમજીને, અતરના ભાવથી, પૂર્ણ વીર્યોલ્લાસપૂર્વક તપની આચરણા કરવામા આવી હોય તો એ કર્મોને ક્ષણભગુર બનાવી દે છે અનેક કર્મોને એ વિપાક ઉદયમા લાવ્યા વગર પ્રદેશોદયથી જ બારોબાર ખલાસ કરી દે છે. તપનો આ બીજો મોટો લાભ સમજવો. કર્મને નિર્માલ્ય કરે એ પ્રથમ લાભ અને કર્મને ક્ષણભગુર કરી નાખે તે બીજો લાભ આ બન્ને મોટા લાભો આત્મિક દૃષ્ટિએ બરાબર ચિન્તવવા યોગ્ય છે

૩ તપના બીજા પણ અનેક લાભો છે જે મનોવાછિત દૂર હોય તેને તે ખેચીને નજીક લાવે છે. આ હકીકતનો વ્યવહારુ અર્થ એવો પણ થાય કે જે વસ્તુ-ધન, સ્ત્રી, પુત્ર, પ્રતિષ્ઠા આદિ ઇષ્ટ હોય તેને તપ દૂરથી નજીક લાવે છે અને તે વાત શક્ય જણાય છે. પણ તેવા સાંસારિક ઉપયોગ માટે તપનો ઉપયોગ અઘટિત છે એ તો જે કદી ન થવું જોઈએ તે થવાની વાત થઇ ત્યાગને બદલે સસાર તરફ ઘસડાવાનો એ માર્ગ છે આપણે જે મહાન્ ત્યાગની ભાવના કરીએ છીએ તેમા આવા વ્યવહારુ ઇષ્ટ ફળની વિચારણાને અવકાશ નથી. એ તો આપત્તિમા આવી પડેલ તેના નિવારણ માટે અઠ્ઠમ કરે છે એવુ સાભળીએ છીએ તેના જેવી વાત થઈ એ વાતની સાથે નિર્જરાને માર્ગે ચઢનારને લેવાદેવા ન હોય તેવા પરિણામની શક્યતા સબધી ઊહાપોહને અત્ર સ્થાન નથી એવા અજ્ઞાનતપને – સાસારિક ફળાપેક્ષયા કરેલા તપને – નિર્જરાભાવનાને અગે બાદ કરી આપણે વિશુદ્ધ વિચારણાને અગે જોઈએ તો સ્વર્ગ, મોક્ષ આદિ વાછિત ફળને તપ નજીક ખેચી લાવે છે એ વાત કરવાની છે નિરાશીભાવે તપ કરનાર કાઇ માગતો નથી, પણ આત્મસાધક કર્મવિદારણ એની નજીક આકર્ષાઇને આવે છે એમ અત્ર કહેવાનો આશય છે. તપની કાર્યશક્તિ દર્શાવનાર આ ત્રીજુ કારણ છે.

તપના આગંતુક લાભ તરીકે શત્રુ હોય તે પણ મિત્ર બની જાય છે. ચંડકૌશિક જેવો ભયંકર સર્પ પણ ભગવાન શ્રી મહાવીરસ્વામીને વશ થઇ ગયો એ એનુ જ્વલંત દ્દષ્ટાંત છે માર-માર કરતો દુશ્મન ઉઘાડી તલવારે સામેથી ધસી આવતો હોય તો ખરા તપસ્વી પાસે તલવાર મૂકી એના પગમા પડી પગ ચાપવા બેસી જાય છે. તપનો પ્રભાવ એવો છે કે એની સામે શત્રુતા કદી ટકી શકતી નથી, નભી શકતી નથી, રહી શકતી નથી અને અંતે જીરવાઈ શકાતી નથી પાતંજલ યોગ-સૂત્રમા કહ્યુ છે કે–तत्र खलु–अहिंसाप्रतिष्ठाया तत्सनिधौ वैरत्याग , એટલે એક પ્રાણીમા અહિંસા બરાબર સિદ્ધ થઈ ગઈ હોય – જામી ગઈ હોય તો તેની આજુબાજુમાં જાતિવૈરનો ત્યાગ થઈ જાય છે એવા અહિંસક મહાપુરુષોને તો કોઈ વૈરી હોતુ નથી, પણ કોઈ પ્રાણી એની ઉગ્રતા સહન કરી વૈર ધારણ કરતો હોય તે પણ એની નજીક આવે ત્યારે પોતાનુ વૈર ભૂલી જાય છે અને જે મારવા આવ્યા હોય તે પ્રાર્થના કરવા બેસી જાય છે. આ તપનો વિશિષ્ટ મહિમા છે પ્રાણીઓ પરસ્પરના જાતિવૈર પણ તેની પાસે તજી દે છે

આવાં ચાર કારણોને લઈને તપનો આશ્રય કર તપના હજુ બીજા અનેક લાભો આગળ જણાવવાના છે તે વિચારી, એવા પ્રકારના તપનો તુ આશ્રય કર, એટલે તપને તુ કર. એ તપ આગમનુ પરમ રહસ્ય છે. તીર્થંકર મહારાજે પોતે જાતે એનો ઉપયોગ કરી પોતાના દ્દષ્ટાંતથી બતાવી આપ્યુ છે કે તપ એ શાસ્ત્રનુ રહસ્ય છે અહિંસા, સંયમ અને તપ એ ત્રણ ધર્મનો સાર છે, ઉત્કૃષ્ટ મંગળ છે અને પ્રાણીને મોક્ષે પહોચાડનાર છે શ્રી વીરપરમાત્માએ બાહ્ય અને આભ્યંતર તપને ખૂબ અપનાવ્યા છે અને ત્યાગધર્મની શરૂઆત તપથી થાય છે એ પોતાના ચરિત્રથી સ્પષ્ટ કર્યું છે.

આગમગ્રંથોના રહસ્યભૂત આ તપને નિર્મળ ભાવથી કરવાનો છે, એટલે કે એને કરવામાં કોઈ જાતની ઇચ્છા-આશા રાખવાની નથી. આ ભવમાં ધન, સ્ત્રી, પુત્ર કે કીર્તિની પ્રાપ્તિ કે પરલોકમા દેવ, દેવેંદ્ર, ચક્રવર્તી કે અન્ય પદ-પ્રાપ્તિની ઇચ્છાથી તપ કર્યો હોય તો તેને નિર્મળ ભાવનો તપ કહેવાતો નથી

તપના લાભો હજુ વધારે ગણાવવામા આવશે, દરમ્યાન તપના ભેદો રજૂ કરી તેનુ પ્રતિપાદન કરવાની આ તક ગ્રંથકર્ત્તા હાથ ધરે છે.

૪. તપના મુખ્ય બે ભેદ બાહ્ય અને આભ્યંતર બાહ્ય તપને બાહ્ય એટલા માટે કહેવામા આવે છે કે એ આપણા ચક્ષુથી જોઇ શકાય છે. એના છ પ્રકાર પૂર્વપરિચયમા બતાવ્યા છે તે છે. તેનુ સંક્ષેપ સ્વરૂપ નીચે બતાવ્યુ છે.

(૧) **અનશન**–મા અશન, પાન ખાદિમ, સ્વાદિમ ભોજનનો ત્યાગ એમા એક ઉપવાસથી માંડીને છ માસ સુધીના ઉપવાસનો સમાવેશ થાય છે.

(૨) **ઊનોદર**–બત્રીશ કોળીઆ પૂરા ભરેલાને પેટ ભરીને ખાવાનુ ગણવામા આવે છે. કોળીઓ એટલે કૂકડીના ઇંડા પ્રમાણ અહાર એકથી એકત્રીશ કવળ આહાર કરવો એ ઊનોદરતા. (સ્રીને ૨૮ કવળનો આહાર ગણાય છે.)

(૩) **વૃત્તિહ્રાસ**—વૃત્તિ એટલે આજીવિકા—ભોગોપભોગની વસ્તુનો સંક્ષેપ-ઓછી કરવી-ઘટાડવી તે.

(૪) **રસપરિહાર**—વિગયનો ત્યાગ. એકથી માડીને છએ વિગઈનો ત્યાગ કરવો તે.

(૫) **સંલીનતા**—શરીરનાં અંગોને કારણ વગર હલાવવા નહિ તેનું સંવરણ કરવું તે.

(૬) **કાયક્લેશ**—વાળનો લોચ, આસનાદિનો યોગ, શરીરસ્થૈર્ય.

આ સર્વ બાહ્ય તપ કહેવાય છે એ પૈકી 'ઉદાર' બાહ્ય તપ હોય એટલે જેમા કોઈ જાતની આશંસા ન હોય તે સમ્યક્તપ કહેવાય છે

**૫ આભ્યંતર** તપ છ પ્રકારના છે પ્રાયશ્ચિત્ત, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, વિનય, કાયોત્સર્ગ, શુભ ધ્યાન. આ છનું વિસ્તારથી વર્ણન પ્રત્યેકના ભેદોપભેદ સાથે પૂર્વવિવેચનમાં થઈ ગયું છે આ આભ્યંતર તપ જ્ઞાનમય હોય છે એને વધારનાર બાહ્ય તપ છે કર્મની નિર્જરા કરવામા આભ્યંતર તપને પ્રધાન સ્થાન છે. આ તપ કરતા એને કંટાળો આવતો નથી, એના શરીરને અગવડ પડશે કે પડી છે એમ લાગતું જ નથી. એ સેવાધર્મ સદ્જ્ઞાનપૂર્વકનો હોઈ એથી કદી એને તોષ થતો નથી, એની વધારે સેવા કરવાની અને કષ્ટ સહન કરવાની ભાવના વૃદ્ધિ પામતી જ રહે છે. એને ઉપેયની મધુરતા છે, એટલે કે ઉપાયો કરીને જે ચીજ એને પ્રાપ્ત કરવી છે તેમા એનો અંતરનો રસ છે શ્રીમદ્યશોવિજયજી કહે છે કે દિન-પ્રતિદિન એના આનંદમા વૃદ્ધિ જ થયા કરે છે અને એ ખૂબ લહેરમા હોય છે. વીર્યોલ્લાસ વધતો જાય, કર્મ ક્ષય પામતાં જાય અને આત્મવિકાસ થતો જાય એ જ્ઞાનની બલિહારી છે, સેવાભાવની પરિસીમા છે અને ત્યાગનો નિર્ભર આનંદ છે.

૬. કોઈપણ પ્રકારની આકાક્ષા, અપેક્ષા કે ફળની ઈચ્છા વગર કરેલ તપ ઉપર ગણાવેલા ચાર લાભો ઉપરાંત નીચેના વિશેષ લાભો કરે છે એ પ્રાણીના તાપને શમાવી દે છે આપણે સંસારનો ઉકળાટ જોયો હોય તો એ પ્રાણીને ઊભા જ રાખે છે એની ગરમી એટલી તીવ્ર હોય છે કે જેમ વીજળીનો પ્રવાહ (સ્વિચ) બંધ કર્યા પછી પણ કેટલોયે વખત પંખો ચાલ્યા કરે છે, એમ મનની ઘંટી ચાલ્યા કરે છે એને અનુભવે—ધ્યાન આપે—તો જ આ તાપને પ્રાણી ઓળખી શકે. આવા તાપને તપ શમાવી દે છે અહી ધ્યાનમા રાખવાની વાત એ છે કે તપસ્વી તે જ કહેવાય કે જેનો તાપ શમતો હોય તપ સાથે ક્રોધને વશ પડી જતા હોય તે તપસ્વી ન કહેવાય. તપનું અજીર્ણ ક્રોધ છે તપનો એને જરા પણ ખરો લાભ થયો નથી એમ સમજવાનું છે તપનું મુખ્ય ફળ શાંતિનું સામ્રાજ્ય છે અને બાહ્યતપથી શરીર પર અને આભ્યંતર તપથી શરીર, વાચા અને મન પર એટલો સંયમ આવી જવો જોઈએ કે એની પાસે ઉકળાટ, ઉશ્કેરણી, મિજાસ, કડવાશ, તુચ્છ ભાષાપ્રયોગ કે માનસિક તુચ્છ વિચારણા સંભવે જ નહિ. જ્ઞાની તપસ્વીની આ મહાન્ સામ્રાજ્યલક્ષ્મી છે. તપનો આ મહિમા

ખૂબ વિચારણા–ધ્યાવવા–ભાવવા યોગ્ય છે. ગજસુકુમાળને તેના સાસરા સોમિલે માથા ઉપર ખેરના અગારની ભઠ્ઠી કરી ત્યારે ઊકળી જવાનો – તાપ કરવાનો – પ્રસગ હતો છતાં ત્યાં શમનુ રાજ્ય હતુ અને શાંતિની ફોરો ઊડતી હતી. એનુ ચિત્ત જરા ઊચું–નીચું પણ ન થયુ જ્ઞાની તપસ્વીની એ દશા હોય.

તપ પાપનો નાશ કરે છે. અગાઉ જે પાપો બાધેલા હોય તેનો વિનાશ કરે છે. આનો અર્થ નિર્જરા એમ જ સમજવાનો છે. આ પણ તપનો લાભ છે.

વળી માનસ–હંસને શુદ્ધ આત્મસ્વરૂપ કમળવનમા રમાડે છે, ક્રીડા કરાવે છે. મન જ્યા ત્યાં રખડતુ હોય છે એ પ્રાણીનો દરરોજનો અનુભવ છે તપસ્વીની જરૂરીઆતો એટલી મર્યાદિત થઈ જાય છે કે એનુ મન અસ્તવ્યસ્તપણે ન રખડતાં આત્મસ્વરૂપમાં લીન થઈ જાય છે આ શુદ્ધ ધ્યાનની ભાવના છે દુર્ધ્યાનના કારણ તપ કરનારને માટે દૂર થઈ જાય છે અથવા અલ્પ થઈ જાય છે એનુ મન આત્મારામમા રમણ કરે છે. એની ભાવના–વિચારણામા ઓજસ્ દેખાય છે અને એને આત્મભાન વધારે વધારે થતુ જાય છે ત્યાગમૂર્તિમા આત્મ–રમણતા હોય એ સહજ બાબત છે માનસરોવરના હસો ઉકરડામા કદી ચારો ચરતા નથી એ ધ્યાનમા રહે એના મનની ઉદાત્તતા જ એટલી ભવ્ય હોય છે કે એના રમણ જ જુદા–અનોખા હોય સામાન્ય રીતે મોહરાજા દુર્ધર્ષ છે એના પર વિજય મેળવવો વધારે આકરો છે આવા આકરા મોહ ઉપર તપ સામ્રાજ્ય મેળવે છે. મહા આકારા મોહનીય કર્મને એ દૂર ફેંકી દે છે. સર્વ કર્મમા સાર્વભૌમ સ્થાન ભોગવનાર મોહનીય કર્મને જીતવાનો સ્પષ્ટ માર્ગ તપ છે જ્યા દેહ અને મન પર કાબૂ આવતો ગયો ત્યા મોહરાય ટકી શકતો નથી આ તપનો મહાન્ લાભ છે.

અહી તપના બીજા ચાર વધારે લાભો બતાવ્યા ' એ તાપને શમાવે છે, પાપનો વિનાશ કરે છે, મનને આત્મારામમા રમણ કરાવે છે અને મોહરાજાને બાળી મૂકે છે. આ ચારે લાભો મેળવવાની શરત એ છે કે તપ કરતી વખતે કોઇ પણ પ્રકારની અભિલાષા ન હોવી જોઈએ રાજ્ય, ઋદ્ધિ, પુત્ર, સતતિ, કીર્તિ ધન આદિ કારણે અથવા પરભવમા લાભ મેળવવા માટે તપ કર્યો હોય તો તે આ કોટિમા આવતો નથી ચેતન! આવા તપના મહિમાને ભાવ

૭. તપનો મહિમા ગાવા–એની ભાવનાને સ્પષ્ટ કરવા માટે ત્રણ બાબતો આલકારિક ભાષામા કહે છે ખૂબ વિચારવા જેવી એ બાબતો છે એનો બરાબર ખ્યાલ કરો.

**'તપસંયમ લક્ષ્મીવશીકરણ છે.'** ઇંદ્રિય અને મન પર કાબૂ આવે તેને સયમ કહેવાય છે. એ સાચી લક્ષ્મી છે. એ જેના ઘરમાં હોય તેને માંગલિકમાળા વિસ્તરે છે. કોઈ સ્રી વશ થતી ન હોય તો તેને વશ કરવાના ઉપાયને વશીકરણ કહે છે પૂર્વકાળમા સ્રીને વશ કરવા દોરા–ધાગા કરવામા આવતા, માદળિયા મંત્રાવતા, લીબુના પ્રયોગ થતા–વગેરે

સર્વ વશીકરણ કહેવાય. સંયમલક્ષ્મીને વશ કરવા તપ વશીકરણ મંત્રનું કામ કરે છે. મતલબ તપથી સાચો સંયમ સિદ્ધ થાય છે.

**'તપ ઉજ્જવળ મોક્ષસુખનું બ્હાનું છે.'** જ્યારે કોઈ સોદો કરવો હોય ત્યારે તે પાકો કરવા નાની રકમ આપવાની હોય છે તેને સત્યકાર(બ્હાનું) કહેવામાં આવે છે. મોચીને જોડાનું માપ આપી ચાર, આઠ આના બ્હાનાના આપવામાં આવે છે અથવા સ્થાવર મિલકત ખરીદવાનો સોદો કરતી વખત ખરીદનાર સોદાની રકમનો લગભગ દશમો ભાગ Earnest money (બ્હાના) તરીકે આપે છે તે સોદો પૂરો કરવાની તેની વૃત્તિ બતાવે છે. મોક્ષનો સોદો કરવાનો હાથો ઠોકનાર આ તપ છે થયેલા સોદાનો નિર્વાહ કરવાની તેમાં શક્યતા પ્રાપ્ત થાય છે અને આ તો મોક્ષસુખના સોદા છે એ ધ્યાનમાં રહે 'તપ ઇચ્છિત પૂરનાર ચિંતામણિ–રત્ન છે ચિંતામણિ–રત્ન ચિંતવેલ–ઇચ્છેલ વસ્તુને પૂરી પાડે છે. એ દેવાધિષ્ઠિત હોય છે. લબ્ધિ–સિદ્ધિ તો એને સાધારણ વાત છે, પણ અનેક ઇષ્ટનો યોગ અને પરમ ધ્યેયનો યોગ મેળવી આપનાર એ ચિંતામણિ–રત્ન છે.

આવા તપની વારંવાર આરાધના કર આરાધના એટલે પાલના. પાલના એટલે ક્રિયમાણ અવસ્થામાં પ્રાકટ્ય. મતલબ, તપ કર બાહ્યાભ્યંતર તપ કર. તેનો આશ્રય સ્વીકાર અને તેમાં પરમ કર્તવ્યતા વ્યવહારરૂપે સ્વીકાર.

૮. કર્મરૂપ વ્યાધિનું ઔષધ તપ છે વ્યાધિ દૂર કરવા જેમ ઔષધ લેવામાં આવે છે તેમ કર્મરૂપ વ્યાધિનો ઉપાય તપ છે. તપથી વ્યાધિનો નાશ થાય છે, એની અસર નરમ પડે છે અને એનાથી શરીરને નીરોગીપણું પ્રાપ્ત થાય છે કર્મવ્યાધિનું ઔષધ તપ છે ઔષધ કઈ ચીજ સાથે લેવું તેને 'અનુપાન' કહેવામાં આવે છે અહીં જે અનુપાન બતાવવામાં આવ્યું છે તે મહા ઉપકારી જિનપતિને સંમત છે અને તે અનુપાન પણ તપ જ છે વ્યાધિનું ઔષધ પણ તપ અને અનુપાન પણ તપ તપના પ્રકાર અનેક હોવાથી અનેક અનુપાન તરીકે સ્વીકારી લેવા દાખલા તરીકે ઔષધમાં અંતરંગ (આભ્યંતર) તપમાંથી ધ્યાન કે કાયોત્સર્ગ લીધો હોય તો અનુપાન તરીકે ઉપવાસાદિ બાહ્ય તપને લેવો.

આ હકીકતની વિશિષ્ટ મહત્તા બતાવવા માટે કહે છે કે એ તપને અંગે જે અનુપાન છે તે જિનપતિને સંમત છે મનુષ્યને પરમાત્મા થવાનો માર્ગ બતાવનાર અને તે માર્ગ પોતે સ્વીકારનાર શ્રી જિનપતિ જેવી મહાન્ વિભૂતિ–જે વીતરાગ હોઈ સાર્વત્રિક પૂજ્ય છે–તેના આધારથી અને તેમની સંમતિથી જે હકીકત આવે તે સર્વમાન્ય બને તેથી તપની પુષ્ટિમાં આ મહાન્ આધાર બતાવ્યો છે

સર્વ સુખના ભંડારતુલ્ય શાતસુધારસનું પાન તું કર હે વિનય! શાતસુધારસનું પાન કરવા દ્વારા સુખની મોટી તિજોરી તને મળે છે. આ તપને તું આદર તપનો આવો મહિમા તું ભાવ, વારંવાર ભાવ, નિરંતર ભાવ, ભાવવાનો ચાલુ અભ્યાસ કર અને બાહ્ય તપનું નિમિત્ત લઈને આભ્યંતર તપમાં નિમગ્ન થઈ જા

× × ×

નિર્જરાભાવનાનાં દષ્ટાંતોનો પાર નથી. સર્વથી મહા આકર્ષક દષ્ટાત **શ્રી વીર-પરમાત્માનુ** છે. તેઓશ્રીનુ આત્મસાધન અને મનોબળ તથા ઉપસર્ગ સહન કરવાની શક્તિ વિચારતા અમાપ ભક્તિભાવ ઉત્પન્ન થયા વિના રહેતો નથી સાડાબાર વર્ષમા પ્રમાદકાળ નામનો (અહોરાત્ર જેટલો), બાકી આખો વખત અપ્રમત્ત અવસ્થામા ગયો. જેનો આત્મા સદૈવ જાગતો હોય તેને અભેદ્ય કર્મો પણ અ તે શુ કરી શકે ?

**ગજસુકુમાળને** માથા પર તેનો સસરો સોમિલ ખેરના અ ગારા ભરે ત્યારે તેનુ 'રૂવાડુ' પણ ફરકે નહી અને ચેતન ધ્યાનધારાથી ખસે નહી કે સસરા પર ક્રોધ લાવે નહી એ નિર્જરાનો અદ્ભુત દાખલો પૂરો પાડે છે. અનેક કર્મોનો ચૂરો આવા ધીર–વીર પુરુષો જ કરી શકે.

**મેતાર્યમુનિ** સોનીને ત્યા વહોરવા જાય છે. તેના સોનાના જવ ક્રૌચપક્ષી ચરી જાય છે. મુનિ જાણે પણ બોલે નહિ પક્ષીને બચાવવા મહા આકરી પીડા ખમે છે. લીલી વાધર તેના માથે વી ટાળવામા આવી અને મુનિને તડકામા ઊભા રાખવામાં આવ્યા વાધર સુકાતા મુનિની નસો તૂટવા લાગી, પણ મુનિ ચળ્યા નહિ કર્મોનો એક સાથે ચૂરો કરી અ ંતકૃત્ કેવળી થઈ અજરામર સ્થાને પહોચ્યા.

**ખ ંધકમુનિની** ચામડી ઉતારવાનો રાજા હુકમ કરે છે ત્યારે એને પોતાની પીડાનો વિચાર આવતો નથી, પણ ચામડી ઉતારનારને અગવડ ન પડે તેમ ઊભા રહેવા ।સવાલ કરે છે શમ–શાતિની આ પરાકાષ્ઠા કહેવાય ! અને આવા ધીરોદાત્ત મહાન્ વીરો કર્મોને તડતડ કાપી નાખે એમા નવાઇ નથી.

**ધન્ના** જેવો મોટો સુખી શેઠીઓ અને **શાળિભદ્ર** જેવા સુખી વૈભારગિરિ પર જઈને શિલા પર અનશન કરે અને ધ્યાનની ધારાએ ચઢે ત્યારે ગમે તેવા કર્મો હોય તો તે શરમાઈને નાસી જાય એમા આશ્ચર્ય શુ ? એ વાત આ ભાવનાને મજબૂત કરે છે. આવા તો અનેક દષ્ટાત છે, એને વિચારતા રસ્તો સૂઝી જાય તેમ છે

પરવશપણે આ પ્રાણી ભૂખ, તરસ, વિયોગ સહન કરે છે, અપમાનો ખમે છે, નોકરી કરે છે, હુકમો ઉઠાવે છે, ઉજાગરા કરે છે, ટાઢ–તડકા ખમે છે, હજારો માઇલની મુસાફરીઓ કરે છે અને અનેક પ્રકારની યાતનાઓ ખમે છે, પણ એમા આશય ઐહિક–દુન્યવી અને સાધ્ય સ સારવૃદ્ધિનુ હોઈ એનુ કાંઈ વળતુ નથી, વળતુ નથી એટલે કે એની આત્મપ્રગતિ જરા પણ થતી નથી દુનિયાદારીનો સહજ લાભ મળે તેની કાઈ ગણતરી નથી, કારણ કે એ અલ્પકાળનો છે.

આ આખી નિર્જરાભાવનામા કર્મને બરાબર ઓળખવાના છે એની ચીકાશ અને એની ફળાવાપ્તિનો સમય થાય ત્યારે થતી એની પરાધીન દશા વિચારવામા આવે તો કોઈ રીતે એનો નિકાલ લાવવાનુ મન જરૂર થાય તેમ છે ઘણાખરા પ્રાણીઓ ચાલે તેમ ચલાવ્યા કરે છે અને કર્મો ઉદયમાં આવે ત્યારે મૂઝાય છે, રડવા બેસે છે અથવા દુર્ધ્યાન

કરે છે, પણ એમ કરવાથી કાંઈ કર્મ ઓછાં થતાં નથી, ઊલટા એ રીતે તો કર્મ વધે છે. સમતાથી કર્મ ભોગવાય નહિ તો સરવાળે ભાર વધતો જ જાય છે, કેમ કે નવા વધારે બંધાય છે. ત્યારે એમા સરવાળે કાંઈ રહેતુ નથી

એકંદરે વિચાર કરતા 'ત્યાગ' વગર બીજો માર્ગ રહેતો નથી, સૂઝે તેમ નથી અને તે સિવાય પત્તો ખાય તેમ નથી.

ત્યાગની શરૂઆત 'દાન'–ધર્મથી થાય છે 'ત્યાગ' અને 'દાન' પર્યાયવાચી શબ્દો છે સાસારિક પ્રાણીએ ત્યાગ કેળવવા માટે દાનથી શરૂઆત કરવી. એ રીતે એને ધનસપત્તિ પર વિરાગ થાય અને પછી વિરતિભાવ આદરે. સર્વત્યાગ બને તો જરૂર કરે, ન બને તો તેની ભાવના રાખે અને દરમ્યાન ઉત્તમ વ્યવહાર, સત્યપાલન, અણુહક્કનુ ધન નહિ લેવાનો નિશ્ચય, ઉદાર આશય, નિર્દંભ વૃત્તિ, સરળતા, શાતિ, નમ્રતા, દયાળુતા, ધીરજ, ક્ષમા, ઔદાર્ય, કામવાસના ઉપર સયમ, સ્વદારાસતોષ, વ્યાપારમા પ્રામાણિકતા, માનત્યાગ, ધન–સગ્રહની મર્યાદા, નિરર્થક કથાઓનો ત્યાગ, સમભાવની ભાવના, બ્રહ્મચર્ય, સત્યવચન આદિ સદાચારોની સેવના કરે, ગુણ ઉપર રાગ ધરે, ગુણીને પૂજે, માનનો કદી આશ્રય ન કરે, ઠઠ્ઠા–મશ્કરીનો ત્યાગ કરે, અભય, અદ્વેષ અને અખેદને કેળવે અને ગુણનો દેખાવ ન કરતા ગુણી થવાની તીવ્ર ઇચ્છા રાખે અને તે માટે બનતો અમલ કરે આવી રીતે રસ્તે ચઢી ગયા પછી તપના અનેક પ્રકારો તે વિચારે. તપ કરવામા એ શરીરને હાનિ ન ધારે. તપ એ ધર્મનો પાયો છે એમ સમજે એને માટે એ દરરોજ નિયમ ધારે, વૃત્તિનો સક્ષેપ કરે, જમવા બેસે તો અનેકમાથી થોડી વસ્તુઓ જ લે અને અભક્ષ્ય અનતકાયને અડે પણ નહિ. એ પેટ ભરીને ખાય નહિ, ઇરાદાપૂર્વક ઊણો રહે, રસનો ત્યાગ કરે, શરીર–નિર્વાહ માટે જ ખાય, ખાવા માટે જીવે નહિ, જીવવા માટે જરૂર હોય તેટલુ–શરીર ધારણ કરવા પૂરતુ અન્ન ગ્રહણ કરે અને શરીરની આળપપાળ ન કરે એને નાટક–ચેટક ગમે નહિ, એ પાપોપદેશ આપે નહિ, ગપ્પાંસપ્પા મારે નહિ અને બને તેટલાં બાહ્ય તપ કરે એને એકાસણાં ઉપવાસાદિ કરતા આનદ આવે. એને ખાવાનુ ઉપાધિરૂપ લાગે.

આ રીતે શરીરને કેળવવાની સાથે મનમાં એને જ્ઞાન પર અગાધ રુચિ હોય એ ક્ષયોપશમ પ્રમાણે જાણે, વસ્તુના હાર્દમા ઊતરે, વૈયાવચ્ચ વિનયમાં તત્પર રહે, સેવાભાવે માદાની માવજત કરે, વૃદ્ધની સેવા કરે, થયેલ પાપની આલોચના કરે અને જેટલો સમય મળે તેમાં સ્વાધ્યાય કરે બાકીના વખતમા સદ્ધ્યાનની ભાવના કરે, કાયોત્સર્ગ કરે. આ રીતે મન–વચન–કાયાના યોગો ઉપર અકુશ મેળવે અને આત્મપ્રગતિ કરતો એ આગળ વધ્યે જાય. એમા એને કોઈ વખત કર્મના ઉદયથી અશાતા થાય તો એ મૂઝાય નહિ, એ પરિષહમાં રાજી રહે, પ્રતિકૂળ પરિષહો ખમે અને અનુકૂળ પરિષહોમા સપડાય નહિ. એને સમિતિ–ગુપ્તિમા રસ પડે અને ભાવનાઓ નિરતર ભાવ્યા કરે, ચેતનરામને અજવાળે અને યતિધર્મોની સતત

ઉપાસનામા ઉદ્યુક્ત રહે એની સમતા જોઈને એની પાસેથી ખસવુ ન ગમે અને એ કોઈને પોતાના કે પારકા ગણે નહિ. ઉપાધ્યાયજીએ એક વાત કહી છે તે નરમ પાડવા માટે નથી પણ લાક્ષણિક પદ્ધતિએ ધ્યાન ખેંચવા કહી છે. તેઓશ્રી કહે છે કે—

तदेव हि तपः कार्यं, दुर्ध्यानं यत्र नो भवेत् ।
येन योगा न हीयन्ते, क्षीयन्ते नेन्द्रियाणि च ॥

એટલે તે જ તપ કરવો કે જેમા દુર્ધ્યાન ન થાય, યોગો નરમ ન પડે અને ઇંદ્રિયો ક્ષય ન પામે. આ સૂચના જ્ઞાનીને લક્ષ્ય રાખવા માટે કરી છે આટલી વાત ધ્યાનમા રાખી આભ્યંતર તપ તરફ ધ્યાન સવિશેષ રાખવુ અને તેના કારણ (ઉપબૃહક–વધારનાર) તરીકે બાહ્ય તપનો આદર કરી કર્મોનો નાશ કરવા દૃઢ નિશ્ચય કરવો એના પરિણામે મગળમાળા વિસ્તરે છે. **"देवा वि तं नमंसंति"** – એવા તપ કરનારને દેવો પણ નમે છે. તપ કરનાર દેવોને નમાવવા તપ ન કરે, પણ તપનુ એ સહજ પરિણામ છે આત્માને ઉજ્જવળ કરનાર, તાપને દૂર કરનાર, પાપને શમાવનાર આ ભાવનાને ખૂબ ભાવવી અને ભાવીને તેનો અમલ કરવો.

ઇતિ નવમી નિર્જરાભાવના.

---

ઉ. સકળચંદજીની કરેલી સજ્ઝાય અપૂર્ણ જણાવાથી
શ્રી જયસોમમુનિની કરેલી સજ્ઝાય આપી છે.

## નવમી નિર્જરાભાવનાની સજ્ઝાય

દુહા.

દઢપ્રહારી દઢ ધ્યાન ધરી, ગુણનિધિ ગજસુકુમાળ;
મેતારજ મદનભ્રમો, સુકોશલ સુકુમાલ. ૧
ઇમ અનેક મુનિવર તર્યા, ઉપશમ સંવર ભાવ
કઠિન કર્મ સવિ નિર્જર્યા, તેણે નિર્જર પ્રસ્તાવ. ૨

ઢાળ નવમી.

(રાગ ગોડી–મન ભમરા રે–એ દેશી.)

નવમી નિર્જર ભાવના, ચિત્ત ચેતો રે,
આદરો વ્રત પચ્ચખ્ખાણ, ચતુર ચિત્ત ચેતો રે;
પાપ આલોચો ગુરુ કન્હે, ચિ૦ ધરિયે વિનય સુજાણ. ચ૦ ૧
વૈયાવચ્ચ બહુવિધ કરો, ચિ૦ દુર્બળ બાળ ગિલાન; ચ૦
આચારજ વાચક તણો, ચિ૦ શિષ્ય સાધર્મિક જાણ. ચ૦ ૨
તપસી કુલ ગણ સંઘના, ચિ૦ થિવિર પ્રવર્તક વૃદ્ધ; ચ૦
ચૈત્યભક્તિ બહુ નિર્જરા, ચિ૦ દશમે અંગ પ્રસિદ્ધ. ચ૦ ૩
ઉભય ટંક આવશ્યક કરો, ચિ૦ સુંદર કરી સજ્ઝાય; ચ૦
પોસહ સામાયિક કરો, ચિ૦ નિત્ય પ્રત્યે નિયમ નભાય. ચ૦ ૪
કર્મસૂદન કનકાવળી, ચિ૦ સિંહનિક્રીડિત હોય; ચ૦
શ્રી ગુણરયણ સંવત્સરુ, ચિ૦ સાધુ–પડિમ દશહોય, ચ૦ ૫
શત આરાધના સાચવો, ચિ૦ યોગવહન ઉપધાન; ચ૦
શુકલ ધ્યાન સુધુ ધરો, ચિ૦ શ્રી આંબિલવર્ધમાન. ચ૦ ૬
ચૌદ સહસ અણગારમા, ચિ૦ ધન ધન્નો અણગાર; ચ૦
સ્વયંમુખ વીર પ્રશંસીઓ, ચિ૦ ખંધક મેઘકુમાર. ચ૦ ૭

# પ્રકરણ દશમું

## ધર્મભાવના

उपजाति

दानं च शीलं च तपश्च भावो, धर्मश्चतुर्धा जिनवान्धवेन ।
निरूपितो यो जगतां हिताय, स मानसे मे रमतामजस्रम् ॥ क ॥ १ ॥

इन्द्रवज्रा

सत्यक्षमामार्दवशौचसङ्गत्यागार्जवब्रह्मविमुक्तियुक्तः ।
यः संयमः किं च तपोऽवगूढश्चारित्रधर्मो दशधायमुक्तः ॥ ख ॥ २ ॥
यस्य प्रभावादिह पुष्पदन्तौ, विश्वोपकाराय सदोदयेते ।
ग्रीष्मोष्मभीष्मामुदितस्तडित्वान्, काले समाश्वासयति क्षितिं च ॥ ग ॥ ३ ॥
उल्लोलकल्लोलकलाविलासैर्नोप्लावयत्यम्बुनिधिः क्षितिं यत् ।
न घ्नन्ति यद्व्याघ्रमरुद्दवाद्याः, धर्मस्य सर्वोऽप्यनुभाव एषः ॥ घ ॥ ४ ॥

शार्दूलविक्रीडितम्

यस्मिन्नैव पिता हिताय यतते भ्राता च माता सुतः,
सैन्यं दैन्यमुपैति चापचपलं यत्राफलं दोर्बलम् ।
तस्मिन् कष्टदशाविपाकसमये धर्मस्तु संवर्मितः,
सज्जः सज्जन एष सर्वजगतस्त्राणाय बद्धोद्यमः ॥ ङ ॥ ५ ॥
त्रैलोक्यं सचराचरं विजयते यस्य प्रसादादिदं,
योऽत्रामुत्र हितावहस्तनुभृतां सर्वार्थसिद्धिप्रदः ।
येनानर्थकदर्थना निजमहः सामर्थ्यतो व्यर्थिता,
तस्मै कारुणिकाय धर्मविभवे भक्तिप्रणामोऽस्तु मे ॥ च ॥ ६ ॥

मंदाक्रान्ता

प्राज्यं राज्यं सुभगदयिता नन्दना नन्दनानां,
रम्यं रूपं सरसकविताचातुरी सुस्वरत्वम् ।
नीरोगत्वं गुणपरिचयः सज्जनत्वं सुबुद्धिं,
किं नु ब्रूमः फलपरिणतिं धर्मकल्पद्रुमस्य ? ॥ छ ॥ ७ ॥

ક૧ शील બ્રહ્મચર્ય, जिनवान्धव જિન એટલે તીર્થંકર, બાન્ધવ એટલે બંધુ, તીર્થંકરરૂપ બંધુઓએ (સમુચ્ચયે એકવચન) निरूपित બતાવ્યો अजस्र હંમેશ, અહર્નિશ

ખ૨ આ સર્વ શબ્દો માટે જુઓ 'સંવરભાવના' પૂર્વપરિચય, ધર્મો શીર્ષક નીચે, પૃ ૨૩૬ अवगूढ સંયુક્ત

ગ૩ पुष्पदंत ચંદ્ર સૂર્ય उदयेते ઉદય પામે છે, ઉપર આવે છે ग्रीष्म ઉનાળો, ગરમીની ઋતુ उष्मा ગરમી, સંતાપ, તાપ भीष्म ત્રાસ પામી ગયેલ तडित्वान् વીજળી સાથે ગર્જારવ કરતો મેઘ समाश्वासयति આશ્વાસન આપે છે, ઠંડી કરે છે क्षिति પૃથ્વી

ઘ૪ उल्लोल ઉછાળા મારતા, જોરથી અફળાતા कल्लोल મોજા कलासामर्थ्य विलास છોળ अम्बुनिधि સમુદ્ર, દરિયો प्लावयति પાણીમય કરે છે, ઝબોળે છે व्याघ्र સિંહ (હિંસક પ્રાણીઓ) मरुत् પવનનુ તોફાન, વાવાઝોડું दव દાવાનળ, જંગલની આગ अनुभाव સામર્થ્ય, મહિમા

ङ५. यस्मिन् જે સમયે दैन्य દીનભાવ, નરમ થઈ જવું તે चापचपल ધનુષ્ય જેવું ચપળ दोर्बल ભુજાનું બળ कष्टदशा આપત્તિની દશા सवर्मित સારી રીતે કવચ–બખ્તર ધારણ કરેલો सज्ज તૈયાર

ચ૬ त्रैलोक्य ત્રણ લોક सचराचर સ્થાવર અને જંગમ अनर्थ વેરવિરોધ मह પ્રતાપ, પ્રભાવ व्यर्थिता વ્યર્થ બનાવ્યા कारुणिकाय કરુણામય સ્વભાવવાળા भक्तिप्रणाम ભક્તિ અને પ્રણામ

છ૭ प्राज्य પ્રૌઢ, એકછત્ર, મહાન્ सुभग સુંદર, નસીબવાળી, સૌભાગ્યવાન चातुरी ચતુરાઈ सुस्वरत्व સારો સ્વર હોવાપણું, સુંદર વક્તૃત્વશક્તિ सज्जनत्व સૌજન્ય किं શું શું? ब्रूम કહીએ फलपरिणति ફળપરિપાક, ફળપ્રાપ્તિ कल्पद्रुम–ઇચ્છિત ફળ આપનાર કલ્પવૃક્ષ

---

क १. તીર્થંકર બંધુઓએ દાન, શીલ (બ્રહ્મચર્ય), તપ અને ભાવરૂપ ચાર પ્રકારનો ધર્મ જગતના હિતને માટે કહ્યો છે તે મારા મનમાં નિરંતર રમણ કરો–સ્થાન પામો.

ख २. (૧) સત્ય, (૨) ક્ષમા (ક્રોધત્યાગ), (૩) માર્દવ (માનત્યાગ), (૪) શૌચ (પવિત્રતા–અદત્તત્યાગ), (૫) સંગત્યાગ (પરિગ્રહત્યાગ), (૬) આર્જવ (માયાત્યાગ–સરલતા), (૭) બ્રહ્મ (શીલવ્રત–બ્રહ્મચર્ય), (૮) મુક્તિ (લોભત્યાગ–સંતોષ), (૯) સંયમ (ઇંદ્રિયો ને મન ઉપર અંકુશ) અને (૧૦) તપની સાથે મળીને ચારિત્રધર્મ દશ પ્રકારનો કહેવામા આવ્યો છે

ग ३. એ(ધર્મ)ના પ્રભાવથી આ દુનિયામા સૂર્ય અને ચંદ્ર વિશ્વ ઉપર ઉપકાર કરવા માટે દરરોજ ઉદય પામે છે અને અતિ આકરા ઉન્હાળાના સંતાપથી ત્રાસ પામી ગયેલ પૃથ્વીને એનો સમય પ્રાપ્ત થતા વીજળીથી ચમકારા કરતો મેઘ આવીને આશ્વાસન આપે છે—ઠંડી પાડે છે—શાંત કરે છે

घ ४. ઉછાળા મારતા મોજાઓની સામર્થ્યભરેલી છોળોથી સમુદ્ર આખી પૃથ્વીને પાણીથી ડુબાવી દેતો નથી અને વાઘ સિંહ વાવાઝોડા અને દાવાનળ (મનુષ્યોનો) સંહાર કરતા નથી એ ધર્મનો મહિમા છે

ङ ५. જ્યારે મહાભયંકર દશા પોતાનુ ફળ આપવા તૈયાર થાય–તેવો વખત આવી પડે, જ્યારે પિતા, ભાઈ, માતા કે પુત્ર પણ નુકસાન કરવા તૈયાર થઈ જાય–સામા થઈ બેસે, જ્યારે આખુ લશ્કર પણ ગરીબ–રાંકડું બની જાય, જ્યારે ધનુષ્ય ધારણ કરવાવાળુ ભુજાનુ બળ પણ દગો દે–નિષ્ફળ થઈ જાય, તેવા આકરા કસોટીના વખતે એ સારી રીતે બખ્તર ધારણ કરેલ સજ્જન ધર્મ આખી દુનિયાનુ રક્ષણ કરવા સન્નદ્ધબદ્ધ થઈ જાય છે – બનતો ઉદ્યમ કરવા તૈયાર રહે છે.

च ६. જે (ધર્મ)ના પ્રસાદથી સ્થાવર અને જંગમ વસ્તુઓથી યુક્ત ત્રણે લોક (સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ) વિજયવંત વર્તે છે, જે પ્રાણીઓને આ ભવ, પરભવમા હિત કરનાર હોઈ સર્વ કાર્યોની સિદ્ધિને આપનાર થાય છે અને જે ધર્મે પોતાના પ્રભાવની શક્તિથી અનેક અનર્થોની પીડાઓને નિષ્ફળ બનાવેલ છે, તે મહાકરુણામય ધર્મવૈભવને મારો ભક્તિપૂર્વક નમસ્કાર હો

छ ७. ધર્મકલ્પવૃક્ષની ફળશ્રેણિ–વિશિષ્ટ પરિપાક (સાભળો) એકછત્ર મહાન રાજ્ય, અતિ સૌભાગ્યશીલ પ્રેમાળ પત્ની, દીકરાના દીકરા (પૌત્રો), જનપ્રિય રૂપ, સુંદર કાવ્ય કરવાનુ ચાતુર્ય, અસાધારણ સુંદર સ્વર (વક્તૃત્વ), નીરોગીપણુ, ગુણની પિછાન, સજ્જનત્વ સુંદર મતિ  આવા આવા કેટલા કેટલા કહીએ, કોને કોને ગણાવીએ ?

# गेयाष्टक*

(ध्रुवपद)

पालय पालय रे पालय मां जिनधर्म !
मंगलकमलाकेलिनिकेतन, करुणाकेतन धीर ।
शिवसुखसाधन भवभयबाधन जगदाधार गंभीर ॥
पालय पालय रे०

सिञ्चति पयसा जलधरपटली, भूतलममृतमयेन ।
सूर्याचन्द्रमसावुदयेते, तव महिमातिशयेन ॥ पालय० १

निरालम्बमियमसदाधारा, तिष्ठति वसुधा येन ।
तं विश्वस्थितिमूलस्तम्भं, तं सेवे विनयेन ॥ पालय० २

दानशीलशुभभावतपोमुख–चरितार्थीकृतलोकः ।
शरणस्मरणकृतामिह भविनां, दूरीकृतभयशोकः ॥ पालय० ३

क्षमासत्यसन्तोषदयादिक–सुभगसकलपरिवारः ।
देवासुरनरपूजितशासन–कृतबहुभवपरिहारः ॥ पालय० ४

बन्धुरबन्धुजनस्य दिवानिश–मसहायस्य सहायः ।
भ्राम्यति भीमे भवगहनेऽङ्गी, त्वां बान्धवमपहाय ॥ पालय० ५

द्रङ्गति गहनं जलति कृशानुः, स्थलति जलधिरचिरेण ।
तव कृपयाखिलकामितसिद्धि–र्बहुना किं तु परेण ? ॥ पालय० ६

इह यच्छसि सुखमुदितदशाङ्गं, प्रेत्येन्द्रादिपदानि ।
क्रमतो ज्ञानादीनि च वितरसि, निःश्रेयससुखदानि ॥ पालय० ७

सर्वतन्त्रनवनीत सनातन, सिद्धिसदनसोपान ।
जय जय विनयवता प्रतिलम्भित–शान्तसुधारसपान ॥ पालय० ८

---

* રાગ : આ ભાવનાનો લય બહુ સુંદર છે. 'મોહન મુજરો લેજો રાજ, તુમ સેવામાં રહીશું', એ સ્તવનનો રાગ બરાબર ચાલશે માત્ર 'पालय पालय रे' એ પદ બોલતા જરા ઝોક ફેરવવો પડશે બહુ મજા આવે એવો લય છે

(ધ્રુવપદ) અહો તીર્થંકર મહારાજે બતાવેલ ધર્મ ! તુ અનેક મંગલલક્ષ્મીનું ક્રીડા-સ્થાન છે તુ કરુણાલક્ષણ(સ્વરૂપ) છે તુ મહાધીરજવાન-સ્થિરસ્વરૂપી છે, તું મોક્ષસુખનુ સાધન કરી આપનાર છે, તુ સસારના અનેક ભયોનુ નિવારણ કરનાર છે, તુ જગતનો આધાર છે, તુ મહાગભીર-અગાધ સાગર છે. એવા હે જૈનધર્મ ! મારો ઉદ્ધાર કર ! મારો ઉદ્ધાર કર ! મને બચાવ ! મને બચાવ !

૧ હે ધર્મ ! તારા મહિમાના પ્રભાવથી આકાશમા ચડેલા વાદળા પૃથ્વીતળને અમૃતમય જળથી સિચી દે છે અને સૂર્ય-ચદ્ર ઊગે છે.

૨ (તારા મહિમાથી) કોઈપણ પ્રકારના આધાર વગરની આ પૃથ્વી ટેકા વગર ટકી રહી છે-આવો વિશ્વની સ્થિતિનો મૂળસ્થભ જે ધર્મ, તેને વિનય( નમસ્કાર )પૂર્વક હુ સેવુ છુ.

૩ જે ભવ્ય પ્રાણીઓ એનુ શરણ કરે અથવા સ્મરણ કરે તે ભવ્ય પ્રાણીઓને દાન, શીલ, શુભભાવ અને તપ એ ચાર સુખ વડે જેણે કૃતાર્થ કર્યા છે અને જેણે ભય અને શોકને દૂર કરી નાખ્યા છે (એવો તે ધર્મ છે)

૪ એ ધર્મનો ક્ષમા, સત્ય, સતોષ, દયા વગેરે આખો પરિવાર નસીબદાર છે હે ધર્મ ! તારુ **શાસન** દેવતાઓ, અસુરો અને મનુષ્યોથી પૂજિત છે. એ ધર્મ અનેક ભવપરપરાનો નાશ કરે છે. એવા હે ધર્મ ! મારો ઉદ્ધાર કર

૫ (હે ધર્મ !) તુ સગાસબધી-પરિવાર વગરનાનો ખરો બાંધવ છે અને સહાય વગરના-આશરા વગરનાનો રાતદિવસ આશરો છે ( નોધારાનો આધાર છે ) તારી સરખા બધુને તજી દઈને પ્રાણી ભયકર સસારવનમા ભૂલા પડી ભટકે છે.

૬. હે ધર્મ ! તારી કૃપાથી મહાભયકર જગલો હોય છે તે નગર થઈ જાય છે, અગ્નિ હોય છે તે પાણી થઈ જાય છે, મોટો દરિયો હોય ત્યા એક સપાટામાં જમીન થઈ જાય છે અને (તારી કૃપાથી) સર્વ મનકામનાની સિદ્ધિ થાય છે, તેથી બીજા ઘણાઓનુ મારે શુ કામ છે ? હે ધર્મ ! તુ એકજ મારું રક્ષણ કર-રક્ષણ કર.

૭ આ ભવમા તુ દશે પ્રકારનુ વૃદ્ધિ પામતુ સુખ આપે છે, પરભવમા ઇન્દ્ર વગેરે મહાન્ પદો આપે છે અને અનુક્રમે મોક્ષના સુખને આપનાર જ્ઞાનાદિકને પણ આપે છે.

૮ (હે ધર્મ !) સર્વ તત્રોનુ નવનીત-માખણ ! શુદ્ધ સનાતન ! મુક્તિમદિરે ચઢવાના દાદર ! વિનયવાન પુરુષોને પ્રાપ્ત થતા શાત અમૃતના પાન ! હે ધર્મ ! તારો જય હો, જય હો ! હે ધર્મ ! મારો ઉદ્ધાર કર-મને પાળ, પાળ !

---

## નોટ : —

ધ્રુવપદ : બને પંક્તિમાં કુલ સાત સંબોધનો છે મગલ મહોત્સવ, માંગલિક कमला લક્ષ્મી केलि સુખ, વિલાસ निकेतन ઘર, સ્થાન केतन લક્ષણ, સ્વરૂપ, धीर સ્થિરભાવી वाचन નિર્વાણ

१ जलधर વાદળાં पटली મંડળી भूतल પૃથ્વીમંડળ अतिशय પ્રભાવ
२ असदाधारा આધાર વગરની निरालब ટેકા વગર (क्रि वि) विनय નમન, પ્રણતિ
३ चरितार्थीकृत કૃતાર્થીકૃત शरण રક્ષણ स्मरण યાદ, સંભારવું તે
४ सुमग સારો, નસીબદાર, ભાગ્યશાળી शासन આ સંબોધન છે भव ચક્રભ્રમણ, ફેરો परिहार અભાવ, નાશ
५ बन्धु ભાઈ, સગો, સ્નેહી भ्राम्यति રખડે છે, ભટકે છે अङ्गी પ્રાણી
६ द्रङ्गति–नगरायते નગર થઈ જાય છે जलति પાણી થઈ જાય છે कृशानु અગ્નિ स्थलति સ્થળ થઈ જાય છે, જમીન થઈ જાય છે कामित ઇચ્છિત, ઇચ્છેલ વસ્તુઓની, बहुना બીજા ઘણા (જરા આક્ષેપથી કહેવાનું છે તેથી) परेण પારકાઓ વડે (સમુચ્ચયાર્થે એકવચન)
७ उदित વધતા જતા, વધારે વધારે મળતા दशाग સુખનાં દશ અંગો છે ધન, આરોગ્ય, ઇંદ્રિયોની અવિકળતા વગેરે प्रेत्य પરભવે, જન્માંતરે क्रमत આગળ જતાં, in due course वितरसि તું આપે છે सुखद સુખ આપનાર
८ तत्र વ્યવહારશાસ્ત્ર, ગોઠવણ नवनीत માખણ, સાર सनातन ત્રણ કાળ સ્થાયી, અવિનાશી सदन મંદિર सोपान પગથિયું, દાદરો प्रतिलम्भित પ્રાપ્ત થતો, પ્રાપ્ત કરેલો

———

# ધર્મભાવના : પરિચય

क १. આ ભાવનામા આપણે બહુ સુદર પ્રદેશમા પ્રવેશ કરીએ છીએ આ પ્રાણીનાં સર્વ કૃત્યોને નિયમિત રાખનાર, મર્યાદામાં રાખનાર અને સયમિત રાખનાર ધર્મ છે. એ વિષય એટલો વિશાળ છે કે એના ઉપર ગમે તેટલુ લખવામા આવે તે ઓછુ જ પડે. 'ધર્મ' શબ્દના અનેક અર્થ થાય છે. તે પર વિશેષ વિવેચન આગળ થશે

આ જીવનમા ચાર પુરુષાર્થ પ્રાણીએ સાધવાના છે અને તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે 'ધર્મ'મા સામાન્ય વ્યવહારદષ્ટિએ ક્રિયાકલાપનો સમાવેશ થાય છે અને પરમાર્થ-દૃષ્ટિએ આત્મસન્મુખતાનો સમાવેશ થાય છે 'અર્થ' એટલે ધન, પૈસાની પ્રાપ્તિ. 'કામ' એટલે ઇંદ્રિયના ભોગોપભોગની સેવના અને 'મોક્ષ' એટલે અજરામર સ્થાનની પ્રાપ્તિ એમા મોક્ષ તો સાધ્યભાવના આદર્શમાં રાખવાનુ છે અને અર્થ તથા કામ એવી રીતે સાધવા ઘટે કે તેનો ધર્મ સાથે વિરોધ ન થાય આ જરા મુશ્કેલ છે પણ જરૂરી કર્તવ્યસૂચન છે, એની ચાવીઓ આ ભાવનામા પ્રાપ્તવ્ય છે આનો વિચાર ભાવનાને અતે કરવાનું રાખીએ, અને લેખકશ્રીનો ભાવનાનો વિચાર કરતાં એ સાપેક્ષ નજર ધ્યાનમા રાખીએ

સર્વ જીવો તરફ બધુભાવ રાખનાર શ્રી તીર્થંકરદેવે ધર્મ ચાર પ્રકારનો બતાવ્યો છે. સર્વ જીવને સસારપર્યટનની ઉપાધિમાથી મુકાવવાની તીવ્ર ભાવના થાય ત્યારે જ પ્રાણી તીર્થંકર થવા યોગ્ય કર્મ ઉપાર્જન કરે છે. એટલે એની જગત્બધુભાવવૃત્તિ સમજી શકાય તેવી અને સુવિખ્યાત છે એમણે જે ચાર પ્રકારનો ધર્મ બતાવ્યો છે તે નીચે પ્રમાણે છે –

**(૧) દાન :** પોતાની વસ્તુઓ, પોતાનુ ધન બીજાને આપવુ, આપવામા પૂર્ણ પ્રેમભાવ રાખવો પોતાની શક્તિ જોઇને આપવુ અને જે વ્યક્તિને કે સસ્થાને આપવાનુ હોય તેની યોગ્યતા જોઈને આપવુ ચિત્ત, વિત્ત અને પાત્ર આ ત્રણે બાબતો દાનને અગે વિચારવાની હોય છે દાનમા મૂર્છાનો ત્યાગ રહેલો છે અને ત્યાગધર્મની શરૂઆત દાનથી થાય છે. દેશ-ત્યાગ અને સર્વત્યાગની પ્રથમ ભૂમિકા દાનથી શરૂ થાય છે દાન આપનારનો પ્રેમ કેવો છે, એના હૃદયમા કઈ ભાવના વર્તે છે અને તેનો ધનાદિ પર મૂર્છાભાવ કેટલો ઓછો થયો છે તેના પ્રમાણમા તેને ફળ બેસે છે દાનની રકમ સ્વસપત્તિ ઉપર આધાર રાખે છે કરોડાધિપતિ લાખો આપી શકે અને સામાન્ય સ્થિતિનો માણસ બે આના આપે આપતી વખતે તેના માનસિક પરિણામ કેવા વર્તે છે તે પર દાનની વિશિષ્ટતા અકાય છે દાન શબ્દની સાથે ધનસપત્તિ પ્રથમ યાદ આવે છે. છતા એના દાન કરતા પણ અભયદાનની કિમત વધારે છે કોઈ જીવને બચાવવો, છોડાવવો, મૃત્યુમાથી ઉગારવો એ વધારે મહત્ત્વનુ દાન છે પ્રાણી ધન કરતા પણ જીવને સ્વભાવિક રીતે જ વધારે અગત્ય આપે છે. કેટલાક કીર્તિ ખાતર પૈસા આપે છે તેને કીર્તિદાન કહેવામા આવે છે. એના બદલામા કીર્તિ મળે છે, પણ

ત્યા પૂર્ણવિરામ થઈ જાય છે નિઃસ્વાર્થભાવે, પ્રેમપૂર્વક, પોતાની ફરજ સમજી, વિવેકને આગળ કરી જે દાન અપાય તેનો મહિમા વિશેષ છે

દાનના અનેક પ્રકારનો વિચાર અનેક ગ્રંથોમા બતાવ્યો છે તે સર્વ આદરણીય છે. એમાં જેટલે અંશે પોતાની જાતને ભુલાય, ફરજના ખ્યાલથી ગુપ્ત દાન દેવાય અથવા પ્રસિદ્ધિનો મોહ ઓછો થાય તેટલે અંશે લાભ વધારે છે. દાન આપવાની ભાવના તો સર્વ પ્રકારે ઇષ્ટ છે.

(૨) **શીલ (બ્રહ્મચર્ય)**. દેશથી અથવા સર્વથી. દેશથી એટલે સ્વદારાસંતોષ. સામાન્ય કર્તવ્યપરાયણ માણસ પણ પરસ્ત્રી તરફ રાગથી જુએ નહિ પરસ્ત્રી એટલે પારકાની સ્ત્રી એટલુ જ નહિ પણ તેમા કુમારિકા, વિધવા, વેશ્યા, ગુણિકા આદિ સર્વનો સમાવેશ થાય છે એમા તિર્યંચ સાથેના વિષયનો પણ સમાવેશ થાય છે પરણેલો માણસ અન્ય સ્ત્રીનો વિચાર કરે તો તે પોતાની સ્ત્રીને અન્યાય જ આપે છે. આખા વ્યવહારને અનુરૂપ સ્વદારાસંતોષ વૃત્તિ જરૂર કેળવવા યોગ્ય છે. અપરિણીત કે વિધુરને સર્વથા બ્રહ્મચર્ય રાખવાનું છે.

બ્રહ્મચર્ય પાળવા માટે કેટલીક ઉપયોગી સૂચનાઓ અનુભવીઓએ કરી છે, તેને શિયળની નવ વાડો કહેવામા આવે છે ૧. સ્ત્રી, પશુ ને નપુંસકવાળી વસ્તીમા વાસ ન કરવો. ૨. સ્ત્રી-સંબધી કથા ન કરવી ૩. સ્ત્રી જે આસન પર બેઠી હોય ત્યા બે ઘડી સુધી બેસવું નહિ. ૪. સ્ત્રીઓના અંગોપાંગ નીરખી નીરખીને જોવાં નહિ ૫ જ્યા બાજુના ઓરડામા વિલાસ થતો હોય ત્યાં સૂવુ–રહેવુ નહિ ૬. પૂર્વે ભોગવેલ ભોગો કે કરેલ ક્રીડાઓ સંભારવાં નહિ ૭. અતિવીર્યવર્ધક (પૌષ્ટિક) ખોરાક લેવો નહિ ૮ પેટ ભરીને–ચાંપીને જમવું નહિ. ૯. શરીરની શોભા–વિભૂષા કરવી નહિ આ સૂચનાઓ બ્રહ્મચર્ય–રક્ષા માટે છે પોતાની સ્ત્રી સાથે વિષયસેવનમા પણ બનતો સંયમ રાખવો બ્રહ્મચર્યવ્રત ઉપર યોગની પ્રગતિનો આધાર છે અને આત્મવિકાસમા એ ઘણો અગત્યનો ભાગ ભજવે છે એ લક્ષ્યમા રાખવુ સ્ત્રી એટલે સંસાર એ ખ્યાલમાં રાખવુ. આત્મિક પ્રગતિ ઇચ્છનારે બ્રહ્મચર્યને–શિયળને અતિ મહત્ત્વનુ અંગ ગણવાનુ છે

સ્ત્રીઓએ આ સર્વ હકીકત પુરુષોને અંગે ઘટતા ફેરફાર સાથે સમજી લેવાની છે સ્ત્રીનું ધૈર્ય વિશેષ બળવાન ગણાય છે એ ધારે તો પોતાની જાત ઉપર પુરુષ કરતા વધારે કાબૂ રાખી શકે સતી સ્ત્રીઓનાં નામો પ્રભાતમા લેવાય છે તે તેમના સતીત્વને અંગે, એકનિષ્ઠા-યુક્ત પતિસેવાને અંગે અને શિયળવ્રત તથા સદાચારને અંગે છે, એ ધ્યાનમા રાખવુ. કલાવતી, મયણાસુંદરી, સીતા, અંજનાસુંદરી આદિ સતીના સુવિખ્યાત ચારિત્રોમાં શિયળનો જ મહિમા ભર્યો છે આ ધર્મનો બીજો પાયો છે

(૩) **તપ :** ધર્મનો ત્રીજો પ્રકાર તપ છે નવમી નિર્જરાભાવનામાં આપણે એના બાહ્ય તેમ જ આભ્યંતરભેદો વિચારી ગયા છીએ પ્રત્યેકના છ છ ભેદો સમજ્યા અને તેના પર વિસ્તારથી વિચારણા કરી (જુઓ પ્રથમ ભાગનો પૂર્વપરિચય) અત્ર ફરી તે પર ચર્ચા

કરવાની આવશ્યકતા રહેતી નથી. દાનથી ધર્મની શરૂઆત થાય, ધન વસ્તુ પરની મૂર્છા છૂટતી જાય, પછી શિયળથી શરીર પર અંકુશ આવતો જાય, ધીમે ધીમે ખૂબ પ્રગતિ થતી જાય. તપથી ઈષ્ટ સર્વ પ્રાપ્ત થાય છે અને જેમ જેમ આત્મસ્વરૂપનું સાચું ભાન થતું જાય તેમ તેમ પરવસ્તુ પર રાગ ઘટતો જાય છે. એની શરૂઆત સામાન્ય બાહ્ય ત્યાગથી થાય છે, મર્યાદાથી શરૂ થાય છે અને એવી રીતે નિયમિતપણું આવતા ધીમે ધીમે શરીર પર અને મન પર કાબૂ વધતો જાય છે છેવટે સર્વત્યાગ કરતા શરીર પરની માયા પણ છૂટી જાય છે. તપ કર્મને તપાવનાર હોઈ ધર્મમાર્ગમા બહુ અગત્યનો ભાગ ભજવે છે.

અનેક મહાપુરુષો રાજ્ય છોડી જંગલ સેવે છે અને શરીરને દમે છે તે કાંઈ મનસ્વી કે તરંગીપણાનું પરિણામ નથી, પણ સ્પષ્ટ દૃષ્ટિથી કરેલા અવલોકનને પરિણામે પ્રાપ્ત થયેલ વિશાળ દૃષ્ટિ છે તપનો આશ્રય કરવાથી એ ગુણનો ખ્યાલ આવે તેમ છે તપનો મહિમા સવિસ્તર અગાઉ વર્ણવ્યો છે ત્યાથી સમજી લેવો.

(૪) **ભાવ :** ધર્મનો ચોથો પ્રકાર ભાવ છે. આમા આંતરવૃત્તિઓનો–શુભ અધ્યવસાયનો સમાવેશ થાય છે દાનની શોભા, શિયળની મહત્તા, તપની આકર્ષકતા ભાવ પર ખૂબ આધાર રાખે છે ભોજનમા જે સ્થાન મીઠાનું–લવણ (નીમક)નુ છે તે સ્થાન ધર્મસામ્રાજ્યમા ભાવનું છે. મીઠા વગર ગમે તેટલી મોઘી કે પ્રચુર દ્રવ્યવાળી ચીજો મીઠાશ આપતી નથી તેમ ભાવ વગર સર્વ ધર્મવ્યવહાર ઉપર ઉપરનો ક્ષણિક અને બાહ્ય રહે છે. નાના બાળકને અંતરના ઉમળકાથી બોલાવાય તો જ તેને આકર્ષણ થાય છે. ભાવ હૃદયનો પ્રેમ.અંતરની ઊર્મિ એ બહુ ઉપયોગી બાબત છે ભાવની નિર્મળતા ઉપર કર્મબંધન ને કર્મક્ષયનો તેમ જ પ્રગતિ આદિનો આધાર રહે છે

આ દાન, શીલ તપ ભાવ પર વિસ્તારથી ઉલ્લેખ કરતા પુસ્તકો ભરાય તેમ છે. પ્રત્યેકના દૃષ્ટાંતો પણ અનેક છે અહી મને એ સર્વનો સંચય કરનાર એક સજ્ઝાય યાદ આવે છે તે લખી આ અતિ ઉપયોગી આકર્ષક વિષય છોડી દઈએ તે સ્વાધ્યાય નીચે પ્રમાણે છે·

રે જીવ ! જિન ધર્મ કીજિયે. ધર્મના ચાર પ્રકાર;
દાન શિયળ તપ ભાવના, જગમા એટલુ સાર. રે જીવ ! ૧.
વરસ દિવસને પારણે, આદીશ્વર સુખકાર;
શેલડી રસ વહોરાવીઓ, શ્રી શ્રેયાંસકુમાર. રે જીવ ! ૨.
ચંપાદ્વાર ઉઘાડવા, ચારણીએ કાઢયાં નીર;
સતી સુભદ્રાએ જસ લહ્યો, શિયળે સુરનર ધીર. રે જીવ ! ૩.
તપ કરી કાયા શોષવી, સરસ વિરસ આહાર;
વીર જિણંદ વખાણીઓ, ધન ધન્નો અણગાર. રે જીવ ! ૪.
અનિત્યભાવના ભાવતાં, ધરતાં ધરમનુ ધ્યાન;
ભરત આરિસાભુવનમા, પામ્યા કેવળજ્ઞાન. રે જીવ ! ૫.
ધર્મવૃક્ષ સુરતરુ સમો, જેહની શીતળ છાય;
સમયસુંદર કહે સેવતા, મનવાંછિત ફળ થાય. રે જીવ ! ૬.

(મારા સ્મરણમા છે તે પ્રમાણે આ લખેલ છે) એમાનુ પ્રત્યેક ઉદાહરણ વિચારી દાન, શિયળ, તપ અને ભાવને ઓળખવાની આવશ્યકતા છે. એ સર્વનુ વિવેચન અત્રે કરવુ સ્થળની નજરે શક્ય નથી સર્વ કોઈએ આ ચારે પ્રકારને ખૂબ સમજવા–વિચારવા યોગ્ય છે અને માત્ર વિચારીને ન અટકતા તેનો સત્વર અમલ કર્તવ્ય છે.

આવી રીતે ચાર પ્રકારનો ધર્મ શ્રી વીતરાગ દેવે જગતના જીવોના હિતને માટે બતાવ્યો છે એ ચાર પ્રકારમા વિશિષ્ટતા એ છે કે એ ધનવાન કે ગરીબ, બાળ કે વૃદ્ધ, સશક્ત કે અશક્ત, ભણેલ કે અભણ સર્વ કોઈ આચરી શકે છે અને પોતાની શક્તિ, સ્ફુર્તિ અને વિવેકશક્તિ અનુસાર ફળ પ્રાપ્ત કરી શકે છે એ ચારે પ્રકારોમા બાહ્ય અને આતરભાવ છે તે સમજવા યોગ્ય છે

આવા પ્રકારનો ધર્મ મારા મનમા નિરતર રમો. આ ધર્મભાવના છે 'નિરતર' કહેવાનો હેતુ એ છે કે ધર્મભાવનાનો અભ્યાસ સતત કરવાની આવશ્યકતા છે એમા આંતરો કદી પણ પડવો ન જોઈએ અભ્યાસ એ રીતે જ થાય છે પાતજલયોગસૂત્ર (૧–૧૪)મા કહ્યુ છે કે દીર્ઘકાળ સુધી આતરા વગર અને સત્કારપૂર્વક એને સેવ્યો હોય તો **અભ્યાસ** પાકો જામી જાય છે, ભૂમિ દૃઢ થાય છે એમા સત્કારને અગે તપ, બ્રહ્મચર્ય, વિદ્યા અને શ્રદ્ધા એ ચારેની ઉપયુક્તતા બતાવી છે આવી રીતે નિરતર અભ્યાસ પાડવાથી એની જમાવટ પાકી થાય છે હવે આવી રીતે ભૂમિકાને દૃઢ કરીને તેમા શ્રદ્ધા અને પ્રેમપૂર્વક દાન, શિયળ, તપ અને ભાવને સ્થાપન કરીને ભાવનામા આગળ વધીએ

અહી જે ધર્મના ચાર પ્રકાર બતાવવામા આવ્યા છે તે અતિ સુદર છે હવે પછી જે વિશિષ્ટ ધર્મો જોઈશુ તેનુ મૂળ આમા હોવાથી અતિ આવશ્યક છે એની ખૂબી એ છે કે એ સર્વ ભૂમિકામા રહેલ પ્રાણીને ઉપકારી થઈ શકે છે આપણે ધર્મનો અનેક દૃષ્ટિએ વિચાર કરવાનો છે તે પૈકી આ એક દિશા થઈ

આની સાથે આપણે માર્ગાનુસારીના ગુણો વિચારી શકીએ, દેશવિરતિ શ્રાવકના ગુણો વિચારી શકીએ, એને માટે આપણે યોગશાસ્ત્ર (શ્રીમાન્ હેમચદ્રાચાર્યપ્રણીત)નો હવાલો આપીએ એ પણ અતિ ઉપયોગી ધર્મગ્રથ છે. તેમા પ્રથમના ચાર પ્રકાશો તો પ્રત્યેક મુમુક્ષુએ ખાસ વિચારવા–આદરવા યોગ્ય છે.

શ્રાવકના ગુણને સમજવા માટે 'ધર્મરત્ન' ગ્રથ પણ એટલો જ સુંદર છે અને એની કથાઓ પણ હૃદયગમ છે તે મુદ્રિત હોઈ સુલભ છે આ અતિ આવશ્યક વિભાગ પરથી આગળ ચાલીએ

ख २ લોકોત્તર ધર્મના બે પ્રકાર છે શ્રુતધર્મ અને ચારિત્રધર્મ દશવૈકાલિક સૂત્રની ટીકામા આ૦ શ્રી હરિભદ્રસૂરિજી ધર્મના આવા બે પ્રકાર પાડીને કહે છે કે દ્વાદશાગી–મૂળ આગમ એ શ્રુતધર્મ છે સ્વાધ્યાય, વાચના વગેરે તત્ત્વચિતવના કરવી એ ધર્મનુ કારણ હોવાથી એ

પ્રથમ લોકોત્તર ધર્મ છે અને બીજો પ્રકાર ચારિત્રધર્મ છે. કર્મક્ષય માટે જે આચરણ કરવું તે ચારિત્રધર્મ. એ શ્રમણધર્મ છે. શ્રમણ ન હોય તેને પણ સમજવા યોગ્ય તેમ જ આચરવા યોગ્ય છે એના પર વિવેચન સંવરભાવના (આઠમું પ્રકરણ)ના પૂર્વપરિચયમાં કર્યું છે. અત્ર તેના નામો બતાવ્યા છે તે ફરી વાર વિચારી જઈએ ખૂબ મનન કરવા યોગ્ય એ ધર્મો છે, અને એની વિશિષ્ટતા એ છે કે ખ્રિસ્તી ધર્મની દશ આજ્ઞા એ ધર્મમાં જે પ્રમાણે અગત્યનું સ્થાન ધરાવે છે તે પ્રમાણે લોકોત્તર ધર્મમાં દશ ધર્મોનું અતિ અગત્યનું સ્થાન છે. સંક્ષેપમાં તે નીચે પ્રમાણે છે —

(૧) **સત્ય**—સાચું બોલવું એ સાતમો સત્યધર્મ છે.

(૨) **ક્ષમા**—ક્રોધત્યાગ તે પ્રથમ ક્ષાંતિ-ક્ષમાધર્મ છે

(૩) **માર્દવ**—અભિમાન-ત્યાગ એ બીજો માર્દવધર્મ છે

(૪) **શૌચ**—બાહ્ય, આભ્યંતર પવિત્રતા, જીવઅદત્ત સ્વામીઅદત્ત, ગુરુઅદત્ત, તીર્થંકર-અદત્તનો ત્યાગ એ આઠમો શૌચધર્મ છે

(૫) **સંગત્યાગ**—સર્વ ધનાદિક સંચય સંયોગત્યાગ. એ નવમો અકિંચનત્વધર્મ છે

(૬) **આર્જવ**—માયાત્યાગ, દંભત્યાગ. એ ત્રીજો આર્જવધર્મ છે

(૭) **બ્રહ્મ**—શીલવ્રત બ્રહ્મચર્ય એ દશમો બ્રહ્મધર્મ છે

(૮) **વિમુક્તિ**—લોભત્યાગ, સંતોષધારણ એ ચોથો મુક્તિધર્મ છે

(૯) **સંયમ**—ષડ્જીવનિકાયસંરક્ષણવ્યાપાર. એ છઠ્ઠો સંયમધર્મ છે.

(૧૦) **તપ**—બાહ્ય આભ્યંતર તપ એ પાંચમો તપ-ધર્મ છે

એનો અનુક્રમ સંવરભાવનામાં બતાવ્યો છે તે જ છે અહીં કવિતાનો અનુપ્રાસ મેળવવા એના સંખ્યાસ્થાનમાં ફેરફાર કર્યો જણાય છે એને યાદ રાખવા નવતત્ત્વની ૨૯મી ગાથા ઉપયોગી છે **खंती मद्दव अज्जव, मुत्ती तव संजमे अ बोधव्वे। सच्चं सोअं अकिंचणं च, बंभं च जइधम्मो ॥** એને દશ આજ્ઞામાં નીચે પ્રમાણે રૂપક અપાય .

૧ ગમે તેટલા ઉશ્કેરવાના પ્રસંગમાં પણ તારે ક્ષમા રાખવી.
૨ માન કોઈના રહેવાના નથી, તારે પણ નમ્રતા રાખવી
૩ માયા-કપટ-દંભ છોડી તારે નિરંતર સરળતા રાખવી
૪ વસ્તુ, ધન કે સંબંધ પર મૂર્છા ન રાખતાં સંતોષ રાખવો
૫. શરીર અને મનને કસી, તેની પાસે કસરત કરાવવી અને તેના પર અંકુશ કેળવવો.
૬ સર્વ જીવોને અભય આપવાનો વ્યાપાર કરવો અને કાયા પર અંકુશ રાખવો
૭ સત્ય, પ્રિય, હિત, મિત અને તથ્ય બોલવું અથવા મૌન રહેવું.
૮ બહારથી ને અંદરથી પવિત્ર રહી પારકી ચીજને પારકી જાણવી.

૯ મારાપણાની–સ્વામિત્વની બુદ્ધિનો ત્યાગ કરવો.

૧૦. વિષયવાસનામા ન પડતા યોગશક્તિ ખીલવવી.

આ દશે ધર્મોને ખૂબ વિગતથી અનેક પ્રકારે સમજવા, વિચારવા યોગ્ય છે. એના સામાન્ય–વિશેષ રૂપમા ખૂબી એ છે કે એમા પાચે વ્રતોનો તથા કષાયનો અને યોગના સવરનો સમાવેશ થઈ જાય છે એનો સર્વથા સ્વીકાર થાય તો અતિ ઇષ્ટ છે, દેશથી–અશથી પણ અમલરૂપે સ્વીકાર ઇષ્ટ છે એ શ્રમણ એટલે સાધુના ધર્મો છે એમ ધારીને સાધુ ન થયા હોય તેમણે તેને છોડી દેવાના નથી વેશ કરતા પણ વધારે અગત્ય વર્તનરૂપ ચારિત્રને આપવાની હોઇને એનો યથાશક્તિ સ્વીકાર સર્વ અવસ્થામાં ખાસ કર્તવ્ય છે અને એમા પ્રગતિ સાધ્યને માર્ગે લઈ જઈ અતે સાધ્યે પહોચાડનાર છે એ વાત લક્ષ્યમાં રાખવી.

ग ૨ ધર્મનો એક પ્રકાર દાન, શીલ, તપ, ભાવરૂપ પ્રથમ ગાથામાં જોયો, બીજી ગાથામાં એનો 'ચારિત્ર' વિભાગ જોયો. હવે ધર્મ એટલે વસ્તુસ્વભાવ वत्थुसहावो धम्मो । કોઈ પણ વસ્તુનો સ્વભાવ તે તેનો ધર્મ કહેવાય છે બરફ ઠડી આપે તે તેનો ધર્મ છે, પાણી તૃષાને છિપાવે તે પાણીનો ધર્મ છે, વસ્તુને ગતિ આપવાનુ કામ ધર્માસ્તિકાય કરે છે તે તેનો ધર્મ છે. આવી રીતે પ્રત્યેક વસ્તુ પોતાના મૂળ સ્વભાવમા વર્તે તે તેનો ધર્મ છે આ દૃષ્ટિએ વિચાર કરીએ તો આત્મા પોતાના સ્વભાવમા વર્તે તે તેનો ધર્મ છે અને સ્વભાવમા ન વર્તતા વિભાવમા પડી જાય તો તેટલે અશે તેની ધર્મચ્યુતિ થાય છે ચેતનનો સ્વભાવ શો છે અને વિભાવો કયા છે તે પર અત્ર વિવેચન કરવુ અસ્થાને છે. અત્ર ધર્મ કેમ થાય તેની વિચારણામા એના સ્વભાવને સ્થાન છે તે ધ્યાનમા રાખીએ

મુદ્દાની વાત એ છે કે દરેક ચેતન કે અચેતન પદાર્થ પોતાના સ્વભાવમા રહે તે તેનો ધર્મ છે. સ્વભાવ એ જ ધર્મ છે, અને સ્વભાવવિરુદ્ધ વર્તન થાય તો ધર્મનો નાશ તેટલા પ્રમાણમા થાય છે. આ હકીકત આપણે કુદરતમા જોઇએ તો ત્યાથી પણ તેને અગે અનેક દૃષ્ટાતો મળી આવશે

દાખલા તરીકે સૂર્યનો સ્વભાવ લોકોને પ્રકાશ આપવાનો છે ચદ્રનો સ્વભાવ પ્રકાશ સાથે શાતિ આપવાનો છે સૂર્ય એના નિયમ મુજબ દક્ષિણાયન, ઉત્તરાયણના ક્રમે નિરતર ઊગે છે અને પ્રકાશ આપવાનુ કાર્ય કરે છે. તેવી જ રીતે ચાદ્રમાસની ગણતરી પ્રમાણે ચદ્ર ઊગે છે અને પોતાની જ્યોત્સ્નાથી જગતને શાતિ આપે છે એનો સ્વભાવ વિશ્વ ઉપર ઉપકાર કરવાનો છે અને એ ઉપકારકાર્ય સૂર્ય અને ચદ્ર પોતપોતાના સ્વભાવ અનુસાર કરે છે

વરસાદના અનેક સ્વભાવમાનો એક સ્વભાવ જગતને શાતિ આપવાનો છે સખ્ત ઉન્હાળાના તડકાથી લોકો અને આખી પૃથ્વી બળુ બળુ થઈ ગ્હી હોય છે જ્યારે ૧૧૦, ૧૧૨ કે તેથી વધારે ડીગ્રી ગરમી પડતી હોય અને શરીર પર પાતળુ ખાદીનુ પહેરણ પણ આકરુ લાગતુ હોય, ત્યારે કાળક્રમે પૃથ્વી ગગનમડળવ્યાપી વરસાદ વરસીને શાંતિ આપે

છે, ગરમી દૂર કરે છે અને પૃથ્વીને ઠંડી બનાવે છે. આ પ્રમાણે કરવું તે વરસાદનો ધર્મ છે ગરમ થયેલ પદાર્થોને અથવા લોકોને સમાશ્વાસન આપવું તે તેનો સ્વભાવ છે અને તે તેના સ્વભાવ પ્રમાણે વર્તીને તેવી રીતે પોતાની ફરજ બજાવે છે[1]

ગ ૪ ધર્મનો પ્રભાવ વધારે વિચારવા જેવો છે. દરિયાના ઉછાળા, એના તરંગો, એના મોજાઓ જ્યારે જુન-જુલાઈ માસમા આવે છે ત્યારે જોયા હોય તો મોટી સ્ટીમરોને એ વીશ-પચીશ ફીટ ઊંચે ચઢાવી પછાડે છે. કાંઠા ઉપર એની ગર્જના સાભળી હોય કે ઉછાળા જોયા હોય તો પ્રાણી વિચારમાં પડી જાય છે, છતા એવો મહાન સમુદ્ર પોતાની મર્યાદા મૂકતો નથી અને આખી પૃથ્વી ઉપર પાણી ફેરવી સ્થળને બદલે જળ કરી મૂકતો નથી એ એનો સ્વભાવ છે સમુદ્ર પોતાની મર્યાદામા રહી કલ્લોલના વિલાસ કરે છે, પણ એનો સ્વભાવ મૂકીને એ જરા પણ આગળ વધતો નથી એ એનો સ્વભાવ છે, એ એનો ધર્મ છે. એ પોતાનો સ્વભાવ છોડી વિભાવમા આવતો નથી

સિંહ પ્રાણીને મારતો નથી, પવનનુ વાવાઝોડુ પ્રાણીને ઉડાડી મૂકતું નથી, દવ પ્રાણીને બાળી મૂકતો નથી તેમ જ બીજા અનેક ઉપદ્રવો – ધરતીકંપ, પાણીના (નદીનાં) પૂર વગેરે પ્રાણીને ખલાસ કરી મૂકતા નથી એ સર્વ ધર્મનો મહિમા છે. આ છેલ્લી હકીકતમા પ્રાણીના આયુષ્યબળને પ્રાધાન્ય આપવામા આવ્યુ હોય તો ધર્મના પ્રભાવ બરાબર સમજાય છે. જ્યા સુધી આયુષ્ય બળવાન હોય છે ત્યા સુધી કુદરતના કોપો કાંઈ કરી શકતા નથી. આ વ્યક્તિગત ધર્મનો પ્રભાવ ગણાય એમા અને સૂર્ય-ચંદ્રની હકીકતમા ઘણો તફાવત છે. એમા સમુચ્ચયકર્મનો સવાલ ઊભો થાય છે તે સિંહ વગેરેમા ઊઠતો નથી અને વ્યાઘ્રનો સ્વભાવ મારવાનો છે તેથી તેમા 'વસ્તુસ્વભાવ' ધર્મનો અર્થ લાગુ પડે તેમ નથી.

---

૧ બીજી રીતે જોઈએ તો સૂર્ય-ચંદ્ર આ પૃથ્વી પર જ ઊગે છે અને વરસાદનો ક્રમ ઋતુ અનુસાર થાય છે તે પણ વસ્તુસ્વભાવે બને છે એ ઉપરાત સૂર્ય ઊગે કે વરસાદ વરસે તેમા એના સ્વભાવ ઉપરાત કોઈ પુણ્યપ્રકૃતિનો ઉદય કલ્પવો અશક્ય છે એવુ સમુદાયકર્મ કોઈ નથી કે જેના પ્રભાવથી સૂર્યચંદ્ર ઊગતા હોય આ ખુલાસો વિચારવા યોગ્ય છે સમુદાયકર્મ જેવી કોઈ ચીજ હોય તો પણ કર્મપ્રકૃતિની કોઈ દશામા હુ તેને મૂકી શકતો નથી વસ્તુસ્વભાવ તરીકે ધર્મની વ્યાખ્યા કરતા આ કુદરતી બનાવોનો ખુલાસો મને શક્ય લાગ્યો છે જે નિયમ સૂર્ય-ચંદ્રને લાગુ પડે છે તે જ વરસાદને લાગુ પડે છે

વ્યવહારમા આપણે કહીએ છીએ કે 'ધર્મના પ્રભાવથી સર્વ સારા વાના થશે, વરસાદ-પાણી સારા થશે,' એવુ પ્રચલિત વાક્ય બોલાતુ હોય તો તેને તે તરીકે સમજવુ વસ્તુસ્વભાવ મને વધારે બંધબેસતો લાગે છે આ મુદ્દા ઉપર બે શ્લોકો 'પરિચય'મા છે અને બે 'અષ્ટક'મા છે તે વિચારવા યોગ્ય છે ધર્મનો અર્થ વસ્તુસ્વભાવ કરીએ તો ખુલાસો શક્ય છે, પણ આગળના શ્લોકમા સિંહ ને દવની વાત આવશે ત્યા તે અર્થ બંધ બેસતો થતો નથી આ ચર્ચવા યોગ્ય વિષય છે તેથી વ્યવહારુ વચન તરીકે ચલાવી લેવા યોગ્ય ગણાય

સર્વ વાતની મતલબ એ જણાય છે કે ધર્મના પ્રભાવથી પ્રત્યેક વ્યક્તિને આનંદ-લહેર વર્તે છે. જેણે પૂર્વભવમા ધર્મારાધન કર્યું હોય તેને એ સર્વ પ્રકારની અનુકૂળતાઓ રહે છે અને કુદરત પણ તેને અનેક પ્રકારની અનુકૂળતાઓ કરી આપે છે. એ રીતે સર્વ ધર્મનો મહિમા છે.

ङ ५ હવે ધર્મનો બીજા દૃષ્ટિબિન્દુથી વિચાર કરીએ. ધર્મનો એક અર્થ પુણ્ય-સુકૃત્યનો પરિપાક. સારા કાર્ય કરવાથી સારાં કર્મ બધાય છે અને તેનુ ફળ મળે છે. એ અર્થમા 'ધર્મ' શબ્દ વપરાય છે. અને બીજી રીતે જોઈએ તો ધર્મ કરવાની ભાવના અથવા સચ્ચારિત્રશીલ વર્તન કરવુ તે પણ 'ધર્મ' તરીકે ઓળખાય છે.

જીવનમાં એવા પ્રસગો પણ આવે છે કે જ્યારે ચારે તરફ દિશા સૂઝતી નથી, આપત્તિનાં વાદળ વરસે છે, પૈસા હોય તે ચાલ્યા જાય છે, સગા—સબધીઓમાથી મુદ્દાસરના માણસો ઊડી જાય છે, ચારે તરફથી આફતના સમાચાર આવે છે અને પ્રાણી હતાશ થઈ ઊંચે આભ, નીચે ધરતી તરફ જોઈ રહે છે. એવે વખતે એની અપકીર્તિ થાય છે, ખાવા-પીવાનાં સાસા પડે છે, અક્કલ બહેર મારી જાય છે આ સર્વ માઠા દિવસના લક્ષણો છે.

આવા દુઃખના દહાડામા માતા—પિતા, ભાઈ કે દીકરા સહાય કરવાને બદલે સામા થઈ બેસે છે નજીવા બનાવો યાદ કરી મ્હેણાં મારે છે. કેટલી વાર બને તેટલુ નુકસાન કરવા પ્રયત્ન કરે છે પોતે રાજા હોય તો આખુ લશ્કર દીન બની જાય છે, ઉત્સાહહીન થઈ જાય છે અને પોતે ગમે તેવો બળવાન હોય અને ભુજાના બળ પર ઝઝૂમતો હોય તે સર્વ નિષ્ફળ બની જાય છે.

આવે વખતે મિત્ર રહેતા નથી, સગા યાદ કરતા નથી, પુત્રો પરાઙમુખ થઈ બેસે છે, છે, જેના ઉપર ગણતરી મૂકી હોય ત્યાથી ખાલી હાથે પાછા આવવાનું બને છે અને આખી દુનિયા જાણે ઘોર અધકારમય થઈ ગઈ હોય એવુ લાગે છે.

વિપત્તિ–સમયનું ચિત્ર ઘણુ કરુણામય દોરી શકાય, પણ તે જરૂરી નથી. વાત એ છે કે એવા કષ્ટસમયમાં સગાસબધી, સ્નેહી અને ખુદ છોકરા કે ભાઇઓ તજી જાય છે તેવે વખંતે ખરી મદદ ધર્મ કરે છે જો પૂર્વભવમા શુભ કર્મ કરેલ હોય તો તે આડા આવીને મદદ કરે છે આ ધર્મનો એક પ્રકાર જાણવો

અથવા બીજી રીતે જોઈએ તો એવા અતિ આપત્તિના વખતમા ક્ષમા, સરળતા, નિર્દંભતા, સતોષ, સત્ય, બ્રહ્મચર્ય આદિ ધર્મો ખરો ટેકો આપે છે એનો જે આશ્રય લે તેને આપઘાત કરવો પડતો નથી. એને એ આપત્તિ સામે લડવાનુ અતર્બળ પ્રાપ્ત થાય છે અને વગર ગભરાયે એ ધર્મકવચથી સન્નદ્ધબદ્ધ થઇને શાતિથી આપત્તિ સહન કરે છે અને એના પૂરબહારમાં પ્રકાશી ધૈર્ય ધારણ કરી શકે છે.

અન્ય દેશમા આપઘાતના બનાવો ઘણા બને છે તેવા બનાવો આર્યદેશમાં બહુ ઓછા બને છે એ એની ધર્મભાવનાને આભારી છે. આપત્તિના વખતમા ખરો દિલાસો આપનાર મિત્ર હોય તો તે ધર્મ જ છે પ્રાણી એવે પ્રસગે હતાશ ન થઈ જતા આપત્તિઓને તરી જાય છે અને આતરિક બળમા વધારે મજબૂત થાય છે

સર્વ ઊંધતા હોય ત્યારે ધર્મ (પૂર્વ પુણ્ય) જાગૃત રહે છે અને પ્રાણીનુ રક્ષણ કરે છે આપત્તિમા એ ધૈર્ય આપી પ્રાણીને વધારે મજબૂત બનાવે છે.

આ શ્લોકમા બન્ને પ્રકારનો ધર્મ કામ આપે છે તે બતાવ્યુ છે. પૂર્વકાળમાં કરેલ શુભ કર્મો કષ્ટ સમયે પડખે આવીને ઊભા રહે છે અને કષ્ટમાંથી પાર ઉતારે છે, એ એક ભાવ અને બીજો ભાવ એવા આપત્તિના સમયમા દિલાસો ધર્મથી જ મળે છે, આધાર-ટેકો ધર્મનો જ થાય છે અને તે વખતે જે સચ્ચારિત્ર–વર્તન થાય તે પ્રાણીને ખરા ભાઈની ગરજ સારે છે આવે વખતે મદદ કરે તે ખરો સજ્જન, તે સાચો મિત્ર. દરરોજ વાતો કરનાર, સાથે અમનચમન કરનાર અને ખિસ્સામા કે ખભા પર હાથ રાખી સાથે ફરનાર સ્નેહીઓ જ્યારે છોડી જાય છે ત્યારે ધર્મ પડખે ઊભો રહે છે. આ બીજો અર્થ પણ એટલો જ વિચારવા યોગ્ય છે.

જ્યારે પૈસાની, તબિયતની, કુટુબની, વ્યાપારની અનુકૂળતા હોય ત્યારે તો સર્વ સગા અને સ્નેહી થવા આવે છે આપત્તિ, કષ્ટસમય સર્વની કસોટી કરે છે એ વખતે બીજા સહાય કરે કે ન કરે, પણ ધર્મ તો જાગૃત થઈ ચોકી કર્યા જ કરે છે. એક શ્લોકમા વાચેલુ યાદ આવે છે કે–વનમા, રણમા, શત્રુના સઘટમા, પાણીમા, અગ્નિમા, મોટા સમુદ્રમા, પર્વત ઉપર આપણે સૂઈ ગયા હોઈએ, આળસમા હોઇએ કે મૂઝાયા હોઈએ ત્યારે—એ સર્વ સમયે પૂર્વપુણ્ય આપણુ રક્ષણ કરે છે આ પૂર્વપુણ્ય તે 'ધર્મ' છે. જ્યા જઈએ ત્યા એના પ્રતાપથી લીલાલહેર થઈ જાય છે, અને આપણે ગાડીમા બેસીએ તો એ એન્જીનમા બેસે છે, આવો ધર્મનો પ્રભાવ છે અહી 'સવર્મિત'–સારા બખ્તરવાળા ધર્મની વાત કરી છે ધર્મને બખ્તર શેનુ હોય ? એ કઈ લોઢાનુ બખ્તર—કવચ પહેરે નહી. એના બખ્તરમાં ધૈર્ય, ધૃતિ, અભય, અહિસા વગેરે સદ્ગુણો હોય છે એ મરતાં શીખેલ હોય, એને મારવાની વાત હોયજ નહી, એ મૂઝાય નહી, શાતિ–ધીરજ રાખે, એ અભિમાન ન રાખે, નમ્ર થઇ જાય વગેરે ભૂખે મરવાનુ પસદ કરે, પણ અન્યાયથી કે અપ્રામણિકપણાથી પૈસો ન જ લે એ પ્રાણીનો અતે વિજય કેમ ન થાય ? કદાચ ધીરજ રાખવી પડે, પણ અતે ધર્મના જ ડકા જરૂર વાગે

એ ધર્મ આખા જગતનુ રક્ષણ કરવા તૈયાર રહે છે એને જ્ઞાતિ, જાતિ, ગોત્ર, કુળ કે ચામડીના રગ સાથે સબધ નથી એના વિશાળ ક્ષેત્રમા આખા જગતનો સમાવેશ થાય છે. આ મુદ્દા પર આ પુસ્તકમા મૈત્રીભાવના(૧૩મી)માં વિશેષ વિચારણા થશે.

માતા-પિતા, પુત્ર, ભાઈ વગેરે અહિત માટે પણ કોઇ વખતે પ્રયત્ન કરે છે, એમ આ શ્લોકમા કહ્યુ છે ત્યા 'સ્વહિતાય' અર્થ પણ શક્ય છે. એમા પણ જ્યારે સ્વાર્થવૃત્તિ આવી જાય છે ત્યારે પ્રાણી સબંધ ભૂલી જાય છે સ્વાર્થ અંધ છે અને કોઈ વાર અહિત માટે-નુકસાન કરવા માટે પણ આપત્તિના વખતમા કામ કરે છે, એ પણ અનુભવની વાત છે. ભાઇઓ લડે ત્યારે ગોળાનાં પાણી હરામ થાય છે. ન્યાયમંદિરમા એવા અનેક ઝગડા આવે છે. કહેવાની મતલબ અહી એ છે કે ચારે તરફ આફતના વાદળા અનેક પ્રકારે ચઢી આવ્યા હોય તેવે વખતે ધર્મ જ સહાય કરે છે.

ચ દ ધર્મના પ્રભાવથી શું શું મળે છે તે પર લખાણુપત્રક આવતા શ્લોકમા આવવાનુ છે. ત્યા ધર્મનો અર્થ પૂર્વપુણ્ય - પાછળના વખતમા કરેલી સારી કમાણી સમજાય છે અને ધર્મનો એ વ્યવહારુ દૃષ્ટિએ ખ્યાલ છે.

જ્યારે આપણે ઘેર લીલાલહેર હોય છે, ખાવાપીવાની વિપુળતા હોય છે, પૈસાની કમાણી સારી હોય છે ત્યારે આપણને આખી દુનિયા સુદર લાગે છે જ્યારે માખી બૂડવા લાગે છે ત્યારે વાતાવરણ ઊંડ ઊંડ લાગે છે એ સર્વ વ્યક્તિગત દૃષ્ટિ છે

જ્યારે પુણ્યપ્રકૃતિનો ઉદય હોય છે અને પાસા સવળા પડતા હોય છે ત્યારે આખી દુનિયા આપણી સાથે હસે છે. આપણને પક્ષીના ગાન, વનરાજીની શોભા, પર્વતની લીલાશ, નીઝરણાના વહન, સમુદ્રના તરંગ ચદ્રની જ્યોત્સ્ના વગેરે સર્વમાં આનદ આવે છે ચરાચર જગત આપણી સાથે હસતુ હોય અને આપણને સર્વ પ્રકારે આનદ આપવા તૈયાર થઈ રહ્યુ હોય એમ આપણને લાગે છે ત્રણ લોકમા જાણે આપણો વિજય પ્રસરતો હોય અને પ્રાણી-પદાર્થો સર્વ આપણને આવકાર આપવા, આનંદ અર્પવા ઉદ્યુક્ત થઈ રહ્યા હોય અને આપણે એના સર્વ વિલાસનૃત્યના કેદ્ર હોઈએ એવો આપણને ખ્યાલ થાય છે. આ સર્વ પુણ્યકર્મનો-ધર્મનો પ્રભાવ છે

(વ્યક્તિગત પ્રાણીના પુણ્ય તેને આનંદ આપે છે પણ એમા અચર-સ્થાવર પૌદ્ગલિક જગતને સ્થાન નથી તેથી ઉપરનો જ અર્થ શક્ય લાગે છે )

ધર્મ પ્રાણીનુ હિત કરનાર છે અને એના સર્વ ઇષ્ટ પદાર્થોની સિદ્ધિ કરી આપનાર છે આ પ્રાણીને જે માગે તે મળે અને એની ઉત્તરોત્તર સગવડ વધારે ને વધારે જળવાતી જાય તેનું કારણ એની પુણ્યપ્રકૃતિ છે એણે કરેલી ધર્મની આસેવના એને અત્યારે ફળ આપતી રહે છે એનુ આ ભવમા જે કાંઇ હિત થાય તેનુ મૂળ કારણ ધર્મ છે સામાન્ય સમજણવાળા સુખી હોય છે અને વર્ષો સુધી અભ્યાસ કરનાર અને લાબી નજર પહોચાડનાર જમે-ઉધારના પાસા સરખા પણ કરી શકતા નથી એવુ ઘણીવાર જેવામા આવે છે, તે અગાઉ ઉત્પન્ન કરી રાખેલ શુભ સચયના ખુલાસાને જ માગી રહેલ છે.

ધર્મ સર્વ પ્રકારના હિત માટે પ્રયત્ન કરનાર છે તેટલુ જ નહિ પણ એ સર્વ અર્થ-ઇચ્છિત વસ્તુ અને સિદ્ધિને આપનાર છે અહી જે વસ્તુની ઇચ્છા થાય તે મળી આવે તે

કાંઈ આકસ્મિક નથી. ઘણા પ્રાણીને મોદક ખાવાનુ મન થાય પણ લોટ હોય તો ઘી હોતુ નથી અને બન્ને હોય તો ગોળ કે સાકરનો જોગ ખાતો નથી. ઇષ્ટ ઋદ્ધિ–સિદ્ધિ એ ધર્મના પ્રતાપે જ પ્રાપ્ય છે પોતાની શક્તિ ઉપર જ ગણતરી કરનાર અનેક વખતે ખોટા પડતા આપણે દરરોજ જોઇએ છીએ

એવી જ રીતે આ ભવમા અને પરભવમા ઇષ્ટ સ્વર્ગને આપનાર પણ ધર્મ જ છે વૈભવ, વિલાસ, આનંદ ઇચ્છનાર સ્વર્ગ ઇચ્છે છે, ત્યાગી મોક્ષ ઇચ્છે છે પરપરાએ મોક્ષ અપાવનાર ધર્મ જ છે ત્યા પુણ્યપ્રકૃતિનો નાશ કરવો પડે છે, પરતુ તે રસ્તાની પ્રાપ્તિ માટે અનુકૂળતા કરી આપનાર તરીકે આપણે ધર્મને ગણી શકીએ

ન ઇચ્છવાજોગ આપત્તિનો–ઉપાધિથી ભરેલા વિકટ અને અનિષ્ટ પ્રસંગોનો આ સંસારમા પાર નથી. પૈસા ખોઇ બેસવા, પુત્ર–સ્ત્રીના મરણ, શરીરને વ્યાધિ, કોઈ સાથે અણબનાવ, અપકીર્તિ વગેરે અનર્થના અનેક પ્રસગો વારવાર બની રહેતા જોવામા આવે છે. ધર્મ આવા અનર્થના પ્રસગોને દૂર રાખે છે, એવી પીડા આવવા દેતો નથી અને અધારી રાત્રે બચાવ કરે છે પુત્રી કે પુત્રવધૂનું વૈધવ્ય, માનસિક મૂઝવણો વગેરે અનાર્થોને એ અટકાવી દે છે. કદાચ કોઇ પાપકર્મના યોગથી એવી કદર્થના આવી પડે તો તેને સહન કરવાનુ ધર્મ સામર્થ્ય આપે છે.

આવી રીતે સચરાચર જગતને ધર્મ ઉજ્જવળ બનાવે છે, આ ભવ. પરભવમા હિત કરીને અર્થસિદ્ધિ કરી આપે છે અને અનર્થની કદર્થનાને તદ્દન નકામી બનાવી દે છે તેવા મહાદયાવાળા–કારુણિક ધર્મને આપણા અનેકવાર પ્રણામ હો!

ધર્મ વૈભવ અને મહામાગલિકમાળા વિસ્તારી આનદ પૂરે છે ધર્મ આચરનારની આવડત, વિવેક અને વીર્યોલ્લાસ પ્રમાણે તેની પ્રગતિ કરી આપે છે. એ પુણ્યપ્રાગ્ભારને દર્શાવનાર ધર્મરાજને નમસ્કાર છે! એને નમસ્કાર છે એટલે એનુ મૂલ્ય સમજી એને એ સ્વરૂપે ઓળખવાનુ છે અને એની જમે પૂજી ખવાઈ ન જાય એ ધ્યાનમા રાખી, એમા પ્રતિદિન વધારો કરવાનો નિર્ણય કરવા યોગ્ય છે ખાલી મસ્તક નમાવવાથી વાસ્તવિક પ્રણામ ન થાય, માટે આદર–સ્વીકાર–આચરણયુક્ત પ્રણામ કરવો તેથી જ સાદો પ્રણામ ન લખતા ઉપાધ્યાયશ્રીએ 'ભક્તિપ્રણામ' શબ્દનો ઉપયોગ કર્યો છે 'ભક્તિ'મા આતર પ્રેમ, શ્રદ્ધા અને ઉમળકાનો સમાવેશ થઈ જાય છે

ꝏ ૭. ધર્મ એટલે સારુ ચારિત્ર – ઉત્તમ વર્તન. એનાથી બાધેલ શુભ કર્મ આ દુનિયામા અનેક પ્રકારના લાભો આપે છે અને વ્યવહારુ પ્રાણીને આનદ આપે છે એ ધર્મ કલ્પવૃક્ષ છે ધર્મકલ્પવૃક્ષથી કેવી કેવી વસ્તુઓ મળે છે તેની થોડી વાનગીઓ બતાવીએ ધર્મના પ્રભાવથી નીચેની વસ્તુઓ મળે છે, તેથી તેમાની કોઈપણ વસ્તુ મળે ત્યારે એને પૂર્વ શુભ કર્મનો ઉદય – પૂર્વે આચરેલ ધર્મનુ ફળ સમજવું. સમાન અભ્યાસ તેમ જ આવડતવાળાની

સુખસગવડોમાં આ પુણ્યપ્રાગભારના ફેરફારથી તફાવત પડે છે. બાકી, કરેલ ક્રિયાનો નાશ થતો નથી અને ન કરેલ કાંઈ આવી પડતુ નથી

ધર્મથી એકછત્ર રાજ્ય મળે છે, ચક્રવર્તીની પદવી પ્રાપ્ત થાય છે, સાર્વભૌમત્વ ધર્મ-(પુણ્ય)ની પ્રબળતાથી મળે છે.

ધર્મથી રૂપવતી, સુશીલ, પ્રેમાળ પત્નીનો યોગ થાય છે એ આજીવન પતિસેવા કરે છે અને પતિપરાયણા રહે છે. પતિની સગવડ જાળવવામા એને જીવનસાર્થક્ય જણાય છે અને પોતાના ક્ષેત્રમા એ ગૃહસામ્રાજ્ઞી બની રહે છે. સુકુલીન નારી પ્રાપ્ત થવી એ પુણ્યરાશિની વિપુલતા સૂચવે છે.

ધર્મથી દીકરાને ઘેર દીકરા થાય છે અને દીકરાઓ પણ પિતાના નામને સાર્થક કરનાર, પિતાની આબરૂમા વધારો કરનાર અને સર્વ પ્રકારે યોગ્ય તેમજ વિનયી થાય છે. વ્યવહારુ નજરે દીકરાને ત્યા દીકરા થવા એ ભાગ્યની નિશાની ગણાય છે

ધર્મથી અન્યને રુચે-ગમે તેવુ રૂપ પ્રાપ્ત થાય છે સારુ રૂપ એ ખાસ લાભ છે માણસો અ તરના ગુણ તો પરિચયે જાણે, પણ આકર્ષક આકૃતિ દુનિયામા ઘણીવાર બહુ કાર્યસાધક નીવડે છે

સુ દર કાવ્ય કરવાનુ ચાતુર્ય ધર્મથી પ્રાપ્ત થાય છે કવિ બનાવી શકાતા નથી, એ જન્મે જ છે, સુ દર કવિની સર્જકશક્તિ નૈસર્ગિક જ હોય છે. એ ‘નૈસર્ગિક’ શબ્દ જ પૂર્વનુ સુકૃત્ય સૂચવે છે મહામહેનતે નિપજાવેલ કાવ્ય ઉપર કોઈ નજરસરખી પણ નાખતુ નથી, જ્યારે ચાલતાં ચાલતા બનાવેલ કાવ્યો લોકપ્રિય થાય છે અને વર્ષો સુધી લોકરુચિને પોષે છે. એ શક્તિ ક્ષયોપશમ વગર આવતી નથી અને એ ક્ષયોપશમ તે જ પુણ્ય, તે જ ધર્મ

સુસ્વર પ્રાપ્ત થવો એ પણ ધર્મનો પ્રભાવ છે. ક ઠમાધુર્ય, સભાને રીઝવવાની વ્યાખ્યાન-શક્તિ, મોટી પરિષદ્‌મા-મેળાવડામા આકર્ષક ભાષણ કરવાની શૈલી અને લોકરુચિ જગાડે તેવો સ્વર પ્રાપ્ત થવો એ સુસ્વર નામકર્મના ઉદયથી બને છે તાલ, સુરસહિત મધુર ગાયન-શક્તિ પણ આ જ વિભાગમા આવે છે એ ૪૨ પુણ્યપ્રકૃતિ પૈકીની એક પ્રકૃતિ છે. એ ધર્મ-કલ્પવૃક્ષની ફળપરિણતિ છે.

શરીરે નીરોગી થવુ એ ધર્મનુ ફળ છે સાતાવેદનીય કર્મનો ઉદય હોય તો જ એની પ્રાપ્તિ થાય છે ‘ પહેલુ સુખ તે જાતે નર્યા.’ આ દુનિયામા શરીરવૈભવ, નીરોગી શરીર, સરખા અ ગોપાગો અને ઘાટવાળું શરીર મળવુ એમા નિર્માણ નામકર્મનો મહિમા પણ છે તજ્જનક પુણ્યકર્મબ ધન પૂર્વે કર્યું હતુ, એનો એ વિપાક છે

**ગુણનો પરિચય .** સદ્‌ગુણની ઓળખાણ એટલે કે ઉદારતા, ગ ભીરતા, નમ્રતા, વત્સલતા આદિ જોઈ તેને સમજવા અને તેનાથી રાજી થવુ આ વિષય પર ચૌદમી પ્રમોદભાવના આવવાની છે તેથી અત્ર વધારે વિવેચન ન કરીએ, પણ એ સ્થિતિ ધર્મના પ્રતાપે જ પ્રાપ્ત થાય છે તે સમજીએ

**સૌજન્ય .** સજ્જનતા જેને ‘જેન્ટલમેન’ કહે છે તેના ગુણોનો નૈસર્ગિક પ્રવાહ અથવા

સારા માણુસ સાથે પરિચય આ મૈત્રીભાવનાનો વિષય છે. એ પર તેરમી ભાવનામા વિવેચન થશે એ પુણ્યફળપરિણુતિ છે. સજ્જન થવુ, સજ્જન–સગતિ થવી એ સર્વ ધર્મકલ્પદ્રુમના ફળો છે.

**સુબુદ્ધિ :** સન્મતિ, સત્યાસત્ય, હિતાહિત પારખવાની શક્તિ, વિવેક. આ સદ્બુદ્ધિ એ મતિજ્ઞાનનો વિષય છે અને ખૂબ આહ્લાદ ઉપજાવે તેવા પરિણામો નિપજાવી સાચો રસ્તો બતાવનાર છે सदेहे सताम् अतःकरणस्य प्रवृत्तय प्रमाणम्। સદેહવાળી વસ્તુઓમા સતપુરુષોના અતઃકરણની પ્રવૃત્તિઓ પ્રમાણભૂત મનાય છે, પણ એવુ પ્રમાણત્વ લાવવા માટે અતઃકરણ શુદ્ધ જોઈએ અને વિચારક સત હોવો જોઈએ એ ક્યારે થાય ? તે અન્યત્ર વિચારવામાં આવ્યુ છે. (જુઓ મારો સૌજન્ય પરનો લેખ) અત્ર એની સદ્બુદ્ધિની પ્રાપ્તિ એ ધર્મકલ્પવૃક્ષનુ ફળ છે એ નિર્દિષ્ટ કરવાનુ છે આ શ્લોકમા દશ વસ્તુઓ ગણાવી છે તે ગણી લેવી.

આવી રીતે ધર્મના પ્રભાવથી અનેક સગવડો, સુખો, વૈભવો, આનદો, વિલાસો મળે છે સારા કુળમા જન્મ થવો, સર્વ ઇન્દ્રિય અનુકૂળ હોવી, શરીરવૈભવ સારો હોવો, બુદ્ધિશક્તિ, ગ્રહણશક્તિ, તુલનાશક્તિ સારી હોવી, મગજ ચોખ્ખુ હોવુ, કૌટુબિક જનોની અનુકૂળતા હોવી, ખાવાપીવાના પદાર્થોની વિપુળતા હોવી, સારા શહેરમા વાસ હોવો, સત્સગતિ હોવી, ચર્ચા–વાર્તા ઉન્નત જ થતી હોય તેવા પ્રસગમા રહેવાનુ થવુ, આદેયવચન થવુ, કીર્તિ થવી, યશ થવો વગેરે અનેક અનુકૂળતાઓ ધર્મના પ્રભાવથી મળે છે આ પત્રકમા બીજી સેકડો બાબતો ઉમેરી શકાય તેમ છે તે સર્વ સમુચ્ચયે અને વ્યક્તિગત સમજી લેવી

અત્યારે આપણને અનેક અનુકૂળતાઓ મળી છે, પરતુ જરૂરી વસ્તુઓ કે અનુકૂળતાઓ મળી હોય ત્યારે તેની વાસ્તવિક કિમત બહુ ઓછાને થાય છે. એ વાતને બાજુ પર રાખીએ તો પણ જે ધર્મના પ્રભાવથી મળ્યુ છે તેનાથી ઘણુ કરી શકાય તેમ છે ધર્મનો મહિમા બતાવતા આવુ આવુ અનેક ધર્મથી મળે છે તે બતાવવાનો અત્ર આશય છે એ વસ્તુઓમા રાચી જવુ અને તેથી વધારે થતો આત્મવિકાસ અટકાવવો એ ઉચિત છે કે નહિ તે અત્ર પ્રસ્તુત નથી. જો પુણ્યાનુબધી પુણ્ય હોય તો તેનો ઉદય ભોગવતા વિશેષ પુણ્યબધ કરાવે છે અને પાપાનુબધી પુણ્ય હોય તો તે ભોગવતા પાપ બધાવીને ઘોર પરિણામ નિપજાવે છે પુણ્ય લઈને આવેલા ચક્રવર્તીઓ સાતમી નરકે પણ ગયા છે તે ધ્યાનમા રાખવુ એ સર્વ આ ભાવનાનો વિષય નથી આ ભાવના તો એક જ વાત બતાવે છે, કે જુઓ ! ધર્મથી વ્યવહારુ માણસો પસદ કરે તેવી પણ અનેક સગવડો મળે છે મતલબ એ સગવડમા રાચી જવુ એ કહેવાનો અત્ર આશય નથી, પણ ધર્મની આદેયતા બતાવવાનો જ ઉદ્દેશ છે.

એક વાત યાદ રાખવી જરૂરની છે અને તે એ છે કે ધર્મ સ્વર્ગ પણ આપે છે અને ધર્મ પરપરાએ મોક્ષ પણ આપે છે સ્વર્ગના સુખ અનુપમ છે અને દીર્ઘકાળનાં છે, પણ અતે પુણ્યરાશિ પૂરો થતા ત્યાથી પતન થાય છે મોક્ષના સુખ અનત છે અને નિરવધિ છે. ધર્મકલ્પદ્રુમના આવા આવા ઉત્તમ ફળો છે તેમાના કેટલા બતાવી શકાય ? આ દશ પ્રકાર ઉપરાત ધર્મ શુ શુ આપે છે તે અષ્ટકના સાતમા શ્લોકથી વિચારી લેવુ ત્યાં અતિમ સાધ્ય બતાવ્યુ છે તે ખાસ ધ્યાનમા રાખવાની જરૂર છે.

# ધર્મભાવના :: ગેયાષ્ટકપરિચય

**ધ્રુવપદ :** ધર્મની વ્યાખ્યા કરતાં શ્રી દશવૈકાલિક સૂત્રની ટીકામાં આચાર્ય શ્રી હરિભદ્રસૂરિ મહારાજ કહે છે કે दुर्गतिपतनात् धारयतीति धर्म એટલે દુર્ગતિમા પડતા પ્રાણીને ધારી રાખે તે ધર્મ. તેઓ ધર્મની જે વ્યાખ્યા કરે છે તે શુભ અનુષ્ઠાન અને સયમમા આવી જાય છે અહિસા,સયમ અને તપ એ ત્રણ શબ્દમા ધર્મની કુલ બાબતો આવી જાય છે એ ઉત્કૃષ્ટ મગળ છે, જાતે મગળમય છે અને પ્રાણીને મંગળમય બનાવે છે. પ્રાતે મનુષ્યને દેવ બનાવી પરમાત્માપદ પ્રાપ્ત કરાવનાર પણ ધર્મ છે આવા ધર્મ ઉપર જેનું મન નિરતર રહે છે તેને દેવતાઓ પણ નમે છે. દેવતાઓ નમે એમા કાંઈ નવાઈ નથી. કારણ કે અહિસા, સયમ અને તપ એમા જ ધર્મનુ સર્વ તત્ત્વ સમાયેલુ હોવાથી તે સર્વ ઇષ્ટસિદ્ધિપ્રદ છે.

આવા ધર્મને શ્રી વીતરાગદેવે પ્રકાશ્યો છે, ઉદ્બોધ્યો છે અને ગણધરોએ સૂત્રોમા ગૂથ્યો છે એમા પરસ્પર વિરોધ નથી, એમા આત્માનુ સ્થાન અપૂર્વ છે એમા અપેક્ષાવાદ સર્વ મતમતાતરોને અશસત્યનુ મહાસ્થાન અપાવે છે એમાનો પ્રમાણવાદ સત્યોને કેદ્રસ્થ કરે છે, એનો સ્યાદ્વાદ અનેક દૃષ્ટિબિદુઓને સ્થાન આપે છે, એનો કર્મવાદ, ગુણસ્થાનક્રમારોહ, નિગોદનો સિદ્ધાન્ત અને વિકાસવાદના સૂત્રો અપ્રતિહત છે ધર્મની પરીક્ષા સુવર્ણની પેઠે ચાર પ્રકારે કરવાની છે સોનાને કસોટી પર ઘસવામા આવે એ પ્રથમ પરીક્ષા (નિઘર્ષણ), એના પર કાપ મૂકવામા આવે તે બીજી પરીક્ષા (છેદ), એને અગ્નિમા ગરમ કરવામા આવે તે ત્રીજી પરીક્ષા (તાપ), એને હથોડીથી ટીપવામા આવે તે ચોથી પરીક્ષા (તાડન). સોનાની પરીક્ષા આ ચાર રીતે થાય છે તેમ ધર્મની પરીક્ષામા પણ ચાર બાબતો જોવાની હોય છે (૧) એનો ઉપદેશક વર્ગ કેવો છે? એનુ વર્તન–ચારિત્ર કેવુ છે? એ પ્રથમ (૨) એનુ જ્ઞાન કેવુ છે? એમા પરસ્પર વિરોધ છે કે નહિ? તે દ્વિતીય (૩) એ ધર્મમા આચાર કેવો બતાવ્યો છે? તે તૃતીય (૪) અને તેનો યોગ સમાધિમાર્ગ કેવો છે? તે ચતુર્થ ચાર પ્રકારની પરીક્ષા પર આચાર્ય શ્રી હરિભદ્રસૂરિના અષ્ટકની પ્રથમ શ્લોકની ટીકામા ખૂબ વિસ્તારથી વર્ણન છે તે વિચારવા યોગ્ય છે આ સબધી પ્રચલિત કાવ્ય યાદ કરવા જેવુ છે

यथा चतुर्भिः कनकं परिक्ष्यते, निघर्षणच्छेदनतापताडनैः ।
तथा च धर्मो विशदोपदेशकैः श्रुतेन शीलेन समाधिभावतः ॥

આનો આશય ઉપર સ્પષ્ટ કહેવાઈ ગયો છે. એના ઉપદેશકો ભવભીરુ છે, એના પ્રણેતાઓ ત્યાગી છે, એનો ઇતિહાસ ઝળકતો છે અને એમા મોટા વિભાગના ભેદો તદ્દન સામાન્ય અને બુદ્ધિગમ્ય હોવા છતા કાળબળે ઉગ્ર રૂપ ધરી રહ્યા છે, પણ એના મૂળ મુદ્દામો તફાવત જરા પણ નથી સાધનધર્મોના તફાવતોને વચગાળાના વખતમા અઘટિત મહત્ત્વ

અપાયુ છે એ દુર્ભાગ્યનો વિષય છે, પણ એના મૂળ મુદ્દાઓ તો આખા ઐતિહાસિક કાળમા અવિચ્છિન્ન પ્રવાહરૂપે વગર તકરારે એક રૂપે જ ચાલુ રહ્યા છે. આવા ધર્મને – આત્મસ્વરૂપ પ્રકાશનાર ધર્મને – સર્વ ધર્મોને સમજનાર ધર્મને ઉદ્દેશીને ઉપાધ્યાયશ્રી કહે છે કે 'હે ધર્મ ! મારુ રક્ષણ કર, રક્ષણ કર મારો ઉદ્ધાર કર, ઉદ્ધાર કર. મને આ સસારના ચક્રાવામાંથી ખસેડી મોક્ષમદિરમા લઈ જા અને હમેશને માટે મને આનદ થાય તેમ કર.' એ ધર્મ કેવો છે ? તેને માટે આ ધ્રુવપદમાં સાત વિશેષણો વાપર્યા છે તે પ્રત્યેક બહુ સુદર છે. આગળ પણ બીજા સબોધનો આવવાના છે કુલ બાર વિશેષણો ને સબોધનો છે આપણે આ મહાન ધર્મને ઉદ્દેશીને કહેલાં સબોધનરૂપ વિશેષણો વિચારી જઈએ —

(क) '**मगंलकमलाकेलिनिकेतन**' દરેક સબોધન ધર્મને ઉદ્દેશીને છે. હે મગળકમળાકેલિનિકેતન ! એ પ્રથમ સબોધન છે. મંગળ એટલે આનદમહોત્સવ, ઇષ્ટપ્રાપ્તિના હેતુઓ. આ મગળ શબ્દની વ્યાખ્યા પર શ્રીદશવૈકાલિકસૂત્રની ટીકામા તથા શ્રી વિશેષાવશ્યક ભાષ્યમા અને આચાર્યશ્રી હરિભદ્રસૂરિએ કરેલી વૃત્તિમાં એના નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ એ પ્રમાણે ચાર વિભાગ પાડી ખૂબ વિવેચન કર્યું છે. આપણે સ્થળસકોચને કારણે એ વિવેચનમા ન ઊતરી શકીએ ધર્મ સદા માગલિક છે, ઇચ્છિત વસ્તુને આપવાનો હેતુ છે અને તારણહાર છે.

ધર્મ મગળરૂપ એ કમળા–લક્ષ્મીને ક્રીડા કરવાનુ મદિર છે મતલબ ધર્મ મગળલક્ષ્મીનુ ક્રીડાસ્થાન છે. ધર્મ સદા માગલિક હોઈ એ જ્યા હોય ત્યા મગળલક્ષ્મી ક્રીડા કરે છે, ત્યા લીલાલ્હેર થાય છે અને સદા આનદ વર્તે છે એવા એ મગળકમલાના ક્રીડામદિર ધર્મ ! તુ મારો ઉદ્ધાર કર આ યોજના સર્વ સબોધનોમા કરવી

(ख) '**करुणाकेतन**' ધર્મનો વાવટો કરુણાનો છે સર્વ જીવો પર દયાભાવ, અભયભાવના એ ધર્મ છે ધર્મના મદિર ઉપર કરુણાનો સફેદ ઝડો નિરંતર ઊડે છે એના મંદિરમાં જે આવે તે નિર્ભય થઈ જાય છે તીર્થંકરના ચાર મોટા ઉપનામોમા એક 'મહામાહણ' ઉપનામ છે એના ધર્મચક્રમા કરુણાનો ઉલ્લેખ વ્યક્ત થાય છે હે કરુણાકેતન ધર્મ ! મને પાળ, મને પાળ

(ग) '**धीर**' અવિચલિત, મજબૂત સમુદ્રને 'ધીર'નુ ઉપનામ અપાય છે વિશિષ્ટ નાયક ધીર અને વીર હોય છે પરોપકારપરાયણ એકચિત્તવાળાને 'ધીર' કહેવામા આવે છે. ધર્મમા વિશિષ્ટ વિવેક અને વિચક્ષણતા હોય છે એ સર્વ 'ધીર' શબ્દથી અનુદર્શિત છે. હે વીર ધર્મ ! મારું રક્ષણ કર, રક્ષણ કર

(घ) '**शिवसुखसाधन**' મોક્ષરૂપ મહાઆનદ આપવામા પ્રવીણ ધર્મ બરાબર સાધ્યો હોય તો તે પરપરાએ મોક્ષ આપવાનુ સાધન બને છે. આ દૃષ્ટિએ ધર્મ પર અગાઉ વિવેચન થઈ ગયુ છે

(ङ) 'भवभयवाधन' સંસારમાં અહીંથી તહીં કુટાવું, એક ખાડામાંથી બીજામાં પડવું અને એમ ઉત્તરોત્તર ચલાવવું જન્મમરણની જંજાળોમાં પડવું, ઘર માંડવા અને ઉપાડવાં, સંયોગ-વિયોગના દુઃખ ખમવા, ઘડપણની આપત્તિઓ સહવી — આ સર્વ ભયોને અટકાવનાર ધર્મ છે. એ ચક્રભ્રમણનો છેડો આણનાર છે અને ભયથી મુકાવનાર છે. આવા ભયને અટકાવનાર ધર્મની વિનય (ગ્રંથકર્તા) પ્રાર્થના કરે છે.

(च) 'जगदाधार' હે જગતના આધાર! ત્રણ ભુવનના જે પ્રાણીઓ તારો આશરો લે તેને ટેકો આપનાર! આશ્રયે આવનારને ધર્મ કદી લાત મારતો નથી કે નિરાશ કરતો નથી એ શરણાગતનો વત્સલ છે, માત-પિતાની પેઠે પ્રેમથી આશ્રય આપનાર છે અને જ્યારે સર્વ દિશાઓ શૂન્ય દેખાય ત્યારે ધર્મ કાળી રાતનો હોકારો છે. હે જગતના આધાર ધર્મ! મને આશરો આપ, મને તારી હૂંફમાં લે અને મને બચાવ!

(छ) 'गंभीर' સમુદ્ર જેવો વિશાળ. સર્વનો રક્ષક, પાલક, પોષક અને સર્વગ્રાહી ધર્મ છે. એવા હે ધર્મ! તું મને તાર.

આ સાતે વિશેષણોમાં વિલક્ષણ ચમત્કાર છે પ્રત્યેકમાં એક એક વિશિષ્ટતા તો ખાસ વિચારવા યોગ્ય છે क ધર્મનું મંગળ સ્વરૂપ રજૂ કરે છે, ख એનું કરુણાસ્વરૂપ ચર્ચે છે, ग અવિચળ સ્વરૂપ બતાવે છે, घ એનું સાધ્ય (લક્ષ્ય) બતાવે છે, ङ એનું નકારાત્મક સ્વરૂપ બતાવે છે च એનો આધારરૂપ પ્રકાર દર્શાવે છે અને छ એની વિશાળતા સૂચવે છે

આવો મહાન વિશાળ ધર્મ છે. એ પ્રાણીને સર્વથા જાગૃત રહી સહાય કરે છે અને એનાથી સદા મંગળિકમાળા વિસ્તરે છે જે ધર્મ આવો હોય, જે ધર્મના પ્રણેતા રાગદ્વેષથી મુક્ત હોય, જેને ઇહલોકની પ્રશંસા ઇષ્ટ ન હોય, જે ધર્મના સ્વરૂપલેખનમાં પરસ્પર વિરોધ ન હોય એ ધર્મનો આશ્રય કરવો, એ ધર્મને તારણહાર સમજવો અને એને જીવન અર્પવું. એમાં અમુક વેશનો આગ્રહ ન હોય, અમુક ક્રિયાનો આગ્રહ ન હોય, અમુક પદ્ધતિનો પરાણે સ્વીકાર ન હોય, પણ કેવળ જ્ઞાનચક્ષુ ઉઘાડા રાખવાનો આગ્રહ હોય, વિવેક-ચાતુર્ય દર્શાવવા વિજ્ઞપ્તિ હોય, પરીક્ષા કરવાની આમંત્રણા હોય ઉપરના સાતે ગુણો જે ધર્મ ધરાવતો હોય તેની પાસે શિર ઝુકાવવું, એને શરણે જવું અને એની દ્વારા સાધ્યે પહોંચવું હે ધર્મ! તું મારો ઉદ્ધાર કર અને આ ભવ-જંજાળમાંથી મને છોડાવ! આ આખું ધ્રુવ-પદ પ્રત્યેક ગાથાની પછવાડે જરૂર બોલવું. રાગ જાણીતો અને મસ્ત છે વિવેચન વિશેષ કરવાની આવશ્યકતા હવે નહિ રહે ઉદ્દેશ અત્યાર સુધીમાં બનતી રીતે સ્પષ્ટ થઈ ગયો છે

૧. વરસાદનું મંડળ પૃથ્વી ઉપર અમૃત જેવું જળસિંચન કરી પૃથ્વીને નવપલ્લવિત કરે છે સૂર્ય, ચંદ્ર ઉદય પામી પોતાનો ધર્મ બજાવે છે આ ધર્મનો પ્રભાવ છે. વસ્તુસ્વભાવ એ ધર્મ છે વરસાદનો ધર્મ વરસવાનો છે સૂર્ય-ચંદ્રનો ધર્મ ઊગવાનો અને ગરમી આપવાનો તથા શાંતિ આપવાનો છે આ બાબત પર વિવેચન ग શ્લોકમાં થઈ ગયું છે આ

ગ્રંથના ટીકાકાર સ્વર્ગસ્થ પં૦ ગંભીરવિજયજી કહે છે કે ગ શ્લોકમાં ઉપદેશ છે અને અહીં સ્તુતિ છે તેથી પુનરુક્તિદોષ થતો નથી. વૈરાગ્યમાં પુનરુક્તિદોષ લાગતો નથી એવો શ્રી ઉમાસ્વાતિ વાચકનો પ્રશમરતિમાં અભિપ્રાય છે (જુઓ સદરહુ ગ્રંથનો શ્લોક ૧૩-૧૪મો), જેથી પુનરુક્તિ જેવું લાગે તો મારી માન્યતાનુસાર તેમાં વાંધો હોઈ શકે નહિ. અર્થ સ્પષ્ટ છે, વિવેચન અનાવશ્યક છે

૨. આ પૃથ્વી કોઈના પણ ટેકા વગર અદ્ધર રહેલી છે, એવી જે વિશ્વસ્થિતિ છે તે તેનો સ્વભાવ છે આ વસ્તુસ્વભાવમાં અનેક કારણો છે તેની અત્ર ચર્ચા અસ્થાને છે. જે સ્થિતિ છે તે સમજવી અને તેનો તે સ્વભાવ સ્વીકારવો એમાં આનંદ છે. આવા ધર્મને વિનયપૂર્વક-આદરપૂર્વક સેવવો એટલે સમજવો વસ્તુસ્વરૂપ સમજવાની આવશ્યકતા અત્ર ખાસ બતાવી છે એના સાધનો ઉપસ્થિત કરી અભ્યાસ કરવો અને વસ્તુસ્વભાવને ઓળખવો એ અતિ આહ્‌લાદનો વિષય છે આ રીતે વસ્તુસ્વરૂપ સમજવાની ભલામણ કરી એક પ્રકારના અર્થનો ઉપયોગ બતાવ્યો હવે ધર્મને બીજા આકારમાં બતાવે છે.

૩. દુર્ગતિમાં પડતા પ્રાણીને ધારણ કરી રાખે-ટેકો આપે તે ધર્મ. આ 'ધર્મ' શબ્દનો વ્યુત્પત્તિથી થતો અર્થ છે. આવા ધર્મનું જે પ્રાણીઓ શરણ કરે એટલે તેને આશ્રયે જાય અને જે એનું સ્મરણ કરે એટલે એનું અનુશીલન કરે તેને આ ભવમાં શું થાય તે આગળ કહે છે. શરણ હંમેશા રાજાનું અથવા મોટા સ્થાનવાળાનું થાય છે. સ્મરણ સદા પ્રિય વસ્તુનું થાય છે અહીં ભાવ એ જણાય છે કે જે પ્રાણી ધર્મનું સામ્રાજ્ય પોતા પર સ્વીકારે છે અને વારંવાર એને પ્રિય વસ્તુ તરીકે યાદ કરે છે, તેને જે પ્રાપ્ત થાય તે હવે કહેશે

એ ધર્મના ચાર મુખ છે દાન શીલ, તપ અને ભાવ. એ ચારે વિભાગ પર પ્રથમ શ્લોક (પરિચય, ક)માં વિવેચન થઈ ગયું છે આ ચારે મુખથી અથવા ચાર પૈકીના એક અથવા વધારે મુખથી જે ધર્મ પ્રાણીને કૃતાર્થ કરે છે તે શું કરે છે તે હવે કહેવાનું છે. પ્રાણી દાનપરાયણ અથવા તો ત્યાગશીલ હોય, શિયળ-બ્રહ્મચર્ય પાળનાર હોય, તપ કરનાર હોય અને ભાવનાશીલ હોય, અથવા એ પૈકી બને તેટલા ધર્મના પ્રકારનું શરણ અથવા સ્મરણ કરતો હોય—મતલબ કે, દાની, બ્રહ્મચારી, તપસ્વી અને ભાવિતાત્મા હોય તેને અનેક લાભો પરભવમાં મળે છે અને એને થતા લાભોની પરંપરાનો પાર નથી

એ ઉપરાંત આ ભવમાં પ્રાણીના ભય અને શોકને ધર્મ દૂર કરી નાખે છે ભયવાન્ પ્રાણીને હાલતા-ચાલતા ભય, ચિંતા રહે છે, એથી એને આત્મવિશ્વાસ કદી આવતો નથી અને ભયવાળા માણસો અસ્થિર મને સંતાતા ફરે છે આજીવિકાભય, ચોરભય, કીર્તિનાશ ભય વગેરે પાર વગરના ભયો પ્રાણીને નિર્માલ્ય-હીનસત્ત્વ બનાવે છે અને એ અકિંચિત્કર થઈ અંતે કાંઈ કર્યા વગર ચાલ્યો જાય છે પ્રગતિ કરનારે નિર્ભય વૃત્તિ ખાસ કેળવવી પડે છે અને ધર્મ એ વૃત્તિને જરૂર ઉત્પન્ન કરે છે શોક તો પ્રાણીને કાંઈ સૂઝવા જ દેતો નથી.

આખો વખત મન પર વિષાદ, ચિંતા અને પરિતાપ થાય, પરિણામે નિસાસા મુકાય અને રડવુ આવે. આ અતિ વિચિત્ર જીવનક્રમ કદી પસંદ ન આવે તેમાં નવાઈ નથી.

ધર્મમા એવી શક્તિ છે કે એનુ શરણુ, સ્મરણુ કરે તેને આ ભવમા શોક અને ભયથી મુક્ત કરે છે. પ્રેમ અને શ્રદ્ધાથી ધર્મ કરનારને તમે જોશો તો એનો આત્મવિશ્વાસ ઘણો ભારે હશે અને એ કદી ગભરાશે કે ડરી જશે નહિ અને શોકથી વિહ્વળ પણ થશે નહિ.

ભવિ એટલે ભવ્યપ્રાણી, યોગ્ય સામગ્રી મળી જાય તો મોક્ષમા જવાની યોગ્યતાવાળો જીવ જે ભવ્ય પ્રાણીઓ ઉપર પ્રમાણે વર્તન કરે છે તેના શોક, ભય આ ભવમા ચાલ્યા જાય છે અને તે દૂર કરનાર ધર્મ છે સર્વ ભવ્ય પ્રાણીઓ મોક્ષે જવાના જ છે એવુ નથી, સામગ્રી મળે તો યોગ્યતા તેનામાં છે એટલી જ વાત છે એટલે ભવ્યત્વનો નિર્ણય હોય તો પણ કોઈ પણ પ્રકારનો ધર્મ આદરી પ્રગતિ સાધવાની તો જરૂર રહે જ છે ધર્મનુ શરણુ, સ્મરણુ કરવાથી કૃતાર્થતા થાય છે એ વાત અત્ર કરી આવો ધર્મ છે એમ જણાવી તેને સબોધી કહે છે કે હે ધર્મ ! મારો ઉદ્ધાર કર, મારો રસ્તો સાફ કર

૪. ધર્મના દશ પ્રકાર આપણે બીજી (ख) ગાથામાં સવિસ્તર જોઈ ગયા. એમાનાં ચારનાં નામ અહી આપે છે, ક્ષમા, સત્ય, સંતોષ, દયા વગેરે. એ ધર્મનો અતિ અગત્યનો પરિવાર છે. એ ચાર નામો પૈકી દયા એ સયમના પેટામા આવે છે આ દશે યતિધર્મોનો ઘણો વિશાળ પરિવાર છે એનુ અતિ સુદર વિવેચન શ્રી સિદ્ધર્ષિગણિએ 'ઉપમિતિભવપ્રપચાકથા'ના ચોથા પ્રસ્તાવમાં વિસ્તારથી કર્યું છે વિવેક-પર્વત ઉપર ચારિત્ર-ધર્મરાજ અપ્રમત્તશિખર પર વિવેકસિહાસન પર બેસે છે ત્યારે એનો પરિવાર જોઈ હર્ષાશ્રુ આવે છે. આવો શાંત, દાંત, સ્થિર અને શંસિતવૃત્ત (પ્રશસા કરવાયોગ્ય આચરણવાળો) પરિવાર જોઈને મનમા એમ જરૂર થઈ આવે છે કે આવો પરિવાર આપણને પ્રાપ્ત થઈ જાય તો કામ થઈ જાય.

એમા વધારે મજાની વાત એ છે કે એ દશ પ્રકારના યતિધર્મોના સગાવહાલા બહુ છે અને સર્વ હળીમળીને રહેનાર છે ચિત્તવૃત્તિના નાકા પર આવેલ પ્રમત્તતા-નદીના પુલિનમા (કિનારા પર) મોહરાજાનો મોટો મડપ બાધેલો છે, તેને આ આખા પરિવાર સાથે ચાલુ શત્રુતા છે આ બન્ને પરિવારો સમજવા યોગ્ય છે, પણ એમાં ધર્મરાજ-ચારિત્રરાજનો પરિવાર જોતા ચિત્ત ઠરી જાય તેમ છે આવા સુદર પરિવારવાળો ધર્મ અનેક ભવોનો નાશ કરે છે, પરિહાર કરે છે, અભાવ કરે છે આવા ધર્મનુ પાલન-રક્ષણ કરવા અત્ર વિજ્ઞપ્તિ છે

ધ્રુવપદમા સાત સબોધન ધર્મના કહ્યા તેમા અત્ર એકનો વધારો કરવામા આવ્યો છે તે નીચે પ્રમાણે

(ज) 'देवासुरनरपूजितशासन' આ ધર્મનો હુકમ દેવો – બાર દેવલોકના દેવો તથા બીજા ગ્રૈવેયક, લોકાતિક, અનુત્તરના દેવો માને છે ભુવનપતિ, વ્યતર, વાણવ્યતર વગેરે અસુરો

એના શાસનને સ્વીકારે છે, મનુષ્યો એને પૂજે છે. આ સંબોધન પૂજ્યભાવ બતાવે છે. આવા ધર્મને સંબોધી કહે છે કે હે ધર્મ ! મારો ઉદ્ધાર કર.

૫. 'ધર્મ બંધુહીનનો બંધુ છે.' એટલે જેને સગાસંબંધી પરિવાર ન હોય તેને એ બંધુ–ભાઈ તરીકે પડખે ઊભો રહી આપત્તિના વખતમાં ટેકો આપે છે. ઉત્સવમાં, વ્યસન–(દુઃખ)માં, દુકાળમાં, યુદ્ધમાં રાજ્યદ્વારમાં અને સ્મશાનમાં જે પડખે ઊભો રહે તે બંધુ કહેવાય

उत्सवे व्यसने चैव, दुर्भिक्षे शत्रुविग्रहे ।
राज्यद्वारे स्मशाने च, यस्तिष्ठति स बांधवः ॥

આ જાણીતો નીતિનો શ્લોક પણ એ જ વાત જણાવે છે.

જેને કોઈનો આશરો ન હોય તેને એ આશરો, ટેકો, સહાય આપે છે. ધર્મના પ્રતાપથી અણધારી જગ્યાએથી અને ખરે અણીને વખતે સહાય મળી આવે છે. જ્યારે સર્વ દિશાઓ શૂન્ય જણાય ત્યારે ભયંકર વાદળની અંદરના ભાગમાં એક રૂપેરી પાતળી આશાના કિરણવાળી રેશની દેખાય છે તે ધર્મ છે એના આશ્વાસનથી પ્રાણી ટકે છે, જીવે છે, અને જીવતો નર અનેક ભદ્રો (કલ્યાણો) પ્રાપ્ત કરે છે આવી રીતે એ અસહાયની સહાય કરનાર છે

જે એનો ત્યાગ કરે છે તે આ અતિ જટિલ ભવાટવીમાં રખડી પડે છે અને માર્ગ ન મળવાથી ભૂલો પડી ચારે તરફ ગાડાની માફક આંટા માર્યા કરે છે. પછી એ તિર્યંચોમાં જાય, જનાવર બને, એકેંદ્રિયમાં ચાલ્યો જાય અને એમ ઉપર–નીચે આંટા માર્યા જ કરે છે.

અત્યારના જીવનમાં ધર્મને તજનારનું અવ્યવસ્થિત, સાધ્યવિહીન જીવન વિચારવામાં આવે તો એનો પત્તો ક્યાં લાગશે એ જાણતાં કમકમાટી આવે તેમ છે જ્યાં ધર્મનું હાસ્ય કરવામાં રસ પડતો હોય, ધર્માનુષ્ઠાનો નબળા મગજના અવિષ્કારો મનાતા હોય. આત્મવિચારણાને આળસ માનવામાં આવતી હોય અને ત્યાગને નિર્બળતા ગણવામાં આવતી હોય ત્યાં દૃષ્ટિબિન્દુ જ ફરી જાય છે આ કોટિની વ્યક્તિઓને ઉદ્દેશીને આ વિચારણા છે જો સંસારમાં રઝળી પડવામાં જરા પણ સંકોચ કે ભવિષ્યચિંતા હોય તો ધર્મનું શરણ અતિ આવશ્યક છે

૬. વ્યક્તિગત સુકૃત્યના પરિણામો જુઓ એને ભયંકર જંગલ નગર બની જાય છે જ્યાં સૂર્યપ્રકાશ પડતો ન હોય ત્યાં એનો ઝળહળાટ થઈ જાય છે, અને અગ્નિ જળ બની જાય છે જળ હોય ત્યાં સ્થળ થઈ જાય છે ઘણી વાતો શી કરવી ? સર્વ ઇચ્છિત સિદ્ધિઓ ધર્મના પ્રતાપથી મળે છે આવા ધર્મને વિજ્ઞપ્તિ કરે છે કે હે ધર્મ ! મારો ઉદ્ધાર કર.

આ શ્લોકમાં કહેલી બાબતમાં કોઈને અતિશયોક્તિ લાગશે એમાં વધારે વિચારણાને અવકાશ જરૂર છે આલંકારિક ભાષાને એના હેતુપૂર્વક સમજાવવી ઘટે પરંતુ પુણ્યવાન

પ્રાણીનો બરાબર અભ્યાસ કર્યા વગર આ વાત સમજાશે નહિ. ધર્મી નાના ગામડામા જાય તો ત્યાં પણ અનેક સ્થળેથી એને ઇષ્ટ પદાર્થ મળી આવે છે અને કલ્પેલી અગવડો પણ વગર પ્રયાસે દૂર થઇ જાય છે. આ મુદ્દાને વધારે આગળ વધારવામા આવે તો આખી કુદરત ધર્મી માણસને અનુકૂળ થતી દેખાશે. 'જ્યા રામ ત્યા અયોધ્યા' એ કિવદન્તીમા રામ જ્યા જાય ત્યાં અયોધ્યા તેની પછવાડે જતી નથી પણ અયોધ્યાના ભાવો એ જ્યા જાય ત્યા હાજરાહજૂર થઈ જાય છે. આ હકીકતમા સત્યાશ લાગે તો સર્વ હકીકત મનમાં તુરત બેસે તેમ છે. ધર્મના પ્રતાપે એને દંડકારણ્યમા અયોધ્યા થઈ હતી અને આ લેખ પણ એ જ ભૂમિ-(નાશિક જેલ)મા લખતા ધર્મનો પ્રભાવ અનેક રીતે અનુભવાય છે

એક મજાનુ વચન પ્રચલિત છે કે, 'पदे पदे निधानानि, योजने रसकुपिका । भाग्यहीना न पश्यन्ति, बहुरत्ना वसुंधरा ॥' 'પગલે પગલે નિધાનો ભરેલા છે અને યોજને યોજને રસકુપિકાઓ છે, ભાગ્યહીન જનો એને ન જોઈ શકે, બાકી વસુધરા (પૃથ્વી) તો બહુ રત્નોને ધરનારી છે' ભાગ્યશાળી ધૂળમાથી પણ લાખો મેળવે છે અને હાથ પણ હલાવ્યા વિના ભડાર ભરી દે છે. આપણા અનુભવમા આવા અનેક દાખલાઓ આવ્યા છે. ધર્મના પ્રભાવથી આનદ થઈ રહે છે, દુ:ખ દૂર જાય છે અને ઉપાધિઓ ટળે છે ધર્મને ઓળખવો જરૂરી છે, સમજીને કરવો આવશ્યક છે અને એની સેવા ઇષ્ટફળદાયી છે ધર્મમાં વિવેક, સમજણ, દેશકાળજ્ઞતા અને અતરના ભાવો છે એમા બાહ્ય ઉપાધિને સ્થાન નથી, ધાધલ–ધમાલને સ્થાન નથી, મનના મનામણાંને સ્થાન નથી, ગોટાળાને સ્થાન નથી, ત્યાં નગદ ધર્મને જ સ્થાન છે આવો ધર્મ આત્મધર્મ છે. એવો ધર્મ જગલમા મગલ વર્તાવે તેમા શી નવાઈ?

આજે મને એક ભાઈ પૂછે છે કે 'ધર્મ તો ધર્મ આપી શકે, એનાથી પૈસા, વૈભવ, સુખ જેવા સ્થૂળ લાભ મળે એ વાત બધ બેસતી નથી' પરતુ ધર્મનો શો અર્થ કરવામા આવે છે તે પર તેનો આધાર છે. માત્ર ત્યાગ એ જ ધર્મ નથી. ધર્મ તો અનેક પ્રકારે થાય છે, અનેક આકારે થાય છે અને અનેક દૃષ્ટિએ થાય છે બાહ્ય સુખમા પર્યવસાન માનનારને તેવાં ફળ મળે અને આત્મપ્રગતિના ઇચ્છુકને તે મળે દૃષ્ટિની વિશાળતા, સાધ્યની ચોખવટ અને પુરુષાર્થની જાગૃતિ પર એના ફળભેદનો આધાર રહે છે. વ્યક્તિગત નજરે આ આ શ્લોકમા કહેલ સર્વ હકીકત બનવી શક્ય છે દુનિયામા બનતા બનાવો ઉઘાડી આખે નિહાળે તે બરાબર જોઇ શકે મોટા ભયકર વનમા રામને અયોધ્યા દેખાતી હતી, સીતાને અગ્નિ જળ સમાન થયો હતો શ્રીપાળને સમુદ્ર ઘરની જેવો બન્યો હતો અને જે બનાવથી એની સર્વ ઋદ્ધિ અને પત્નીઓ નાશ પામવી જોઇએ તેને બદલે ધર્મના પ્રભાવથી એને મહાન ઋદ્ધિ અને વધારે પત્નીઓ સાપડી હતી ધર્મના પ્રતાપથી ઇષ્ટસિદ્ધિ મળે છે તેના દાખલા

તો પાર વગરના છે ધન્નો, શાલિભદ્ર, સુદર્શન અને કોઈ પણ તીર્થંકરનુ ચરિત્ર આ બાબતમા પૂરતો અનુભવ આપે છે ધર્મના પ્રભાવની આથી તે વધારે શી વાત કરવી ?

૭. હે ધર્મ ! તુ આ ભવમા ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા દશ પ્રકારના સુખો આપે છે. ધન મળવુ તેનો આધાર પૂર્વે કરેલ ધર્મ પર છે, શરીરનુ આરોગ્ય જળવાવુ તેનો આધાર ધર્મ પર છે, સર્વ ઇન્દ્રિયો સરખી મળવી તે પણ ધર્મ પર આધાર રાખે છે ઘરે સતતિ થવી તે પણ ધર્મ પર આધાર રાખે છે એવી રીતે ઉપર ૭ શ્લોકમા બતાવેલા દશે પ્રકારના વૈભવો[1] ધર્મના પ્રતાપથી મળે છે. કોઈ એમા પોતાની બહાદુરી સમજતા હોય તો તે માત્ર એટલી જ ગણાય, કે એણે પોતે કરેલા સુકૃત્યના પ્રતાપથી આ સર્વ અનુકૂળતાઓ તેને મળી છે. અહીં ધર્મ એટલે દાન, શીલ, તપ ને ભાવરૂપ સુકૃત્યો સમજવા

સાથે યાદ રહેવુ જોઈએ કે એ દશવિધ સુખમા લોલુપતા થઈ જાય તો પ્રગતિ અટકી પડે છે સગવડોનો લાભ સવિશેષ ધર્મ કરવામા લેવો ઘટે

ધર્મ પરભવમા ઇન્દ્રાદિ પદવી આપે છે ધર્મના પ્રભાવથી પ્રાણી દેવ. દેવેન્દ્ર. વિદ્યાધર, ચક્રવર્તી વગેરે પદ પામે છે પ્રાણી મોટો શ્રેષ્ઠી કે સત્તાધીશ થાય એ પણ પૂર્વભવના ધર્મનો—સુકૃત્યનો પ્રભાવ છે એમા જો પાપાનુબધી પુણ્ય હોય તો એનો લાભ ભોગવાઈ જાય એટલે પછી ભયકર પતન થાય છે આ સર્વ સ્થૂળ સુખોની વાત થઈ

વળી ધર્મ અનુક્રમે જ્ઞાન વગેરે આત્મિક લાભો પ્રાપ્ત કરી આપી અવ્યાબાધ મોક્ષ-સુખ પણ આપે છે. ધર્મના પ્રભાવથી જ્ઞાનાવરણીય કર્મનો નાશ થાય છે અને એ રીતે ઉત્તરોત્તર ઘાતીકર્મોનો ક્ષય કરતાં આખરે કૈવલ્યજ્ઞાન પામી, અઘાતી કર્મોને પણ ખપાવી, પ્રાણી અનતકાળને માટે મોક્ષસુખ પામે છે હે ધર્મ ! તું આ પ્રકારે સ્થૂળ અને આત્મિક સુખ આપનાર છે એવા હે ધર્મ ! તુ મારો ઉદ્ધાર કર, મને માર્ગ—સન્મુખ રાખ અને મારો આ ભવભ્રમણનો ફેરો હમેશાને માટે મટી જાય એમ કર

૮. ઉપસહાર ધર્મના સાત વિશેષણો—સબોધનો ધ્રુવપદમા આપ્યા એક ચોથી ગાથામાં આપ્યુ. હવે એ આખા વિષયનો ઉપસહાર કરતા ચાર વધારે સબોધનો આપે છે

(અહી સબોધનની સખ્યા મૂકી છે તે ધ્રુવપદ અને ચોથા શ્લોક સાથે ચાલુ છે)

(झ) 'सर्वतंत्रनवनीत' તત્ર એટલે ઉપાય અથવા ધર્મશાસ્ત્ર એ સર્વનો સરવાળો કરી એમાથી સાર કાઢતા જે નીકળે તે નવનીત (માખણ) કહેવાય છે ધર્મમા તો અનેક પ્રકારના ક્રિયાકાડો બતાવ્યા હોય છે, તે સર્વનો સાર કાઢી મુદ્દાની હકીકતો આત્મિક દૃષ્ટિએ

---

૧ આ દશ પ્રકાર કેમા છે ? તેની શોધ કરતા તે ઉત્તરાધ્યયનના ત્રીજા અધ્યયનમા મળ્યા છે આ આખા અધ્યયનનુ ભાષાતર બારમી ભાવનાના પરિચય, ક શ્લોકમા આગળ આપ્યુ છે ત્યાથી જોઈ લેવુ

જેમા કહી હોય તેવો ધર્મ તે સર્વતત્રનુ નવનીત છે આ સબોધન જૈન ધર્મના નવનીત-પણાનુ–પ્રાધાન્યતું સૂચક છે.

(ञ) 'सनातन' ત્રિકાલાબાધિત ધર્મને સનાતન કહેવામાં આવે છે ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમા એ સદા જયવતો વર્તે છે 'સનાતન' શબ્દ ઉપર ઘણી ચર્ચા શક્ય છે. ધર્મના સ્વરૂપને બરાબર સમજ્યા હોઈએ તો આ શબ્દ એનુ યથાયોગ્ય સ્વરૂપ રજૂ કરે છે 'સનાતન' શબ્દ કોઈ એક મતનો વ્યાપક નથી જે ધર્મ ત્રિકાલાબાધિત હોય તેને તે યોગ્ય રીતે લાગુ થાય છે આ સબોધન ધર્મનુ ત્રિકાલવર્તિત્વ બતાવે છે.

(ट) 'सिद्धिसदनसोपान' મુક્તિ–મદિરે પહોચવાનો દાદરો દાદરાને ચઢવાને જેમ પગથિયા હોય છે તેમ આ ધમ–મદિરમા ગુણસ્થાનક્રમારોહ છે પ્રાણીની પ્રગતિ થવા માંડે ત્યારે એ પાછલી ચાર દૃષ્ટિમાં આવી, તેની આખરે વેદ્ય–સવેદ્ય પદનો અનુભવ કરે છે ત્યા એનો ગ્રથિભેદ થાય છે. એ અપૂર્વકરણ કરી, સમ્યક્ત્વ પ્રાપ્ત કરી, દેશવિરતિ તેમ જ સર્વ-વિરતિરૂપ ગુણ મેળવતો ક્રમસર આગળ વધતો જાય છે. ત્યા કોઈ વાર ઉપશમશ્રેણી માંડે તો પડી જાય છે આખરે ક્ષપકશ્રેણી માડી, કષાયો પાતળા પાડી, છેવટે તેનો વિજય કરી શુક્લધ્યાન ધ્યાવતો સયોગી ને અયોગી પદ પ્રાપ્ત કરે છે. આ મોક્ષમદિરે પહોચવાનો આખો ક્રમ સમજવા યોગ્ય છે ખ્યાલમા રહે કે આ મદિરનુ પ્રત્યેક પગથિયુ ખૂબ સમજવાની જરૂર છે. અત્ર તો તેનો નિર્દેશમાત્ર જ કર્યો છે

ઉપર જે ચોથુ વિશેષણ **शिवसुखसाधन** (घ) આપ્યુ છે તેનાથી આ તદ્દન જુદુ જ વિશેષણ છે એમા સાધન ધર્મની મુખ્યતા છે, અહી એના ક્રમારોહત્વનુ પ્રાધાન્ય છે. બન્નેનુ સાધ્ય એક જ છે, પણ આશય–નિર્દેશ તદ્દન પૃથક્ છે.

(ठ) '**प्रतिलंभितशांतसुधारसपान**' વિનયનમ્ર પુરુષને પ્રાપ્ત થતુ શાતસુધારસનુ પાન કરાવનાર! ધર્મ ખરેખર એના ખપી જીવને શાત અમૃતરસના ઘૂટડા પાનાર છે. શાંતરસના ઘૂટડાની પ્રશસા શી કરવી? આખા ગ્રથમા શાતરસ ભરેલો છે અને તેને પ્રાપ્ત કરાવનાર સદ્ધર્મરુચિ છે એના ઘૂટડા ભરી ભરીને પીઓ એ જ ઉપસહાર આ ભાવનાનો હોય. આવાં સુદર બાર વિશેષણોથી યુક્ત, પરમ પ્રશ્નથી સબોધિત ધર્મ અનેક પ્રકારની શીતળ છાયા બતાવનાર, પ્રાપ્ત કરાવનાર અને પોષણ કરનાર છે એવો ધર્મ છે તેને અનેક રીતે સબોધી, ચેતનરામ કહે છે હે મગલકમલાકેલિનિકેતન વગેરે! મને પાળ, મારો ઉદ્ધાર કર, મને રસ્તે ચઢાવી આપ

× × × ×

ધર્મભાવના ભાવતાં ઊર્મિ ઊછળી પડે તેમ છે ધર્મભાવના ભાવવાનો ક્રમ નીચે પ્રમાણે રાખવો ઠીક લાગે છે પ્રથમ ધર્મનુ સામાન્ય સ્વરૂપ લેવુ. વ્યવહારમા ધર્મ મનાય છે તેને સમજવો એમાં બાહ્ય ક્રિયાઓને પ્રાધાન્ય મળે છે તેનો પણ ઉપયોગ છે બાહ્ય ક્રિયાઓ

વિશિષ્ટ આત્મધર્મનુ પ્રબળ નિમિત્તકારણ હોઈ તે વીસરવા કે ઉપેક્ષવા યોગ્ય નથી. માત્ર એના જ્ઞાનનો સહયોગ કરવો અને માત્ર ક્રિયામા પરિપૂર્ણતા માની ન લેવી. જ્યા સુધી સાધન-ધર્મો સાધનની મર્યાદામા રહે છે ત્યા સુધી એની ઉપયુક્તતા છે અને જરૂર છે જ્યારે એ સાધન મટીને સાધ્ય બની જાય છે ત્યારે ઘણી વખત એ મમત્વ અથવા આગ્રહનું રૂપ લે છે. આટલી બાબત ધ્યાનમા રહે તો નાનામા નાની ક્રિયાની પણ ઉપેક્ષા કરવા યોગ્ય નથી એમ જણાશે, પણ એને માટે ઝગડા ન હોય. સાધનધર્મોના ઝગડા થાય ત્યારે સાધ્યધર્મનું વસ્તુત સ્વરૂપ સમજવામા આવ્યુ નથી એમ લાગે મોક્ષના અનેક માર્ગો છે, યોગના અસખ્ય પ્રકારો છે. જે પ્રાણીને જે રસ્તે પોતાનો યોગ સાધવાનુ હિતકર જણાય તે રસ્તે તે સાધે. એના રાજમાર્ગો હોય, પણ તેથી બીજા આડાઅવળા રસ્તા ન હોય એમ ધારી લેવું, એ વસ્તુસ્વરૂપનો ભ્રમ છે ધર્મને નામે ઝગડા થાય એ તો વદતોવ્યાઘાત છે જ્ઞાન અને ક્રિયાનો સહયોગ થાય એટલે એવા ઝગડા ટકે નહી. વિવેકની જાગૃતિ થતા અને સાધનનુ યોગ્ય મૂલ્ય આંકવાની શક્તિ આવતા સાધનધર્મોનો કચવાટ મટી જશે એમ ધર્મરહસ્ય સમજનારનુ મતવ્ય છે અને તે આ સ્થાને જરૂર વિચારણીય છે

ત્યારે સવાલ એ થાય છે કે **ધર્મ** એટલે શુ ?

ધર્મ શબ્દ ઘણા જુદા જુદા અર્થમા વપરાય છે. **वत्थुसहावो धम्मो** વસ્તુનો સ્વભાવ એ એનો ધર્મ છે અગ્નિનો સ્વભાવ બાળવાનો કે ગરમ કરવાનો છે, એ એનો ધર્મ કહેવાય. પ્રત્યેક ચીજોના એક અથવા તેથી વધારે ધર્મો (Properties) હોય છે અને તે તેનો ધર્મ કહેવાય. આ દૃષ્ટિએ દરેક વસ્તુનો ધર્મ વિચારવામા આવે એટલે અતે આત્માનો ધર્મ વિચારવાનો રહ્યો એના જે અસલ ગુણો એની સાથે નિરતર રહેવાના હોય તેમા જ્યારે એ વર્તે ત્યારે એ સ્વભાવમા વર્ત્યો કહેવાય જ્યારે એ પોતાના ધર્મથી દૂર જાય ત્યારે એ વિભાવમા–પરધર્મમા ગયો કહેવાય અને પરધર્મ નિરતર ભયાવહ છે આત્મધર્મ શુ છે એની શોધ કરવી એ મુખ્ય બાબત આ લક્ષણમા પ્રાપ્ત થાય છે એના ઉપર જુગજૂના થર ચઢી ગયા છે તે દૂર કરી, એનું શુદ્ધ કાચનત્વ પ્રકટ કરવુ એ પ્રત્યેક આત્માનો પ્રયાસ હોવો ઘટે, અને તે માટે એ જ્યારે જ્યારે પ્રયાસ કરે ત્યારે ત્યારે એ સ્વધર્મમાં વર્તે છે અને તેથી ઊલટુ, જ્યારે જ્યારે પૌદ્ગલિક ભાવમા રમણ કરે, જ્યારે એને ઇન્દ્રિયના વિષયોમા રસ પડે, જ્યારે એ કષાયમા આનદ માને, જ્યારે એને સ્થૂળ સુખમા ચેન જણાય, જ્યારે એને ધનના ઢગલા જોઈ શાતિ લાગે ત્યારે એ વિભાવમા પડ્યો છે એમ સમજવુ આત્મધર્મ એટલે સ્વ-ધર્મ અને સ્વધર્મ એટલે ધર્મ આ વ્યાખ્યા સર્વ સયોગોમા બરાબર બધબેસતી છે અને પૂર્ણરીત્યા સર્વ અશે વિચારવા તેમજ આદરવા યોગ્ય છે

આત્મધર્મનો વિચાર કરતા પ્રાણીનો અધિકાર અને પ્રગતિમા એનુ સ્થાન જરૂર ખ્યાલમા રાખવુ ઘટે. સામાન્ય પ્રગતિવાળો એકદમ શુક્લધ્યાન ધ્યાવા મડી જાય તો તેની ધૃષ્ટતા

ગણાય. ક્રમિક વિકાસમાં એનાં સર્વ પગથિયાં એણે ઓળગવા પડે અને એકેક પગથિયે સ્થિર થઈને આગળ ચાલવુ ઘટે ધર્મની આ મૂળ વ્યાખ્યા ધ્યાનમા રહેવાથી એની વિશિષ્ટ ભાવના–વિચારણા થઈ શકવા સભવ રહે છે.

આત્મધર્મનો વિચાર કરતા સાધનધર્મોનો વિચાર કરવો જ પડે, કારણ કે પ્રાણી ક્રમસર વધે ત્યારે તેણે ક્રમસર વિકાસ કરવો પડે અને તે માટે બાહ્ય વસ્તુઓની સહાય લેવી પડે. આને પરિણામે એને શુભ કર્મ પણ બધાય છે. શરૂઆતમા માર્ગપ્રાપ્તિ આ રીતે બહુધા શક્ય છે એ બાહ્ય દશામા જે સુકૃત્યો – શુભ અનુષ્ઠાનો થાય અને તેના પરિણામે જે શુભ કર્મબંધ થાય તેને પણ માર્ગપ્રાપ્તિની દૃષ્ટિએ – વ્યવહારુ નજરે **ધર્મ** ગણી શકાય. આ માર્ગપ્રાપ્તિ અને ક્રમિક વિકાસમાં આપણે દાન, શીલ, તપ અને ભાવને મૂકીએ એમા ભાવ તો બહુ આગળ વધેલાને પણ ખાસ ઇષ્ટ છે અને દાન એ તદ્દન પ્રાથમિક હોવા છતા ત્યાગની શરૂઆત કરનાર હોઈ એ પણ ખાસ સ્થાનને યોગ્ય છે શીલથી વિષયો પર કાબૂ આવે છે અને તપથી આખા શરીર પર અને મન પર કાબૃ આવે છે. આ પ્રત્યેકમા પ્રાણી પ્રવર્તતો હોય ત્યારે એને શુભ કર્મોનો બધ થાય છે અને તે તેની પ્રગતિ કરાવી શકે છે. અહી જો બાહ્ય પ્રશસા કે બીજી લૌકિક એષણા ન હોય તો પ્રાણી જરૂર આગળ વધતો જાય છે

ત્યાર પછી એનામાં માર્ગાનુસારીના ગુણો આવે છે વ્યવહારમા આપણે જેને 'ગૃહસ્થ' કહીએ તેનામા જે સદ્દગુણો હોય તેની તે આસેવના કરે છે એની સત્યપ્રિયતા, ન્યાયશીલતા આદર્શરૂપ થાય છે અને એનો વ્યવહાર આદર્શમય થતો જાય છે. આ રીતે અત્યાર સુધી તેનો રસ્તો ઊલટો હતો તે હવે મોક્ષ–સન્મુખ થતો જાય છે પછી એ સમજણપૂર્વક ઇચ્છા પર નિયંત્રણ (brake) મૂકતો જાય છે, ત્યાગ કરતો જાય છે અને જ્ઞાનના ફળ વિરતિને ઓળખી એને યથાશક્તિ આદરે છે કેટલાક જીવો ખૂબ પ્રગતિ કરી સર્વસન્યાસ ગ્રહણ કરે છે અને તેમ ન બને તો ઓછો–વધતો ત્યાગભાવ ધારણ કરે છે.

શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મ પર રુચિ થતા આ પ્રાણીને સમ્યગ જ્ઞાન થાય છે અને ત્યાર પછી જે વિરતિ–ત્યાગ થાય છે તે તેને પ્રગતિમા ખૂબ મદદ કરે છે ત્યાર પછી એનો ક્રમસર વિકાસ થતો જાય છે. ધર્મનો આ મહિમા છે, આ એનુ ક્ષેત્ર છે અને આ એનો વિષય છે આત્મધર્મને ઓળખી તેના ઉપર લય લગાવવી અને પરભાવને છોડાવી મોક્ષને સાધ્ય તરીકે રાખી તેને અનુકૂળ યોજનાઓ કરવી, એનુ ટૂકુ નામ ધર્મ છે

આવી સાદી વાત હોવા છતા મહાન યોગી **આનદઘનજી** ધર્મનાથ પ્રભુના સ્તવનમા કહે છે કે 'ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધરમ ન જાણે હો મર્મ'—આ શી વાત ? આખી દુનિયા 'ધરમ ધરમ' કરે છે અને ધર્મનો મર્મ જાણતી નથી એ કેવી વાત કહેવાય ? વાત એમ બની છે કે ધર્મના ક્ષેત્રમા ઘણા નકામા વેલાઓ ઊગી ગયા છે અને સ્વાર્થી લોકોએ ધર્મને નામે લોકોના ભોળપણનો ખૂબ લાભ લીધો છે ધર્મયુદ્ધને નામે યૂરોપમા

લડાઈઓ ચાલી છે અને લોહીની નદીઓ વહી છે. હિંદમાં પણ ધર્મના ઓઠા નીચે અનેક તોફાનો થયા છે આજીવિકા ચલાવવા, ધનસંચય કરવા, માનમરતબો વધારવા અને ભોળપણનો લાભ લેવા એવું એવું કેટલું ય ચાલ્યું છે કે તે પર તો મોટા ઇતિહાસો લખાય. આ સર્વ ધર્મ નથી, જુદા જુદા આકારમાં દુકાનદારીઓ છે આપણે એ બાજુએ નહિ ઊતરીએ ધર્મની શુદ્ધ વિચારણામાં એને સ્થાન ન હોય. શ્રી આનંદઘનજી કહે છે કે ધર્મની શોધમાં એ 'દોડત દોડત દોડીઓ' એ દોડ્યો જ જાય છે, પણ ધર્મ એ તો પ્રેમ છે, આત્મધર્મ છે, ધર્મ એ અંદરથી જગાડવાનો છે, પ્રગટ કરવાનો છે એને સમજવો અને એનો મર્મ પામવો કાંઈક મુશ્કેલ છે, પણ યોગ્ય સદ્‌ગુરુનો યોગ થાય તો સમજતા વાર લાગતી નથી.

આ સર્વ વિચારણામાં આત્મધર્મની જ વાત આવે છે. એમાં સાધનધર્મોની જરૂરીઆત એક જ શરતે સ્વીકાર્ય છે અને તે એ કે એને સાધનની કક્ષામાં રાખવા, અન્ય ઉપર ઠસાવવા કદી પ્રયત્ન ન કરવો અને પ્રામાણિક મતભેદ શાંતિથી સમજતા અને તેના રહસ્યનો પાર પામતા થવું એવી જાતની વિશાળતા આવવી મુશ્કેલ છે અને તેથી ધર્મનો 'મર્મ' જાણવો આકરો છે એમ યોગીરાજ કહે છે તે યોગ્ય છે આ આત્મધર્મને સમજી પોતાને જે માર્ગે એ પ્રાપ્ત થાય તે રસ્તે પ્રયાણ કરવું.

કોઈ પ્રાણીને તપમાં મજા આવે તો તે કરે, કોઈને સામાયિક કરવામાં મજા આવે તો તે કરે, કોઈને વિષય પર કાબૂ મેળવવામાં મજા આવે તો તે કરે જે રીતે પોતાની પ્રગતિ થાય તે કરે અને જ્યાં જ્યાં ગુણ દેખે ત્યાં ત્યાં એ રાજી રાજી થઈ જાય એને ક્રિયામાં જ્ઞાનપૂર્વક-સમજણપૂર્વક આનંદ આવે, પણ સાધનની અધિકારને અંગે મર્યાદા બરાબર સમજે અને સમજીને તેનો સ્વીકાર કરે જ્યાં સુધી માત્ર બાહ્યવૃત્તિ હોય ત્યાંસુધી ધર્મના રહસ્ય પામવા દુર્લભ છે.

સાધનધર્મોનો ઉપયોગ કરતાં શુભ કર્મબંધ થાય છે, તેથી આ ભવમાં ને પરભવમાં ઐહિક લાભો મળે છે, ધન, સ્ત્રી, મિત્ર, પરિવાર આદિ મળે તેને ધર્મનું ફળ આ સાદા વ્યાવહારિક અર્થમાં સમજવાનું છે ધર્મનો આદર આવા લાભ માટે ન જ હોય, પણ પ્રાથમિક દશામાં પ્રાણી પાસે મોટી વાતો અને મહાન ત્યાગના આદર્શો રજૂ કરવામાં આવે તો પ્રાણી કદાચ મૂંઝાઈ જાય. શ્રી 'ઉપમિતિ'ના પ્રથમ પ્રસ્તાવમાં પોતાનું ચરિત્ર લખતા નિષ્પુણ્યકની એવી દશા શ્રી સિદ્ધર્ષિગણિએ બતાવી છે ધર્મના પ્રભાવથી સર્વ ભોગો મળે છે, આ ભવમાં રાજ્ય, સ્ત્રી, ધન, પુત્ર આદિ મળે છે આવી અનેક વાતો ઉપાધ્યાયજીએ બતાવી છે અને પરભવમાં ઇંદ્રાદિ પદવીની પ્રાપ્તિ ધર્મના પ્રતાપે બતાવી છે તે તો શુભ કરણીનું શુભ ફળ છે એ મળે એમાં નવાઈ નથી ધર્મથી સિદ્ધિઓ મળે તે પણ બનવાજોગ છે, પણ એ આદર્શ નથી, એ આત્મધર્મ નથી એ માત્ર માર્ગે આવવાને ઉપયોગી ગણી શકાય એવો વ્યવહારધર્મ છે

આ વ્યવહારની વાત કરતાં એક વાત સક્ષેપમા કહી નાખીએ માર્ગે ચઢાવનાર એવો વ્યવહારધર્મ ઉપયોગી છે તે આપણે ઉપર જોયુ છે, પણ એને અગે એક ખાસ ચેતવણી શાસ્ત્રકારે આપી છે તે જોઈ લઈએ તે આ છે—'धर्माद्धिगतैश्वर्यो धर्ममेव निहन्ति यः। कथं शुभायतिर्भावी स स्वामिद्रोहपातकी ॥' પ્રાણીને ઐશ્વર્ય, મોટાઈ, ઋદ્ધિ, સપત્તિ, વૈભવ ધર્મથી પ્રાપ્ત થાય છે હવે એ જ ઐશ્વર્યથી જો એ ધર્મને હણે તો એ સ્વામિદ્રોહનો પાતકી બને છે અને એવા સ્વામિદ્રોહીનુ સારુ કેમ થાય? આ વાત જરા સ્પષ્ટ કરીએ. ધર્મથી કોઈને બે–પાચ લાખ રૂપીઆ મળે. એ ધનનો ઉપભોગ કરતા એ વેશ્યાઓમા રખડે, અભક્ષ્ય ખાવાના પાશમા પડી જાય, અન્ય પાપકાર્યો કરે તો તેથી ધર્મનો નાશ થાય એટલે જે ધર્મથી એને ઐશ્વર્ય મળ્યુ એ જ ઐશ્વર્યથી ધર્મનો ઘાત થયો. ઐશ્વર્યનો સ્વામી ધર્મ એ ધર્મનો નાશ કરનાર–સ્વામિદ્રોહ કરનાર થયો. એવુ કરે એનુ કેમ સારુ થાય? એની પ્રગતિ કેમ થઈ શકે? મતલબ કે, ધર્મના પ્રતાપે જે પ્રાપ્તિ થાય તેનો ઉપયોગ પ્રગતિ-વર્ધક માર્ગે થવો ઇષ્ટ છે આ તો આડકતરી વાત થઈ

મુખ્ય નજરે ધર્મથી જે કાઈ મળે તે ધર્મસવર્ધક તરીકે ઉપયોગમાં લેવુ યોગ્ય ગણાય. ઘણી વાર નિર્બળતાને કારણે પ્રાણી ધર્મ આદરે છે, તે પણ પૂર્ણ લાભ ન આપે પૂરતા ઉત્સાહથી પ્રેમથી, આત્મવીર્યના ઉલ્લાસથી ધર્મની આસેવના કરવી અને આત્મધર્મ ઉપર સતત નજર રાખવી એ કેમ વધે, એમાં કેમ પ્રગતિમાન થવાય એની સતત ચિતા રાખવી અને તત્પ્રાયોગ્ય સાધનોનો પૂરતો લાભ લેવો પૂર્વસચિતથી પોતાને ધનસપત્તિ કે જ્ઞાનલાભ મળ્યાં હોય તેનો ઉપયોગ ધર્મપ્રગતિમા જ કરવો નિરંતર યાદ રાખવુ કે અત્યારે જે લાભ મળ્યો છે તેનો ઉપયોગ પ્રગતિ–વિકાસ કરવામાં કરવાનો છે, અને આવો અવસર વારવાર મળતો નથી

આ જીવનમા ચાર પુરુષાર્થો સાધવાના છે ધર્મ, અર્થ. કામ અને મોક્ષ. તેમા પણ અર્થ અને કામ ધર્મને વિરોધ ન આવે તે રીતે સાધવાનો છે. એ વાત મુશ્કેલ છે, પણ અશક્ય નથી પૈસા પેદા કરવામા જ્યા અન્યાય થાય ત્યા ધર્મભાવિત આત્મા ખસી જાય. કામપુરુષાર્થ સાધવા એ પરસ્ત્રી તરફ નજર ન કરે, સ્વદારામાં પણ નિયમિત થઈ જાય અને કાળે અકાળે કામવિવશ ન થાય 'કામ' શબ્દમા સર્વ ઇંદ્રિયના ભોગોનો સમાવેશ થાય છે અર્થ તેમજ કામને ગાણ રાખી ધર્મપુરુષાર્થ સાધનાર પરપરાએ મોક્ષપુરુષાર્થ સાધે છે, એ તાત્પર્ય ધ્યાનમા રાખવાની બહુ જ જરૂર છે મનુષ્યભવનુ સાફલ્ય પુરુષાર્થસિદ્ધિમા છે. આ વાત વારવાર લક્ષ્ય પર રાખવાની આવશ્યકતા છે

ધર્મવિચારણામા દાન, શીલ, તપ અને ભાવની વિચારણા પૂર્વપરિચયમા કરી છે તે ત્યાંથી જાણી લેવી માર્ગાનુસારીના ૩૫ ગુણો 'યોગશાસ્ત્ર'માથી જોઈ લેવા; દ્રવ્ય, ભાવ, શ્રાવકના ગુણો 'ધર્મરત્નપ્રકરણ'થી જાણવા અને ખાસ કરીને ક્ષમાદિ દશ ધર્મોને મહાઆજ્ઞા તરીકે

આદરવા એ આજ્ઞાઓને બહુ પ્રકારે સમજવાની જરૂર છે. સ્થળસંકોચથી અત્ર તે પર વધારે લખવુ અશક્ય છે મુદ્દો પૂર્વપરિચયમા બતાવી દીધો છે. (જુઓ ગાથા ૠ.) એ ધર્મો સર્વ પ્રાણીઓ માટે છે અનુકૂળતા પ્રમાણે તેનો આદર કરવો

એના ટૂંકા વાક્યો નીચે પ્રમાણે થાય—

| | | |
|---|---|---|
| ૧ તુ ક્ષમા રાખ | ૪ તુ લોભને છોડ. | ૭ તુ સાચુ બોલ. |
| ૨ તુ નિરભિમાની થા. | ૫ તુ તપ કર | ૮ તુ પવિત્ર રહે. |
| ૩ તુ સરળ થા | ૬ તુ સયમ રાખ | ૯. તુ મૂર્છા છાંડ |
| | | ૧૦. તુ બ્રહ્મચર્ય પાળ. |

આમા અનેક આકારોને અવકાશ છે જૈનોના એ મુદ્રાલેખો છે. હૃદયમા નોધી રાખવા યોગ્ય છે

આ ભાવનામા ધર્મના પ્રભાવથી પ્રાપ્ત થતી વસ્તુનુ પત્રક આપ્યુ છે તે ધર્મની આદેયતા બતાવવા માટે છે એ આદર્શથી ધર્મ આદરવાની સૂચના નથી, પણ એવાં ફળ તો આગતુક છે અને તે જરૂર મળે જ છે એ બતાવવા પૂરતો એનો ઉપયોગ છે અષ્ટકમા બાર સબોધનો ધર્મના કહ્યાં છે તે ખાસ ધ્યાન આપવા યોગ્ય છે અને ચિત્તવૃત્તિસન્મુખ રાખવા યોગ્ય છે. ઉપાધ્યાય શ્રીમદ્વિનયવિજયજીએ અષ્ટકની સાતમી ગાથામા क्रमत ('અનુક્રમે') શબ્દ વાપરી આખા લેખને અસાધારણ ઝોક આપ્યો છે અનુક્રમે જ્ઞાનાદિ આપી – પ્રાપ્ત કરાવી છેવટે નિઃશ્રેયસ–મોક્ષ અપાવે છે એ આખી ભાવનાનો ખાસ મુદ્દો છે.

આ ભાવના પર દૃષ્ટાન્તો પાર વગરના છે, પણ ખાસ આકર્ષક દૃષ્ટાન્ત શ્રી ગૌતમસ્વામીના ૧૫૦૩ શિષ્યોનુ મને લાગ્યુ છે. એ તપ કરનાર ઋષિઓ હતા અને પ્રગતિમા ત્રણ કક્ષાએ વહેચાઈ ગયેલા હતા કોઈ પ્રથમ, કોઈ દ્વિતીય અને કોઈ તૃતીય ભૂમિકા પર હતા. દરેક ભૂમિકામા ૫૦૧ હતા ત્યાગરુચિવાળા હતા, પણ માર્ગ બતાવનારા કોઈ મળ્યા નહોતા. એમનુ સાધ્ય આઠ ભૂમિકા પર ચડવાનુ હતુ, પણ એના માર્ગથી અજાણ્યા હતા શ્રી વીરપરમાત્માના તત્ત્વરહસ્યને સમજનાર શ્રી ગૌતમસ્વામીને એની ચાવીઓ જણાયેલી હતી અને એમણે જેવુ માર્ગજ્ઞાન કરાવ્યુ કે એ સર્વ શિષ્યો ભૂમિકા ચડવા લાગ્યા ત્યાગ હતો પણ માર્ગજ્ઞાન નહોતુ, એ સત્–સગતિથી પ્રાપ્ત થઈ ગયુ અને પછી તો રસ્તો સીધો હતો એમને માર્ગ સાપડચો અને પ્રભુચરણસેવીએ એવા રસ્તા બતાવી દીવા કે પ્રભુ સુધી પહોચતા માર્ગમા જ સર્વ કેવળી થઇ ગયા ભૂમિકા–પ્રાપ્તિનુ આ લાક્ષણિક દૃષ્ટાન્ત ખૂબ વિચારવા યોગ્ય છે અષ્ટાપદ શું ? એની ભૂમિકા કેટલી ? કેવી રીતે ભૂમિકા ઉચ્ચ, ઉચ્ચતર પ્રાપ્ત થાય ? કિરણના અવલબન એટલે શુ ? તાપસને પારણુ શેનુ ? પારણામા પાયસ શું ? એ પાયસ સાથે અક્ષીણ-મહાનસલબ્ધિ શુ ? અને શ્રી ગૌતમસ્વામી અને તાપસો વચ્ચે થયેલી વાર્તાનુ આંતરરહસ્ય

શુ ?—એ સર્વ આધ્યાત્મિક નજરે વિચારવામા આવે તો ધર્મનુ આખું રહસ્ય પ્રાપ્ત થઇ શકે તેમ છે.

આવો ધર્મ* પ્રાણીનો ક્રમસર વિકાસ કરાવી આખરે એને અક્ષયસ્થિતિ સુધી પહોંચાડે છે એવો ધર્મ ખરેખર 'મ ગળકમલાકેલિનિકેતન' છે અને ધર્મ ઉત્કૃષ્ટ મંગળ છે એમ જે શ્રી દશવૈકાલિકસૂત્રની પ્રથમ ગાથામા કહ્યુ છે, તેનો સાક્ષાત્કાર થાય છે એ ધર્મના રહસ્યને સમજવા યત્ન કરવો એમા દભ કે દેખાવને સ્થાન નથી, એમા અ તરથી લગની લાગવી જોઇએ અને અંદરના ચેતનરામને જાગૃત થવા પ્રબળ અ કુરો ઊઠવા જોઇએ દૃઢ ભાવના અને પ્રબળ પુરુષાર્થ હોય તો સર્વ સાધન આવી મળે છે ધર્મથી વિજય જરૂર છે, શાશ્વત છે, અપ્રતિહત છે આવા હે ધર્મ! મને પાળ!

**इति धर्मभावना-१०**

* ધર્મના વિષય પર ઘણુ લખવા જેવુ છે એનો તત્ત્વવિભાગ અને નીતિવિભાગ, એનો દર્શનવિભાગ અને ચરિત્રવિભાગ, ધર્મ અને મત વચ્ચે તફાવત, ધર્મ અને દર્શનની વિશિષ્ટતા, બાહ્ય ક્રિયામા પૂર્ણતા માનવાની રૂઢિ, જૈન ધર્મમા બાહ્ય કરતા આતરની જ પોષણા વધારે છે તેના લાક્ષણિક દાખલાઓ, એનુ મૂળ સ્વરૂપ ક્યારથી અને શા માટે વીસરાઈ ગયુ છે? વર્તમાન દશાએ ધર્મ ટકી શકે ખરો? ઉપાધ્યાયજીએ શ્રી સીમધરસ્વામીને અપીલ કરી છે કે 'ધામધૂમે ધમાધમ ચલી, જ્ઞાનમાર્ગ રહ્યો દૂર રે,' એનુ રહસ્ય શુ? એવા સ્પષ્ટ વક્તૃત્વ માટે એમને કેટલુ ખમવુ પડ્યુ હતુ? તત્ત્વજ્ઞાન અને મતમા તફાવત કેટલો છે?' વગેરે અનેક પ્રશ્નો ઘણા આકર્ષક છે, પણ આ ગ્રથના મે નિર્ણીત કરેલા વિસ્તારમા આવી શકતા નથી અત્યાર સુધીમા ઘણુ વધારે લખાયુ છે અન્ય પ્રસગે આ દરેક મુદ્દા વિચારવાની તક લેવા ધારણા છે ઉપસહારમા બાર સબોધનો તથા બીજી અનેક શ્લોકાતર્ગત બાબતો પર વિવેચન આ જ કારણે શક્ય નથી બનતા સુધી પ્રત્યેક શ્લોકના પરિચયમા બનતી સ્પષ્ટતા કરી છે ધર્મનો વિષય ઘણો વિશાળ છે અને અનેક દૃષ્ટિબિંદુઓથી ચર્ચવા યોગ્ય છે.

ઉપાધ્યાયજી શ્રી સકળચંદજીવિરચિત

## ધર્મદુર્લભભાવના

દુહા

પરિહર [1]હરિહર દેવ સવિ, સેવ સદા અરિહંત;
દોષ રહિત ગુરુ ગણધરા, સુવિહિત સાધુ મહંત. ૧
કુમતિ કદાગ્રહ મૂક તું, શ્રુત ચારિત્ર વિચાર;
ભવજળ તારણ પોત[2] સમ, ધર્મ હિયામાં ધાર. ૨

(ડુંગરિયાની દેશી)

ધન્ય ધન્ય ધર્મ જગહિતકરુ, ભાખીઓ ભલો જિનદેવ રે;
ઇહ પરભવ સુખદાયકો, જીવડા જનમ લગે સેવ રે. ૧
ભાવના સરલ સુરવેલડી, રોપ તું હૃદય [3]આરામ રે,
સુકૃતતરુ લહિય બહુ પસરતી, સફળ ફરશે અભિરામ રે. ભા૦ ૨
ખેત્રશુદ્ધિ કરિય કરુણા રસે, કાઢી મિથ્યાદિક [4]સાલ રે;
ગુપ્તિ ત્રિહું [5]ગુપ્તિ રૂડી કરે નીક તું સુમતિની વાળ રે. ભા૦ ૩
સીંચજે સુગુરુ વચનામૃતે, કુમતિ કથેર તજી સંગ રે:
ક્રોધ માનાદિક [6]સુકરા, વાનરા વાર અનંગ રે. ભા૦ ૪
સેવતાં એહને કેવળી, પન્નર સય તીન અણગાર રે;
ગૌતમશિષ્ય શિવપુર ગયા, ભાવતા દેવ ગુરુ સાર રે. ભા૦ ૫
શુક પરિવ્રાજક [7]સીધલો, અર્જુનમાળી શિવવાસ રે;
રાય પરદેશી અપનાવીઓ, કાપીઓ તાસ દુઃખ પાસ રે. ભા૦ ૬
દુસમ સમય દુપ્પસહ લગે, અવિચળ શાસન એહ રે;
ભાવશું ભવિયણ જે ભજે, તેહ શુભમતિ ગુણગેહ રે ભા૦ ૭

---

૧ કૃષ્ણ ને શંકર ૨ વહાણ સમાન ૩ હૃદયરૂપ બગીચામાં ૪ શલ્ય ૫ વાડ ૬ ભુંડ ૭ સિદ્ધિપદ પામ્યા

# પ્રકરણ અગિયારમું

## લોકસ્વરૂપભાવના

### શાલિની

सप्ताधोऽधो विस्तृता याः पृथिव्यश्छत्राकाराः सन्ति रत्नप्रभाद्याः ।
ताभिः पूर्णो योऽस्त्यधोलोक एतौ, पादौ यस्य व्यायतौ सप्तरज्जू ॥ क ॥ १ ॥

तिर्यग्लोको विस्तृतो रज्जुमेकां, पूर्णो द्वीपैरर्णवान्तैरसङ्ख्यैः ।
यस्य ज्योतिश्चक्रकाञ्चीकलापं, मध्ये कार्श्यं श्रीविचित्रं कटित्रम् ॥ ख ॥ २ ॥

लोकोऽथोर्ध्वे ब्रह्मलोके द्युलोके, यस्य व्याप्तौ कूर्परौ पञ्चरज्जू ।
लोकस्यान्तो विस्तृतो रज्जुमेकां, सिद्धज्योतिश्चित्रको यस्य मौलिः ॥ ग ॥ ३ ॥

यो वैशाखस्थानकस्थायिपादः, श्रोणीदेशे न्यस्तहस्तद्वयश्च ।
कालेऽनादौ शश्वदूर्ध्वंदमत्वाद्बिभ्राणोऽपि श्रान्तमुद्रामखिन्नः ॥ घ ॥ ४ ॥

सोऽयं ज्ञेयः पूरुषो लोकनामा, षड्द्रव्यात्माकृत्रिमोऽनाद्यनन्तः ।
धर्माधर्माकाशकालात्मसंज्ञैर्द्रव्यैः पूर्णः सर्वतः पुद्गलैश्च ॥ ङ ॥ ५ ॥

रङ्गस्थानं पुद्गलानां नटानां, नानारूपैर्नृत्यतामात्मनां च ।
कालोद्योगस्वस्वभावादिभावैः, कर्मातोद्यैर्नर्तितानां नियत्या ॥ च ॥ ६ ॥

एवं लोको भाव्यमानो विविक्त्या, विज्ञानां स्यान्मानसस्थैर्यहेतुः ।
स्थैर्यं प्राप्ते मानसे चात्मनीना, सुप्राप्यैवाध्यात्मसौख्यप्रसूतिः ॥ छ ॥ ७ ॥

---

क १. अधोऽध એક એકથી નીચે પૃથિવી ભૂમિ छत्राकारा છત્રનો આકાર ધારણ કરનાર, એક છત્રમા બીજુ છત્ર મૂકયુ હોય તેવો આકાર, મોટુ છત્ર સર્વની નીચે મૂકવાનુ છે रत्नप्रभा પહેલી નરકનુ નામ છે (નોટ જુઓ) व्यायतौ પહોળા કરેલા रज्जु માપ છે (નોટ જુઓ)

ख २ तिर्यग्लोके મધ્યલોક–મર્ત્યલોક पूर्ण વ્યાપ્ત अर्णवान्त સમુદ્રના છેડા असंख्य સખ્યાતીત ज्योतिश्चक्र સૂર્ય, ચદ્ર, નક્ષત્ર, ગ્રહ અને તારામડળ काञ्चीकलाप કદોરાથી સુશોભિત कार्श्य પાતળાપણુ श्रीविचित्र શોભાથી સુશોભિત कटित्रम् કેડ ઉપર ધારણ કરેલ

ग ३ ब्रह्मलोक બાર દેવલોક પૈકી પાચમો દેવલોક द्युलोक દેવલોક, ઊર્ધ્વલોક, कूर्पर કોણી, હાથના જ્યા બે વિભાગ વચ્ચે થાય છે તેનો નીચેનો ભાગ लोकस्यान्तो લોકને અતે સિદ્ધોનુ સ્થાન चित्रक શોભિત मौलि મુગટ

घ ४. वैशाख પગ પહોળા કરીને ઊભા રહેવાના સ્થાનનુ સૂચક છે श्रोणी કેડ शश्वत् હમેશા, અનાગત ऊर्ध्व ટટાર दमत्व (self-command) એનો સબધ अखिन्न સાથે છે

ङ ५ षड्-द्रव्य નીચે લખેલા છ દ્રવ્યો अकृत्रिम સ્વાભાવિક, કોઈનો બનાવેલ નહિ अनाद्यनन्त આદિ–અત વગરનો सर्वत આખો, સર્વત્ર पूर्ण ભરેલો

क १. એક બીજાથી નીચે નીચે આવેલી અત્યંત વિસ્તારવાળી, છત્રનો આકાર ધારણ કરનારી જે રત્નપ્રભા વગેરે ભૂમિ (પૃથ્વી)ઓ છે તેનાથી ભરેલો અધોલોક છે. એ (લોક-પુરુષ)ના બે પગ પહોળા કરેલા છે તે સાત રજ્જુપ્રમાણ જગ્યા રોકે છે (પ્રથમના પાચ શ્લોક સાથે વાચવાના છે)

ख २. તિર્યગ્ (મધ્યલોક-મર્ત્યલોક) વિસ્તારમા એક રજ્જુના માપવાળો છે અને અસખ્ય દ્વીપ સમુદ્રથી વ્યાપ્ત છે, એમા જ્યોતિષીઓનુ ચક્ર (સમૂહ) સુદર કદોરાનુ સ્થાન લે છે અને તે (લોકપુરુષના) કટિપ્રદેશને અત્યત પાતળો અને શોભાથી વિભૂષિત કરે છે.

ग ३. એની ઉપરનો ભાગ (ઊર્ધ્વલોક) દેવલોકો પૈકી બ્રહ્મદેવલોક આવે છે ત્યાં (લોકપુરુષની) બન્ને કોણીઓ પાસે પહોળાઈમાં પાચ રજ્જુપ્રમાણ થાય છે. (એની ઉપર) વિસ્તારમા એ રજ્જુપ્રમાણ લોકાન્તે થાય છે, જેના મુકુટસ્થાને સિદ્ધ પરમાત્માની જ્યોતિ (બિરાજે) છે.

घ ४. જેણે (લોકપુરુષે) પોતાના બે પગ પહોળા કરીને સ્થાન ઉપર દૃઢ રાખ્યા છે, જેણે પોતાની કેડ ઉપર બન્ને હાથો સ્થાપિત કર્યા છે અને જે અનાદિ કાળથી એકસરખી રીતે તદ્દન સીધો ઊભો રહેલ હોઈને શ્રાન્ત મુદ્રાને ધારણ કરવા છતા પોતાની જાત પર કાબૂ હોવાથી જરાપણ ખિન્નતા દર્શાવતો નથી,

ङ ५. આને 'લોક' નામનો પુરુષ જાણવો એ 'લોકપુરુષ' કહેવાય. એ છ-દ્રવ્ય-સ્વરૂપ છે, અકૃત્રિમ છે, આદિ અને અત વગરનો છે એ આખો (ચારે તરફથી) ધર્મ, અધર્મ, આકાશ, કાળ, આત્મા (જીવો) નામના દ્રવ્યોથી અને પુદ્ગલ દ્રવ્યથી પૂરેપૂરો ભરેલો છે.

च ६. પોતાના જુદા જુદા રૂપો લઈને કાળ, ઉદ્યોગ, સ્વભાવ, નિયતિ અને કર્મરૂપ વાજિત્રો વડે નાચ કરનારા પુદ્ગળો અને નાટક કરનારા જીવોનુ એ રગસ્થાન છે-એ નાટ્ય-મડપ (થીએટર) છે.

छ ७ આવી રીતે વિવેચનપૂર્વક લોક(પુરુષ)નો વિચાર કરવામાં આવે – એને ભાવનાનો વિષય બનાવવામા આવે તો એ જ્ઞાનવાન્ પ્રાણીને મનની સ્થિરતા પ્રાપ્ત કરાવવાનો હેતુ થાય છે અને મનની સ્થિરતા જો (એકવાર) પ્રાપ્ત થાય તો પછી આત્માને હિત કરનારી અધ્યાત્મ સુખસ્વભાવની ઉત્પત્તિ સુખે કરીને-સહેલાઈથી પ્રાપ્ત કરી શકાય છે.

---

च ६ रगस्थान રગમડપ, નાટ્યભૂમિ, થીએટર नृत्यतां નાચતા काल-उद्योग-स्वस्वभाव-नियति-कर्म એ પાચ સમવાયી કારણો છે (નોટ જુઓ) आतोद्य વાજિત્ર

छ ७ विविक्ति વિવેચન विज्ञ વિશિષ્ટ જ્ઞાનવાળો आत्मनीना આત્મહિતજનની-કરનાર प्रसूति ઉત્પત્તિ

# गेयाष्टक*

विनय! विभावय शाश्वतं, हृदि लोकाकाशम् ।
सकलचराचरधारणे, परिणमदवकाशम् ॥ विनय! ॥ १ ॥
लसदलोकपरिवेष्टितं गणनातिगमानम् ।
पञ्चभिरपि धर्मादिभिः, सुघटितसीमानम् ॥ विनय! ॥ २ ॥
समवघातसमये जिनैः, परिपूरितदेहम् ।
असुमदणुकविविधक्रिया–गुणगौरवगेहम् ॥ ॥ विनय! ॥ ३ ॥
एकरूपमपि पुद्गलैः, कृतविविधविवर्तम् ।
काञ्चनशैलशिखरोन्नतं, क्वचिदवनतगर्तम् ॥ विनय! ॥ ४ ॥
क्वचन तविषमणिमन्दिरै–रुदितोदितरूपम् ।
घोरतिमिरनरकादिभिः, क्वचनातिविरूपम् ॥ विनय! ॥ ५ ॥
क्वचिदुत्सवमयमुज्ज्वलं, जयमङ्गलनादम् ।
क्वचिदमन्दहाहारवं, पृथुशोकविषादम् ॥ विनय! ॥ ६ ॥
वहुपरिचितमनन्तशो, निखिलैरपि सत्त्वैः ।
जन्ममरणपरिवर्तिभिः, कृतमुक्तममत्वैः ॥ विनय! ॥ ७ ॥
इह पर्यटनपराङ्मुखाः, प्रणमत भगवन्तम् ।
शान्तसुधारसपानतो, धृतविनयमवन्तम् ॥ विनय! ॥ ८ ॥

---

* રાગ :—આ અષ્ટક 'ઢઢ્યા ફળ છે ક્રોધના' એ સજ્ઝાયના લયમા બરાબર ચાલશે એનો રાગ કાફી છે એને મથાળે જણાવે છે કે 'આજ સખી મનમોહના' એ એની દેશી છે રાગ સરળ પણ મસ્ત છે

## નોટ :—

૧ शाश्वत સનાતન, ત્રણ-કાળ-અવિનાશી चर જંગમ, સ્થાનાંતર પ્રાપ્ત કરનાર अचर સ્થિર, चर ચાલતા परिणमद् તે તે દ્રવ્યના આકારને પામનાર અથવા આશ્રય આપનાર अवकाश space, જગ્યા
૨ लसत् દીપતો अलोक પારિભાષિક શબ્દ ( નોટ જુઓ ) अतिग ઓળંગી જાય છે. मान પરિણામ, measurement धर्मादि ધર્માસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાળ અને જીવો सीमानम् મર્યાદા, હદ
૩ समवधात સમુદ્ઘાત-પારિભાષિક શબ્દ (નોટ જુઓ ) जिन કેવળજ્ઞાની, એમાં તીર્થંકરોનો સમાવેશ થઈ જાય છે परिपूरित પૂરેપૂરો ભરેલો असुमत् પ્રાણ ધારણ કરનાર, પ્રાણી-જીવ अणुक પરમાણુ गुण धर्मो (પારિભાષિક) गौरव હાનિવૃદ્ધિ, પ્રચુરતા.
૪ एकरूप એક આકાર ધારણ કરનાર, એકસરખો विवर्त આકાર, ભેદ उन्नत ઊંચો ( સુંદરપણાનો ભાવ છે ) अवनत નીચો (તુચ્છતાનો ભાવ છે ) गर्त ખાડો
૫ क्वचन કોઈ સ્થાને, કોઈ જગાએ तविष દેવલોક उदितोदित વૃદ્ધિ પામતું સુંદર રૂપ
૬ उज्ज्वल લહેરમાં આવેલું, રોનકદાર पृथु વિસ્તૃત विषाद ખેદ
૭ कृतमुक्त કરીને છોડી દીધેલો
૮ पर्यटन રખડપાટો, પરિભ્રમણ पराङ्मुख ઊંચા મનવાળા, કંટાળાવાળા अवन्त (ભવભ્રમણથી) રક્ષણ કરનાર (એવા ભગવંતને) धृतविनय નમ્રભાવને ધારણ કરનાર પ્રાણી

---

૧ હે વિનીત ચેતન ! તારા હૃદયમાં અવિનશ્વર (શાશ્વત) લોકાકાશને તું ચિંતવ-ભાવ. એ (લોકાકાશ) સર્વ સ્થાવર-જંગમ દ્રવ્યોને ધારણ કરવામાં આશ્રય આપનાર હોઈ તે તે દ્રવ્ય તરીકે પરિણામ પામી આશ્રય આપે છે.

૨. એ (લોકાકાશ) દીપતો છે, ચારે તરફ અલોકથી વીંટાયેલો છે અને એટલો વિસ્તૃત છે કે એની ગણતરી થઈ શકે તેમ નથી, તેમજ ધર્માસ્તિકાય વગેરે પાંચ દ્રવ્યો વડે એની હદ સારી રીતે મુકરર થયેલી છે.

૩ જ્યારે જિનો (તીર્થંકર અથવા સામાન્ય કેવળી) સમુદ્ઘાત કરે છે ત્યારે એ(લોકાકાશ)ના આખા શરીરને પરિપૂર્ણ રીતે ભરી દે છે અને પ્રાણ ધારણ કરનાર જીવો તથા પરમાણુઓની અનેક પ્રકારની ક્રિયાઓ અને એના ગુણોની પ્રચુરતાનું એ મંદિર છે.

૪. એ (લોકાકાશ) જાતે એકરૂપ છે છતાં પુદ્ગળો એના અનેક આકારભેદો કરે છે. એ કોઈ જગ્યાએ મેરુપર્વતના શિખરોથી ઉન્નત થયેલ છે તો કોઈ જગ્યાએ અનેક ખાડાઓથી નીચો ગયેલો હોય છે.

૫. એ કોઈ સ્થાનકોએ દેવતાઓનાં મણિમંદિરોથી અત્યંત સૌંદર્ય ધારણ કરનાર સ્વરૂપવંત છે અને કોઈ સ્થાનકોએ અત્યંત ભયંકર અંધકારવાળાં નરક વગેરેથી અતિ બીભત્સ–ભયાનક છે.

૬. કોઈ પ્રદેશોમાં એ અનેક ઉત્સવમય હોઈને ખૂબ રંગમાં હોય છે, કોઈ પ્રદેશમાં જયમંગળના નાદથી ગાજતો હોય છે, એના કોઈ પ્રદેશો અત્યંત મોટા અવાજથી હાય હાયના અવાજો અને નિસાસાઓથી ભરેલ હોય છે અને ભારે મોટા શોક તથા ખેદમાં ગૂંચવાઈ ગયેલ હોય છે.

૭. જન્મમરણના ચક્કરમાં પડેલા સર્વ પ્રાણીઓ, જેઓએ અનેક પ્રકારનાં મમત્વો કર્યાં હોય છે અને ફરી ફરીને છોડી દેવા પડેલા હોય છે તેઓએ તેનો અનંત વખત ખૂબ સારી રીતે લાંબા કાળ સુધી પરિચય–સંબંધ કરેલો હોય છે.

૮. તમે જો આ પરિભ્રમણથી થાકી ગયા હો તો જે ભગવાને શાંતસુધારસના પાન દ્વારા વિનયને ધારણ કરનારનું રક્ષણ કર્યું છે તે મહાપુરુષને નમો–પ્રણામ કરો.

---

## લોકસ્વરૂપભાવના : પરિચય

ક ૧. આ ભાવનામા આપણે વિશ્વરચનાના સ્વરૂપમા દાખલ થઈએ છીએ. એ વિશ્વ-રચના અનાદિ કાળથી ચાલી આવેલી છે. એને કોઈએ બનાવેલ નથી, બનાવવાનુ શક્ય કે સભવિત પણ નથી, અને બનાવનાર શેમાથી બનાવે ? શા માટે બનાવે ? અને બનાવે તો આવી સૃષ્ટિ બનાવે એ વાત કોઈ પણ રીતે ગળે ઊતરે તેમ નથી જે ભૂતદયા સ્રષ્ટામા હોવી જોઈએ તે પૃથ્વી કે વિશ્વ બનાવે તો આવુ દુખમય, ત્રાસ આપનાર વિશ્વ શા માટે બનાવે એ કલ્પનામા ઊતરે તેમ નથી. આ સૃષ્ટિકર્તૃત્વનો પ્રશ્ન ઘણો વિશાળ છે ન્યાયની કોટિ પાસે તે કોઈ રીતે ટકી શકે તેમ નથી એટલી પ્રાસગિક ટીકા સાથે એ અતિ મહત્ત્વના આદિ પ્રશ્નને આપણે સકેલી લેવો જ પડે આ ભાવનામા એને સ્થાન નથી

ભૂગોળ–વિશ્વ સબધી જૈન શાસ્ત્રકારોનો કેવો ખ્યાલ છે તે આપણે આ સ્થળે વિચારી જઈએ એના સબધમાં ઘણા શાસ્ત્રગ્રથો છે ક્ષેત્રસમાસ, સગ્રહણી, સૂર્યપ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ વગેરે એ વિષયના ખાસ ગ્રથો ઉપરાત મૂળસૂત્રોમા, જબૂદ્વીપપ્રજ્ઞપ્તિ વગેરેમાં લોકનું વર્ણન છૂટુછવાયુ અનેક સ્થાનકે કરવામા આવ્યુ છે તે અનુસાર કેટલીક વિચારણા અત્ર કરી એનુ સ્વરૂપ સમજવા પ્રયત્ન કરીએ એની સમજણ થયા પછી, એને અંગે ભાવના કેવી રીતે ભાવવી તેનો પણ વિચાર કરશુ. અહી તો વિશ્વનો સાદો ખ્યાલ આપી શકાય તેમ છે, કારણ કે આ ગ્રથનો ઉદ્દેશ ભાવનાનો છે. વસ્તુસ્વરૂપ સક્ષેપમા બતાવ્યા પછી ભાવનાના વિશાળ માર્ગ પર ઊતરી, આપણે આ શાંતસુધારસનો આસ્વાદ લેવા યત્ન કરશું

આ વિશ્વના પ્રથમ ત્રણ વિભાગ કરવામા આવ્યા છે અધોલોક, તિર્યક્ અથવા મર્ત્ય-લોક અને ઊર્ધ્વલોક એના આકારનો ખ્યાલ આપવા માટે એક લોકપુરુષની કલ્પના કરી છે. જાણે એક પુરુષ બન્ને પગ ખૂબ પહોળા કરી, બન્ને હાથો કેડ પર લગાવી ઊભો છે આ લોકપુરુષની કેડ બહુ પાતળી છે એ કેડ–કમરની નીચેના ભાગમા અધોલોક આવ્યો છે, જેનો આકાર છત્ર ઉપર છત્ર મૂકયુ હોય તેવો છે કેડ પાસે તિર્યગ્ લોક આવે છે, કેડની ઉપરના ભાગમા ઊર્ધ્વ લોક આવે છે

એ લોકનુ માપ રજ્જુથી કરવામા આવે છે. એક રજ્જુનુ માપ નીચેની રીતે કરવાનુ છે. જબૂદ્વીપ મધ્યદ્વીપ છે. તે એક લાખ યોજન પ્રમાણ છે, એટલે તેની મધ્યરેષા તેટલી છે. તેની ફરતો ચારે તરફ લવણસમુદ્ર છે. તેની લબાઈ–પહોળાઈ બે લાખ યોજનની છે. તેની ફરતો ધાતકીખડ છે તે ચાર લાખ જોજન લાંબો–પહોળો છે તેની ફરતો કાલોદધિ સમુદ્ર છે તે આઠ લાખ જોજન લાંબો–પહોળો છે ત્યારપછી પુષ્કરવર દ્વીપ છે તે સોળ લાખ જોજન લાંબો–પહોળો છે ત્યારપછી એક સમુદ્ર અને એક દ્વીપ એમ અસખ્ય દ્વીપ–સમુદ્રો છે. છેલ્લો સ્વયભૂરમણ સમુદ્ર છે. આ અસખ્ય દ્વીપ–સમુદ્રનુ જે એકદર માપ થાય તેને એક રજ્જુનું માપ ગણ્યુ છે.

એ હિસાબે અધોલોક જે સભૂતળા પૃથ્વી નીચે ૯૦૦ જોજન પછી શરૂ થાય છે તેનુ ઊંચાઈનુ માપ સાત રજ્જુ—પ્રમાણ છે. તિર્યગ્લોક પહોળાઈમાં એક રજ્જુપ્રમાણ છે. ઊંચાઈ ૧૮૦૦ યોજનની છે. એ એક રજ્જુનો અતિ અલ્પ ભાગ ઊંચાઈમા રોકે છે ઊર્ધ્વલોક સાત રજ્જુમા કંઈક ઓછો છે. કુલ ત્રણે લોક મળીને ચૌદ રજ્જુપ્રમાણ ઊંચાઈ છે

**અધોલોક**નો વિચાર પ્રથમ ગાથામા કર્યો છે. ઉપર જણાવ્યુ તેમ સભૂતળા પૃથ્વી નીચે નવસો જોજન મૂક્યા પછી એ શરૂ થાય છે. એના સાત વિભાગ છે. એને નરકભૂમિ કહે છે. એમા રહેનાર જીવો 'નારકો' કહેવાય છે

પ્રથમ નરકભૂમિ રત્નપ્રભા નામની છે. તેનો પૃથ્વીપિંડ એક લાખ એશી હજાર જોજન છે. એના ત્રણ કાંડ (વિભાગ) છે. પ્રથમ વિભાગ રત્ન–ભરપૂર છે તેથી તેનુ નામ રત્નપ્રભા પડેલ છે. જો કે તેની જાડાઈ ૧૬ હજાર યોજનની છે. બીજા કાંડમા કાદવ છે, તેની જાડાઈ ૮૪૦૦૦ યોજન છે. ત્રીજો ભાગ પાણીથી ભરેલો છે. તેની જાડાઈ ૮૦ હજાર યોજન છે એની નીચે ઘનોદધિ, તેની નીચે ઘનવાત. તેની નીચે તનુવાત અને પછી આકાશ છે. ત્યાર પછી બીજી નરકભૂમિ આવે છે

આ પ્રથમ નરકભૂમિનુ નામ 'ઘર્મા' કહેવાય છે. એની ઊંચાઈ એક રાજની છે બીજી નરકભૂમિનુ નામ શર્કરાપ્રભા છે. એમા કાંકરા વિશેષ છે એની ઊંચાઈ પણ એક રાજની છે ત્રીજી નરકભૂમિ વાલુકાપ્રભા છે એમા વેળુ એટલે રેતી વિશેષ છે એની ઊંચાઈ પણ એક રજ્જુપ્રમાણ છે. આ ત્રણે નરકમા ક્ષેત્રવેદના ભયંકર, શીત–ઉષ્ણ વગેરે દશ પ્રકારની અસહ્ય હોય છે સ્થાનકો રહેવાના ખરછી જેવાં અને શરીર પારા જેવા હોય છે. બીજી અન્યોન્યકૃત વેદના છે. નારકો પરસ્પર લડે છે, કાપે છે, ત્રાસ આપે છે અને મારામારી કર્યા જ કરે છે એક ક્ષણ પણ સુખ નથી ત્રીજી પરમાધામીકૃત વેદના છે. એ અધમ દેવો નારકોને ત્રાસ આપવામાં આનદ લેનારા તેમજ ક્રૂર સ્વભાવવાળા છે આવી ત્રણે પ્રકારની વેદના અતિ આકરી હોય છે.

ચોથી નારકીનું નામ પંકપ્રભા, એમા કાદવ વિશેષ છે.

પાચમી નારકીનુ નામ ધૂમપ્રભા, એમા ધુમાડો વિશેષ છે

છઠ્ઠી નારકી તમ પ્રભા, એમા અંધકાર છે

સાતમી નારકી તમસ્તમ પ્રભા, એમાં ઘોર અધકાર છે.

પછવાડેની ચાર નારકીઓમા અન્યોન્યકૃત અને ક્ષેત્રવેદનાઓ હોય છે. પરધામીકૃત વેદના હોતી નથી.

સાતે નારકોના નામ અનુક્રમે ૧ ઘર્મા, ૨ વંશા, ૩. શૈલા, ૪ અંજના, ૫. રિષ્ટા, ૬. મેઘા અને ૭ માઘવતી છે.

આયુષ્યપ્રમાણુ જઘન્ય દશ હજાર વર્ષ ઉત્કૃષ્ટ પ્રથમ નરકના નારકોનુ એક સાગરોપમ, બીજીનુ ત્રણ સાગરોપમ, ત્રીજીનુ સાત સાગરોપમ, ચોથીનુ દશ સાગરોપમ, પાંચમીનુ સત્તર સાગરોપમ, છઠ્ઠીનુ બાવીશ સાગરોપમ અને સાતમીનુ તેત્રીશ સાગરોપમ છે. પ્રથમનુ ઉત્કૃષ્ટ તે દ્વિતીયનુ જઘન્ય એમ ઉત્તરોત્તર સમજી લેવુ

સાતમી નારકીની પહોળાઈ સાત રજ્જુપ્રમાણુ છે પ્રથમ નરકથી તે સાતમી નરક સુધી ઉત્તરોત્તર લબાઈ–પહોળાઈ વધતી આવે છે અને છેવટ લોકપુરુષના પગ આગળ ખૂબ લાબી –પહોળી થાય છે. સાતમી નારકીની નીચે પણ ઘનોદધિ, ઘનવાત અને તનુવાત આવે છે અને છેવટે આકાશ આવે છે ત્યા લોકનો છેડો આવે છે.

એ નારકી છત્રાકારે છે. એક ઊધા છત્ર ઉપર બીજુ નાનુ છત્ર મૂકયુ હોય એ રીતે છે. એમા મોટામા મોટુ છત્ર નીચે છે. ઉપર નાનુ નાનુ થતુ આવે છે. અથવા રામપાત્ર–શરાવલાને ઊધુ મૂક્યુ હોય તેવો આ અધોલોકનો આકાર છે,

સાતે નરકમા નરકાવાસ છે તેની કુલ સંખ્યા ૮૪ લાખની છે.

નારકોનાં દુખોનું વર્ણન કરવું અશકય છે, વાચતા ત્રાસ ઉત્પન્ન થાય તેવુ છે. એના રહેવાના સ્થાનો અને કલહો એવા હોય છે, એની ભૂમિકા એવી શીત ને ઉષ્ણ હોય છે અને એના વર્ણન એવા આકરા છે કે વાચતા અરેરાટી ઉદ્ભવે. આવો અધોલોક છે.

આ અધોલોકમા પ્રથમ નારકીનો પૃથ્વીપિડ ૧૮૦૦૦૦ જોજન છે. તેમા ઉપર–નીચે એક–એક હજાર જોજન મૂકતા બાકીના ૧૭૮૦૦૦ યોજનમા તેર પ્રતર છે અને ૧૨ આંતરા છે. એમાંથી વચ્ચેના દશ આતરામા ભુવનપતિ દેવોના સ્થાનો છે. એના દશ પ્રકાર છે એના વીશ ઇંદ્રો છે. આ એક જાતિના દેવો છે પણ એમના સ્થાન અધોલોકમા છે,

ઉપર જે એક હજાર જોજન મૂકયા તેમાથી ઉપર–નીચે સો–સો જોજન મૂકતાં વચ્ચેના ૮૦૦ જોજનમા વ્યતર દેવોના નિવાસસ્થાન છે અને ઉપરના સો જોજન મૂક્યા તેમા ઉપર–નીચે દશ–દશ જોજન મૂકી દેતા બાકીના ૮૦ જોજનમા વાણુવ્યતર દેવોના નિવાસસ્થાન છે. વ્યતરો તિર્ચ્છાલોકમા પણ અનેક સ્થાને રહે છે

ख २. અધોલોકની ઉપર **તિર્યગ્લોક** આવે છે એનો વિસ્તાર એક રજ્જુપ્રમાણુ છે. એમા અસખ્ય દ્વીપસમુદ્ર છે એના ઉપરના ભાગમા જ્યોતિષ્ચક્ર છે. લોકપુરુષની પાતળી કમરને જાણે કંદોરો પહેરાવ્યો હોય તેવુ સૌન્દર્ય તિર્ચ્છાલોક આપે છે

અધોલોક ખૂબ પહોળો અને ઊચો છે, ત્યારે આ તિર્યગ્લોક ઊચાઇમા ૧૮૦૦ યોજન છે. જંબૂદ્વીપની વચ્ચે મેરુપર્વત છે તે જમીનમાં એક હજાર જોજન છે. બહાર ૯૯૦૦૦ જોજન છે. એની સભૂતળા પૃથ્વી પરની શરૂઆતમા ચારે દિશાએ મળી ચાર અને એની ઉપર બીજા ચાર એમ આઠ રુચકપ્રદેશ છે ત્યાથી ૯૦૦ જોજન ઉપર અને નવશે જોજન નીચે તિર્યગ્લોક છે.

જબૂદ્વીપ થાળીને આકારે છે. ત્યારપછી એક સમુદ્ર અને એક દ્વીપ એમ ઉત્તરોત્તર આવે છે. તે વલય–ચૂડીને આકારે ફરતા છે અને પ્રત્યેક ઉત્તરોત્તર બમણા બમણા પ્રમાણવાળા છે. છેલ્લો સ્વયભૂરમણ સમુદ્ર આવે છે આ અસખ્ય દ્વીપસમુદ્રનુ માપ બરાબર એક 'રજ્જુ'પ્રમાણ છે.

જબૂદ્વીપમા ભરત, ઐરવત, મહાવિદેહ નામના ત્રણ કર્મભૂમિ–ક્ષેત્રો છે. મહાવિદેહમા સર્વ કાળ તીર્થંકર અને કેવળી હોય છે. ભરત, ઐરવતમાં ઉત્સર્પિણીના ત્રીજા–ચોથા આરામાં[1] અને અવસર્પિણીના પણ ત્રીજા–ચોથા આરામા[2] તીર્થંકરો હોય છે. ધાતકીખડમા બે મેરુ છે અને પુષ્કરવર દ્વીપમાં બે મેરુ છે. આ અર્ધો દ્વીપ મનુષ્યોથી વસેલો છે. મનુષ્યની ઉત્પત્તિ આ અઢીદ્વીપમાં જ છે વિદ્યાબળે આઠમા નંદીશ્વર દ્વીપ સુધી મનુષ્યો જઈ શકે છે મનુષ્યનુ આયુષ્ય ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમનુ હોય છે. સર્વ દ્વીપસમુદ્રોમાં તિર્યંચોની ઉત્પત્તિ છે.

આ તિર્યગ્લોકમાં પૃથ્વી ઉપર ૭૮૦ જોજન મૂકયા પછી ૧૨૦ જોજનમાં જ્યોતિષ્ચક્ર આવે છે. જેમા સૂર્ય, ચદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા હોય છે. અઢી દ્વીપમા એ ચર હોય છે, અન્યત્ર સ્થિર હોય છે

આ ઉપરથી જોવામા આવશે કે મેરુપર્વતનો સો યોજન જેટલો ભાગ અધોલોકમા છે, તિર્યગ્લોકના ૧૮૦૦ યોજનને સર્વત્ર વ્યાપે છે અને ઊર્ધ્વલોકમા તેનો મોટો ભાગ એટલે કે ૯૮૧૦૦ યોજન છે. પુષ્કરવર દ્વીપના પ્રથમના અર્ધા ભાગને છેડે માનુષોત્તર પર્વત છે. ત્યાં મનુષ્યઉત્પત્તિ પૂરી થાય છે. મનુષ્યઉત્પત્તિસ્થાન અઢીદ્વીપ છે અને લવણસમુદ્રમા ૫૬ અંતર્દ્વીપો છે તેમાં યુગલિક મનુષ્યો છે. આ તિર્યગ્લોકમા કર્મભૂમિ પાચ ભરત, પાંચ ઐરવત, પાચ મહાવિદેહ મળી કુલ ૧૫ છે. યુગલિક ક્ષેત્રો ૩૦ છે તેને 'અકર્મભૂમિ' કહેવામા આવે છે. લવણસમુદ્રમા ૫૬ અતરદ્વીપ છે. તે પણ અકર્મભૂમિ છે. મનુષ્યલોકમા અનેક નગરો, ઉપવનો, પર્વતો, નદીઓ, દ્રહો વગેરે છે એમા એટલી વિચિત્રતાઓ અને વૈભવ ભરેલા છે કે એને ઉપાધ્યાયશ્રીએ 'શ્રીવિચિત્ર'નુ યોગ્ય જ ઉપનામ આપ્યુ છે

ધ્યાનમા રાખવુ કે લોકપુરુષની પહોળાઈ અસખ્ય દ્વીપસમુદ્રો આ તિર્યગ્ લોકમા હોવા છતા ઓછામા ઓછી છે અને ઊચાઈ તો તદ્દન થોડી છે. હવે આપણે ઊર્ધ્વલોકને સમજીએ.

ગ ૩ ઊર્ધ્વલોકની યોજના આ પ્રમાણે છે—તિર્યગ્લોક પૂરો થયા પછી અસખ્ય યોજન ઉપર જતાં એક સાથે પ્રથમ અને દ્વિતીય દેવલોક આવે છે. તેના ઉપર અસંખ્ય યોજન ગયા પછી એક સાથે ત્રીજું અને ચોથુ દેવલોક આવે છે. તેની ઉપર અસખ્ય યોજને પાચમુ, તેજ પ્રમાણે તેની ઉપર છઠ્ઠું, પછી સાતમુ અને તેની ઉપર આઠમુ ત્યારપછી અસખ્ય યોજન ઉપર ગયા પછી નવમુ, દશમુ એક સાથે છે તેની ઉપર અસખ્ય યોજન મૂક્યા પછી અગિયારમુ, બારમુ દેવલોક એક સાથે છે.

---

૧ ત્રીજામા ૨૩ ને ચોથામા ૧.

૨ ત્રીજામા ૧ ને ચોથામા ૨૩ તીર્થંકર

પાચમા દેવલોકે કલ્પિત લોકપુરુષની બે કોણીઓનો ભાગ આવે છે. ત્યા પહોળાઈ પાંચ રજ્જુની છે બાર દેવલોક થઇ રહ્યા પછી ગ્રીવા(ડોક)સ્થાને નવ ગ્રૈવેયક આવે છે. ત્યાના દેવો કલ્પાતીત છે મુખસ્થાને અનુત્તર દેવો આવે છે. ત્યા ચાર દિશાએ ચાર વિમાનો છે અને વચ્ચે સવાર્થસિદ્ધ વિમાન છે આ વૈમાનિકો અલ્પભવી અને કલ્પાતીત છે. કપાળના સ્થાને બાર જોજનનો અ તર મૂકીને સ્ફટિકમય સિદ્ધશિલા આવે છે. એની ઉપર એક યોજને લોકની મર્યાદા (હદ) પૂરી થાય છે દેવતાઓને સુખનો જ અનુભવ થાય છે ત્રીજા દેવલોક પછી સર્વા ગ સ્પર્શસુખથી વિષયવાસના પૂરી કરતા નથી ઉત્તરોત્તર વાસના માત્ર શરીરસ્પર્શથી, પછી દેવીના શબ્દશ્રવણથી, પછી રૂપના નિરીક્ષણથી અને પછી ચિ તનમાત્રથી જ તૃપ્ત થાય છે. આ વિકાસ ખાસ સમજવા જેવો છે. કામવાસનાની તૃપ્તિ કરતા તેના ઉપર વિજય મેળવવામા વધારે આહ્‌લાદ ઉદ્‌ભવે છે ગ્રૈવેયક ને અનુત્તર વિમાનના દેવોને તો પાંચે ઇંદ્રિયના ભોગની ઇચ્છા પણ થતી નથી.

ઘ ૪ ઉપરના ત્રણ શ્લોકોમા ત્રણ લોકનુ દિગ્દર્શન કર્યું. એનો આપણા માનસ-ચક્ષુ સમક્ષ ખ્યાલ કરવા માટે કલ્પના કરવાની છે જાણે કે એક પુરુષ ઊભો છે, તેના બન્ને પગો પહોળા કરેલા છે અને તેણે પોતાના ડાબા, જમણા બન્ને હાથ કેડે લગાવ્યા છે એ લોક-પુરુષનુ વર્ણન આ ઘ અને ઙ શ્લોકોમા કર્યું છે.

વૈશાખસ્થાનસ્થાયી બન્ને પગો તે પુરુષના બતાવ્યા છે તેનો ભાવ બન્ને પગ પહોળા કરીને ઊભા રહેવાનો છે. એને વૈશાખ માસ કે વિશાખા નક્ષત્ર સાથે સ બ ધ નથી. પગ પહોળા કરીને વલોણુ કરનાર સ્ત્રીનુ એ સ સ્થાન છે એમ કોષમા કહેલ છે.

આવી રીતે પહોળા પગને સ્થાનકે નારકો છે સાતમી નારકીનુ થાળુ અતિ વિસ્તીર્ણ છે તે સાત રજ્જુ જગ્યા રોકે છે. એક રજ્જુપ્રમાણ લ બાઈ-પહોળાઈના ટુકડા કલ્પીએ તો અધોલોકના ૧૯૬ ટુકડા થાય એ સરાવળાને ઊ ધુ મૂક્યુ હોય તે આકારે છે.

કેડના ભાગમા પહોળાઈ ઓછી છે, માત્ર એક રજ્જુ છે ત્યાં તિર્યગ્‌લોક આવે છે ઊર્ધ્વલોકનુ વર્ણન ग શ્લોકમા કર્યું છે તેમા કોણી આગળ પાચમુ દેવલોક છે ગળા આગળ ગ્રૈવેયક દેવો છે અને મુખ ઉપર પાચ અનુત્તર વિમાનો છે સર્વની ઉપર સિદ્ધજીવો છે આ ઊર્ધ્વલોકના ટુકડા રજ્જુના માપે કરીએ તો ૧૪૭ થાય

તિર્યગ્‌લોકનો સમાવેશ એમા થઇ જાય છે કુલ રજ્જુ ૩૪૩ થાય એ ૭ નુ ઘન છે, એટલે સાતને સાતે ગુણતા ૪૯ થાય, તેને સાતે ગુણતા ૩૪૩ રજ્જુ થાય એટલે આખા લોકપ્રદેશને સ મિલિત કર્યો હોય તો ૭ ઘનરજ્જુ થાય

આવો લોક અથવા કલ્પિત લોકપુરુષ અનાદિ કાળથી ઊભો છે. એ અનાદિ અન ત છે એનો કોઇ કર્તા નથી એ શ્રાન્ત-થાકેલ મુદ્રાવાળો છે છતા જરા પણ ખેદ પામેલો નથી મતલબ એ કે, એ ત્રણે કાળ ઊભો છે એ કદી બેસી જવાનો કે થાકી જવાનો નથી. હજુ સુધી થાક્યો નથી અને ભવિષ્યમા કદી થાકવાનો નથી

વિશ્વના અનાદિત્વ સબધી મોટી ચર્ચા છે. એનો આદિ કોઇએ જોયો નથી; એનો કાંઈ ઇતિહાસ નથી અને એની શક્યતા પણ નથી. મરઘી પહેલી કે ઈંડુ પહેલુ ? એ સવાલનો નિર્ણય કરતા છેવટે અનવસ્થા જ પ્રાપ્ત થાય છે બીજ વગર વૃક્ષ ન થાય અને બીજ વૃક્ષના ફળમાં જ હોય છે, એમ ચર્ચા કરીએ તો પણ અતે અનાદિમા જ પર્યવસાન પામે છે.

☞ ૫. આવો **લોકપુરુષ** છે એમાં છ દ્રવ્યો ભરેલા છે. લોકમાં જીવો, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, કાળ અને પુદ્ગળો છે.

આ છ દ્રવ્યો નિત્ય છે અને પોતપોતાના ધર્મોમા સ્થિર રહે છે અસ્તિકાય એટલે સમૂહરૂપ સમજવુ. એમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને જીવ અરૂપી છે, જ્યારે પુદ્ગલ દ્રવ્ય રૂપી છે. દરેક દ્રવ્ય સ્વતત્ર છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય નિષ્ક્રિય છે, જીવ અને પુદ્ગળ સક્રિય છે. આકાશ આધાર છે અને ધર્મ, અધર્મ, પુદ્ગળ અને જીવ સક્રિય છે આકાશ આધાર છે અને ધર્મ, અધર્મ, પુદ્ગળ અને જીવ આધેય છે આકાશનો સ્વભાવ અવકાશ આપવાનો છે. ધર્માસ્તિકાય ગતિનિમિત્ત છે અને અધર્માસ્તિકાય સ્થિતિનિમિત્ત છે શબ્દ, અધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, તડકો, વર્ણ, ગધ, રસ, સ્પર્શ એ પુદ્ગલનુ લક્ષણ છે કાળ વસ્તુને નવીન તેમ જ પુરાણુ બનાવે છે અને એના સમય, આવલિકા વગેરે વિભાગો છે સેકન્ડ, મિનિટ, કલાક એ પણ કાળદ્રવ્યના જ વિભાગો છે

આત્મા કર્તા, ભોક્તા, જ્ઞાતા છે, ચેતનરૂપ છે, યોગ્ય પુરુપાર્થથી તે સિદ્ધ થઈ શકે છે અને એના મૂળ અસલ સ્વરૂપે પહોચી શકે છે. એના ગુણપર્યાય પર અગાઉ વિસ્તારથી વિવેચન થઈ ગયુ છે

લોકમાં આ છ દ્રવ્યો છે એ પૂરા થાય ત્યારે અલોક આવે છે એ અનત છે. એમાં માત્ર આકાશ છે ત્યાં બાકીનાં દ્રવ્યોને સ્થાન નથી લોક અને અલોકનો તફાવત એ જ છે કે લોકમાં ષડ્દ્રવ્ય છે, અલોકમા માત્ર આકાશ જ છે સમય અને આકાશ (Time and Space)-ના પ્રશ્નો જૈન દર્શનમા ખૂબ વિસ્તારથી ચર્ચાયા છે

☞ ૬ આ લોકપુરુપમા જીવો છે એ જીવો અને પુદ્ગળો અનેક પ્રકારના નાટકો કરી રહ્યા છે પુદ્ગળો સ્પર્શ, રૂપ, રસ, ગધને લઈને નાના પ્રકારના વેષો કાઢે છે જીવોની વિવિધતાનો પાર નથી એ પોતપોતાના પાઠો રગભૂમિ ઉપર ભજવે છે અને પર્યાય પલટ કરી નવાનવા રૂપો ધારણ કરે છે એને નાટક કરવામાં પાચ કારણો સહાય કરે છે, એને સમવાયી કારણ કહેવામા આવે છે તે કાળ, સ્વભાવ, ઉદ્યમ, કર્મ અને નિયતિ છે. કાળ એટલે એ પ્રમાણે વસ્તુ બનવાનો સમય પાકવો જોઈએ, જેમ કે આંબા ગરમીમાં જ ફળે છે, પ્રસૂતિ લગભગ નવમાસે જ થાય છે વગેરે કાળ પાકચા છતા ઉદ્યમ–પ્રયત્ન કરવો જ પડે બેસી રહેવાથી કાઈ વળે નહિ, અને ત્રીજી વાત એ છે કે વસ્તુસ્વભાવ તેવો હોવો જોઈએ. ઘઉં વાવી બાજરાની આશા વ્યર્થ છે વળી કર્મ એટલે પૂર્વે બાધેલા કર્માનુસાર જ ફળપ્રાપ્તિ

થાય છે અને નિયતિ એ અનાદિ લોકસ્થિતિ છે, અર્થાત્ સર્વજ્ઞોએ જે પ્રમાણે જ્ઞાનમાં દીઠું હોય તેમ જ બને છે—તેમા ફેરફાર થતો નથી. આ પાચે સમવાયી કારણો એકઠાં થયા ત્યારે કાર્ય બને છે. લોકમાં પ્રત્યેક કાર્ય આ પાચ કારણોને આધીન રહે છે. એમાં પ્રાધાન્ય કોઈ પણ વખતે એક કારણનુ હોય છે, બીજા કારણ ગૌણ હોય છે, પરતુ પાંચે એકી વખતે હોવા જ જોઈએ.

આ સસારમા કર્માવૃત પ્રાણી જે નાટકો ભજવે છે તેનુ વર્ણન શુ કરીએ ? એના વિવિધ નાચો એટલે આખી દુનિયાનો ઇતિહાસ દુનિયામાં બનતો કોઈ પણ બનાવ લઈએ કે ઐતિહાસિક કોઈ ચરિત્ર વાચીએ તો તેમાં નાટક સિવાય કાંઈ દેખાશે નહિ. આ આખી દુનિયા રગભૂમિ છે અને પ્રાણીઓ તેના પાત્રો છે. એમા વિચિત્ર શરીરો, આકૃતિઓ, સ્વરો, રૂપો, આકારો, ભાષણો, સુખ, દુ:ખ, અભિમાન, અભિનિવેશ, કપટ, ચાતુર્ય, ખેદ, મોહ, પ્રેમ, આક્રમણ, આતાપના, કીર્તિ, અપયશ વગેરે સર્વ બાહ્ય અને આતરિક ભાવો, દેખાવો અને આવિષ્કરણો થાય છે તે સર્વ નાટકો છે. ભવપ્રપચ એટલે સસારનું નાટક. એને ભજવનારા જીવો અને પુદ્ગળો. પુદ્ગળ પરમાણુમા ચેતનાશક્તિ ન હોવા છતાં અચિંત્ય શક્તિ હોય છે અને તેમા તરતમતા પણ હોય છે. આપણી આસપાસ જે રમતો ચાલી રહી છે તે નાટક જ છે. આપણે પોતે પણ નાટકના પાત્રો જ છીએ અને આ આખું વિશ્વ એ રગમડપ—નાટ્યભૂમિ છે. એમા પડદા પડે છે, ઊપડે છે અને નાટક પ્રત્યેક જીવ આશ્રયીને અને સમુચ્ચયે નિરતર ચાલ્યા જ કરે છે. આ નાટકનો તાદૃશ ખ્યાલ શ્રી સિદ્ધર્ષિગણિએ પોતાના અદ્ભુત ચાતુર્યથી શ્રી ઉપમિતિભવપ્રપચાકથા ગ્રથમાં આપ્યો છે.

છ ૭. આવી રીતે લોકસ્વરૂપ વિચારતા એમા આત્મ, અનાત્મ વસ્તુનો ખ્યાલ થાય છે. જીવ, અજીવનો વિવેક થાય છે, સ્વર્ગ, મર્ત્ય, પાતાળનો ખ્યાલ થાય છે અને આ અનંત વિશ્વમા આપણુ સ્થાન શુ છે, અને આ જીવ ક્યા ક્યા જઈ આવ્યો છે અને કોના કોના કેવા કેવા સબધમા આવ્યો છે તેનો ઊડો વિચાર થાય છે અસખ્યાત યોજનો, નિગોદથી ભરપૂર લોક, તેમા પાર વગરની વનસ્પતિઓ, મર્ત્યલોકનુ નાનકડુ સ્થાન, તેમાં પણ મનુષ્યની ઉત્પત્તિ તો અઢીદ્વીપમા જ નારકોના દુખોનો ત્રાસ, સ્વર્ગનાં સુખોનો આખરે થતો અત અને અનત કાળથી ચાલી રહેલી ઘટના—એ સર્વ વિચારતા એના અનાદિત્વનો અને પોતાના ચારે ગતિમા ફેરા અને ગમનાગમનનો ખૂબ ખ્યાલ આવશે, અનેક તરગો ઊઠશે વિશ્વની વિશાળતા કેવી ? કેટલી ? અને આપણે કોણ ? ક્યા ? ક્યા ખૂણામા ભરાઈ પડ્યા છીએ ? — તે સમજાશે.

આવી ભાવના ભાવતા મનની સ્થિરતા થઈ જશે. જો ભાવનાર જ્ઞાની હશે—વિદ્વાન્ હશે તો એને આ આખી ઘટના તરફ નિર્વેદ થઈ આવશે અને પોતાના મનના ઘોડાની લગામ એ ખેચશે. વિશાળ વિશ્વમા એ તારાઓ જોશે, નિરભ્ર આકાશમાં એ ચદ્ર જોશે અને એની

સાથે એનામા જે કાઈ મદ હશે તે ગળી જશે. એ અ દર ઊતરી પોતાની લઘુતા અને કર્મનું જોર વિચારશે અને છતા પુરુષાર્થનું પ્રાબલ્ય પણ સમજશે. એને ઇચ્છા થશે તો આવા વિશાળ વિશ્વમાથી પણ તેને અગ્ર ભાગે જવાનો પોતાનો માર્ગ એ શોધી શકશે

આટલુ માનસિક સ્થૈર્ય એને પ્રાપ્ત થાય એટલે એને અધ્યાત્મસુખની પ્રસૂતિ સાહજિક છે. મનની અસ્થિરતા દૂર થઈ એટલે આત્મા સ્થાને આવી જાય છે, બાહ્ય ભાવ તજી એ અ તરમાં ઊતરે, અને ત્યા એની સ્થિરતા થઇ એટલે એને તત્ત્વાનુસ ધાન થતા વખત લાગતો નથી. લોકસ્વરૂપમાં શુ વિચારવાનુ છે તે હજુ ગેયાષ્ટકમાં કહેવાનુ છે. એ રીતે વિચારતાં વિકાસ સત્વર અને સ્પષ્ટ છે. અ દર ઊતરી જવા અત્ર આમ ત્રણ છે. વિજ્ઞ–સમજુ પ્રાણી આ નોતરુ જરૂર સ્વીકારે

અહીં 'વિવિક્તિ' શબ્દ વાપર્યો છે તે ખૂબ સમજવા યોગ્ય છે. પૃથક્કરણ–વિવેચન વિવેકપૂર્વક કરવુ એ એનો આશય છે લોકસ્વરૂપ સ બ ધી અનેક મતભેદ છે. પૃથ્વીના આકાર સ બ ધી તકરારો છે આ ગૂ ચવણમા ઊતરવાની અહી જરૂર નથી એ માટે સાધનો અને અભ્યાસ સુલભ પણ નથી, પણ પૃથ્વી અને આકાશ ઘણા વિશાળ છે અને આપણું સ્થાન એમા તદ્દન નાનુ છે એ આપણે વિચારવાનુ છે આ વાતમા બે મત પડે તેમ નથી. સદાચારી જીવન, ઉચ્ચ ભાવના, માનસ–સ્થૈર્ય, અધ્યાત્મભૂમિમા પ્રવેશ અને પ્રવાસ એ સર્વ સુવિદિત વાત છે અને સર્વ કાળમા આદરણીય છે. આપણે ગમે તેવા મોટા હોઈએ તો પણ અનંત વિશ્વમા કેવળ અણુમાત્ર છીએ અને આપણો મોક્ષ આપણે આપણા પ્રયત્ન વડે જ સાધી શકીએ છીએ. આ સર્વ બિનતકરારી મુદ્દા પકડી લઈ, આપણો વિકાસ જે માર્ગે થાય તે આદરી લેવો સર્વ દૃષ્ટિએ યોગ્ય છે. આપણે આ દૃષ્ટિએ એ મુદ્દો પકડી લઈએ. એમાં કોઈ કોઈ મુદ્દા ખૂબ ભવ્ય છે અને ખાસ અ દર ઊતરી જાય તેવા છે.

———

## લોકસ્વરૂપભાવના : ગેયાષ્ટકપરિચય

૧. ઉપરના પરિચયમાં જે લોકનુ વર્ણન સક્ષેપમાં કર્યું છે તે લોક શાશ્વત છે; ભૂત, વર્તમાન ને ભવિષ્યમા એકસ્વરૂપે વર્તનાર છે. એ શાશ્વત ન હોય તો એનો આદિ હોવો ઘટે, તેનુ કોઈ પ્રમાણ લભ્ય નથી અને એને બનાવવા પરમાણુ જોઈએ તે ચેતન પદાર્થમાથી નીકળે તેમ નથી જો પરમાણુને અનાદિ માનીએ તો વાત અંતે અનાદિ ઉપર જ આવે છે

જે **લોકનું** ઉપર વર્ણન કરવામા આવ્યુ છે તે ચર અને અચર, જગમ અને સ્થાવર સર્વને ધારણ કરવા સમર્થ છે અને આકારાતર તથા અવસ્થાતર ધારણ કરે છે. પ્રત્યેક દ્રવ્ય પોતાના ધર્મો બજાવે છે અને અન્યથી જુદુ રહી એક સાથે કામ કરે છે આકાશ સર્વને અવકાશ આપે છે. આ લોકસ્વરૂપને તુ ખૂબ વિચાર. ચર અને અચર સર્વને ઓળખવા અને પ્રત્યેકના ગુણો અને પર્યાયોને વિચારવા એ અત્ર મુદ્દો છે. આ સર્વ તત્ત્વોમા આકાશને બરાબર સમજ્યા પછી ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયને ખાસ સમજવા જરૂરી છે, કારણ કે એનુ દ્રવ્ય તરીકે કોઇ દર્શનમાં નિરૂપણ નથી. વિચારવાનુ એ છે કે આકાશ તો અવ કાશ આપે, જીવ અને પુદ્ગળો ચાલે, પણ એની ગતિ અને સ્થિરતાને નિયત્રિત કરનાર કોઈ ન હોય તો સર્વત્ર અવ્યવસ્થા ઊભી થાય એને ચોક્કસ સ્થાને રાખનાર અને ગતિ તથા સ્થિતિ વખતે એને સહાય કરનાર ઉપરના બન્ને દ્રવ્યો (ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય) ન હોય તો દેખાતા વિશ્વની વ્યવસ્થા કે સ્વરૂપ ન રહે આ રીતે દલીલથી પણ એ દ્રવ્યો સમજી શકાય તેવા છે જૈનનો પરિણામિનિત્યત્વવાદ ન્યાયના ગ્રથોથી ખાસ સમજવા લાયક છે.

૨. ઉપર જે લોકની હકીકત રજૂ કરી તે લોક ચારે તરફ અલોકથી વીટાયેલો છે ચૌદ રજ્જુ ઊચો અને સાત ઘન રજ્જુ પ્રમાણ પિડવાળો લોક પૂરો થાય ત્યારે તેની પછી ફરતો અલોક આવે છે. અલોક એટલે જ્યા જીવ, ધર્મ, અધર્મ, પુદ્ગળ કે કાળનો પ્રવેશ નથી પણ જ્યા માત્ર આકાશ છે તેવો પ્રદેશ અલોકમા કોઈ જીવ જઈ શકતો નથી, કારણ કે ગતિસહાયક ધર્માસ્તિકાય ત્યા છે જ નહી માત્ર આકાશ (Space) ત્યા છે અને તે અનત છે ત્યા પુદ્ગળ–પરમાણુ પણ નથી

એ 'લોક' દીપતો છે, કારણ કે એમા ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો છે અને ખાસ કરીને એમા ચેતનશક્તિવાળા જીવો છે વળી એ એટલો વિસ્તારવાળો છે કે એની ગણતરી કરતાં અક્કલ છક્કડ ખાઈ જાય. અસખ્ય યોજનોની વાત એને ગણનાતીત બનાવે છે. નાનકડા મનુષ્યલોકમા પણ અસખ્ય દ્વીપ–સમુદ્રો છે, ત્યા આખા લોકના માપની ગણતરી કેવી રીતે થાય ? આવો વિસ્તારવાળો આ **લોક** છે

લોકની હદ–મર્યાદા પાચ દ્રવ્યથી થાય છે લોકમા પાચે દ્રવ્યો જરૂર હોય છે. અલોકમાં માત્ર આકાશ છે તે ઉપર જણાવ્યુ છે. પાંચમા એક પણ દ્રવ્ય ઓછુ હોતુ નથી.

આ ગાથામાં પાચ દ્રવ્યની હકીકત કહી અને ઉપર ક્ર. ૧ શ્લોકમાં છ દ્રવ્ય બતાવ્યાં છે તેમાં અપેક્ષા સમજવાની છે કેટલાક આચાર્યો કાળને દ્રવ્ય તરીકે માનતા નથી. કાળના પર્યાયો સર્વ કબૂલ કરે છે. દ્રવ્યને ગુણ અને પર્યાય બન્ને હોવા ઘટે અતીત, અનાગત અનત સમયો એના પર્યાય છે આ મોટો ચર્ચાનો વિષય છે કાળનુ સ્વરૂપ ને વર્તના સર્વ સ્વીકારે છે એને જુદા દ્રવ્ય તરીકે માનવામાં આવે કે નહિ તે પ્રશ્નમા આપણે નહિ ઊતરીએ. લોકમા કાળ વર્તે છે. અલોકમા કાળ વર્તતો નથી. આ સબધમા બે મત નથી. સમજવાની વાત એ છે કે એ લોકનુ માન ગણતરીથી અતિક્રાન્ત હોવા છતા એની સીમા–મર્યાદા સુઘટિત છે આવા અપાર, અદ્ભુત લોકરૂપ વિશ્વનો વિચાર કરવો અનત આકાશ સામે જોઈ તારા, ગ્રહ, ચદ્ર વગેરેનો વિચાર કરી વિશ્વની વિશાળતા વિચારવી અને એના વિસ્તારનો ખ્યાલ કરવો.

૩. ચૌદ રજ્જુ લાંબો લોક આકાશમાં રહેલો છે એ આકાશના અસખ્ય પ્રદેશ છે જેનાથી નાનો ભાગ ન થઈ શકે તેવા વિભાગને પ્રદેશ કહે છે આકાશપ્રદેશની સખ્યા 'અસંખ્ય' છે અસખ્યનો ખ્યાલ ચોથા કર્મગ્રથમા વિસ્તારથી શ્રીદેવેદ્રસૂરિએ ચાર પાલાની કલ્પના કરીને આપ્યો છે

તીર્થકર કે સામાન્ય કેવળી (જિનેશ્વર અથવા જિન) કેટલીક વાર મોક્ષ જવા પહેલા કેવળી–સમુદ્દઘાત કરે છે એમા આઠ સમય લાગે છે એથી ઘણા કર્મો ખરી જાય છે. પ્રત્યેક આત્માના પ્રદેશ અસખ્ય છે અને તેની કુલ સખ્યા લોકાકાશના પ્રદેશ જેટલી છે. કેવળી ઉપર જણાવ્યો તેવો સમુદ્દઘાત કરે ત્યારે લોકાકાશના પ્રત્યેક પ્રદેશ પર પોતાનો એક એક આત્મપ્રદેશ સ્થાપન કરે છે. પહેલે સમયે એ દડ કરે છે, બીજે સમયે કપાટ કરે છે, ત્રીજે સમયે મથાન કરે છે અને ચોથે સમયે આતરા પૂરે છે ચોથા સમયે તે સર્વ લોક-પ્રદેશને સ્પર્શે છે અને તે વખતે આત્મા મહાસમુદ્દઘાત કરી અનેક કર્મને ખેરવી નાખે છે આ અતિ અગત્યના સમયે પ્રત્યેક આકાશપ્રદેશને જિનનો આત્મા સ્પર્શે છે પછી તુરત એ ક્રિયા સહારી લે છે. સમુદ્દઘાત–પ્રકરણ શ્રી પ્રજ્ઞાપનાસૂત્ર(૩૬મા પદ)માંથી વાચવા યોગ્ય છે એ આત્માની અદ્ભુત વીર્યશક્તિ બતાવે છે

પ્રાણીઓ–જીવોની અનેક ક્રિયાનુ એ લોકમદિર છે. બે અણુ ભેગા થાય ત્યારે દ્વયણુક, ત્રણ અણુ ભેગા મળે ત્યારે ત્ર્યણુક, એમ અનત અણુ મળે ત્યારે અનતાણુક સ્કધ થાય છે પ્રત્યેક અણુ છૂટો હોય ત્યારે અણુ કહેવાય, સ્કધને લાગેલો હોય ત્યારે પ્રદેશ કહેવાય. પ્રત્યેક અણુમા વર્ણ, ગધ, રસ અને સ્પર્શ હોય છે અણુની શક્તિ પણ અનત છે એ અધોલોકને છેડેથી ઉપર સિદ્ધસ્થાન સુધી એક સમયમા જઈ શકે છે એને પર્યાયો–પલટ ભાવ હોય છે. એ સર્વ ફેરફારો અને ચમત્કારો લોકમાં થાય છે અને તેથી એ સર્વ વિવિધ ક્રિયાનુ મદિર લોક કહેવાય છે,

જીવના પર્યાયોની વાત તો શી કરવી? જેટલા રૂપો દેખાય છે, જેટલા આકારો દેખાય છે તે સર્વ પર્યાયો છે અને પુદ્ગળના પર્યાયો પણ પાર વગરના છે જીવ–પુદ્ગળ–સંયોગજન્ય પર્યાયોનો પાર નથી આખી વિશ્વરચના, તેના ફેરફારો, તેમા પ્રત્યેક પ્રાણી અને પરમાણુમાં થતી હાનિવૃદ્ધિ – એને લઇને મહાન નાચ ચાલી રહ્યો છે, તેનુ મહામાયામંદિર આ **લોક** છે.

૪. 'લોક' એ રીતે પાચ અસ્તિકાય (ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય. પુદ્ગલાસ્તિકાય, આકાશાસ્તિકાય અને જીવાસ્તિકાય) રૂપ છે એટલે એના આખા નિરવશેષ ભાગમા સર્વત્ર પાચ અસ્તિકાય છે અને એ સામાન્ય નજરે જોઇએ તો એકરૂપ છે, એકસરખો છે, છતા પુદ્ગળોએ એમા અનેક વિવર્તો કર્યા છે પુદ્ગળ અને જીવો બન્નેએ મળીને એના અનેક ફેરફારો–વિભાગો બનાવ્યા છે પુદ્ગળ–પરમાણુના સ્કધો એને અનેક રૂપો આપે છે.

વિવર્તવાદ દર્શનશાસ્ત્રનો અગત્યનો વિભાગ છે વેદાતીઓનુ કહેવુ એમ છે કે જગત્ બ્રહ્મમય છે અને એના જે જુદા જુદા રૂપો દેખાય છે તે અવિદ્યાના પરિણામે દેખાય છે. એ માયા છે અને અજ્ઞાનજનિત ભ્રમ છે વસ્તુત બ્રહ્મ સિવાય કોઈ સત્ નથી વિદ્યાથી એ અજ્ઞાન(અવિદ્યા)નો નાશ થાય ત્યારે એક બ્રહ્મનુ જ્ઞાન થાય છે

જૈન તત્ત્વજ્ઞાન જીવ અને જડનો ભેદ સ્વીકારે છે વૈરાગ્ય માટે એ પૌદ્ગલિક પદાર્થોની અસ્થિરતા જરૂર કહે, એના વિવર્તો પર એ નિર્વેદની પરિપાટીઓ રચે, છતા મૂળ દ્રવ્ય તરીકે આત્મા અને પુદ્ગળને પૃથક્ સમજે છે આ શાસ્ત્રીય વિષય ખૂબ ચર્ચીને સમજવા યોગ્ય છે પુરુષ અને પ્રકૃતિનો ભેદ સમજવા પ્રયત્ન કરવો આપણે આ દાર્શનિક ચર્ચામા નહિ ઊતરીએ પુદ્ગળસંયોગે કેવા કેવા વિવર્તો–ફેરફારો દેખાય છે તે સમજી, તેનો લાભ સંસાર પરની વાસના ઓછી કરવામા લઈએ

આખા વિશ્વની નજરે જોતા એ લોક કોઈ જગ્યાએ સોનાના શિખરોથી ઉન્નત થયેલો દેખાય છે અને કોઈ જગ્યાએ ઊંડા ભયકર ખાડાવાળો દેખાય છે. મોટા પર્વતને દૂરથી જોવામા આવે તો પ્રભાતે જાણે તેનાં શિખરો સોનાના હોય તેવુ દેખાય છે પીળી માટીને લઈને કેટલાક પર્વત સુવર્ણરંગના દેખાય છે દતકથામા અનેક પર્વતો સોનાના કહેવાય છે કોઈ સ્થાનકે લોક ઊંડા ખાડાવાળો હોય છે મર્ત્યલોકમા ખાડાવાળા અનેક પ્રદેશો છે અધોલોકમા તો પાર વગરના ખાડાઓ છે

મતલબ લોકના સ્થાનકો કોઈ જગ્યાએ આકર્ષક હોય છે અને કોઈ જગ્યાએ અતિ બીભત્સ અને કોઈ જગ્યાએ ભયાનક હોય છે.

**૫.** એ લોક કોઈ જગ્યાએ દેવતાઓના મણિમદિરોથી વિભૂષિત હોય છે ભુવનપતિનાં ભવનો, વ્યતરના નગરો અને વૈમાનિક દેવોના વિમાનોના વર્ણનો વાચતાં આનદ થાય તેવુ છે એમા રત્નની ભીતો અને નીલરત્નમય ભૂમિઓ, ભૂમિનો સ્વય પ્રકાશ અને ક્રીડાસ્થાનો એટલા સુદર શબ્દોમા વર્ણવેલા છે કે વાચતા એક જાતનુ સુખ ઉત્પન્ન થાય છે. મર્ત્યલોકમા

પણ મોટા રાજભુવનો વૈભવ અને સપદાથી ભરપૂર હોય છે મોટા રાજ્યમહેલો, બકિંગહામ પેલેસ કે કૈઅરનાં વિલાસસ્થાનો અનેક પ્રકારના સાજ સાથે ગોઠવાયલા હોય છે આગ્રા અને દિલ્હીના ઐતિહાસિક સ્થાનો કે વર્તમાન રાજધાનીના શહેરોનાં બગલા, વાડી, ઉપવનો એને ઉદિત ઉદિત રૂપવાન બનાવે છે

કોઈ સ્થાનકે એ ભયકર નરકસ્થાનરૂપ હોય છે એના વજ્રમય કાટા, એની લોહીની નદીઓ, એની ભયકર ભૂમિઓ, એની શીત જગ્યાઓ, એની ઉષ્ણ જગ્યાઓ–વર્ણન વાંચતા કમકમાટી છૂટે એવા અનેક સ્થાનો અધોલોકમા ઠેકાણે ઠેકાણે છે આ પૃથ્વી પર પણ ભયકર સ્થાનો અનેક હોય છે. એ જોતા મનમાં ગ્લાનિ અને કેટલીક વાર ભય જરૂર થાય છે. કહેવાની મતલબ એ છે કે, આ લોકના સ્થાનો અનેક પ્રકારના છે અને અનેક પ્રકારની શુભ–અશુભ લાગણી ઊભી કરનારા છે આનદ, પ્રશસા, શોક, વિષાદ, ભય સ્થાનપરત્વે થાય છે એ સહજ સમજાય તેવી હકીકત છે

૬. એ લોકમા કોઈ જગ્યાએ ઉત્સવ ચાલી રહેલા હોય છે, કોઈ જગ્યાએ વાજા વાગતા હોય છે, કોઈ જગ્યાએ નાચરગ ઊડતા હોય છે, કોઈ જગ્યાએ નાટક–સિનેમા જામ્યા હોય છે, કોઈ સ્થાનકે સુદર પકવાન્ન પીરસાતા હોય છે, કોઈ જગ્યાએ 'હુરે હુરે'ના પોકાર ચાલતા હોય છે, કોઈ જગ્યાએ ઉજાણી–જ્યાફતો મચી રહી હોય છે, કોઈ જગ્યાએ 'સમય વરતે સમયો' બોલતા હોય છે, કોઈ જગ્યાએ તાળીઓના ગડગડાટ ઊઠતા હોય છે એવી રીતે અનેક આનદ જયમગળ ઉચ્ચારના ચિત્રો રજૂ કરી શકાય એવા પ્રસગોથી લોક ગાજી રહ્યો હોય છે.

કોઈ જગ્યાએ છાતી પર અસહ્ય છાજિયા લેવાતાં હોય છે, કોઈ જગ્યાએ રડાપીટ ચાલતી હોય છે, કોઈ જગ્યાએ નિસાસા નખાતા હોય છે, કોઈ જગ્યાએ ફાસીઓ દેવાતી હોય છે, કોઈ જગ્યાએ મારામારીમા લોહીના રેલા કે નદીઓ ચાલતી હોય છે, કોઈ જગ્યાએ ખાટકીઓ જીવોના ગળા પર છરી ચલાવતા હોય છે, કોઈ રોગની પીડાથી કકળાટ કરતા હોય છે, કોઈ વિયોગની જ્વાલામા અતઃશોકથી બળી–ઝળી જતા હોય છે, કોઈ જગ્યાએ જીવો પર કરવત સાલતી હોય છે, કોઈ સ્થાને હાડકા ભાગી જતા હોય છે, કોઈ સ્થાને ચાબખા–પરોણી પડતા હોય છે અને આવાં અપરપાર દુખ, ગ્લાનિ, શોક, સતાપ તેમ જ વિષાદથી ભરપૂર સ્થાનકો હોય છે

મુબઈ જેવા શહેરમા મરણની ઠાઠડીની પડખે મોટા વરઘોડા જોવામા આવે છે અને એક જ માળામા મરણના છાજીઆ ગવાતા હોય ત્યા થોડી ઓરડી પછી લગ્નના ગીત ગવાતા સભળાય છે ભર્તૃહરિ કહે છે કે 'કોઈ જગ્યાએ વીણાના અવાજ અને કોઈ જગ્યાએ હાહાકાર રુદન, કોઈ જગ્યાએ વિદ્વાનોની ચર્ચા અને કોઇ જગ્યાએ દારૂના પીઠાનો મસ્ત કલહ, તો કોઈ જગ્યાએ રમ્ય સ્ત્રી અને કોઈ સ્થાને અતિ કદરૂપી સ્ત્રી–આવુ આવુ જોતા સમજ પડતી

નથી કે આ સસાર તે વિષમય છે કે અમૃતમય છે !' આ સર્વ ભાવો લોકમા દેખાય છે એમા નારકોના ત્રાસ ઉમેરીએ એટલે વર્ણન વધારે ગભીર બને છે. આવો અનેક પરસ્પર વિરુદ્ધ દેખાવોથી ભરપૂર આ લોક છે

૭. ઉપરની હકીકતમા કાઈ નવીન નથી સર્વ પ્રાણીઓને આવા અનેક ભાવોનો અને અનેક સ્થાનોનો અનેકવાર પરિચય થયેલો છે અનાદિકાળથી આ જીવ – પ્રત્યેક સસારી જીવ રખડચા કરે છે એ એક સ્થાનકે ઉત્પન્ન થઈ ત્યા ઘરબાર વસાવે છે, શરીરને પોતાનુ માને છે, મનુષ્ય હોય તો છોકરા, છૈયા, કુટુબ-કબીલાવાળો થાય છે અને પાછો મમત્વ છોડીને (ખુશીથી અને ઘણુખરુ પરાણે) વળી બીજે ઘરબાર જમાવે છે શરીરને તો એ પોતાનુ જ ગણે છે શાસ્ત્રવિદો કહે છે કે "એવી કોઈ જાતિ નથી, એવી કોઈ યોનિ નથી, એવુ કોઈ સ્થાન નથી કે એવુ કોઇ કુળ નથી જ્યા આ જીવ અનેકવાર જન્મ્યો ન હોય કે અનતવાર મરણ પામ્યો ન હોય" આવી રીતે જન્મ-મરણના ચક્કરે ચઢેલા સસારમા ફરતા સર્વ પ્રાણીઓને આ લોકનો, તેના સ્થાનોનો, તેના ભાવોનો અને તેના હર્ષ-વિષાદોનો ચિર-કાળથી અનેક વખત પરિચય થયેલો છે. એણે સર્વ સ્થાનોમા આટા માર્યા છે, એણે સર્વ નદીના પાણી પીધા છે, એ પર્વતે પર્વત અને જગલે જગલ રખડચો છે, એણે પાર વગરના ભોગો ભોગવ્યા છે, એણે ઠડી-ગરમીના અપાર દુખો સહન કર્યા છે, એણે પરાધીનતાએ ભૂખતરસ સહી છે, એણે માણવામા બાકી રાખી નથી અને રડવામા પણ બાકી રાખી નથી

૮. હવે જો આ આટાઓ મારવાથી થાકચા હો. હવે તમને એ આટા મારવામા દુખ જણાતુ હોય, જો તમને એ ચક્રપરિભ્રમણનો કટાળો આવ્યો હોય તો તમારા રસ્તા બદલો, તમે તમારા આદર્શો ફેરવી નાખો અને તમારી ચર્યાની આખી દિશા બદલી નાખો તમે અત્યાર સુધી ભૂલ્યા, પરને પોતાનુ માન્યુ, થોડા વખતના વાસને ઘરના ઘર માન્યા અને પખીના મેળાને કુટુબ માન્યુ. તમારે જવુ છે કલકત્તે અને તમે રસ્તો લીધો છે મદ્રાસનો આ વાત નભે નહિ આમા કાઈ તમારા આટા બધ થાય નહિ અને આમા કાઈ સાચો માર્ગ સાપડે નહિ

જો તમારે એ પરિભ્રમણનો છેડો લાવવો હોય તો તમારા આદર્શ તરીકે જિનેશ્વર દેવનુ સ્થાપન કરો એમને નમો એટલે એને તમારા હૃદયચક્ષુ સન્મુખ રાખો એમણે માર્ગ પર ચડી પોતાનો રસ્તો શોધ્યો છે અને તે આદર્શે તમે ચાલશો તો તમારા રસ્તા સુધરી જશે પ્રણામ કરવામા બે વાત છે એક આદર્શ તરીકે તેમનો સ્વીકાર, અને બીજુ તેમના બતાવેલા માર્ગે વહન

એ ભગવતે શાતસુધારસના પાનનુ દાન કરીને અનેક પ્રાણીઓને રક્ષણ આપ્યુ છે જે પ્રાણીઓ શાતસુધારસના પાનનુ દાન ઝીલે છે, જે ભગવાનના એ અતિ શાત ઝરણાને ઝીલવાનો વિનય કરે છે તે પ્રાણી આ રખડપટ્ટીથી બચી ગયા છે એવા અનેક પ્રાણીના

દાખલાઓ નોંધાઇ ગયેલા છે. તમને પણ એ ઇચ્છા થઈ હોય અને તમે ઉપરનીચે અને આડાઅવળા આટા મારવાથી થાકયા હો તો આદર્શ બદલી નાખો અને શાતરસના પાનનો વિનય કરી આનદ કરો. આખા લોકનો વિચાર કરશો તો જરૂરી વિનય પ્રાપ્ત થઈ અને એક વાર એ માર્ગે ચડી ગયા તો પછી કાર્યસિદ્ધિ થઈ જશે

'લોકસ્વરૂપ'ભાવના એટલી વિશાળ છે કે એના અતરમા બાકીની સર્વ ભાવનાનો સમાવેશ થઈ જાય આ જીવનમાં જે અનિત્યતાદિ ભાવો વિચારવા યોગ્ય છે તે સર્વ લોકમા જ બને છે. એ રીતે આ ભાવના સર્વતો વિશાળ છે

લોક અને અલોકનું સ્વરૂપ વિચારીને પછી લોકની અદર ઊતરી જવાથી આ ભાવનાનુ રહસ્ય પ્રાપ્ત થાય એ રીતે લોકનુ સ્વરૂપ 'પરિચય'મા વર્ણવવા પ્રયત્ન થયો છે સામાન્ય રીતે આ ગણિતાનુયોગનો વિષય છે એને માટે ખાસ લોકનાલિદ્વાત્રિશિકાપ્રકરણ છે તદુપરાત બૃહત્સગ્રહણિ, ક્ષેત્રસમાસ આદિ પ્રકરણો અને સૂર્યપ્રજ્ઞપ્તિ, ચદ્રપ્રજ્ઞપ્તિ આદિ સૂત્રગ્રથો છે. એ ઉપરાંત અનેક ગ્રથોમા લોકાલોકનુ સ્વરૂપ બતાવ્યુ છે એ સ્વરૂપ એ ગ્રંથોથી સમજી લેવુ. આ યુગમા ભૌગોલિક બાબતોનો મેળ ખાતો નથી. તેમા આપણો અલ્પ અભ્યાસ, સાધનોની અલ્પતા અને એ વિષયની શોધખોળની અલ્પેચ્છા મુખ્ય કારણ છે. એ વિષયની ચર્ચામા આપણે નહિ ઊતરીએ એ ઘણો વિશાળ વિષય છે એક ખગ્રાસસૂર્યગ્રહણ જોવા જે દેશો લાખો રૂપિયા ખરચી શકે અને જેને ત્યા અનેક સાધનસપન્ન મહાન વેધશાળાઓ હોય તે એવા વિષય પર વિચાર કરવા યોગ્ય ગણાય આપણે તો હજુ એ વિષયની બારાક્ષરી શીખવામા છીએ આપણે તો અહી જે સ્વરૂપ બતાવ્યુ છે તે સમજવા પૂરતો પ્રયાસ કરવાની જરૂર છે. એનો મેળ મેળવવા અભ્યાસીઓ જરૂર પ્રયાસ કરશે એવી આશા રાખી, આપણે તો એની ભાવના કેવી રીતે ભાવવી અને તે દ્વારા આપણો વિકાસ કેવી રીતે સાધવો તે પ્રાસગિક વિષય વિચારીએ આ ગ્રથનો ઉદ્દેશ શાતરસની રેલછેલ કરવાનો છે તે આપણે કદી ન વીસરીએ અન્ય ચર્ચાને આ ગ્રથમા સ્થાન નથી.

લોકની વિશાળતા, એમાં રહેલા અનત જીવો, તેમા તિર્યગ્લોકનુ તદ્દન નાનુ સ્થાન, એવા નાના તિર્યગ્(મર્ત્ય)લોકમા અસખ્ય દ્વીપસમુદ્ર, એમા સર્વથી નાનો જબૂદ્વીપ, એના ૧૯૦મે ભાગે ભરતક્ષેત્ર, તેમા છ ખડ, તેનો પણ નાનો ભાગ અને તેના એક વિભાગમા આપણી પાસે સો, બસો કે ચાર હજાર વાર જમીન હોય એની ખાતર આપણે શુ શુ કરીએ છીએ? એના ઝગડા, એના હક્કોના સવાલ, એની હદની તકરારો અને એની માલિકીની પચાતો—આ સર્વ શોભતી વાત છે? એ ઘટે છે? અને એ કોને માટે? કેટલા વર્ષને માટે? અને છતા ચારે તરફ જોઈએ તો નાનામા નાની માલિકીની ભાજગડો અને ગૂચવણોનો પાર નથી અને મારુ તારુ કરવામા આપણી નાની જિદગી પૂરી થઈ જાય છે અને છેવટે ઉઘાડે—ખાલી હાથે ચાલ્યા જવુ પડે છે, ત્યારે એ સર્વ માલિકી, હક્કો, કબજાઓ

અને વેરઝેર અહીં રહી જાય છે એ રીતે અનેકને મૂકી જતા જોયા અને આપણે પણ જરૂર જવુ છે, છતા અધ્યાસ છૂટતો નથી અને પ્રસ ગ આવે ત્યારે આપણે પણ બાય ચઢાવી ટટ્ટાર થઈ જઈએ છીએ, એ વાતની ના પડાય તેમ નથી આ સર્વ રમત કઈ જાતની છે તે ખાસ વિચારવા યોગ્ય છે.

ઉપાધ્યાયશ્રીએ આખી ભાવનાનુ રહસ્ય બહુ યુક્તિસર બતાવ્યુ છે. એના બે સ્થાન મુખ્ય છે પરિચયમા છ (૭) શ્લોક અને અષ્ટકની છેલ્લી પાંચ ગાથાઓ. પ્રથમ મુદ્દો એ છે કે સમજુ માણસ–વિશિષ્ટ જ્ઞાનવાળો પ્રાણી આ લોકભાવના ભાવે તો એને માનસસ્થૈર્ય પ્રાપ્ત થાય છે આ કેમ બને ? લોકપુરુષ એ કાઈ ચિત્ર નથી, એ તો ખ્યાલ આપવા માટે તૈયાર કરેલ ચિત્ર છે, પુરુષાકાર છે પણ એ લોક નાનો નથી. એની લબાઈ પહોળાઇનો ખ્યાલ બરાબર કરવામા આવે અને એની ઊચાઈ વિચારવામા આવે તો અક્કલ છક્કડ ખાઈ જાય તેમ છે એ લોક, એના સ્થાનો, એમાના જીવો, એના જ ગલો, એના શીત પ્રદેશો, એના ઉષ્ણ પ્રદેશો, એના વૈભવો, એના દુ ખો, એના કારાવાસો, એના રાજભુવનો, એના માર્ગો, એની નદીઓ, એના સરોવરો, એના પર્વતો, એના જળચરો, એના સ્થળચરો, એના ખેચરો, એના સર્પો, એની વનસ્પતિ ઇત્યાદિ સર્વનો વિચાર કરતા અક્કલ હાથમા રહે તેમ નથી એની વિચારણા કરવામા ખાસ નિગોદનુ સ્વરૂપ અને તેમા રહેતા જીવની અન તતાનો ખ્યાલ આવે ત્યારે આકાશની અન તતા અને જીવસ ખ્યાની અન તતાનો ક્યાસ કરી શકાય છે અસ ખ્ય આકાશપ્રદેશને અવગાહી એક ગોળો રહે અને એવા અસ ખ્ય ગોળા પૈકી એકેક ગોળામા અસ ખ્ય નિગોદ રહે અને એકેક નિગોદમા અન ત જીવો રહે એનો ખ્યાલ કરતાં એવે કોઇ સ્થાનકે આપણે ભરાઇ પડ્યા હોઇએ તો આપણી શી દશા થાય તે વિચારવા જેવુ છે આ અનેક સ્થાનોનો વિચાર કરતાં મનમા જે અસ્થિરતા હોય છે અને થોડા વખતમા આ મેળવુ કે આ ખાઉ, પણે જઉ કે આમ દોડુ—એવા એવા અવ્યવસ્થિત વિચારો આવતા હોય તે ફૂગ થઈ જાય છે અને મનમા એક પ્રકારની સ્થિરતા આવતી જાય છે અતિ વિશાળ ચૌદ રાજલોકમાં પોતાના સ્થાનની અલ્પતા મોટા માધાતાને પણ મૂ ઝવી નાખે તેમ છે, તો તું તે કોણ ? તારી ગણુતરી શી ? તારુ સ્થાન કેટલુ નાનુ ? અને વિશ્વના ક્યા ખૂણામા આવ્યુ છે ? આવી વિચારસ્થિરતા થતા અધ્યાત્મસુખની પ્રસૂતિ થાય છે અને એ સુખનો આન દ અજબ છે. એ મનોરાજ્ય અનોખા છે, એની વૈભવસ પત્તિ અલૌકિક છે ઉપાધ્યાયજીનો આ ભાવનારસ પ્રથમ દૃષ્ટિએ જ અતિ આકર્ષક છે, તન્મય કરી દે તેવો છે અને અતિ પ્રૌઢ ભાષામા ચિતરાયો છે

એમનો બીજો પ્રવાહ જીવ અને પુદ્ગળના સ બ ધથી થતા વિવર્તોનો છે. એ પ્રસ ગ અતિ પ્રાસાદિક છે. આ લોકના વિવિધ આકારો બતાવી, તેની રમણીયતા અને તેની બીભત્સતા બન્ને બરાબર બતાવેલ છે ત્યારપછી એના અનેક સ્થાનકોએ દેખાતી વિચિત્રતા હૃદયને દ્રવિત કરી દે તેવી છે આપણે સ સારમા ફરનારા છીએ અને અહીં મનુષ્યલોકમા જે

વૈવિધ્ય જોઇએ છીએ તે આપણને નમાવી દે અને વિચારમા નાખી દે તેવુ છે. માત્ર યુવાનીની મસ્તીમા તણાઇ ન જઈએ અને વસ્તુસ્વરૂપ જોવાનો અભ્યાસ પાડીએ તો અહી પાર વગરના પ્રસંગો નજરે પડે તેમ છે જો એવા પ્રસગોના પત્રક ભરીએ તો આવા અનેક ગ્રથો ભરાઇ જાય પણ એ બિનજરૂરી છે, કારણ કે આપણા દરરોજના અનુભવનો એ વિષય છે.

જીવને કદાચ દેવસુખ લલચાવનારા લાગે, પણ અતે એનો છેડો આવે ત્યારે માથાં પછાડવા પડે છે એ સમજ્યા બાદ જો સુજ્ઞ હોય તો તેને પણ વાછે નહિ મનુષ્યના સુખો કેવા છે, તે તો આપણે જોઈએ છીએ વાસ્તવિક સુખી માણસ શોધ્યો જડે તેમ નથી અને બહારથી સુખી દેખાતાને સુખી માનવો એના જેવી બીજી કોઈ ભૂલ નથી કદાચ સહજ વૈભવ મળી ગયો હોય તો તે પણ એટલા થોડા વર્ષ માટે છે કે અનત કાળની ગણનામા તેને તો તદ્દન બાજુએ મૂકી દેવાય નારકીનાં દુખોનુ વર્ણન કરતા ત્રાસ ઊપજે છે એ પર વિવેચનની પણ હવે જરૂર નથી તિર્યંચ પચેદ્રિયની પરાધીનતા અને બાકીની ચારે ઇદ્રિય-વાળા જીવોનુ અજ્ઞાન વિચારતા એક પણ સ્થાન જડે તેવુ નથી કે જ્યા પ્રાણી ઇચ્છા ધરી, હોંશ રાખી રહેવા મન કરે આવો આ લોક છે!

એની ભાવના ભાવવા માટે પ્રથમ એનુ સસ્થાન વિચારવુ આકાશને આધારે તનુવાત રહે છે, તેને આધારે ઘનવાત રહે છે, ઘનવાતને આધારે ઘનોદધિ છે અને તેને આધારે પૃથ્વી રહે છે. પૃથ્વીને આધારે ત્રસ–સ્થાવર જીવો અને જીવને આધારે શરીર શરીર પૈકી એક કાર્મણ શરીર, કાર્મણ શરીર એટલે કર્મોનો સમૂહ લોકની આ પ્રમાણે સ્થિતિ છે એની પહોળાઈની દૃષ્ટિએ એ નીચેથી ઉપર ચડતા એક એક આકાશપ્રદેશ ઓછો થતો આવે છે એના પૃથ્વી પરના યુગલિક ક્ષેત્રો ને અતરદ્વીપો સુંદર હોય છે એની કર્મભૂમિ તથા અકર્મભૂમિઓ વિવક્ષિત છે. એના અસખ્ય દ્વીપ સમુદ્ર પૈકી આઠમા નદીશ્વર દ્વીપના મહોત્સવો જોવા મન થઈ જાય તેવુ છે અને એનો છેલ્લો સ્વયભૂરમણ સમુદ્ર અર્ધો રાજને રોકીને રહેલો છે

ઉપર જ્યોતિષ્ચક્ર આવે છે. બાર દેવલોકના વૈભવો, સામાનિક દેવોની ઋદ્ધિ, દેવભૂમિની વિશાળતા, ગ્રૈવેયકના સુખી દેવો, લોકાતિકના દેવો અહી આવી તીર્થાધિરાજને તીર્થ પ્રવર્તાવવા વિજ્ઞપ્તિ કરે છે તે અને વૈમાનિક દેવોનો માનસિક આનદ, સર્વાર્થસિદ્ધના દેવોની સુખશય્યા, કેવળી ભગવાનને તેઓનાથી ઘતી મન વડે પૃચ્છા – એ સર્વનો વિચાર કરવાનો છે

એ સર્વના મૌલિસ્થાને રહેલા સિદ્ધના અનત, અવ્યાબાધ સુખનુ તથા સિદ્ધશિલાનુ વિભાવન કરતા ચિત્ત સ્થિર થઈ જાય તેમ છે, આત્મા અનુપમ દશા અનુભવે તેમ છે અને પરમ અધ્યાત્મશાંતિનો અહી સાક્ષાત્કાર થાય છે આ રીતે સ્થાનનુ વિભાવન કરવુ

તે તે સ્થાનોમા વર્તતા ભાવોનો વિચાર કરતા લોકની વિશાળતા બરાબર મનોમદિરમા જામી જાય છે એમા હાસ્ય ને શૃગાર રસ વધારે છે કે એમા કરુણ, બીભત્સ અને રૌદ્ર રસ વધારે છે તેનો અત્ર વિભાગ પાડવો એ વિવેચન કરતાં જો સસાર ઉપર કાઈ પણ

આસક્તિ ઓછી થાય તો પછી વિચાર આવશે કે આ રખડપાટો ક્યાં સુધી ચલાવ્યા કરવો છે ? આ રખડપાટાનુ સ્વરૂપ જ્યાંસુધી સમજવામા ન આવ્યુ ત્યાંસુધી તો ગમે તેમ ચલાવ્યું, પણ હજુયે એમ ને એમ ચલાવવુ છે કે રસ્તો ફેરવવો છે – એ આ ભાવનાનો કેંદ્રસ્થ વિચાર છે જો ચક્રભ્રમણનો કંટાળો આવ્યો હોય. જો નિગોદની સ્થિતિથી ત્રાસ થયો હોય. અનત ભવોમા બહારના કોઈએ જાણ્યા કે ભોગવ્યા કે સૂણ્યા નથી એવા અનતા અપ્રસિદ્ધ ભવો કર્યા છે એ વાત હૃદયમા બેઠી હોય તો હવે કાંઈક ચેતો. અને ચેતીને કાંઈક એવુ કરો કે જેથી તમારો માર્ગ સીધો અને સાધ્યસન્મુખ થઈ જાય હજુ આંટા મારવા જ કરવા હોય તો તો સવાલ રહેતો જ નથી, બાકી દશા ફરી હોય અથવા ફેરવવા યોગ્ય છે એમ લાગ્યુ હોય તો અત્યારની હાયવરાળનો હવે છેડો લાવો કર્મથી ઘેરાયેલા આત્માને પણ પુરુષાર્થ શક્ય છે. એ અનત શક્તિનો ધણી છે અને જ્યારે ને જાગે ત્યારે તે કર્મના ભુક્કા કરી નાખે એવી અમોઘ શક્તિ નૈસર્ગિક રીતે એનામા ભરેલી છે એ વાત અદર બરાબર જામવી જોઈએ અને જામ્યા પછી નિર્બળ થઈ બેસી રહેવુ ન જોઈએ. એ તો તજવી ત્યારે એક એક શુ તજવી ?—આ ભાવ મનમા હોય અને ચેતનજી ઊઠે ત્યારે એ ખેળથી ભરેલો દેહ જોતો નથી કે સ્નાન પૂરું કરવાની ગડ જોતો નથી. એ બડવીર છે, લોકાગ્રે પહોંચવાની શક્તિથી સપન્ન છે અને અને અનત તેજનો ધણી છે એ જાગ્યો એટલે પુણ્યપ્રભાવ જાગ્યો, એ ઊઠ્યો એટલે રસ્તો સાંપડ્યો. એ ચાલ્યો એટલે વિકાસ. વિકાસ ને વિકાસ જ થાય માત્ર એની દોરવણી સમ્યગ્ પ્રકારની હોવી જોઈએ અને એનો પ્રયોગ રાગદ્વેષ પર વિજય મેળવવાની ભાવનાથી થયેલો હોવો જોઈએ. આંતરવૃત્તિએ જ્યારે એને સાચો અંતરત્યાગ સૂઝશે ત્યારે આ આંટા મારવા એને ગમશે નહિ એને પુદ્ગળભાવ પર પ્રેમ થશે નહિ. એને કષાય કરવામા હીણપત લાગશે, એને સદ્ગુણોનુ વ્યસન થશે અને એ વિશ્વૈક્ય સમજી જેટલાને બને તેટલાને સાથે લઈ સાધ્ય તરફ પ્રયાણ કરી જશે

આ રીતે લોકભાવના અતિ વિશાળ છે એના અંતરમા સર્વ ભાવનાનો સમાવેશ કરી શકાય છે. એના અંતરમા સૃષ્ટિકર્તૃત્વની ચર્ચા શાંતભાવે થાય છે એનાં પાંચ સમવાયી કારણો સમજાય, જૈન ધર્મ–દર્શન કર્મપ્રધાન છે કે પુરુષાર્થપ્રધાન છે એની વિવેચના થાય. પડ્–દ્રવ્યનું સ્વરૂપ અનેક દૃષ્ટિએ વિચારાય અને વિશ્વવિશાળતા વિચારી માનસસ્થૈર્યના પ્રસંગો એનાથી મેળવાય તો અધ્યાત્મશાંતિમા એનુ પર્યવસાન થાય. આ વિચારણા–ભાવના એ શાંતસુધારસપાન છે. એ અમૃત વિરલ છે, પણ મળે ત્યારે અપ્રતિમ આત્મોત્કર્ષ દેનાર છે. એમાં અંતરઆત્મા પ્રસન્ન થઇ પ્રવેશે એ આપણી પ્રેરણા, ઇચ્છા અને ભાવના હોય લોકભાવના અનેક પ્રકારે ભાવવી શક્ય છે જે માર્ગે પોતાનો વિકાસ થાય તે રસ્તે તેનો ઉપયોગ કરવો સુધાપાન કરવાની આ તક બરાબર લેવી અને લઇને સાધ્ય તરફ પ્રયાણ કરવુ એવો શ્રી વિનયવિજય ઉપાધ્યાયનો ઉપદેશ પોતાના આત્મા તરફ છે તે આપણે આપણા ચેતનજી સમક્ષ ધરવો અને આદર્શ સ્પષ્ટ કરી પ્રગતિને માર્ગે ચડી જવુ.

इति लोकस्वरूपभावना

ઉપાધ્યાયશ્રી સકલચંદજીવિરચિત

## લોકસ્વરૂપભાવના

( રાગ–પરજિયો )

જ્ઞાન નયનમાંહે ત્રિભુવનરૂપે, જેણે જિન દીઠો લોગો,
નિધણિયાતો ષટ્દ્રવ્યરૂપો, પ્રણમો તસ જિન યોગો ૧
મુનિવર ! ધ્યાવો અઢિય દ્વીપ નર લોગો. એ આંકણી
જિહાં જિન મુનિવર સિદ્ધ અનંતા, જિહાં નહીં જ્ઞાન વિયોગો. મુનિ૦ ૨
આપે સિદ્ધો કેણે ન કીધો, જસ નહિ આદિ અંતો,
લીધો કેણ ન જાયે ભુજબળે, ભરિયો જંતુ અનંતો મુનિ૦ ૩
અનેક દ્રવ્ય પર્યાય પરિવર્તન, અનંત પરમાણુ સ્કંધે,
જેમ દિસે તેમ અકળ અરૂપી, પંચદ્રવ્ય અનુસંધે મુનિ૦ ૪
અચળપણે ચલન પ્રતિ કારણ, ધર્માસ્તિકાય પ્રદેશો,
સ્થિરહેતુ અધર્માસ્તિકાયથી, લોકાકાશ અતિ દેશો મુનિ૦ ૫
મધ્યે એક રજ્જુ ત્રસનાડી, ચઉદસ રજ્જુ પ્રમાણો,
અનંત અલોકી ગોટે વીંટ્યો, મસ્તકે સિદ્ધ અહિઠાણો. મુનિ૦ ૬
અધોલોક છત્રાસન સમવડ, તિર્છો ઝલ્લરી જાણો,
ઊર્ધ્વલોક મૃદંગ સમાણો, ધ્યાન સકળ મુનિ આણો મુનિ૦ ૭

---

કટિ પર સ્થાપિત હસ્ત, પ્રસારિતપાદ પુરુષના જેવો જેહ,
ષડ્ દ્રવ્યાત્મક લોક અનાદિ અનન્ત સ્થિતિ ધરનારો તેહ,
ઉત્પત્તિવ્યયધ્રૌવ્યયુક્ત તે ઊર્ધ્વ અધો ને મધ્ય ગણાય,
લોકસ્વરૂપ વિચાર કરંતા ઉત્તમજનને કેવળ થાય

પં. અમૃતવિજયજી

---

# પ્રકરણ બારમું

## બોધિદુર્લભભાવના

मन्दाक्रान्ता

यस्माद्विस्मापयितसुमनःस्वर्गसम्पद्विलास-
प्राप्तोल्लासाःपुनरपि जनिः सत्कुले भूरिभोगे ।
ब्रह्माद्वैतप्रगुणपदवीप्रापकं निःसपत्नं,
तद्दुष्प्रापं भृशमुरुधियः सेव्यतां बोधिरत्नम् ॥ क ॥ १ ॥

भुजङ्गप्रयातम्

अनादौ निगोदान्धकूपे स्थितानामजस्रं जनुर्मृत्युदुःखार्दितानाम् ।
परिणामशुद्धिः कुतस्तादृशी स्याद्यया हन्त तस्माद्विनिर्यान्ति जीवाः ॥ ख ॥ २ ॥

ततो निर्गतानामपि स्थावरत्वं, त्रसत्वं पुनर्दुर्लभं देहभाजाम् ।
त्रसत्वेऽपि पञ्चाक्षपर्याप्तसंज्ञिस्थिरायुष्यवद्दुर्लभं मानुषत्वम् ॥ ग ॥ ३ ॥

तदेतन्मनुष्यत्वमाप्यापि मूढो, महामोहमिथ्यात्वमायोपगूढः ।
भ्रमन् दूरमग्नो भवागाधगर्ते, पुनः क्व प्रपद्येत तद्बोधिरत्नम् ? ॥ घ ॥ ४ ॥

शिखरिणी

विभिन्नाः पन्थानः प्रतिपदमनल्पाश्च मतिनः,
कुयुक्तिव्यासङ्गैर्निजनिजमतोल्लासरसिकाः ।

---

क १ यस्मात् બોધિરત્નથી विस्मापयित આશ્ચર્યમાં ગરકાવ કરે તેવું. सुमन દેવ उल्लास આવિર્ભાવ जनि જન્મ भूरिभोगे ભોગ ઘણા લભ્ય હોય તેવું, ધનધાન્યસમૃદ્ધ ब्रह्माद्वैत શુદ્ધ નિરંજન ચૈતન્યસ્વરૂપ प्रगुण ઉત્કૃષ્ટ ગુણવાળી नि सपत्न જેના જેવું અન્ય ન હોય તેવું भृश ખૂબ (ક્રિ વિ) उरुधिय વિશાળ બુદ્ધિવાળા

ख २ जनु જન્મ अर्दित પીડિત परिणामशुद्धि પરિણામધારા तस्मात् નિગોદમાંથી हन्त ખેદ બતાવનાર અવ્યય છે

ग ३ स्थावरत्व એકેંદ્રિયત્વ (નોટ) त्रसत्व બે, ત્રણ, ચાર, પાંચ ઇંદ્રિય હોવાપણું पर्याप्ति પૂરી પર્યાપ્તિવાળા (નોટ) संज्ञि મનવાળાપણું (નોટ) स्थिर દીર્ઘ, નિબિડ, નિશ્ચળ मानुषत्व મનુષ્યપણું

घ ४ मिथ्यात्व અજ્ઞાન (નોટ) माया પરવંચન, છળ, કપટ उपगूढ વીંટળાઈ વળેલો मग्नो ઊંડો, ગરકાવ થઈ ગયેલો अगाध જેનો પાર ન આવે તેવો ઊંડો

न देवाः सान्निध्यं विदधति न वा कोऽप्यतिशय-
स्तदेवं कालेऽस्मिन् य इह दृढधर्मा स सुकृती ॥ ङ ॥ ५ ॥

शार्दूलविक्रीडित

यावद्देहमिदं गदैर्न मृदितं नो वा जराजर्जरं,
यावत्त्वक्षकदम्बकं स्वविषयज्ञानावगाहक्षमम् ।
यावच्चायुरभङ्गुरं निजहिते तावद्बुधैर्यत्यता,
कासारे स्फुटिते जले प्रचलिते पालिः कथं बध्यते ॥ च ॥ ६ ॥

अनुष्टुप्

विविधोपद्रवं देहमायुश्च क्षणभङ्गुरम् ।
कामालम्ब्य धृतिं मूढैः स्वश्रेयसि विलम्ब्यते ॥ छ ॥ ७ ॥

---

ढ ५ विभिन्ना તદ્દન છૂટાછૂટા पन्थान માર્ગો मतिन (પોતાની નજરે) બુદ્ધિશાળીઓ व्यासङ्ग સંબંધ ઉલ્લાસ પુષ્ટિ, વૃદ્ધિ सान्निध्य સહાય, મદદ अतिशय વિશિષ્ટતા, સામાન્ય રીતે ખુલાસો ન મળે તેવી આશ્ચર્યકારક ઘટના. सुकृती નસીબદાર, પુણ્યશાળી

च ६ गद વ્યાધિ मृदित ચૂર્ણીકૃત, ખલાસ થઈ ગયેલુ जर्जर જીર્ણ अक्षकदम्बक ઇંદ્રિયોનો સમૂહ, કુલ ઇંદ્રિયો स्व પ્રત્યેકના, પોતપોતાના अवगाह ઊંડા ઊતરવુ ते स्फुटिते ફૂટી ગયેલા

छ ७ विविधोपद्रव અનેક પ્રકારના (વ્યાધિના) ઉપદ્રવો [illegible] धृति ધૈર્ય, ધીરજ, ટેકો श्रेयस् કલ્યાણ

क १ જે (બોધિરત્ન)થી આશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવા દેવતાઓના સ્વર્ગની સંપત્તિના ભોગવિલાસ અને તેથી અનેક પ્રકારના આનંદ–ઉલ્લાસો પ્રાપ્ત થાય છે અને ત્યારપછી પણ અનેક ભોગવિલાસોથી ભરપૂર સારા કુળમા જન્મ થાય છે, જે અદ્વૈત બ્રહ્મની પ્રકૃષ્ટ પદવીને પ્રાપ્ત કરાવનાર છે, જે અદ્વિતીય છે અને જે પ્રાપ્ત થવુ મહામુશ્કેલ છે તે બોધિરત્નને હે વિશાળ બુદ્ધિવતો ! ખૂબ સેવો

ख २. નિગોદના અંધકૂપમા ભરાઇ પડેલા અને વારવાર થતા જન્મ અને મરણના દુખોની પીડાથી હેરાન થઈ ગયેલા જીવોને પરિણતિની એવી વિશુદ્ધિ ક્યાથી થાય કે જેના વડે તેઓ એ નિગોદમાથી બહાર નીકળી આવે ?

ग ३. તે (સૂક્ષ્મનિગોદ)માથી કદાચ બહાર નીકળે તો પ્રાણીને બાદર સ્થાવરપણુ પ્રાપ્ત થાય છે, પણ ત્રસપણુ મળવુ મુશ્કેલ છે, ત્રસપણુ મળી જાય તો તેમા પણ પચેન્દ્રિયપણું મળવુ દુર્લભ છે, પચેન્દ્રિયપણુ મળી જાય તો પર્યાપ્ત થવુ મુશ્કેલ છે, પર્યાપ્તત્વ મળે તો પણ સંજ્ઞીપણુ મળવુ મુશ્કેલ છે, તે મળે તો સ્થિર આયુષ્ય મળવું મુશ્કેલ છે અને તે મળી જાય તો પણ મનુષ્યત્વ દુર્લભ છે

घ ४. એ મનુષ્યત્વ પ્રાપ્ત કરીને પણ આ મૂર્ખ પ્રાણી મહામોહ અથવા મિથ્યાત્વ કે માયા–કપટથી ઘેરાઈ જાય છે અને પરિણામે રખડપાટી કરતો સંસારના મોટા અગાધ કૂપમા વધારે ઊંડો ઊતરતો જાય છે. આવો પ્રાણી ધર્મસાધનસામગ્રીરૂપ બોધિરત્નને ક્યા મેળવે ? એવાના પત્તા ક્યા ખાય ?

ङ ५. મતમતાંતરો અને મતભેદો અનેક પ્રકારના થઈ ગયા છે, ડગલે ને પગલે બુદ્ધિશાળી–મતિવાળા લોકોનો પાર નથી, અને તેઓ અનેક પ્રકારની કુયુક્તિઓનો આશ્રય કરીને પોતપોતાના મંતવ્યોની પુષ્ટિ-વૃદ્ધિમા રસ લે છે દેવતાઓ અત્યારે કોઈ પણ પ્રકારની સહાય કરતા નથી અને અત્યારે કોઇ વિશિષ્ટ જ્ઞાન કે તેવો અતિશય છે નહિ. આવા વખતમા તો જે ધર્મ ઉપર દૃઢ રહે તેને ખરો નસીબદાર સમજવો

च ६ જ્યા સુધી આ શરીર વ્યાધિઓથી તદ્દન ખલાસ ન થઈ જાય, જ્યા સુધી વૃદ્ધાવસ્થાથી જર્જરિત ન થઈ જાય, જ્યા સુધી સર્વ ઇંદ્રિયો પોતપોતાના વિષયોમા ઊતરવાની સ્થિતિમા રહેલી હોય અને જ્યા સુધી આયુષ્ય પૂર્ણ થયુ ન હોય ત્યા સુધીમા સમજુ માણસોએ પોતાના હિતને માટે પ્રયત્ન કરવો જોઈએ, કારણ કે સરોવર તૂટી જાય અને પાણી ધોધબંધ ચાલવા માડે, પછી પાળ કઈ રીતે બાધી શકાશે ?

छ ७. અનેક પ્રકારના ઉપદ્રવોને આધીન શરીર છે અને આયુષ્ય ક્ષણભંગુર છે, છતાં પણ કઈ જાતની ધીરજનો ટેકો લઇને મૂઢ પ્રાણીઓ પોતાના ખરા હિતની બાબતમા વ્યર્થ કાળ નિર્ગમન કરે છે ? (એની કાઈ ખબર પડતી નથી.)

# गेयाष्टक*

बुध्यतां बुध्यतां बोधिरतिदुर्लभा, जलधिजलपतितसुररत्नयुक्त्या ।
सम्यगाराध्यतां स्वहितमिह साध्यतां, बाध्यतामधरगतिरात्मशक्त्या ॥ बुध्यतां० ॥ १ ॥

चक्रिभोज्यादिवि नरभवो दुर्लभो, भ्राम्यतां घोरसंसारकक्षे ।
बहुनिगोदादिकायस्थितिव्यायते, मोहमिथ्यात्वमुखचोरलक्षे ॥ बुध्यतां० ॥ २ ॥

लब्ध इह नरभवोऽनार्यदेशेषु यः, स भवति प्रत्युतानर्थकारी ।
जीवहिंसादिपापाश्रवव्यसनिनां, माघवत्यादिमार्गानुसारी ॥ बुध्यतां० ॥ ३ ॥

आर्यदेशस्पृशामपि सुकुलजन्मनां, दुर्लभा विविदिषा धर्मतत्त्वे ।
रतपरिग्रहभयाहारसंज्ञार्तिभिर्हन्त मग्नं जगद्दुःस्थितत्वे ॥ बुध्यतां० ॥ ४ ॥

विविदिषायामपि श्रवणमतिदुर्लभं, धर्मशास्त्रस्य गुरुसन्निधाने ।
वितथविकथादितत्तद्रसावेशतो, विविधविक्षेपमलिनेऽवधाने ॥ बुध्यतां० ॥ ५ ॥

धर्ममाकर्ण्य सम्बुध्य तत्रोद्यमं, कुर्वतो वैरिवर्गोन्तरङ्गः ।
रागद्वेषश्रमालस्यनिद्रादिको, बाधते निहतसुकृतप्रसङ्गः ॥ बुध्यतां० ॥ ६ ॥

चतुरशीतावहो योनिलक्षेष्वियं, क्व त्वयाकर्णिता धर्मवार्ता ।
प्रायशो जगति जनता मिथो विवदते, ऋद्धिरससातगुरुगौरवार्ता ॥ बुध्यतां० ॥ ७ ॥

एवमतिदुर्लभात् प्राप्य दुर्लभतमं, बोधिरत्नं सकलगुणनिधानम् ।
कुरु गुरुप्राज्यविनयप्रसादोदितं, शान्तरससरसपीयूषपानम् ॥ बुध्यतां० ॥ ८ ॥

---

* રાગ—'તારે હો તાર પ્રભુ મુજ સેવક ભણી' એ સુપ્રસિદ્ધ શ્રી વીરસ્તવનના લયમા ચાલશે અનોમાં એને ધનાશ્રી રાગ જણાવે છે 'ધાર તરવારની સોહલી દોહલી' એ આનંદઘનજીના ચૌદમા જિનના સ્તવનના રાગમા પણ ચાલશે

૧. બોધિને અતિ દુર્લભ સમજ, મળવી ઘણી મુશ્કેલ સમજ – દરિયાના ઊડા જળમા પડી ગયેલા ચિતામણિરત્નને ન્યાયે કરીને તેને દુર્લભ સમજ. (પ્રાપ્ત થયેલ સામગ્રીનુ) સારી રીતે પરિપાલન કર અહી તારુ પોતાનુ હિત સાધ અને તારી પોતાની શક્તિથી હલકી ગતિ(દુર્ગતિ)ને અટકાવી દે.

૨. આ મહાભયકર સસારરૂપ અરણ્ય (જગલ) અનેક નિગોદ વગેરેની કાયસ્થિતિને લઈને અતિ વિશેષ વિસ્તારવાળુ (લાબુ) થયેલ છે તથા મોહ મિથ્યાત્વ વગેરે ચોરોનુ પ્રધાન નિવાસસ્થાન છે તેમા ભમતા–રખડતા, ચક્રવર્તીના ભોજન વગેરેની પેઠે મનુષ્યનો ભવ મળવો મહા–મુશ્કેલ છે

૩. આ સસારમા કદાચ મનુષ્યનો દેહ પ્રાપ્ત થાય પણ જો તે અનાર્ય દેશમા થાય તો તો ઊલટો તે નુકશાન કરનાર બને છે, કારણ કે પ્રાણીવધ વગેરે પાપ – આશ્રવો – ની આસક્તિવાળા ત્યાના મનુષ્યોને તે માઘવતી વગેરે નરકને રસ્તે લઈ જનાર થાય છે.

૪. આર્યદેશ પ્રાપ્ત થયેલા અને ઉચ્ચ કુળમાં જન્મેલા પ્રાણીઓને પણ ધર્મતત્ત્વને અગે જાણવાની ઇચ્છા થવી ઘણી મુશ્કેલ છે. મૈથુન, પરિગ્રહ, ભય અને આહારસજ્ઞાની પીડાઓને લઇને જગત્ અતિ વિચિત્ર પરિસ્થિતિમાં ગરકાવ થઇ જાય છે – ભારે ગડમથલમા પડી જાય છે, પડી ગયેલ છે

૫ કદાચ ધર્મતત્ત્વને જાણવાની ઇચ્છા થઈ આવે તો પણ ગુરુમહારાજની સમીપે જઇને ધર્મશાસ્ત્રનુ શ્રવણ થવુ મુશ્કેલ છે. કારણ કે વિપરીત પ્રરૂપણાના પ્રસગો અને વિકથા (કુથળી) વગેરેમા પડી જતા તે તે વિષયોના રસના આવેશથી ચિત્તની એકાગ્રતા અનેક પ્રકારના વિક્ષેપોને લઇને મલિન થઇ જાય છે (અને તેમ થતા તેને પરિણામે શ્રવણ દુર્લભ બને છે )

૬ ધર્મ સાભળીને અને તે સમજીને – તેનાથી બોધ પામીને પ્રાણી ધર્મકાર્યમાં ઉદ્યમ કરવા જાય છે ત્યારે રાગ, દ્વેષ, શ્રમ, આળસ, ઊઘ વગેરે અતરગના દુશ્મનના ટોળાઓ જેઓ સારુ કામ કરવાની તકનો હમેશા વિનાશ કરતા જ રહે છે તે તેમા બાધા કરે છે – ફાચડ મારે છે – કરતા અટકાવે છે

૭ ચોરાશી લાખ જીવયોનિમા તે કઈ જગ્યાએ ધર્મની વાર્તા સાભળી છે? ઘણે ભાગે જનતા તો ઋદ્ધિ, રસ, શાતાના મોટા ગૌરવોની મોટી મોટી વાતોમા આસક્ત થઇને અરસપરસ તે સબધી વાતચીત જ કર્યા કરે છે

૮. એવી રીતે અત્યત દુર્લભથી પણ દુર્લભ એવુ સર્વ ગુણોના ભડારરૂપ બોધિરત્ન (સમકિત) પ્રાપ્ત કરીને શાંતરસનુ સરસ અમૃતપાન જે મોટા ઉચ્ચ પ્રકારના વિનયના પ્રસાદથી તને પ્રાપ્ત થયુ છે તેનો ઉપયોગ કર – તે અમૃતરસને તુ પી.

---

## નોટ :—

૧. बोधि પારિભાષિક, વિશિષ્ટ જ્ઞાન (નોટ જુઓ) सुररत्न ચિંતામણિરત્ન आराध्यता સેવ, પાલન કર (કર્મ 'बोधि') बाध्यतां ખલાસ કર, અટકાવી દે अधर તુચ્છ, હલકી
૨. चक्रिभोज्यादि ચક્રવર્તીનું મહાકલ્યાણ ભોજન વગેરે આ દશ દૃષ્ટાન્તો છે (નોટ જુઓ) भ्राम्यता ભમનારાઓનો कक्ष અરણ્ય, જંગલ कायस्थिति એક જાતિના શરીરમાં સ્થિતિ व्यायते લાંબું मुख्य પ્રધાન लग्न રહેઠાણ, નિવાસસ્થાન
૩. अनार्य નોટ જુઓ प्रत्युत ઊલટો अनर्थकारी નુકસાન કરનાર पापाश्रव અશુભ કર્મ આવવાના માર્ગો व्यसन આસક્તિ माघवती એ નામની સાતમી નરક मार्गानुसारी જીવને રસ્તે લઈ જનાર થાય છે તે
૪. स्पृशाम् અડકેલા, અવતરેલા विविदिषा જાણવાની ઇચ્છા रत મૈથુન सञ्ज्ञा ચાર સંજ્ઞા છે (નોટ જુઓ) आर्ति પીડા दुःस्थितत्व ખરાબ રીતે સ્થિત થવાપણું, ગડમથલ, દુર્દશા
૫ वितथ ઊલટું, વિપરીત विकथा રાજકથા, દેશકથા, સ્ત્રીકથા, ભોજનકથા तत्तद्रसावेश તેના રસનો આવેશ, અનુપ્રવેશ विक्षेप ડોળાણ अवधान ધ્યાન, એકાગ્રતા
૬ सबुध्य બોધ પામીને, સમજીને, જાણવા યોગ્ય જાણીને वर्ग સમૂહ अन्तरङ्ग અંદરનો श्रम થાક बाधते અડચણ કરે છે, આડા આવે છે सुकृत શુભ કરણી प्रसङ्ग અવસર
૭ चतुरशीतौ યોગથી योनिलक्षेपु લાખ યોનિ (૮૪ લાખ જીવાયોનિ)માં जनता પ્રાણીસમુદાય मिथो અરસપરસ, અંદરઅંદર गौरव ગૌરવ, આસક્તિ (ગૌરવ ત્રણ છે ઋદ્ધિ–ધન, રસ – ખાવાના પદાર્થો, શાતા – સુખ) (નોટ જુઓ) गुरु મોટું, મહાન
૮ अतिदुर्लभात् दुर्लभतम મુશ્કેલીથી મળી શકે તેનાથી પણ વધારે દુર્લભ प्राज्य ખૂબ प्रसाद અનુગ્રહ. उदित પ્રાપ્ત

---

# બોધિદુર્લભભાવના : પરિચય

क १. આ ભાવનાનો પરિચય કરતા 'બોધિ' શું છે તેનો સ્પષ્ટ ખ્યાલ કરવાની આવશ્યકતા છે 'બોધિ' શબ્દ बुध् ધાતુમાંથી નીકળેલ છે. એનો અર્થ 'જ્ઞાન'–જાણવું એ થાય છે આ એનો વિશુદ્ધ અર્થ છે. જ્ઞાન–સમજણ અદરથી જ જાગૃત થાય છે. આત્માનો સહજ સ્વભાવ જ્ઞાન છે કર્માવરણથી એનો એ સ્વભાવ આચ્છાદન પામી ગયો છે તેને પ્રકટ કરવો. ઉપરના આચ્છાદનોને દૂર કરવામા આવે ત્યારે જે પ્રકાશ થાય છે તે 'બોધિ' છે. બોધિ એટલે સ્પષ્ટ જ્ઞાન, વિવેકપૂર્વકનુ જ્ઞાન અને શુષ્કતા વગરનો પ્રકાશ વર્તન–ચારિત્ર વગરનું જ્ઞાન નિષ્ફળ છે, એટલે બોધિના અર્થમા જ્ઞાનની મુખ્યતા અને ચારિત્ર(વર્તન)ની સહાનુગામિતા સાથે જ સમજવાની છે

'બોધિ' શબ્દનો અર્થ ધર્મસામગ્રીની પ્રાપ્તિ એવો અનેક સ્થાનકે કરવામાં આવ્યો છે એ જ્ઞાનપ્રાપ્તિ–પ્રકાશસપત્તિનુ પરિણામ છે. બોધિનો અસલ ભાવ જ્ઞાનરૂપ છે અદરની જ્યોતિ જગાવનાર એ આત્મપ્રકાશ છે

એ આંતરપ્રકાશ હોઇને એને રત્નની ઉપમા આપી છે. જેમ રત્નમા પ્રકાશની મુખ્યતા હોય છે તેમ બોધિમા પણ પ્રકાશની વિશિષ્ટતા રહેલી છે અનેક સ્થાનકે બોધિનો અર્થ સમકિત કરેલો છે જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ રત્નત્રયના સમૂહને પણ બોધિ ગણવામાં આવેલ છે એ મૂળ અર્થનો જ વિસ્તાર છે, એમા પણ જ્ઞાનની જ મુખ્યતા રહેલી છે એ ભૂલવાનુ નથી.

કોઈ પ્રસગે 'બોધિ'નો અર્થ સામગ્રીપ્રાપ્તિ થાય છે, પણ એનો મુખ્ય મુદ્દો જ્ઞાન–આતર પ્રકાશને ખાસ કરીને અવલબે છે એ ત્યા પણ લક્ષ્યમાં રાખવાની જરૂર છે રત્નત્વ તો જ્ઞાનને જ ઘટે છે અને સાધનધર્મોના સત્ય સ્વરૂપને ગ્રહણ કરાવવાની તાકાત પણ તેની છે. સાધનોને સાધ્ય માનવાને કારણે વચગાળેના વખતમા જે મહાઅનર્થો થયા છે તે ઇતિહાસનુ પુનરાવર્તન ન થઈ જાય તેની સભાળ રાખવાની આવશ્યકતા પણ તે કારણે સહજ પ્રાપ્ત થાય છે અને તે કાર્ય પણ 'બોધિ'નુ જ છે

બોધિરત્નની પ્રાપ્તિ થવી ઘણી મુશ્કેલ છે. તે સબધી અનેક પ્રકારના ઉપદેશો શાસ્ત્રકારે અનેક ગ્રથોમા આપ્યા છે પદ્ધતિસર તે સમજવા યોગ્ય છે. આ ઉપદેશપદ્ધતિનુ મૂળ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમા છે એના ત્રીજા અધ્યયનમાથી જરૂરી વિભાગ અત્ર વિચારી લઈએ એટલે પ્રસ્તુત વિષયને વિશેષ સ્પષ્ટ કરવાની જરૂર નહિ રહે. તેને માટે ખાસ આ ગાથા છે–

चत्तारि परमंगाणि, दुल्लहाणीह जंतुणो ।
माणुसत्तं सुई सद्धा, संजमम्मि य वीरिअं ॥ १ ॥

"આ સસારમા પ્રાણીઓને ચાર મુખ્ય બાબતો મુશ્કેલીથી મળે છે : મનુષ્યપણું, ધર્મ-શ્રવણ, ધર્મશ્રદ્ધા અને સયમ(વિરતિ–ત્યાગ)મા વીર્ય. ૧. સસારમા નાના પ્રકારનાં ગોત્રો અને જાતિઓમા અનેક પ્રકારના કર્મો કરીને પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. ૨. કોઈ વખત તે

દેવલોકમાં જાય છે, કોઈ વાર નારક થાય છે, કોઇવાર અસુર જાતિમા ઉત્પન્ન થાય છે અને જેવાં કર્મ કરે તે પ્રમાણેની ગતિમા તે જાય છે કોઈ વખત તે ક્ષત્રિય રાજા થાય છે, વળી કોઈવાર ચડાળ થાય છે, કોઈ વાર વર્ણસકર થાય છે, કોઈ વાર કીડો થાય છે, કોઇ વાર પતગ થાય છે, કોઇ વાર કુથુ થાય છે, કોઈ વાર કીડી થાય છે ૩–૪. કર્મમલથી રગદોળાયલા પ્રાણીઓ એ પ્રકારે ચોરાશી લાખ યોનિઓના ચક્રમા પડેલા હોઈ જેમ ક્ષત્રિયો લડાઇથી કદી ધરાતા નથી તેમ તેઓ સસાર વિષે કદી ઉદ્વેગ પામતા નથી ૫. પ્રાણીઓ કર્મના સંબંધથી અત્યત મૂઢ થઇને મનુષ્ય સિવાયની બીજી યોનિઓમા દુખી થાય છે, બહુ વેદના ભોગવે છે અને વધારે હેરાન થતા જાય છે ૬. અનુક્રમે ઘણાં કર્મોનો કોઇવાર નાશ થઈ જાય તો શુદ્ધિ પ્રાપ્ત કરીને કદાચિત્ મનુષ્યનો જન્મ પ્રાપ્ત કરે છે ૭ મનુષ્યનુ શરીર મળ્યા પછી પણ જે ધર્મના શ્રવણ કરવાથી તપ, ક્ષમા અને અહિસાનો સ્વીકાર થાય એવા ધર્મનુ શ્રવણ દુર્લભ છે ૮. કદાચિત્ ધર્મનુ શ્રવણ પ્રાપ્ત થઈ જાય તો તેમા શ્રદ્ધા થવી પરમ દુર્લભ છે સાચી હકીકત સાભળ્યા છતા પણ અનેક પ્રાણીઓ પતિત થઈ જાય છે. ૯ ઉપર્યુક્ત શ્રુતિ અને શ્રદ્ધા પ્રાપ્ત કરીને પણ વીર્ય(સયમ–શક્તિ) વધારે દુર્લભ છે. અનેકને એ હકીકતની રુચિ થાય તો પણ એનો અગીકાર થતો નથી ૧૦. મનુષ્યત્વ પામીને, ધર્મ–શ્રવણ કરીને અને તેની સદ્દહણા કરીને તેમ જ તે પ્રમાણે વર્તન કરીને તપસ્વીએ પોતાની જાત ઉપર સયમ કેળવવો જોઈએ અને કર્મરજ ઉડાવી દેવી જોઇએ ૧૧. આવી રીતે પવિત્ર થયેલા પ્રાણીની શુદ્ધિ થાય છે અને અગ્નિમા ઘી નાખે ત્યારે અગ્નિ જેમ પ્રદીપ્ત થાય છે તેમ શુદ્ધ થયેલા પ્રાણીનો ધર્મ પ્રદીપ્ત થાય છે ૧૨. કર્મબધના હેતુઓ છોડી દો. ક્ષમાદ્વારા યશને પુષ્ટ કરો એમ કરનાર પ્રાણી આ પાર્થિવ શરીરને છોડીને ઊર્ધ્વ દિશાએ ગમન કરે છે ૧૩. ઉન્નત શીયલયુક્ત મનુષ્યો વધારે ઊચા સ્થાનકે જાય છે અને ત્યા અતિ ઉજ્જવળ પ્રકાશથી દીપે છે જાણે ત્યાંથી કદી નીચે ઊતરવાના નથી એમ માનતા ત્યા આનદમા રહે છે ૧૪. દેવલોકના સુખો ભોગવતા મરજીમા આવે તેવુ રૂપ કરતા તેઓ ઉપરનાં કલ્પોમાં અનેક વર્ષો સુધી રહે છે ૧૫. પુણ્ય પ્રમાણે જેને જે સ્થાન મળ્યુ હોય ત્યા તેટલો વખત રહીને આયુષ્ય પૂરુ થયે દશ અંગથી શોભતુ મનુષ્યપણુ પામે છે. ૧૬. બગીચા, ખેતર, સુવર્ણ, પશુ, દાસ, નોકરચાકર એવા ચારે પ્રકારના આનદનાં સાધનો હોય તેવા કુટુબમા તે જન્મે છે (એક અગ) ૧૭ મિત્ર, જ્ઞાતિ (સગા), ઉચ્ચ ગોત્ર, સુદર વર્ણ, તદુરસ્ત શરીર, મહાપાડિત્ય, વિનય, યશ અને બળ એ નવ મળી દશ અગની પ્રાપ્તિ થાય છે ૧૮. મનુષ્યપણાના સુંદર ભોગો ભોગવીને અને વિશુદ્ધ સદ્ધર્મ આચરીને બોધિને પામે છે ૧૯. ઉપરની ચારે બાબતો દુર્લભ છે એમ સમજીને, સયમ લઈને તપથી કર્મનો નાશ કરીને શાશ્વત સિદ્ધમા તે જાય છે આ પ્રમાણે હુ કહુ છુ ૨૦."

આ વીશ ગાથાપ્રમાણ આખા અધ્યયનમા મુદ્દો એ છે કે મનુષ્યપણુ, ધર્મશ્રવણ, ધર્મ-

રુચિ અને સંયમમાં પ્રવર્તન અનુક્રમે વધારે ને વધારે દુર્લભ છે પ્રથમ મનુષ્યભવનું દુર્લભત્વ બતાવતા શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના ટીકાકાર શ્રી ભાવવિજયજીએ દશ દૃષ્ટાન્તો આપ્યા છે તેના નામ આ પ્રમાણે છે :—

૧ ચૂલો, ૨ પાસા, ૩ ધાન્ય, ૪ દ્યૂત, ૫ રત્ન, ૬ સ્વપ્ન, ૭ ચક્ર, ૮ ચર્મ, ૯ યુગ, ૧૦. પરમાણુ આ દશે દૃષ્ટાન્તો બહુ સુંદર છે. એમાં લગભગ અશક્ય પ્રસંગો બતાવ્યા છે. છતાં છેવટે જણાવ્યું છે કે કોઈ દૈવકૃત્યથી કે અસાધારણ સંયોગવશાત્ એ અશક્ય જેવી વાત કદાચ બની આવે, પણ મહાપ્રયાસે અને અનંત વખત ફેરા માર્યા પછી મહામુસીબતે મળેલ મનુષ્યજન્મ ફરીવાર જલ્દીથી મળી શકતો નથી

આ દશ દૃષ્ટાન્તોનું ભાષાંતર પરિશિષ્ટમાં આપવા ઇચ્છા છે. પણ પુસ્તકના કદ પર તેનો આધાર રહેશે મુદ્દો ઉપર કહ્યો તે છે મનુષ્યભવની દુર્લભતા બતાવવાનો એ દશે દૃષ્ટાન્તોનો આશય છે જૈનકથારત્નકોષના પ્રથમ ભાગમાં સિંદૂર પ્રકરમાં તેનો ખ્યાલ બહુ સારો આપ્યો છે જુઓ પૃષ્ઠ ૧૪ થી ૩૨

એ જ પ્રકારે શ્રદ્ધાના સંબંધમાં સાત દૃષ્ટાન્તો જમાલિ આદિ નિહ્નવોના તે જ ટીકામાં આપ્યા છે તે પણ તે સૂત્રથી જાણી લેવા

આ મુદ્દાને અનેક રીતે આ ભાવનામાં ચર્ચ્યો છે તેથી તેના મૂળની તપાસ કરી આ વાત શરૂઆતમાં લખી છે હવે આપણે પ્રથમ શ્લોકનો પરિચય કરીએ આ આખી ભાવના બહુ સુંદર છે અને તેના ઉપર ઘણું વક્તવ્ય કરી શકાય તેમ છે આવશ્યકીય લેખનરૂપ સંયમ રાખી સંક્ષેપ કરવા પ્રયત્ન કર્યો છે

બોધિરત્ન–જ્ઞાન બોધનો પ્રકાશ ધર્મસામગ્રીની પ્રાપ્તિ અને તેના આચરણથી કેવી કેવી વસ્તુ મળે છે તે

જુઓ ! પ્રથમ તો આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું દેવગતિનું સુખ મળે છે એ સુખમાં બહુ દીર્ઘ કાળ સુધી આનંદ અને વિલાસ કરવાના હોય છે. દેવલોકના વૈભવોમાં શૃંગાર, ગીત, વાદ્ય, નૃત્ય, વિનોદ, અપ્સરાઓના હાવભાવ, વિમાનની ગમત આદિ અનેક દેવીઓના પ્રસંગો હોય છે દેવોમાં પણ મહર્દ્ધિક દેવના વૈભવ કલ્પનાતીત હોય છે દેવેન્દ્રને એથી પણ વધારે મોટા વૈભવ હોય છે

આવા દેવભોગો બોધિરત્નને પરિણામે સહજ પ્રાપ્તવ્ય છે જો કે વિશિષ્ટ બોધિરત્નને ઓળખનાર એ સુખને વાંછતા નથી

એવા દેવલોકના સુખ ભોગવ્યા પછી નિરતિચાર બોધિરત્નના પ્રભાવની પ્રક્રિયા કરનાર શ્રેષ્ઠ કુળમાં ઉત્પન્ન થાય છે. ઉપર દશ ચીજો બતાવી છે તે સર્વ તેને સાંપડે છે, પણ એ ભોગમાં લપટતો નથી એ તો અધૂરા યોગ પૂરા કરે છે અને પરિણામે આત્મવિકાસ સાધે છે.

બોધિરત્નનો ખરો લાભ તો હવે આવે છે એ 'બ્રહ્મ—અદ્વૈત–પ્રગુણ–પદવી–પ્રાપક' છે બ્રહ્મ એટલે શુદ્ધ નિરંજન ચૈતન્યસ્વરૂપ અને અદ્વૈત અતિવિશિષ્ટ એવી ઉત્કૃષ્ટ ગુણોની પદવીને અપાવનાર આ બોધિરત્ન છે મતલબ કે જો તમારે બ્રહ્માદ્વૈત સાધવુ હોય તો બોધિરત્નને સેવો બોધિરત્નને સેવવુ એટલે મહામુસીબતે મળે તેવી એ ધર્મસામગ્રીઓ અને જ્ઞાનરત્નને પ્રાપ્ત કરી પ્રગતિ કરવી, આત્મવિકાસ સાધવો અને તે સબધમા ખાસ સાવધાન થઈ રાગદ્વેષના કોઇપણ પ્રપચમા પડી જવુ નહિ. બોધિરત્નનો દીપક–પ્રકાશ સાથે હોય એટલે માર્ગ તો જરૂર સૂઝી આવશે. માત્ર તેનો લાભ લેવા પૂરતો દૃઢ નિશ્ચય અને વીર્ય–શક્તિસ્ફુરણની આવશ્યકતા રહેશે.

આ સબંધમા આગળ ઘણું વક્તવ્ય છે. પ્રથમ બોધિરત્નની પ્રાપ્તિ ઘણી મુશ્કેલ છે તે હવે બતાવે છે તેને યથાર્થ પ્રકારે સમજીને તેની સેવા કરો, તેનો સ્વીકાર કરો, તેની સાથે વ્યવહારુ ચર્ચારૂપે ઐક્ય સાધો, એ વાત પ્રથમથી જ કહી છે, હવે તે પ્રાપ્ત થવામા મુસીબતોને રજૂ કરે છે.

ख २. ઉત્તરોત્તર દુર્લભપણુ બતાવતાં પ્રથમ તો આ પ્રાણી અવ્યવહારરાશિમાંથી અનતકાળ સુધી નીકળતો જ નથી એ વાત બતાવે છે. અવ્યવહારરાશિ એટલે સૂક્ષ્મનિગોદ આકાશના અસખ્ય પ્રદેશ પર એક અને ત્યા જ બીજા અસખ્ય ગોલકો છે દરેક ગોળામા અસખ્યાતી નિગોદ છે એને આશ્રયીને પ્રત્યેક નિગોદમાં અનત જીવો રહેલા છે એક સોયના અગ્રભાગ પર અસખ્ય લોકાકાશના પ્રદેશ હોય છે એવી એની સૂક્ષ્મતા છે

એ નિગોદના જીવો આપણા એક શ્વાસોશ્વાસ પ્રમાણુ કાળમા સાડાસત્તર ભવ કરે છે એટલે કે અઢાર વાર જન્મે છે અને સત્તર વાર મરે છે એનુ અગુલના અસખ્યાતમા ભાગ જેટલુ શરીર હોય છે અને તે શરીર ચર્મચક્ષુથી અદૃશ્ય હોય છે આવી અસખ્યાતી નિગોદ અનાદિ કાળથી સર્વત્ર ચૌદ રાજલોકમા રહેલી છે એમા જ્યાસુધી જીવ રહે છે ત્યા સુધી તે 'અવ્યવહારરાશિયો' કહેવાય છે.

એમા કોઈ વખત અકામ નિર્જરા થઈ આવે તો પ્રાણી બાદર અનતકાયમા (સાધારણ વનસ્પતિમા) આવે છે એમા પણ એક શરીરમા અનત જીવો હોય છે સૂક્ષ્મ નિગોદમા અને એમા એટલો જ ફેર છે કે બાદરનુ અનત જીવસકીર્ણ શરીર ચર્મચક્ષુથી દેખાય છે અહી પણ એ જીવ અનત જન્મમરણ કરે છે એ હવે વ્યવહારરાશિમા આવ્યો કહેવાય છે એનો સહજ વિકાસ (Evolution) થયો ગણાય છે. ત્યાર પછી એ પાછો સૂક્ષ્મ નિગોદમા જાય તો પણ તે વ્યવહારરાશિયો ગણાય છે આવા અનેક જન્મ–મરણ તે નિગોદરૂપ ઘોર અધકારમા થયા કરે છે આમાથી નીકળવાનો એનો વારો ક્યારે આવે? એની પરિણામ-શુદ્ધિ ક્યારે થાય? અને એમાથી એ ક્યારે બહાર નીકળે?

આ તો હજુ મોટા ખાડાઓની વાત થઈ, નરભવ કે બોધિરત્નની વાત તો હજુ ઘણી દૂર છે એ ધ્યાનમા રહે

જીવોની અનતતાનો ખ્યાલ કરવા માટે એક જ હકીકત બસ ગણાશે મોક્ષમાર્ગ અનત પૂર્વકાળથી (અનાદિ કાળથી) ચાલુ છે, અનત જીવો મોક્ષે ગયા છે અને જાય છે, છતા એક નિગોદનો અનતમો ભાગ જ મોક્ષે ગયો છે અને અનત કાળચક્રો પછી પણ એક નિગોદનો અનતમો ભાગ જ મોક્ષે ગયો છે એમ ભવિષ્યમા કહેવાશે અનતના અનત ભેદ છે અને જીવસખ્યા લોકાકાશના પ્રદેશો કરતા અનંતગુણી છે. આવા મોટા ખાડામાથી કેમ નીકળાય? એ તો કોઈ ભવિતવ્યતાનો જોગ લાગી જાય અને કૂટતી ધાણીનો દાણો ઊડીને પેણામાથી બહાર પડી જાય એના જેવો ખેલ છે.

હવે જરા આગળ વધીએ ભવિતવ્યતા જાગી અને પ્રાણી નિગોદમાથી નીકળી બાદર અનતકાયમાઆવ્યો.

ગ રે બાદર અનતકાયમા આવ્યો એટલે કાઈ સૂક્ષ્મ નિગોદમાથી બચી જતો નથી બન્ને વચ્ચે વ્યવહારી થઇને પણ આટા અનતકાળ સુધી મારે છે એમ કરતા પ્રત્યેક વનસ્પતિ થયો ત્યા એક શરીરમા એક જીવ હોય છે ફળ, ફૂલ, પાદડા, અથવા ભીડા, તુરીઆ, ઘઉ, વટાણા વગેરે એના અનેક ભેદો છે. એમા પણ અસખ્ય કાળ પર્યટન કરે છે.

પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ–સૂક્ષ્મ અને બાદર આ સર્વ સ્થાવર કહેવાય છે. એ સર્વમા અસખ્યકાળ આટા મારે અને વળી બન્ને જાતિની અનતકાયમા જઈ આવે. એમ કરતા ઘર્ષણ, ભેદન–છેદન થતાં સ્થાવરપણાથી આગળ વધી ત્રસપણુ પામે

સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ, શ્રોત્ર એ પાચ ઇદ્રિયો છે એમા અનુક્રમે બે ઇદ્રિયવાળા બેઇદ્રિય, ત્રણ ઇદ્રિયવાળા તેઇદ્રિય, ચાર ઇદ્રિયવાળા ચૌરિદ્રિય અને પાચ ઇદ્રિયવાળા પંચેદ્રિય આ સર્વ ત્રસ જીવો કહેવાય છે બે ત્રણ ચાર ઇદ્રિયવાળામા ખૂબ કાળ ભમે, ઉપર–નીચે આટા મારે, એકેદ્રિયના ઉપર કહેલા વિભાગોમા અને નિગોદમા પણ જઈ આવે એમ કરતા કરતા પચેદ્રિયપણુ પ્રાપ્ત કરે.

પાચે ઇદ્રિય મળી જાય એટલો વિકાસ થાય તો પણ પર્યાપ્તપણુ દુર્લભ છે અહી જરા ખુલાસાની જરૂર છે

પર્યાપ્તિ છ છે ૧ આહાર, ૨ શરીર, ૩ ઇદ્રિય, ૪ શ્વાસોશ્વાસ, ૫ ભાષા, ૬. મન

જીવ કાર્મણ શરીર સાથે ઉત્પન્ન થાય એટલે પ્રથમ આહાર લે, પછી શરીર બધાય, પછી ઇદ્રિયો બધાય, પછી એ શ્વાસોશ્વાસ લેવાની, ભાષા બોલવાની ને મન વડે ચિતવવાની શક્તિ મેળવે.

આ છ પર્યાપ્તિ પૂરી કરે એ પર્યાપ્ત કહેવાય

અનેક જીવો તો એ પર્યાપ્તિઓ પૂરી કર્યા વગર જ મરણ પામે છે એટલે પર્યાપ્ત થવુ એ પણ દુર્લભ છે પાચે ઇંદ્રિયવાળા શરીરમાં આવ્યા પછી પણ આ રીતે સર્વ મનની મનમાં રહી જાય તેમ છે અને પર્યાપ્તત્વ મળે પણ સજ્ઞિત્વ ન મળે તો પણ પચેદ્રિયપણુ નકામુ છે અસજ્ઞી પચેદ્રિય મનુષ્યો જે મળમૂત્રાદિમા ઉત્પન્ન થાય છે તેને મન હોતુ નથી પર્યાપ્તિ પાચ જ હોય છે. એવા મન વગરના પચેદ્રિયપણાનો સાધ્યદૃષ્ટિએ વિશેષ અર્થ નથી.

એમ કરતા ત્રસપણુ મળ્યુ, પચેદ્રિયપણુ ને પર્યાપ્તત્વ મળ્યુ, સજ્ઞિત્વ પણ મળ્યુ, પરતુ આયુષ્ય તદ્દન નાનુ–અલ્પ હોય તો પાછુ ચકડોળે ચડવાનુ થાય છે સ્થિર ને દીર્ઘ આયુષ્ય હોય તો કાંઈ પ્રકાશ સાપડે, રસ્તો દેખાય અને આદર પણ થાય.

એ સર્વ મળે તો પણ જળચર, સ્થળચર, ખેચરમા જાય અથવા નારક થાય કે દેવ થાય તો ત્રાસ ને પરાધીનતા જળચરાદિને, વેદના નારકોને અને અતિ સુખવિલાસ દેવોને માર્ગ પર આવવામાં વિઘ્નરૂપ છે મનુષ્યત્વ – મનુષ્યનો ભવ મળવો ઘણો મુશ્કેલ છે આવી રીતે નિગોદથી માડીને અનેક ચક્રોમાથી પસાર થઈને સજ્ઞી પચેદ્રિય અને સ્થિર આયુષ્ય સાથેનુ મનુષ્યત્વ મળવુ મહામુશ્કેલ છે અહી દશ દષ્ટાતોની સાર્થકતા સમજી લેવી હજુ બોધિરત્નની આડે તો ઘણી હકીકતો છે, પણ જેમ તેમ કરીને મહામુસીબતે આપણે મનુષ્યત્વ સુધી આવ્યા છીએ.

ઘ ૪. મનુષ્યનો ભવ મળે ત્યા પણ મહામોહનુ સામ્રાજ્ય વર્તે છે પ્રાણી પ્રેમમા પડી જાય, રસિકતામા લેપાઈ જાય, ગરીબાઈમા દબાઈ જાય, અભિમાનમા ચઢી જાય, ભોગવિલાસમા આસક્ત થઈ જાય, નકામી–અર્થવગરની ખટપટોમા અટવાઈ જાય, મોટાઈમા તણાઈ જાય, શરમથી લેવાઈ જાય, હાસ્ય, શોક કે ભયમાં લીન થઈ જાય કે પૈસા એકઠા કરવાના કામમા પડી જાય તો મારુ–તારુ કરવામા આખો ભવ હારી જઈ અગાધ સસારકૂપમા પાછો અટવાઈ જાય છે. અથવા અજ્ઞાન–મિથ્યાજ્ઞાનમા પડી જઈ પ્રકાશ પામતો નથી અને પ્રકાશની પાસે આવે તો તેને ઓળખતો નથી અલ્પ જ્ઞાનથી એ કોઈ વાર અભિનિવેશ કરી બેસે છે અને જ્યાં ત્યા ભરાઈ પડે છે કેટલીક વાર શકાઓ કરી માર્ગભ્રષ્ટ થાય છે અને ઘણીખરી વાર તો આખ જ ઊચી કરતો નથી પોતાના નાના સર્કલના સબધને દુનિયા માની એમા મસ્ત રહે છે અને જરા પણ પ્રગતિ કર્યા વગર આવ્યો હોય તેવો જ પાછો ચાલ્યો જાય છે.

મોહ અને મિથ્યાત્વ તો અજ્ઞાનમાથી ઉદ્ભવે છે, પણ માયા તો ભારે આકરી છે. પરવચન કરવાની વૃત્તિ અતે પોતાને પણ છેતરે છે ન હોય તેવા દેખાવાનો પ્રયાસ કરતા ઘણી વાર પોતામા કાઈ તો જરૂર છે જ એમ પ્રાણી માનતો થઈ આત્મવચન કરે છે. ગુણપ્રાપ્તિ કરવાને બદલે ગુણી હોવાનો દેખાવ કરવાની ઇચ્છા થાય છે અને દભ દાખલ

થઈને પ્રાણીને ઊંડા ખાડામાં ફેંકી દે છે મોહ, મિથ્યાત્વ અને માયા આ રીતે સત્યજ્ઞાનનો પ્રકાશ થવા દેતા જ નથી એટલે પચેંદ્રિયપણું, પર્યાપ્તત્વ, સંજ્ઞીપણું અને દીર્ઘઆયુષ્ય એ સર્વ સાથે મનુષ્યપણું મળે તો પણ એને બોધિરત્ન મળતું નથી.

બોધિરત્ન વગરનું મનુષ્યત્વ તદ્દન નિરર્થક છે, કારણ કે આ મનુષ્યભવ ઉદ્દેશ વગરનો થઈ જાય છે માત્ર ખાલી ફેરા મારવા જેવો થઈ જાય છે અને પ્રગતિ વગર ભવ પૂરો થઈ જાય છે ચારે બાજુ જોઈએ તો શું દેખાય છે? જીવનની સરખાઈ, ભાવનાની વિશિષ્ટતા, આગળ વધવાની ધગશ, વિચારોની વિશિષ્ટતા દેખાય છે? કે માત્ર સ્વાર્થ, એક નાનું વર્તુળ, અવ્યવસ્થિત નાદ અને અચાનક પડદો પડતા ખેલ ખલાસ થઈ જતો દેખાય છે? હવે ચારે બાજુની વાત મૂકી દઈ અંદર જોઈએ ત્યારે મોહરાજાના નાટકના એક નટ હોવા કરતા કાંઈ વિશેષ સ્થિતિ પ્રાપ્ત કરી હોય એમ લાગે તો સાફલ્ય ગણવું અને નહિ તો એ માર્ગે હજુ પણ વિચાર કરવાનો અવકાશ છે એમ ધારી દિશા ફેરવવી. બાકી વિચારવું કે બોધિરત્ન એ દુર્લભ છે, એ અંતરમાથી પ્રકટે છે અને પ્રકટે ત્યારે એની સુગંધ ચારે તરફ વિસ્તરે છે આ આત્મજ્ઞાન અને અંતરનો નાદ ક્યાં છે? કેમ મળતો નથી?

મનુષ્યત્વ મળ્યા પછી પણ કેટલા દુર્લભત્વના પ્રસંગો આવે છે તેની વિશેષ હકીકતો ગેય અષ્ટક પર મુલત્વી રાખી, અહીં અગત્યની થોડી બાબતો ઉપદેશરૂપે કહે છે તે ખૂબ મનન કરીને સમજવા યોગ્ય છે નીચેના ત્રણે શ્લોકો ઉપદેશાત્મક છે. બોધિની વાત ફરી વાર અષ્ટકમા લેવામા આવેલ છે.

ૠ ૫. હાલમા વખત કેવો છે તે વિચાર. મતો અને પંથોનો પાર નથી એક વેદને અનુસરનાર પન્થો કેટલા છે? વૈશેષિક, નૈયાયિક, સાંખ્ય, જૈમિનિ, પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા, એ ઉપરાંત દ્વૈત, અદ્વૈત, શુદ્ધાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, માધવ, રામાનુજ, વલ્લભાચાર્ય, શંકરાચાર્ય એવા નાના મતભેદોનો પાર નથી બૌદ્ધના પણ ચાર મોટા વિભાગો, મુસલમાનોના શિયા સુન્ની, ખ્રિસ્તીમા કેથોલિક, પ્રોટેસ્ટન્ટ, નોન કોન્ફોર્મિસ્ટ, પ્રેસ્બિટેરિયન, પ્યુરિટન અને દરેકના પાર વગરના પેટાભેદો આવા અનેક મતો, પંથો અને દર્શનો છે તેમા પોતાને બુદ્ધિશાળી માનનારા લોકોનો પાર નથી એક એક હેત્વાભાસો અને દલીલોની ગૂંચવણો એવી ઊભી કરી દે છે કે માણસનું મગજ ગૂંચવણમાં પડી જાય માત્ર દુઃખ એટલું જ છે કે દરેક બુદ્ધિશાળી માણસ પોતપોતાના મંતવ્યની સ્થાપના કરવાના રસમા એટલા પડી ગયેલા હોય છે કે એને પોતાની વાત સાચી છે એમ બતાવવાની પ્રબળ ઇચ્છા આડે પરસ્પર સમન્વય કરવાની કે સત્ય તારવવાની ભાવના, વૃત્તિ કે ઇચ્છા થતી જ નથી અંશસત્યને સર્વસત્ય માનવા મનાવવાની ઇચ્છા નીચે એકતા કરવાને બદલે અંતર વધતું જાય છે અને પરસ્પરના બળને કાપી નાખી સત્યનો નાશ કરવામા આવે છે, જેથી અલ્પ બુદ્ધિશક્તિવાળાનો ગૂંચવાડો વધતો જાય છે

આ બુદ્ધિશાળીઓના મતોનુ વિવેચન અત્ર કરવાનો અવકાશ નથી એક એક બાબતો પર વર્ષો પસાર થાય તેવી ચર્ચાઓ કરે છે અને યુક્તિઓ લગાવી ભાતભાતની દલીલો જનતા સમક્ષ રજૂ કરે છે કાળવાદ, સ્વભાવવાદ, નિયતિવાદ, વિવર્તવાદ, ઈશ્વરવાદ – એવા એવા વાદોનો પાર નથી એમા સત્યશોધન કરતા અશસત્ય પર ભારે જોર હોય છે અને જનતાને ભ્રમમા નાખવાના કે પડી જવાના પાર વગરના પ્રસગો હોય છે

આવી રીતે ચારે તરફ મતો, દર્શનો, પથો, વાદો, વિવાદો અને મઠોની જાણે બજાર માડી હોય તેવુ દેખાય છે વિદ્યાવ્યાસગથી ભરપૂર આ કર્મભૂમિમાં બુદ્ધિશક્તિનો ક્યા અને કેવો ઉપયોગ થયો છે એનુ એક મોટું પ્રદર્શન ઊભુ થાય તેવુ છે અને માનુષિક શક્તિના ગૌરવને માટે તે ગમે તેટલુ જબરુ કે નબળુ હોય પણ સામાન્ય માણસને તો મૂઝવી નાખે તેવુ હોય છે.

આ કાળમા દેવતાઓ કોઈ જાતની મહાય કરતા નથી અહી આવીને કોઈ જાતની ધર્મસબધી બાબતમા મદદ કરતા નથી

અત્યારે કોઈ પ્રત્યક્ષ જ્ઞાન – વિશિષ્ટ જ્ઞાનનુ અતિશાયીપણુ નથી કે જ્યા અથવા જેની પાસે તે હોય તેની નજીક જઈને શકાસમાધાન પણ કરી શકાય. મન પર્યવજ્ઞાન કે કેવળ-જ્ઞાન નથી, અવધિજ્ઞાન કે જાતિસ્મરણજ્ઞાન પણ પ્રાયે થતુ નથી અને વિશિષ્ટ સિદ્ધિ નથી એટલે એ પણ મોટી ગૂચવણ છે

આવી રીતે મતપથોની વિવિધતા, બુદ્ધિવાનોની વિપુળતા, યુક્તિ લગાવી સ્વમત-સ્થાપન કરવાની ઉત્સુકતા, દેવના સાન્નિધ્યનો અભાવ અને અતિશય જ્ઞાનનો અભાવ એ સર્વ અત્યારે વર્તે છે આવા વખતમાં અને આવા સયોગોમા તો જે ધર્મ ઉપર દઢ રહે તેને ખરો નસીબદાર સમજવો—એને સાચો ભાગ્યશાળી સમજવો

આ સ્થિતિ કાઈક અશે શ્રી વિનયવિજય ઉપાધ્યાયના વખતમા હતી એમના વખતમા ધર્મચર્ચાઓ જોસભેર થતી હતી, વાદવિવાદો થતા હતા અને મતભેદો ઘણા હતા, છતા સ્વરક્ષણની પ્રબળ ભાવના ધર્મપરત્વે તે વખતે હતી

"આપણા સમયના પ્રશ્નો તો ઘણા આકરા છે ઉપાધ્યાયજીના વખતમા તો એકલા તપ-ગચ્છમા બાવન પંડિતો હતા, દેશ સમૃદ્ધ હતો, મુગલાઈના પાયા હચમચ્યા હતા, પણ હજુ એનો સૂર્ય મધ્યાહ્ને તપતો હતો. અત્યારે આપણે બસો વર્ષના તદ્દન ઠડા કાળ પછી આવ્યા છીએ, જીવનકલહ પાર વગરનો છે, પૂર્વ અને પશ્ચિમની સસ્કૃતિના મહાન સઘર્ષણો ચાલી રહેલા છે અને જડવાદ શરૂઆતમા તો એવો આવ્યો કે ધર્મ એટલે ધતિગ કહેવાઈ ગયુ જીવનકલહની સખ્તાઇ, જડવાદનુ વાતાવરણ અને ધર્મચર્ચાને બદલે બીજા અનેક પ્રશ્નોની ગૂચવણો એટલી વધી પડી છે કે ધર્મસબધી વિચાર કરવાની ફુરસદ પણ ઘણાખરાને મળે તેમ નથી અને મળી જાય તો તેની દરકાર કે જરૂરીઆત પણ દેખાતી નથી સાધનો વધવા છતા સાધનોનો લાભ લેનારાની સખ્યા પ્રરતા પ્રમાણમા વધી છે કે નહિ તે પ્રશ્ન છે વર્તમાન યુગને બરાબર સમજવા માટે માત્ર આજુબાજુ જોવાની જ જરૂર છે અત્યારે પણ

જે ધર્મમા દૃઢ શ્રદ્ધાવાન રહે તે ખરો ભાગ્યશાળી સમજવો. અહીં શ્રદ્ધા તે સમજણ – પૃથક્કરણથી થયેલ બોધિરત્નના પ્રતાપે પ્રકાશદ્વારા થયેલ માન્યતાની જ વાત છે તે લક્ષ્યમાં રહે. જ્ઞાન વગરની શ્રદ્ધા સ્થિર ટકી શકતી નથી એ જાણીતી વાત છે બોધ(જ્ઞાન)ને પરિણામે જે શ્રદ્ધા, પ્રેમ, અતરનો વીર્યોલ્લાસ થાય તે ધર્મભાવના છે અને એવા ધર્મને સમજી, તેમા દૃઢ રહે તે આ કાળમા પણ જરૂર ભાગ્યવાન છે. જે ભાગ્યશાળીપણુ શ્રી ઉપાધ્યાયજીના સમયમા ગણાતુ હતુ તે ફરેલા સયોગોને અગે આ કાળમા અન્ય અનેક કારણોથી સવિશેષ સત્ય અને વાસ્તવિક બને છે

ચ ૬. ઉપર જણાવ્યુ તેમ અનેક ખાડાઓ વટાવીને મનુષ્યત્વ મળ્યુ છે ત્યારે તું નાની નાની ખટપટોમા પડી ગયો છે, તને અત્યારે તારી જાત પ્રત્યેની ફરજનો ખ્યાલ થતો નથી અને ઉપર ઉપરની બાબતોમા તુ અટવાઈ ગયો છે જરા છોકરાઓ મોટા થઈ કામ ઉપાડી લેશે એટલે આત્મચિતવન કરીશ, અમુક સંખ્યામા પૂંજી એકઠી થશે એટલે નિવૃત્ત થઇશ, પેન્શન લેવાનો હક્ક થશે એટલે વાનપ્રસ્થ થઈશ. આવા આવા ગોટા વાળી મનજીભાઇને સમજાવી લે છે પણ આ સોનાનો અવસર ચાલ્યો જાય છે. જો વિચાર કર:—

વ્યાધિઓનો પાર નથી રાજરોગો, ક્ષય, પક્ષઘાત, સગ્રહણી વગેરે થઈ જાય એટલે તુ પરાધીન કોઇપણ વ્યાધિ ઘર ઘાલે એટલે પરાધીનતા થાય અને એના ઉપચાર ઉપર જ ધ્યાન રહે મદવાડમા ભગવાન સાભરે એ તો આર્તસન્યાસ જેવુ છે અને તે પણ બહુધા તો સાભરતા જ નથી તુ આવા વ્યાધિનો ભોગ ન થાય ત્યા સુધીમા તારુ કર્તવ્ય કરી લે

વળી ન્યુમોનિઆ જેવા વ્યાધિઓ અમુક કલાકોમા પ્રાણીને અસાધ્ય સ્થિતિમા મૂકી દે છે એમાનુ કોઈ પણ ક્યારે આવશે તે કહી શકાય નહિ જરા–ઘડપણ દોડતુ નજીક આવતુ જાય છે અને આવે એટલે શું થાય છે તે અગાઉ વર્ણવાઈ ગયુ છે તે ઘડપણ તને ઝડપી ન લે ત્યા સુધીમા તુ ચેત

તારી પાચે ઇંદ્રિયો પોતાના વિષયમા સબળ છે તેટલા વખતનો લાભ લે આંખો જાય, કાન બહેરા થાય કે સ્પર્શેન્દ્રિય કામ ન આપે ત્યારે તુ શુ કરી શકીશ? આખ–કાનનો ઉપયોગ ન થાય તેની પરાધીનતા કેટલી હોય છે તે અનુભવ વગર તને સમજાતુ ન હોય તો જરા અવલોકન કરી જો

આયુષ્યનો ભરોસો શો? કોઈપણ ઉમ્મરે પ્રાણી ચાલી જતો દેખાય છે પ્રથમ ભાવનાના અષ્ટકના ચોથા શ્લોકમા આ સર્વ તે ગાયુ છે–વિચાર્યું છે. રાત સુધી જેની સાથે વાતો કરી હોય અને તદ્દન તદુરસ્ત સ્થિતિમા જેનાથી છૂટા પડચા હોઇએ તેને બીજી સવારે ચિતા ઉપર પોઢાડચા છે આ પ્રમાણે સ્થિતિ છે, તો વ્યાધિથી શરીર વ્યાપ્ત ન થયુ હોય, ઘડપણ આવ્યુ ન હોય, ઇંદ્રિયો જવાબ આપતી હોય અને આયુષ્ય હોય ત્યાં સુધીમાં તારુ પોતાનુ ખરુ હિત થાય તેવો રસ્તો લઇ લે.

જ્યારે સરોવરની પાળ તૂટશે અને પાણી ચાલવા માડશે ત્યારે તુ શુ કરી શકીશ? પછી પાળ કેમ બધાશે? પછી તુ માટી નાખવા લાગીશ તો તે પણ ધોવાઈ જશે. આગ

લાગે ત્યારે કૂવો ખોદવાનો કોઈ અર્થ નથી. તરસ લાગ્યે કૂવો ખોદવા જવુ એ ડહાપણ રાડચા પછીના ડહાપણ જેવુ નકામુ છે.

જો ભાઈ! અત્યારે સોનાનો અવસર છે, શુભ ચોઘડિયુ છે, અમૂલ્ય તક સાપડી છે. મુલતવી રાખવાના ફળ માઠાં થાય છે ગયેલો અવસર ફરી ફરીને આવતો નથી. ઘણી તકો મળી પણ તેનો લાભ ન લેવાયો એવી તારા મનમા 'અબળખા' ન રહી જાય તે વિચારજે અને ખાસ ધ્યાનમા રાખજે કે પાણી ચાલવા માંડચા પછી પાળ બાધવી અશક્ય છે અને તે વખતે તો જરૂર પસ્તાવો થવાનો છે, પણ એ પસ્તાવો નિરર્થક છે તે વખતે પછી મોઢે ગગાજળ મૂકવામા આવશે, ગૌદાન કરાવવામા આવશે કે ધરમાદાની રકમ જાહેર કરવાનો વ્યવહાર સાચવવામા આવશે એમાં કાંઈ પાળ બધાવાની નથી, આત્મહિત થવાનુ નથી સાચી સમજણ હોય તો અત્યારથી જ પાળ બાધ અને જીવનનુ શ્રેય સાધી લે. આ ખાસ મુદ્દાની વાત છે

ઞ ૭. તુ વિચાર કર. તારુ શરીર અનેક ઉપદ્રવોને આધીન છે વ્યાધિઓની વાત ઉપર જણાવી છે અકસ્માતોનો પાર નથી. અગ્નિ, વીજળી, સર્પ વગેરે જનાવરોના ભયનો પાર નથી તુ ચાલ્યો જતો હોય અને મોટરનો એક આચકો આવે ત્યા ખેલ ખલાસ થઈ જાય તેવુ છે રેલ્વેમા ઊઘતા હોઇએ અને સાંધાવાળાની નજીવી ભૂલથી ગાડી ગબડી પડે છે અને રમત પૂરી થઈ જાય છે. ઘણીવાર મરણ ન થાય તો પણ અશક્તિ ને ખોડખાંપણ એવી આવી જાય છે કે આખી જિદગી બોજારૂપ થઈ પડે અકસ્માતના પ્રસગો એકઠા કરીએ તો પૃષ્ઠો ભરાય. આવી રીતે અનેક ઉપદ્રવોને અધીન શરીર છે અને તેને લઇને જ આયુષ્ય ક્ષણભગુર છે. કાલ સવારે શુ થશે તે કોઈ કહી શકે તેમ નથી.

આવી રીતે શરીરના ઉપદ્રવો અને આયુષ્યની ક્ષણભંગુરતા દીવા જેવી ઉઘાડી છે ત્યારે તું કયા જોર ઉપર મદાર બાંધીને તારા ખરા હિતની સાધનાના અતિ મહત્ત્વના કાર્યમા ઢીલ કરી રહ્યો છે? જો તને કોઈ પ્રકારની ખાતરી મળેલી હોય કે તુ એ ઉપદ્રવથી મુક્ત છે-કે મુક્ત રહેવાનો છે અથવા તો તું અમુક વર્ષો જીવવાનો છે તો તો તુ વિલબ કરે તે વાત ઠીક ગણાય, પણ એવો કોઈ આધાર મળે તેમ નથી. અતિ કસરતી શરીર-વાળા પણ નાની વયમા ચાલ્યા જાય છે તો પછી તુ તે શેના ઉપર મુસ્તકીમ થઇને હિતકાર્ય ઢીલમા નાખે છે? તારા હિત ને શ્રેયની વાત આ બન્ને શ્લોકમા કરી છે તે ખરેખરા હિત અને શ્રેયની છે એમ સમજ. ટૂકી નજરે કે ટૂક સમય માટે સહજ હિત થાય તેને દીર્ઘદૃષ્ટિવાળાઓ ખરુ હિત ગણુતા નથી.

તુ આળસ–પ્રમાદથી કે બેદરકારીથી, અલ્પ વિચારણાથી કે ઉપેક્ષાથી પડી રહ્યો હોય તો ચેતી જજે પરપોટો ફૂટતા વાર નહિ લાગે અને ફૂટશે ત્યારે તે ફૂટે છે એમ ઘણીવાર તો તને ખબર પણ નહિ પડે તુ તે વખતે સાવધ હોઇશ કે બેશુદ્ધ હોઈશ તે પણ કહેવાય નહિ અને પછી તારી સર્વ મનની મનમા રહી જશે માટે ઊઠ, જાગૃત થા અને સ્વહિત અને પરમ શ્રેયસ્‌ની પ્રાપ્તિ માટે પ્રયત્ન કર.

## બોધિદુર્લભભાવના :: ગેયાષ્ટકપરિચય

૧. પ્રથમ સામાન્ય – સર્વને લાગુ પડતી – વાત કર્યા પછી તે જ વાતને ખીલવવાની છે. મુદ્દાની વાત કહેવાની એ છે કે, બોધ–સદ્દષ્ટિયાગ્જ્ઞાન બહુ મુશ્કેલીથી મળે છે. આ બોધિની દુર્લભતા તુ સમજ એ ચીજને જેમતેમ વેડફી નાખવા જેવી નથી એ કાઈ બજારુ ચીજ નથી, એ તો મહાપ્રયાસે મળે છે, તે માટે તુ નીચેનો સુપ્રસિદ્ધ દાખલો વિચારી જો—

અતિ દરિદ્રી એવો એક વિપ્ર હતો. મહામુસીબતે આખો દિવસ રખડી. ભિક્ષા માગી પૂરુ કરતો હતો એને વળી પરણવાની દુર્બુદ્ધિ થઈ એવા ગરીબોને મદદ કરનારા અને તેમા ધર્મ સમજનાર આર્યદેશમા બહુ હોય છે. એ પરણ્યો, દારિદ્ર્ય વધ્યુ અને ગુલામ દશાના એ વિપ્રે અનેક ગુલામો વધાર્યા એ કોઈ રીતે પૂરુ કરી શકે નહિ અન્નના ફાકા પડવા માડ્યા તે કટાળી ઘર મૂકીને ભાગ્યો. દૂર દેશમા ગયો ત્યા તપ કરવા લાગ્યો કોઇ દેવની કૃપાથી એને ચિતામણિ રત્ન મળ્યુ એ રત્નનો પ્રભાવ એવો ગણાતો કે ઇષ્ટ યાચિત વસ્તુ તેના અધિષ્ઠાતા દેવો પૂરી પાડે. બ્રાહ્મણ ગજી થયો, સમૃદ્ધિવાન થયો પણ જીરવવાની શક્તિ કેળવી નહિ. વહાણમા બેસી દેશ આવવા નીકળ્યો. બૈરી–છોકરા પણ સાભર્યા વહાણમા ઊભો ઊભો વિચાર કરે છે. ‘હુ આવુ ઘર બધાવીશ અને આવી ગાડી ખરીદીશ, આમ ચાલીશ અને આમ બોલીશ’ હાથમા ચિતામણિ રત્ન લઇને હર્ષમા નાચવા–કૂદવા લાગ્યો તેવામા એક મોટુ મોજુ આવ્યુ, વહાણ ડોલ્યુ અને સાથે ઊછળ્યુ દશ પદર વામના મોજામા વહાણ ફગોળાયુ, નાચતા બ્રાહ્મણના હાથમાથી રત્ન છટકી ગયુ અને મોટા દરિયામા પડી ગયુ ગયુ તે ગયુ. એનો પત્તો ક્યા લાગે ? બ્રાહ્મણભાઈ તો એ, ભગવાન એના એ !

એ રત્નની પ્રથમ પ્રાપ્તિ દુર્લભ અને પુન પ્રાપ્તિ વધારે દુર્લભ, આ ન્યાયે તુ ધ્યાનમા રાખ કે બોધિરત્નની પ્રાપ્તિ અને પુન પ્રાપ્તિ દુર્લભ છે અને જ્ઞાન–બોધનો મહિમા અવર્ણ્ય છે જ્ઞાની શ્વાસોશ્વાસમા જેટલા કર્મોનો નાશ કરી શકે છે તેટલાનો અજ્ઞાની કરોડો વર્ષે પણ કરી શકતો નથી. સમજણની બલિહારી છે. ક્રિયાની કિમત જરા પણ ઓછી ન કરતા જ્ઞાનને પ્રથમ સ્થાન જૈનશાસ્ત્રો સ્પષ્ટ શબ્દોમા આપે છે બોધ–પ્રકાશ – થી આખી દુનિયા દીવા જેવી નજર સામે રમે છે અને પ્રાણીનો વિકાસ બહુ વધારે કરી દે છે આત્મવિકાસના પાયા બોધ ઉપર જ ચણાય છે સમ્યગ્ બોધ થયો એટલે ખૂબ પ્રગતિ સાધ્ય થાય છે તેની સાથે આજુબાજુના સયોગો અનુકૂળ થઈ જાય છે અને બોધનુ ફળ ત્યાગ (વિરતિ) બેસે એટલે સોના સાથે સુગધનો સહયોગ થઈ જાય છે

આ બોધિને પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા જાગે અને તે પ્રાપ્ત થઈ જાય તો આગળનો માર્ગ ખૂબ સરળ થઈ જાય છે બોધ એ ખરેખર અમૂલ્ય રત્ન છે એની પ્રાપ્તિ જેટલી દુર્લભ છે તેટલી જ તે અભીષ્ટ, સ્પૃહણીય અને પ્રેરક છે.

એ બોધિ પ્રાપ્ત કર્યા પછી પ્રમાદ છોડી દઈ, રાગદ્વેષાદિનો બનતો ત્યાગ કરી દઈ, એની આરાધના કર બોધિની આરાધના કરવી એટલે જ્ઞાનને પગે લાગવાની વાત ન હોય જ્ઞાનની – આંતરપ્રકાશની આરાધના એટલે જ્ઞાનમય જીવન જીવવાની તાલાવેલી, એની આસેવના અને એમા એકાગ્રતા. જ્ઞાનમય જીવનના આવિર્ભાવો આધિદૈવિક છે, અસાધારણ છે, ખરેખર સેવવા યોગ્ય છે એમા મનોરાજ્યો જ અનેરા હોય છે મોટા આયુષ્ય હતા ત્યારે જ્ઞાન-વિલાસમા કરોડો વર્ષો નીકળતાં, અને અનુત્તર વિમાનના દેવો જ્ઞાનરાજ્યમા જ બધો કાળ પૂરો કરે છે જ્ઞાનીનાં–'બોધિસત્ત્વોના' જીવનોનાં ઉદ્દયનો ચીતરી શકાય તેમ નથી, પણ આકર્ષક છે એ તો સાચા જ્ઞાની સાથે પરિચયમા આવતા દેખાય જીવનનુ સુખ કે સાર્થકય ધન કે વૈભવમા કદી નથી જણાયુ, પણ સાચા બોધવાળાના સત્સગમાં જ તે સદા અવસ્થિત છે.

એ બોધિરત્નની આરાધના કરી તારા ખરા હિતને આ સસારમા–આ ભવમા સાધ. એની આરાધના એ જ હિત છે એ સમજાય તેવી વાત છે અને તેમ કરીને તારી પોતાની આત્મશક્તિથી અધમ ગતિને અટકાવી દે જ્ઞાનમય જીવનનુ આ પરિણામ છે વિકાસ વધે એટલે નીચે ઊતરવાની વાત સભવે નહિ મુદ્દાની વાત જ્ઞાનમય જીવન કરી દેવાની છે અને તે અત્યારે શક્ય છે અને તારે ખાસ કર્તવ્ય છે. શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે અને હોય તેને ટકાવી રાખવા માટે પણ જ્ઞાન–પ્રકાશની જરૂર છે. આ વાત તુ બરાબર સમજી લેજે અને સમજીને બોધિરત્નની દુર્લભતા વાર વાર ગાજે આ ભાવ પ્રત્યેક ગાથાને અતે યાદ કરવાનો છે. આટલો સર્વસાધારણ ઉપોદ્ઘાત કરી હવે તેની સિદ્ધિનાં કારણો સમજાવે છે

૨ નિગોદ–અવ્યવહારરાશિમા જીવોનુ શરીર, તેનુ આયુષ્ય અને તેના જન્મ–મરણની વિગત વિસ્તારથી આ પ્રકરણના ૨ ખ શ્લોકના પરિચયમા ચીતરેલ છે એ નિગોદની અનતકાળની કાયસ્થિતિ સમજવી.

ત્યારપછી વ્યવહારરાશિમા બાદરનિગોદમા પણ અનતકાળકાયસ્થિતિ ત્યારપછી પ્રત્યેક વનસ્પતિકાયસ્થિતિ, પછી વાયુકાયસ્થિતિ, તેજસ્કાયસ્થિતિ, અપ્કાયસ્થિતિ, પૃથ્વીકાયસ્થિતિ ત્યાર પછી દ્વીન્દ્રિયકાયસ્થિતિ, ત્રીન્દ્રિયકાયસ્થિતિ, ચૌરિન્દ્રિયકાયસ્થિતિ અને પચેન્દ્રિયતિર્યચકાયસ્થિતિ આ સર્વનુ સક્ષેપત વર્ણન થઈ ગયુ છે એ સર્વ કાયસ્થિતિઓથી–પ્રત્યેકમા ગમનાગમનથી સસાર અનતકાળાવધિ બને છે

વળી એ સર્વ કાયસ્થિતિઓ મોહ અને મિથ્યાત્વ જેવા આકરા ચોરોનુ નિવાસસ્થાન છે એમણે મોટા ઘરો ત્યા બનાવી રાખ્યા છે અને પ્રાણીને તેઓ ખૂબ ઝગડાવે છે, ખરડે છે, ખેચે છે, પોતાના તાબામા રાખે છે અને તેને મહાઅધકારને અજ્ઞાનમા એટલો તો કેફથી ચકચૂર રાખે છે કે એ જરા પણ આગળ વધી શકતો નથી અને એ કાયસ્થિતિઓને વશ બનીને તે અહી-તહી સાધ્યના ઠેકાણા વગર આટા માર્યા કરે છે. મોહ અને મિથ્યાત્વના એના તરફના વર્તનનુ આ પ્રકરણના ઘ (૪) શ્લોકમા દિગ્દર્શન કરાવાયુ છે.

આવા મોટા સંસારઅરણ્યમા રખડતા નરભવની પ્રાપ્તિ થવી ઘણી મુશ્કેલ છે. એ તો કોઈવાર અનંતકાળના પર્યટન પછી મળી જાય તો નસીબની વાત છે. આટલી હદ સુધીની વાત આપણે ख, ग અને घ શ્લોકોમા કરી ગયા છીએ.

ત્યાં દશ દૃષ્ટાન્તની વાત પણ થઈ ગઈ છે. એ દશ દૃષ્ટાન્તોમાં નરભવપ્રાપ્તિની દુર્લભતા બતાવવાનો મુદ્દો હતો ચક્રવર્તીના ઘરના ભોજનનુ દૃષ્ટાન્ત તેમા પ્રથમ હતું એક બ્રાહ્મણને ચક્રવર્તીના ઘરના ભોજનમા જે સ્વાદ મળ્યો તે તેની આખી રાજધાનીમાં કે અન્ય સ્થાનમા ન મળ્યો એ ચક્રવર્તીને રાજમંદિરે ફરી જમવાનો વારો જેમ વિપ્રને માટે દુર્લભ હતો તેમ નરભવ આ ચક્રભ્રમણમા ફરીવાર મળવો મુશ્કેલ છે આટલે સુધીની વાત ત્યા જણાવી હતી.

અનેક પ્રકારના જીવોની કાયસ્થિતિમાં ફરતા અંતે પંચેંદ્રિયપણુ, પર્યાપ્તપણુ, સંજ્ઞીપણુ અને મનુષ્યપણુ મળ્યુ છે. આ મહાભાગ્યયોગ છે આટલી હકીકત ધ્યાનમા રાખી હવે મનુષ્ય-પણાની પ્રાપ્તિને અંગે વિચાર કરીએ

૩. મનુષ્ય તરીકે જન્મ થયો, પણ જો અનાર્ય દેશમાં જન્મ થાય તો ઊલટું નુકસાન થાય છે આ ઘણો અગત્યનો પ્રશ્ન છે. જન્મસ્થાનપ્રાપ્તિ એ અકસ્માત્-યોગ છતા પ્રગતિને અંગે બહુ અગત્યનો ભાગ ભજવે છે. પુણ્યભૂમિ–કર્મભૂમિમા જન્મ થવો એ પણ મહદ્ ભાગ્યનુ પરિણામ છે.

આર્યદેશોનુ વાતાવરણ અહિંસાપ્રધાન હોય છે. જન્મસંસ્કાર બળવાન પડી જાય તો પ્રયાસ અલ્પ કરવો પડે છે. ધર્મોપદેશકો અને પુણ્યભૂમિઓ જે સ્થાનમા હોય તે આર્યદેશ કહેવાય છે. અહિંસાનુ સામ્રાજ્ય વર્તે અને સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, નિષ્પરિગ્રહતા આદિ મૂળ ધર્મોની જ્યાં પ્રતિષ્ઠા થાય તેને આર્યભૂમિ કહેવામા આવે છે. આર્યદેશમા ધર્મસંસ્કાર જન્મથી પ્રાપ્ત થવાના પ્રસંગો આવે છે અને બાળપણમા જે સદ્વિચાર અને સદ્વર્તન હૃદય પર છાપ પાડે છે તેનુ મૂલ્ય વિશેષ છે

જે દેશોમા પારકા પ્રાણ લેવામાં અન્યાય ન મનાતો હોય, જ્યા જીવ આપી ન શકે તેને જીવ લેવાનો અધિકાર નથી એ સિદ્ધાન્તનો સ્વીકાર ન હોય, જ્યા માંસ મત્સ્ય કે ઇંડાના આહાર તરફ ઘૃણા પણ ન હોય તે દેશને અનાર્ય ગણવામા આવે છે જ્યા આખો જન્મારો પૈસાની જ વિચારણા હોય, જ્યા પરભવની ચિંતા ન હોય, જ્યા બની શકતા મોજ-શોખ અહીં જ ભોગવી લેવાનાં સૂત્રો પર આધાર રખાતો હોય ત્યા પરભવના હિતની વાત તો મુશ્કેલ જ છે આથી અનાર્ય દેશમા જન્મ થાય તો ઘણીવાર મનુષ્યદેહપ્રાપ્તિનો બદલો કાંઈ મળતો નથી અને ઊલટા અનેક પ્રકારની ધમાલ કરી, અંતે સંસારપરિભ્રમણને રસ્તે પડવાનુ થાય છે

અત્યારે પાશ્ચાત્ય દેશોમા જડવાદ, સંસારરસિકતા, કાવાદાવા, જીવનકલહની ભયંકર તીવ્રતા અને જીવનમા કેફ, ઉત્તેજકતા અને વૈષમ્ય સિવાય અન્યનો ભાસ થતો નથી ત્યા

લાબી નજરે મનુષ્યદેહપ્રાપ્તિની નિષ્ફળતા દેખાય તો તેમાં નવાઈ નથી. એમા કોઈ શોધક, વિચારક અને તત્ત્વજ્ઞ નીકળી આવે છે પણ તેમની સખ્યા એટલી નજીવી હોય છે કે તેમને માટે આ વાત નથી એટલું જ કહી, સામાન્ય રીતે અનાર્ય ભૂમિમા જન્મ એટલે અનેક અનિષ્ટ પરિણામો, ટેવો અને વ્યસનોની ગુલામી અને પરિણામે નરભવની નિષ્ફળતા સહેજે કલ્પી શકાય તેમ છે.

જે કેટલાક અનાર્ય દેશો હજુ પણ કેવળ જગલી દશામાથી ઊચે આવ્યા નથી તેને આ વાત વધારે લાગુ પડે છે. એકદરે પુણ્યભૂમિ–આર્યભૂમિમા જન્મ થવો એ કાઈ સામાન્ય લાભનુ કારણુ નથી. આત્મવિકાસના પ્રસગોને ત્યા અનેકગણો વધારે અવકાશ છે.

૪. આર્યદેશમા જન્મ થઈ જાય તો પણ ત્યા નીચેના પતનના પ્રસગો છે તે ધ્યાનમાં રહે

(ક) સ્ત્રીની પ્રાપ્તિ માટે પ્રયત્ન, શોધ અને તરખટ.
(ખ) પરસ્ત્રી તરફ આકર્ષણ અને તે કારણે દુર્ધ્યાન અને વૈર.
(ગ) વેશ્યાના પ્રપચો, તેને પોતાની કરવાની તીવ્રતા ને સકટ.
(ઘ) પૈસા મેળવવા, જાળવવા અને ખરચવાની ગૂચવણ
(ઙ) પૈસાના મમત્વથી ઝગડા, લડાઈ, ટટા, રાજદરબારે ગમન.
(ચ) જમીનની તકરારોના ગભીર પરિણામો અને દુર્ધ્યાનો.
(છ) યુવાન દેખાવાના વલખા, શક્તિ લાવવાના પ્રયોગો અને આસક્તિ.
(જ) કીર્તિભય, રાજભય, ચોરભય, અકસ્માતભય વગેરે.
(ઝ) અમુક ભોજન બનાવવુ, ખાવુ, પકવાન્નો વગેરે તૈયાર કરવા–કરાવવાની વાતો
(ઞ) મોટા વરાઓ કરવાને પ્રસગે ભોજનને અગે થતા મહા આરભો.

આ મુદ્દાઓમા ચાર સજ્ઞાનો સમાવેશ થાય છે મૈથુન, પરિગ્રહ, ભય અને આહાર. આ ચાર બાબતોમા પડી જઈ પ્રાણી અનેક ઉપાધિઓ કરે છે અને તેની પીડામા મગ્ન થઈ જઇ તેમા રચ્યોપચ્યો રહે છે. અને એ પીડાનુ રટણ કેવુ હોય છે ! ધનની ધમાલ, ખાવા-પીવાની ખટપટ અથવા સ્ત્રીકથાસબધ કે મૈથુનમા પ્રવૃત્ત થયો એટલે એને બીજી વાત સૂઝતી નથી. મોટા સુખી ધનવાનોના હૃદય તપાસ્યા હોય તો ત્યા શાતિ જેવી ચીજ દેખાય નહિ શાતિ નથી, ત્યા સુખ નથી. એવી જાતનુ જગત એ દુસ્થિત કહેવાય છે કફોડા સયોગમા આવી ભરાયલુ જગતવાતાવરણ દુસ્થિત છે. એની પીડાનો પાર નથી, ઉકળાટનો હિસાબ નથી, અચોક્કસપણુ–ધૈર્યનાશની પરિસીમા નથી

એવા જગતમા ધર્મદારિદ્ર્ય હોય છે ત્યા ધર્મ શુ, એનુ સ્વરૂપ શુ, એ શા માટે આચરવો ઘટે, એના આચરણનો વિધિ કયો, આચરણનુ પરિણામ શુ – એ સર્વ વિચાર પરિગ્રહ–મૈથુનાદિમા પડેલાને સૂઝવો મુશ્કેલ છે ત્યા તો કલદારની વાત અને સ્ત્રી તથા

ભોજનની કથાઓ જ હોય, ત્યા સિનેમાસ્ટારોની ચર્ચા હોય, ત્યા કૉલેજની કન્યાની ચર્ચાઓ હોય આમા ધર્મને સ્થાન ન હોય, ધર્મનો પ્રવેશ ન હોય, ધર્મની ગધ ન હોય વાત કહેવાની એ છે કે મનુષ્યપણું મળી જાય અને આર્ય દેશમા જન્મ પણ થાય અને ત્યા સુસસ્કારી માત–પિતાને ત્યા ઉત્તમ કુળની પ્રાપ્તિ પણ થઈ જાય, પરંતુ જો અબ્રહ્મ, પરિગ્રહ, ભય કે આહારને લગતા ભોગોપભોગમા પ્રાણી પડી ગયો તો ધર્મતત્ત્વ જાણવાની ઇચ્છા પણ થતી નથી અને સાધ્ય કે હેતુ વગર આખા જીવન સુધી મોટા આરંભ કરી ધન એકઠું કરવામા કે ખાવાપીવાની ધમાલમા કે સ્ત્રીઓના ગાનતાન–વિલાસમા ગુલતાન રહેવાનુ પ્રાપ્ત થાય છે અને અતે આવ્યા તેવા જવાનુ થાય છે. એ રીતે દુર્લભ મનુષ્યદેહ હારી જવાય છે

૫. કદાચ ઉપરની સર્વ વસ્તુની પ્રાપ્તિ થાય પણ સદ્‌ગુરુ પાસે ધર્મશ્રવણ કરવાની સગવડ ન બને તો ખાસ લાભ થતો નથી. શાસ્ત્રગ્રથોમા સર્વ વાત લખી શકાણી નથી. પરપરાજ્ઞાન માટે ગુરુગમની ખાસ જરૂર છે. વિધિવાદમા ગમે તેટલું લખ્યુ હોય પણ માત્ર વાચનથી ગુરુગમ વગર વ્યવહારનુ જ્ઞાન થવુ અશક્ય છે વિલાયતથી આવનારા અભ્યાસીઓ રજોહરણ સબધી ગમે તેટલુ વાચીને આવે પણ તેને બનાવવાની અને ઉપયોગ કરવાની રીત જોઈ આશ્ચર્યમા પડી જાય છે યોગના આસનો. મુદ્રાઓ વગેરે અનેક ગુરુમુખે સમજવાની જરૂર છે અને તત્ત્વજ્ઞાનમા પણ ચાવી જેવા સૂત્રોમા પરપરાજ્ઞાનની આવશ્યકતા ખૂબ રહે છે ગુરુઓએ શિષ્યોને સામે બેસાડી ન ભણાવતા બ્રાહ્મણો પાસે અભ્યાસ કરાવ્યો તેના પરિણામે ઘણુ સાપ્રદાયિક જ્ઞાન ચાલ્યુ ગયુ છે તેનુ અત્યારે બરોબર ભાન થાય છે.

આ તો ગુરુ પાસે જ્ઞાન લેવાની કે શ્રવણ કરવાની આવશ્યકતાની વાત કરી, પણ ઘણાને જાણવાની ઇચ્છા હોય છે છતા સાચી–ખોટી વાતો કરવામા અને રાજકથા, દેશ-કથામા એટલો સમય જાય છે કે એને ધર્મઅભ્યાસ કે ધર્મશ્રવણ કરવાની ફુરસદ જ મળતી નથી નકામી ચર્ચાઓ, ઢગધડા વગરના વાદવિવાદો અને ગપાટાસપાટાનો રસ એવો હોય છે કે તેમાં કલાકો નીકળી જાય, પણ ધર્મશ્રવણ કે અભ્યાસ વખતે સમય મળે નહિ અને કદાચ લોકવ્યવહારે જવાનુ બને તો મનમાં અન્ય વિક્ષેપો એટલા હોય છે કે અભ્યાસ કે શ્રવણમા એકાગ્રતા થાય નહિ અને એકાગ્રતા થયા વગર કોઈ નાની કે મોટી વાત જામતી નથી ઉપર ઉપરથી ચાલી જાય છે

ધર્મઅભ્યાસ કે શ્રવણને અગે બીજા અનેક વિચારણીય પ્રસગો કલ્પી શકાય કેટલાકને ગુરુ પાસે શ્રવણ કે અભ્યાસ માટે જવામા શરમ આવે, કોઇને તેમ કરવામા ગૌરવહાનિ લાગે, કોઈને અભ્યાસ કરવો બિનજરૂરી લાગે વગેરે ધર્મશ્રવણ કરવા જતા અનેક કાઠિયા આડા આવે છે તેની હકીકત સુપ્રસિદ્ધ છે. વળી ખોટી દલીલોમા ઊતરી જવાનુ બનતા અનાસ્થા થઈ જાય, પરભવ, કર્મ કે મોક્ષ માનવામા વિજ્ઞાન આડુ આવે વગેરે અનેક ગૂચવણો આ નવયુગમા ઊભી થઈ છે અને ખરી ચિન્તા તો ધર્મની મહત્તા જ ઊડી જતી

દેખાય છે એ છે આ સ્થિતિ છે આવા વખતમા ધર્મશ્રવણની દુર્લભતા જરૂર પ્રાપ્ત થાય છે. અત્યારે છાપાં વાંચવામાં જેટલો વખત જાય છે તેનો ચોથો ભાગ પણ ધર્મઅભ્યાસમા જાય તો ઘણી પ્રગતિ થાય તેમ છે. તે મુદ્દે આ વાત વિચારવી. આવા વર્તમાન યુગની ટીકા કરવાનો આશય નથી, પણ ધર્મ-અભ્યાસની દુર્લભતા બતાવવાનુ સાધ્ય છે અર્વાચીન પદ્ધતિએ શાસ્ત્રશ્રવણ કરાવનાર વિજ્ઞાનના અભ્યાસી, માનસવિદ્યાના જાણકાર ગુરુ જ્યારે ધર્મશ્રવણ કરાવશે ત્યારે ઊભા રહેવાની જગ્યા પણ નહિ મળે. અત્યારે કહેવાનો મુદ્દો એ છે કે મળેલી સર્વ સામગ્રી છતા ધર્મશ્રવણ દુર્લભ હોય જ અને આપણે વધારે એટલુ કહી શકીએ કે આ કાળમાં તે ખાસ દુર્લભ થતું જાય છે

૬. કદાચ ધર્મશ્રવણ કરવાનુ બની આવે, ગુરુમહારાજનો યોગ પણ બની આવે, એ શ્રવણને પરિણામે બોધ પણ થઈ જાય, સંસારનું સ્વરૂપ અને વસ્તુ કે સબધનુ અનિત્યત્વ ગ્રાહ્ય થાય અને બનતો ઉદ્યમ કરવાનો નિશ્ચય પણ થાય—એટલે સુધી આવે તો પણ એનો ઉદ્યમ બહિરગ રહેવાનો છે. એની ક્રિયા દ્રવ્યક્રિયા રહે છે

અતરગમા મહાન વૈરીસમૂહ હજુ બેઠો જ છે એના મુખ્ય નાયકો રાગદ્વેષ છે. એના બચ્ચાકચ્ચાનો પાર નથી કષાયો અદર રમ્યા કરે છે હાસ્ય, રતિ, અરતિ નાચ્યા કરે છે અને તે ઉપરાત એના અતરંગના—અદરના ગોટાનો પાર નથી. એને વાતવાતમા થાક લાગી જાય છે. એ ફરવા જશે તો પચીશ ચક્કર મારશે, પણ ઊભા ઊભા પ્રતિક્રમણ કરતા એને થાક લાગી જશે

આળસનો તો હિસાબ નથી. ધર્મઆચરણ કે યોગવિધાન વખતે એને બગાસા આવવા માડશે, ધર્મશ્રવણ કે ક્રિયા વખતે નિદ્રા જલ્દી આવે છે કારણ કે એમાં એને અતરંગનો રસ નથી રસ જામે એટલી એની તૈયારી કે એનો અભ્યાસ નથી. આવા તો અનેક અતરગ કારણો છે એ સુકૃત્યનો પ્રસગ આવવા જ દેતા નથી અને આવી જાય તો વાત મારી જાય એવુ સ્વરૂપ ઊભુ કરી દે છે. આ સર્વ વાતો આપણા અવલોકન અને અનુભવનો વિષય હોઈ શરમાવે તેવી છે એટલે વધારે વિવેચન માગતી નથી.

૭. આને માટે એક વાતનો વિચાર કરીએ. ચોરાશીલાખ જીવોત્પત્તિસ્થાનો છે. ઊપજવાના સ્થાનોની અનેરી વર્ણ, ગધ, રસ, સ્પર્શની વિવિધતાને 'યોનિ' કહે છે એની સંખ્યા ૮૪૦૦૦૦૦ છે 'સાત લાખ પૃથ્વીકાય'ના પાઠમા તુ આ ઘણીવાર ભણી ગયો હઈશ.

નિગોદથી મનુષ્યત્વ સુધીની અનેક કાયાઓનો તે અભ્યાસ કર્યો એમા તે કદી ધર્મની વાત સાભળી છે? ત્યારે સર્વ જગ્યાએ વાતો કેવી સાભળી? વિગતોમા ન ઊતરીએ વાતોના ત્રણ પ્રકાર છે .

(૧) **ઋદ્ધિ**—પૈસાસંબંધી વાતો. પૈસામા માલિકીની ચીજો, ઘર, ફરનિચર, ઘરેણાં સર્વ સમજવા તિર્યંચોને પણ ઘર–માળા–બિલ હોય છે. રહેવાના સ્થાન પર મૂર્છા થાય એ સર્વ વાતો આ ગૌરવમા આવે છે.

(૨) **રસ**—ખાવા–પીવાની વાતો ગૌરવ એટલે આસક્તિ. શાક સમારવા, ભોજન બનાવવા, શુ ખાશુ તેની કલ્પના કરવી વગેરે.

(૩) **શાતા**—શરીરને વ્યાધિના પ્રસંગો, દવાદારુ વગેરે.

આ ત્રણે ગૌરવોમા પ્રાણી પડ્યો રહે છે. એની વાતો કરે છે. નાના જીવો એની ચિંતવના નાના પાયા પર કરે છે, પણ પશુપક્ષી મનુષ્યાદિ સર્વ એમા આખો વખત ચકચૂર રહે છે.

સંસારમા ફરતાં તે અનેક વખત ઋદ્ધિ, રસ અને શાતાની વાતો સાભળી, પણ કોઈ જગ્યાએ તે ધર્મની વાતો સાભળી છે? ન સાંભળી હોય તો તેનુ કારણ શુ? અને સાભળી હોય તો તારી આ દશા હોય ખરી? આ પ્રમાણે સ્થિતિ છે હવે તારો શુ વિચાર છે? અંતે ધર્મ વગર આરો આવે તેમ નથી, માટે જે કરવુ હોય તે સાધી લે. અવસર ગયા પછી તો માત્ર પસ્તાવો જ રહેશે અને આવો અવસર ફરીફરીને વારંવાર મળશે નહી.

૮. તને મનુષ્યત્વ મળ્યુ, શ્રવણની ઇચ્છા થઈ, ધર્મ તરફ વૃત્તિ થઈ અને તને સદ્ગુરુનો બોધ પ્રાપ્ત થયો, તને સદ્જ્ઞાનરત્ન પ્રાપ્ત થયુ તારે ખ્યાલમા રાખવુ કે એ સર્વ ગુણોની ખાણ છે, એ વસ્તુ અમૂલ્ય છે અને સાધારણ રીતે મળવી મુશ્કેલ છે તારા મહાન સુકૃતના ઉદયથી તને જ્ઞાનરત્ન પ્રાપ્ત થયુ છે તુ અનેક નદી–નાળા અને ખાડીઓ ઉલ્લઘી આ ભવ્ય પ્રકાશને પામ્યો છે તેનો તુ પૂરતો લાભ લે મનુષ્યત્વથી માડી તુ બોધિરત્નની પ્રાપ્તિ સુધી પહોચ્યો તને ઘણી અનુકૂળતા મળી ત્યારે હવે તારે શુ કરવુ?

ગુરુમહારાજના પ્રાજ્ય–પ્રચુર વિનયથી ઉત્પન્ન થયેલ જે આ શાંત અમૃતરસ તને પ્રાપ્ત થયો છે તેનુ પાન કર તને જે શુભ સામગ્રીનો યોગ થયો છે અને તારામાં પ્રકાશ પડ્યો છે, તુ જાગ્યો છે તેનો લાભ તુ તેનુ પાન કરવા દ્વારા લે શાતરસપાન એટલે શુ? એ તને ફરી ફરી કહેવાની જરૂર ન હોય એ અંદરનો રસ છે, આત્મિક વિકાસ છે અને બાહ્ય ઉપાધિથી પર છે એના રસમાં પડ્યો એટલે બીજી જ જાળ છૂટી જશે. બોધિરત્નનો લાભ એટલે શાતરસમય જીવન શ્રીવિનયવિજય ઉપાધ્યાયના નામોચ્ચાર સાથે શાતરસપાનનો મહિમા અત્ર ગાયો

* * *

આ ભાવનામા બોધિરત્ન પ્રાપ્ત થવા પહેલા ઉત્તરોત્તર નીચેની વસ્તુઓની પ્રાપ્તિની મુસીબતો બતાવી

૧ સૂક્ષ્મનિગોદ અવ્યવહારરાશિમાથી બહાર નીકળવુ
૨. સ્થાવર એકેદ્રિયપણુ
૩. ત્રસપણાની પ્રાપ્તિ
૪. પચેદ્રિયપણુ
૫. પર્યાપ્તત્વ
૬ સજ્ઞીપણુ
૭. દીર્ઘ આયુષ્ય
૮ મનુષ્યપણુ
૯ આર્યદેશમા જન્મ
૧૦ સસ્કારી કુળમા જન્મ
૧૧. ધર્મજિજ્ઞાસા
૧૨ ધર્મશ્રવણ
૧૩ ધર્મબોધ
૧૪. ધર્મમા ઉદ્યમ
૧૫ અતરંગ વૈરીનુ આક્રમણ

'જ્ઞાનાર્ણવ'મા નીચેના વિષયો ચર્ચ્યા છે તે સરખાવવા યોગ્ય છે
૧. નિગોદથી નિર્ગમ
૨. સ્થાવરત્વ
૩. ત્રસત્વ
૪. પચેદ્રિયત્વ
૫. મનુષ્યત્વ
૬. દીર્ઘ આયુષ્ય
૭ ઇદ્રિયસામગ્રી
૮ બુદ્ધિ
૯ મદકષાય
૧૦ નિર્વિષય ચેતસ્
૧૧ તત્ત્વનિશ્ચય
૧૨. કામાર્થલાલસા
૧૩ મિથ્યાત્વ
૧૪. બોધિરત્ન

બોધિરત્નમા જ્ઞાન, દર્શન, ચારિત્રનો સમાવેશ ઘણી જગ્યાએ કરવામા આવ્યો છે. બોધમા પ્રાધાન્ય જ્ઞાનને છે તે ખાસ ધ્યાનમા રાખવુ

વસ્તુપ્રાપ્તિની અનુક્રમે મુશ્કેલીઓ બતાવી મોટો દૈત્ય ખડો કરવાનો આશય નથી, પણ અનત સસારમા જે પરિસ્થિતિ થાય છે તેને અગે વિકાસમાર્ગમા જે અતિ અગત્યનો પ્રસગ બને છે તેનો સ્પષ્ટ ખ્યાલ આપવાનો આશય છે

આવી તકો કદાચ તને ઘણીવાર મળી હશે, પણ ખરો અવસર આવે ત્યારે આ ભાઈશ્રી બીજા કામમા પેસી જાય છે મોટી જાન કાઢીને જાય અને લગ્નનો વખત ઊઘમા ચાલી જાય તેવો આ બનાવ છે તકો વારવાર આવતી નથી, પણ આવે ત્યારે એને સામેથી પકડી લેવી ઘટે. અવસર ગયા પછી પસ્તાવો નકામો છે

શ્રી ચિદાનદજી મહારાજ કહે છે કે 'વાર અનતી ચૂક્યો ચેતન, ઇણ અવસર મત ચૂક' અનેકવાર તક મળી ત્યારે એનો તેં પૂરો કે જરાપણ લાભ લીધો નથી. લીધો હોય તો આ દશા અને આ રખડપાટો હોય ખરો? આ સબધમા એક દષ્ટાત 'ધર્મરત્નપ્રકરણ'મા વાચ્યુ હતુ, તેમા 'દાક્ષિણ્ય' ગુણ પર ક્ષુલ્લકકુમારની કથા છે[1] તેનો અતિ અગત્યનો મુદ્દો મને જુદો ભાસ્યો છે. સક્ષેપમા હકીકત નીચે પ્રમાણે છે —

---
૧ જુઓ ધર્મરત્નપ્રકરણ, ભાષાતર - ભાગ પહેલો, પૃષ્ઠ ૨૦૬ થી ૨૧૯

પતિના મૃત્યુથી વિધવા થયેલ કોઈ રાણીએ પૂર્ણ વૈરાગ્ય પામી ગુપ્ત રીતે ચારિત્ર લીધુ દીક્ષા લીધા પછી જણાયુ કે તે સાધ્વીને ગર્ભાધાન હતુ વિચક્ષણ ગુરુણીએ પ્રસૂતિ-કાર્ય ગુપ્ત રીતે કરાવ્યુ પુત્ર સાંપડ્યો એનુ ક્ષુલ્લકકુમાર નામ પાડ્યુ. તે બહુ ચાલાક અને ઉદાર મનનો થયો ભણ્યો ગણ્યો અને કુશળ થયો એટલે યોગ્ય વયે ગુરુએ તેને દીક્ષા આપી બાર વર્ષની વય થતા એને સસારમા જવા ઇચ્છા થઈ. માતાના આગ્રહે સંયમા-વસ્થામા બાર વર્ષ વધારે રહ્યો માતાની ગુરુણીના આગ્રહે બીજા બાર વર્ષ રહ્યો અધ્યાપક ગુરુના આગ્રહે ત્રીજા બાર વર્ષ રહ્યો ગચ્છાધિપતિના આગ્રહે ચોથા બાર વર્ષ રહ્યો. એના દાક્ષિણ્યનો પાર નહોતો ૬૦ વર્ષની વયે સસારમા પડવા નીકળી પડ્યો માતાએ ચાલતી વખતે રૂમાલ અને વીંટી નિશાની તરીકે જાળવી રાખ્યા હતા તે આપ્યા તે બતાવવાથી રાજ્યનો અર્ધભાગ મળે તેમ હતુ ક્ષુલ્લક ચાલ્યો રાજનગરે રાત્રિને વખતે પહોંચ્યો.

રાજમહેલમા નાટક ચાલતુ હતુ ક્ષુલ્લક મુનિ પણ તે જોવા ઊભા રહ્યા. આખી રાત નાટક ચાલ્યુ રાત્રિની બે ઘડી બાકી રહી ત્યારે નાચનાર વારાંગનાના પગ ઢીલા પડવા માંડ્યા રાજા-રાણી સિંહાસને બેઠા હતા મિજલસ જામી હતી નગરજનો હજારોની સંખ્યામા જોવા આવેલા હતા

યુવતી વારાંગના જરા ઢીલી પડવા લાગી ગાઈ ગાઈને જરા થાકી. તેને બગાસુ આવ્યુ તે જોઈ એની વૃદ્ધ માતા-અક્કા પછવાડે બેઠી હતી તેણે નીચે પ્રમાણે ગાથા કહી :

सुहु गाइयं सुहु वाइयं, सुहु नच्चिय सामसुंदरी ।
अणुपालिय दीहराइओ, सुमिणंते मा पमायए ॥

"હે શામસુંદરી ! તે સારી રીતે ગાયુ, સારી રીતે વગાડ્યુ, સારી રીતે નૃત્ય કર્યું, દીર્ઘરાત્રિ એ પ્રમાણે પસાર કરીને હવે સ્વપ્નને (રાત્રિને) અંતે – દાન મળવાને અવસરે પ્રમાદ ન કર (સાવધ થઇ જા)"

આ ગાથા ત્યા બેઠેલા અનેકને બંધબેસતી આવી ગઈ ક્ષુલ્લકે વિચાર કર્યો કે સાઠ વર્ષ ગુરુકુળવાસ સેવ્યો અને હવે અવસર પાક્યો છે ત્યારે મેં આ શો ધંધો આદર્યો ? આમ વિચારી પોતાનું રત્નકંબળ ઇનામમા ફેંકી દઈ પાછો ફર્યો, ગુરુ પાસે ગયો અને જીવન સફળ કર્યું બાર વર્ષથી પતિની રાહ જોઇ એક કુળવધૂ પતિત થવાની તૈયારીમા હતી તે પણ સ્થિર થઈ ગઈ એ પ્રમાણે રાજકુવરાદિ અનેક મનુષ્યો ચેત્યા

આવો અવસર મળે છતા તેનો લાભ લેતા પ્રાણી પાછો પડી જાય છે અથવા પ્રમાદ, વિકથા કે ખોટી ચર્ચામા મળેલ તકને ગુમાવી દે છે. મહામુસીબતે મળેલ બોધિરત્નને પેલા વિપ્રની પેઠે ફેંકી દે છે અને દરિદ્રીનો દરિદ્રી જ રહે છે એને નરભવ વગેરે અનેક સગવડો, અનુકૂળતાઓ મળી તેનો એ જરા પણ લાભ લઈ શકતો નથી.

આપણે આખો ભવ કેવી રીતે પસાર કરી દઇએ છીએ તે ખૂબ વિચારવા યોગ્ય છે. પ્રાણીઓ કદી શાંતિથી પોતાની પ્રવૃત્તિનો હેતુ વિચારતા નથી અને ફેરમાં ચકચૂર બની

સંસારના પાયા માંડે છે. એ પોતાની આખી પ્રવૃત્તિનું પૃથક્કરણ કરે તો તેમા એને કોઈ જગ્યાએ હેતુ કે સાધ્ય દેખાશે નહિ અનેક જાતના મમત્વો કરવા તત બાધવા, અભિમાનથી રાચવુ અને જાણે પોતે કઈક છે એમ માની તદ્દન નિર્જીવ બાબતોને મોટી માની તેમા રચ્ચાપચ્ચા રહેવુ, આમા જીવન જેવુ કઈ નથી, મળેલ તકનો ઉપયોગ નથી અને આત્મવિકાસને અવકાશ નથી

આ સબધમા શ્રી સોમપ્રભાચાર્ય સિદૂરપ્રકરમા કહે છે કે—

अपारे संसारे कथमपि समासाद्य नृभवं, न धर्मं यः कुर्याद्विषयसुखतृष्णातरलितः।
ब्रुडन्पारावारे प्रवरमपहाय प्रवहणं, स मुख्यो मूर्खाणामुपलमुपलब्धुं प्रयतते ॥

'આ અપાર સસારમા મહામુસીબતે મનુષ્યદેહ પામીને પણ જે ઇદ્રિયના વિષયોના સુખની તૃષ્ણામા વિહ્વળ બની ધર્મ આચરતો નથી, તે મૂર્ખમા પણ મુખ્ય માણસ મોટા દરિયામા ડૂબતો હોય તે વખતે એને મળેલુ સુદર વહાણુ છોડી દઈને પથ્થર લેવાનો પ્રયાસ કરે છે' અનેક જીવો ભરદરિયામા પણ વહાણને છોડી દઈને પથ્થર લેનારા હોય છે, પછી તરવાને બદલે બૂડી મરે અને ઊડા અગાધ જળમા તણાઇ જાય તેમા કાઈ આશ્ચર્ય નથી આ ખરી વસ્તુસ્થિતિ છે અને નજર–સન્મુખ રાખવા યોગ્ય છે. અનેક પ્રાણીઓનુ શુ થાય છે તે જોઈ આપણુ શું થશે તે અત્ર વિચારણીય છે.

દરિયામા વહાણુ છોડી પથ્થરને પકડવાની વાત હસવા જેવી લાગશે, પણ વાસ્તવિક રીતે વિચારતા અનેક પ્રાણીઓનો વ્યવહાર એ કક્ષામા આવે છે. એ કદાચ સાચો–સારો માર્ગ જાણશે તો પણ એ સાચો માર્ગ આચરશે નહિ એનુ નામ જ ભરદરિયામા પથ્થરને પકડવાનુ છે મોહનો કેફ અને મમતાનો રાગ એવો મધુર હોય છે કે એમાં સાચો માર્ગ મળતો નથી, મળે તો સૂઝતો નથી અને સૂઝે તો એનો સવ્યવહાર થતો નથી આ સ્થિતિનો અત લાવવાનો અત્ર આશય છે બાકી તો અનેક વેશો ધર્યા છે, નવા નવા રૂપો લીધા છે અને અરઘટ્ટઘટિકા(રેંટ)ની જેમ નીચે આટા માર્યા છે. એમા કાઈ પાર આવવાનો નથી ઉપર આવે ત્યારે જરા આનદ–પ્રકાશ દેખાય, પણ જ્યા અદરથી પાણી ગયુ કે રેંટની બીજી બાજુએ ખાલી થઈને ઊંધે માથે નીચે ઊતરવુ પડે છે અને એમ ઉપર–નીચે ફર્યા કરવાનુ છે. આ વાત સમજુની ન હોય

સ્વપ્નના રાજ્યને સાચુ માનવુ અને પછી તેના ઉપર રાચી જવુ અને સસારમા ફર્યા કરવુ, એમા મજા શુ છે? હૃદયમદિરમા એકાદ વખત તો દીપક જગાવવો ઘટે – એના અજવાળે મ્હાલવુ ઘટે અને એના તેજની ભવ્યતા વિસ્તરવા દેવી ઘટે એ અતર દીપક થાય તો પોતાનુ અને પારકુ શુ છે તે સમજાશે અને પછી આગળનો રસ્તો પ્રકટ થવાથી એના ઉપર વ્યાપેલો અધકાર દૂર થઈ જશે સર્વત્ર પ્રકાશમય મહિમા વધતો જશે એક વખત પ્રકાશ થઇ જશે તો ગણતરીમા આવી જવાશે ગમે તેમ કરીને આ પ્રકાશ એક વાર કરવાની જરૂર છે.

એ પ્રકાશની તાલાવેલી લાગે તો બોધિરત્નની દુર્લભતા બરાબર સમજાય. ગમે તેમ કરીને ઘટમંદિરમાં દીપક એક વખત તો જરૂર પ્રગટાવ મહાપુણ્યયોગે અનેક ભવાંતરો પછી અત્યારે અનેક સામગ્રીઓ, સગવડો અને અનુકૂળતાઓ મળી છે, તેને સમજુ વેડફી નાખે નહિ કાંઈ ન સૂઝ પડે તો પણ સલામત બાજુએ રહેવાથી પરિણામે બોધિરત્ન જ ઉદ્યોતને પામે, એના પર પાસા પાડે અને એની કિંમત વધારી મૂકે. આ વિચારણા કરવાની આવશ્યકતા છે અને અત્યારે તેનો અવસર છે આખી રાત નાચ્યા પછી ખરા અણીના વખતે બગાસુ ન આવે, આળસ ન આવે, ઊંઘ ન આવે એની સાવચેતી રાખવાની છે અને એ સાવચેતી ગમે તે આશયથી પ્રાપ્ત થઇ જાય તો પણ અંતે બેડો પાર છે અને મનુષ્યદેહ મળ્યાનુ સાર્થક્ય છે.

આ રીતે બાર અનુપ્રેક્ષા (ભાવના) અત્ર પૂરી થાય છે. અનુપ્રેક્ષા એટલે જોવું તે-વિચારવું તે અનુપ્રેક્ષા (ભાવના) અંદરથી-આત્મદૃષ્ટિએ જોવાની છે. એમાં આંતર ચક્ષુ ખુલી જાય છે અને એક વાર આંતરદર્શન કોઈપણ યોગે થવા માંડે તો પછી માર્ગ સાંપડે છે. બારે ભાવના અનુપ્રેક્ષા માટે છે. એક પણ ભાવના અંતઃકરણના ઊંડાણથી વિચારવામાં આવે તો પ્રાણીના જ્વરને ઉતારી નાખે તેમ છે એક અથવા વધારે ભાવનાને અંતર-દૃષ્ટિએ ભાવવી એના પુનરાવર્તન થયા કરે તેથી ગભરાવુ નહિ. પુનરાવર્તન એ ભાવનાના પ્રાણ છે.

હવે બીજી ચાર ધર્મભાવના છે, ધર્મધ્યાન લાવનાર અને તેમાં સ્થિર કરનાર છે. **મૈત્રી**ભાવના પ્રાણીઓ તરફ પ્રેમ લાવનાર છે, **પ્રમોદ**ભાવના ગુણમાં રમણ કરાવનાર છે, **કરુણા**ભાવના હૃદયથી હિત કરનાર છે અને **માધ્યસ્થ્ય** ભાવના હૃદયની વિશાળતા બતાવનાર છે આ ચારે ભાવનાના વિમળ પ્રવાહમાં આપણે હવે પ્રવેશ કરીએ છીએ.

---

**इति बोधिदुर्लभभावना. १२**

પ્રથમ નિગોદ પછી સ્થાવરતા ત્રસતા પંચેન્દ્રિયતા હોય,
મનુષ્યપણું પામીને ધર્મ-શ્રવણથી સમકિત પામે કોય,
સુરમણિ સુરઘટ સુરતરુ મહિમા એની પાસે અલ્પ ગણાય,
બોધિરત્નની દુર્લભતા તે એક જીભથી કેમ કહાય ? ૧.

પં. અમૃતવિજયજી

ઉપાધ્યાયજી શ્રીજયસોમમુનિવિરચિત

# બોધિદુર્લભભાવના

## દુહા

વાર અનંતી ફરસીઓ, [1]છાલીવાટક ન્યાય,
નાણ વિના નવિ સાભરે, લોકભ્રમણ ભડવાય 1
રત્નત્રય ત્રિહુ ભુવનમે, દુલહા જાણી દયાળ,
બોધિરયણ કાજે ચતુર! આગમખાણિ સભાળ. 2

( રાગ ખભાતી )

દશ દૃષ્ટાતે દોહિલો, લાધો મણુઅ જમારો રે;
દુલ્લહો [2]અબરફૂલ જ્યુ રે, આરજ ઘર અવતારો રે.
મોરા જીવન રે, બોધિભાવના ઇગ્યારમી રે,
ભાવો હૃદય મઝારો રે મો૦ 1
ઉત્તમ કુળ તિહા દોહિલો, સદ્‌ગુરુ ધર્મ સયોગો રે,
પાચે ઇદ્રિય પરવડા, દુલ્લહો દેહ નિરોગો રે. મો૦ 2
સાભળવુ સિદ્ધાતનુ રે, દોહિલુ તસ ચિત્ત ધરવુ રે,
સુધી સદ્દહણા ધરી, દુક્કર અગે કરવુ રે મો૦ 3
સામગ્રી સઘળી લહી રે, મૂઢ મુધા મમ હારો રે,
ચિતામણિ દેવી દીઓ, હાર્યો જેમ ગમારો રે. મો૦ 4
[3]લોહકીલકને કારણે, યાન જલધિમા ફોડે રે,
[4]ગુણકારણ કોણ નવલખો, હાર હિયાનો ત્રોડે રે. મો૦ 5
બોધિરયણ ઉવેખીને, કોણ વિષયારથ દોડે રે?
કકર મણિ સમોવડ કરે, ગજ વેચે ખર હોડે રે. મો૦ 6
[5]ગીત સુણી નટની કહી રે, ક્ષુલ્લક ચિત્ત વિચાર્યું રે,
કુમારાદિક પણ સમજિયા રે, બોધિરયણ સભાર્યું રે મો૦ 7

---

1 બોકડાના વાડામા જેમ બધે બોકડો ફરી વળેલો હોય તેમ 2 આકાશનુ ફૂલ 3 લોઢાનો ખીલો 4 દોરા માટે 5 ગાથા

# પ્રકરણ તેરમુ

## મૈત્રીભાવના

अनुष्टुप्

सद्धर्मध्यानसन्धान–हेतवः श्रीजिनेश्वरैः ।
मैत्रीप्रभृतयः प्रोक्ता–श्चतस्रो भावनाः पराः ॥ क १ ॥
मैत्रीप्रमोदकारुण्य–माध्यस्थानि नियोजयेत् ।
धर्मध्यानमुपस्कर्तुं तद्धि तस्य रसायनम् ॥ ख २ ॥

उपजातिः

मैत्री परेषां हितचिन्तनं यद्भवेत्प्रमोदो गुणपक्षपातः ।
कारुण्यमार्ताङ्गिरुजा जिहीर्षेत्युपेक्षणं दुष्टधियामुपेक्षा ॥ ग ३ ॥
सर्वत्र मैत्रीमुपकल्पयात्मन् ! चिन्त्यो जगत्यत्र न कोऽपि शत्रुः ।
कियद्दिनस्थायिनि जीवितेऽस्मिन्कि खिद्यते वैरिधिया परस्मिन् ॥ घ ४ ॥
सर्वेऽप्यमी बन्धुतयानुभूताः, सहस्रशोऽस्मिन्भवता भवाब्धौ ।
जीवास्ततो बन्धव एव सर्वे, न कोऽपि ते शत्रुरिति प्रतीहि ॥ ङ ५ ॥
सर्वे पितृभ्रातृपितृव्यमातृपुत्राङ्गजास्त्रीभगिनीस्नुषात्वम् ।
जीवा प्रपन्ना बहुशस्तदेतत्, कुटुम्बमेवेति परो न कश्चित् ॥ च ६ ॥

उपेन्द्रवज्रा

एकेन्द्रियाद्या अपि हन्त जीवाः, पञ्चेन्द्रियत्वाद्यधिगम्य सम्यक् ।
बोधिं समाराध्य कदा लभन्ते, भूयो भवभ्रान्तिभियां विरामम् ॥ छ ७ ॥
या रागदोषादिरुजो जनानां, शाम्यन्तु वाक्कायमनोद्रुहस्ताः ।
सर्वेऽप्युदासीनरसं रसन्तु, सर्वत्र सर्वे सुखिनो भवन्तु ॥ ज ८ ॥

---

क १ धर्मध्यान ધ્યાનનો પ્રકાર सन्धान જોડવુ તે, અનુસંધાન हेतव કારણ, भावनाः परा શ્રેષ્ઠ, ઉત્કૃષ્ટ
ख २ नियोजयेत् યોજે, ગોઠવે उपस्कर्तुं તૈયાર કરવા, શોભાવવા रसायन સિદ્ધ ઔષધ
ग ३ आर्त પીડિત अङ्गि પ્રાણી रुज् રોગ जिहीर्षा દૂર કરવાની ઈચ્છા, અપહરણની ઇચ્છા
घ ४ उपकल्पय રચ, બનાવ चिन्त्यो વિચારનો વિષય કરવો; ગણવો, ધારવો તે कियत् કેટલાક, મર્યાદિત खिद्यते સંતાપ કરાય છે
ङ ५ प्रतीहि તુ જાણ, પ્રતીતિ કર, ખાતરી કર
च ६ पितृव्य કાકા स्नुषा દીકરાની વહુ इति એ કારણ માટે पर પારકો, શત્રુ, દુશ્મન
छ ७ एकेन्द्रियाद्या એક ઇંદ્રિયવાળા વગેરે, બે, ત્રણ, ચાર ઇંદ્રિયવાળા पञ्चेन्द्रियत्वादि પંચેંદ્રિયપણુ વગેરે અનુકૂળતાઓ એના વિવેચન માટે નોટ જુઓ विरामम् અટકાયત
ज ८ रोष द्वेष रुज् व्याधि द्रुह દ્રોહ કરનાર उदासीन સમતા रसन्तु આરોગો, આસ્વાદો,

क १. મૈત્રી વગેરે ચાર ઉત્કૃષ્ટ (શ્રેષ્ઠ) ભાવનાઓને શ્રી તીર્થંકર મહારાજે સદ્ધર્મ-ધ્યાન સાથે અનુસંધાન સાધનાર તરીકે ઉપદેશી છે-બતાવી છે.

ख २. મૈત્રી પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય ભાવાનાઓને ધર્મધ્યાનની તૈયારી કરવામા યોજવી. કારણ કે તે (ભાવનાઓ) તેનુ (ધર્મધ્યાનનુ) પાકુ રસાયણુ છે-મહા ઔષધ છે

ग ३ **મૈત્રી** એટલે પરના હિતનુ ચિંતવન **પ્રમોદ** એટલે ગુણનો પક્ષપાત. **કારુણ્ય** એટલે પીડા ભોગવતા પ્રાણીઓની પીડાઓ દૂર કરવાની ઇચ્છા. **ઉપેક્ષા** એટલે દુષ્ટબુદ્ધિવાળા તરફ મધ્યસ્થવૃત્તિ

घ ४. હે આત્મન્! તુ સર્વત્ર મિત્રભાવ-સ્નેહભાવ રચી દે આ દુનિયામાં તારો કોઈ શત્રુ છે એમ તારે કદી વિચારવું-ધારવુ પણ નહિ ગણતરીબંધ ટૂંકો વખત રહેનારા આ જીવતરમા પારકા ઉપર વૈરબુદ્ધિ કરીને સંતાપ કરાય છે

ङ ५. આ સંસારસમુદ્રમા સર્વે પ્રાણીઓને હજારો વખત બંધુ તરીકે તે પૂર્વકાળમા અનુભવેલા છે તેટલા માટે સર્વ જીવો તારા બંધુઓ છે અને કોઈ તારો શત્રુ નથી એમ તુ જાણુ-પ્રતીતિ કર.

च ६. સર્વે જીવો અનેક વખત તારી સાથે પિતાપણુ, ભાઈપણુ, કાકાપણુ, માતાપણુ, પુત્રપણું, પુત્રીપણુ, પત્નીપણુ, બ્હેનપણુ, પુત્રવધૂપણુ પામેલા છે-તેટલા માટે એ સર્વ તારુ કુટુંબ જ છે; અને તેટલા માટે કોઇ પણ તારે પર નથી-દુશ્મન નથી.

छ ७. એક ઇન્દ્રિયવાળા વગેરે જીવો પણ પંચેંદ્રિયપણુ વગેરે પ્રાપ્ત કરીને, સારી રીતે આત્મજ્ઞાનની આસેવના કરીને આ સંસાર-પરિભ્રમણના ભયથી ક્યારે વિરામ પામશે?

ज ८. વચન, કાયા અને મનનો દ્રોહ કરનારા રાગ અને દ્વેષ વગેરે પ્રાણીઓના વ્યાધિઓ શમી જાઓ! સર્વે પ્રાણીઓ ઉદાસીનભાવ - સમતાભાવના રસને આસ્વાદો! સર્વત્ર સર્વે પ્રાણીઓ સુખી થાઓ.

—* * *—

# गेयाष्टक*

विनय! विचिन्तय मित्रतां त्रिजगति जनतासु ।
कर्मविचित्रतया गतिं विविधां गमितासु ॥ विनय!० ॥ १ ॥
सर्वे ते प्रियबान्धवा न हि रिपुरिह कोऽपि ।
मा कुरु कलिकलुषं मनो निजसुकृतविलोपि ॥ विनय!० ॥ २ ॥
यदि कोपं कुरुते परो निजकर्मवशेन ।
अपि भवता किं भूयते हृदि रोषवशेन? ॥ विनय!० ॥ ३ ॥
अनुचितमिह कलहं सता त्यज समरसमीन ।
भज विवेककलहंसतां गुणपरिचयपीन ॥ विनय!० ॥ ४ ॥
शत्रुजनाः सुखिनः समे मत्सरमपहाय ।
सन्तु गन्तुमनसोऽप्यमी शिवसौख्यगृहाय ॥ विनय!० ॥ ५ ॥
सकृदपि यदि समतालवं हृदयेन लिहन्ति ।
विदितरसास्तत इह रतिं स्वत एव वहन्ति ॥ विनय!० ॥ ६ ॥
किमुत कुमतमदमूर्छिता दुरितेषु पतन्ति ।
जिनवचनानि कथं हहा न रसादुपयन्ति ॥ विनय!० ॥ ७ ॥
परमात्मनि विमलात्मनां परिणम्य वसन्तु ।
विनय! समामृतपानतो जनता विलसन्तु ॥ विनय!० ॥ ८ ॥

---

* राग. 'विमलाचल नितु वंदीए' ए उपाध्यायजीना सुप्रसिद्ध स्तवनना लयमां चाले छे. एनी प्रतमां राग माटे लखे छे के "देशाखरागेण गीयते 'रे जीव! जिन धर्म कीजीए' ए देशी."

૧ હે વિનય! કર્મની વિચિત્રતાને કારણે જુદી જુદી જાતની ગતિ પામેલા ઊર્ધ્વ, અધો અને મર્ત્ય ત્રણે લોકના પ્રાણીઓ તરફ તુ મૈત્રી-મિત્રતાની ચિંતના કર.

૨ તે સર્વ પ્રાણીઓ તારા વહાલા બંધુઓ છે, આ દુનિયામા તારો કોઈ દુશ્મન નથી ખાલી નકામો કંકાસને વશ થઈને તારા મનને ખરડાયેલું કર નહિ-એવુ મન તો પોતાના સુકૃત્યોનો નાશ કરનારુ થાય છે.

૩. કોઈ પ્રાણી પોતાનાં કર્મને પરાધીન થઈને તારા ઉપર કોપ કરે તો શુ તારા હૃદયમા રોષને-કોપને અધીન થઈને તારે પણ તેવા જ થવુ ?

૪ આ દુનિયામા કલેશ કરવો તે સારા માણસને શોભતી વાત નથી. સમતારસ-(ના પાણી)મા વિહાર કરનારા હે મીન! એને તજી દે અને ગુણોના પરિચયમા પુષ્ટ થયેલ ચેતન! તુ માનસરોવરના હંસના વિવેક(બુદ્ધિમત્તા)ને સેવ

૫. શત્રુજનો પણ (પોતાનો) વિરોધ છોડી દઈને સમભાવ પ્રાપ્ત કરો અને સુખી થાઓ તેઓ પણ શિવ(મોક્ષ)સુખથી ભરેલા, ગૃહે જવાને ઉત્સુક મનવાળા થાઓ

૬ (પ્રાણીઓ) જો એક વાર પણ જરા સમતારસનો સ્વાદ હૃદયપૂર્વક કરે તો એનો સ્વાદ એક વાર જાણ્યા પછી તેઓ પોતાની મેળે તેના વડે જ પ્રીતિ પામે

૭ અહાહા! ખોટા અભિપ્રાયરૂપ કેફના મોમા પટેલા પ્રાણીઓ પાપકર્મના બંધનમા શા માટે પડતા હશે? અને તીર્થંકર મહારાજના વચનોને શા માટે પ્રીતિપૂર્વક પ્રાપ્ત કરતા નહિ હોય?

૮. નિર્મળ આત્માઓ પરમાત્મભાવમાં પરિણમીને વસો અને હે વિનય! જનતા સમતારૂપ અમૃતરસનુ પાન કરીને વિલાસ કરો

---

**નોટ :—**

૧ त्रिजगति ત્રણ જગતમા, ઊર્ધ્વ, અધો અને તિર્ય્છાલોક-તેમા गमितासु પ્રાપ્ત થયેલા

૨ वान्धवा બંધુ, સગાવહાલા कलि કલેશ, કંકાસ, રાગદ્વેષની પરિણતિ कलुष ખરડાયલુ, ચીતરાયેલુ विलोपी વિનાશ કરનાર

૩ परो કોઇ, પારકો, સામો भवता भूयते એ કર્મણિ પ્રયોગ છે

૪ अनुचित અયોગ્ય, અઘટિત मीन માછલુ कलहंस ઉત્તમ હંસ પક્ષી हसता ક્ષીરનીરવિવેકબુદ્ધિ, હંસપણુ पीन પુષ્ટ

૫ समे સમતા પ્રાપ્ત થયેલ गन्तुमनस જવાનુ મન છે જેનુ એવા

૬ लिहन्ति ચાટે, આસ્વાદે वहन्ति પામે

૭ किमु उत શા માટે? मत અભિપ્રાય मद કેફ, અભિમાન दुरित પાપ, પાપબન્ધન, અશુભ કર્મ उपयन्ति પામે છે, પ્રાપ્ત કરે છે

૮ परमात्मनि પરમાત્મામા, ઉત્કૃષ્ટ આત્મભાવમા विमलात्मना નિર્મળ આત્માવાળાઓના (चेतासि-મનો અધ્યાહાર્ય) परिणम्य એકરૂપ થઇને जनता પ્રાણીગણ, સર્વ જીવો विलसन्तु રમણ કરો, લહેર કરો

# મૈત્રી :: પરિચય

ક ૧. જ્ઞાનાર્ણવના કર્તા શ્રી શુભચદ્રગણિ 'જ્ઞાનાર્ણવ' ગ્રથમા વૈજ્ઞાનિક પદ્ધતિએ આખો ધ્યાનનો વિષય હાથ ધરે છે. તેઓ શરૂઆતમા સસાર-રચનાને કિન્નરપુર સાથે સરખાવી, અસદ્જ્ઞાનથી સસારવૈચિત્ર્ય જણાતુ નથી તે તરફ આશ્ચર્ય બતાવી જણાવે છે કે 'પ્રાણીઓ તરફ સમભાવ રાખ, નિર્મમત્વભાવનુ ચિતન કર, મનનુ શલ્ય દૂર કરીને ભાવશુદ્ધિ કર' ત્યારપછી આગળ જણાવે છે કે—**चिनु चित्ते भृशं भव्य, भावना भावशुद्धये। या सिद्धान्त-महातन्त्रे, देवदेवैः प्रतिष्ठिताः।** 'એ ભાવશુદ્ધિ માટે શ્રી સિદ્ધાન્તના મહાતત્રમા તીર્થકર મહારાજે સ્થાપન કરેલી (ઉપદેશેલી) ભાવના વાર વાર ભાવ. ત્યારપછી એ બારે ભાવના વર્ણવે છે (અનિત્યાદિ)

આમા કહેવાનો ભાવ એ પ્રાપ્ત થાય છે કે ભાવના ભાવશુદ્ધિ માટે ભાવનાની છે એ બારે ભાવનાની પ્રતિષ્ઠા શ્રી તીર્થકરદેવે સિદ્ધાન્તમા યોજી છે. આટલા ઉપરથી બાર ભાવનાનુ મૂળ અને સાધ્ય લક્ષ્યમા આવશે

ત્યારપછી યમ-નિયમ-ઇંદ્રિયદમનનુ વિગતવાર વર્ણન કરી, ધ્યાનના વિષય ઉપર તે લેખક જાય છે અને આર્ત તથા રૌદ્રધ્યાનનુ સ્વરૂપ વિસ્તારથી ચર્ચી, ધર્મધ્યાનનુ પ્રકરણ શરૂ કરતા (૨૭મા પ્રકરણમાં) પ્રથમ ધ્યાન કરનાર કેવો હોય તે જણાવતાં કહે છે કે— 'ધ્યાતા જ્ઞાનવૈરાગ્યસપન્ન હોય, ઇંદ્રિય-મન વશ કરનાર હોય, સ્થિર આશયવાળો હોય, મુમુક્ષુ હોય, ઉદ્યમી હોય, શાત હોય, ધીર હોય' આ સાત વિશેષણ કહી ધર્મધ્યાનની સિદ્ધિ માટે કહે છે કે—**चतस्रो भावना धन्याः, पुराणपुरुषाश्रिताः। मैत्र्यादयश्चिरं चित्ते, ध्येया धर्मस्य सिद्धये।** 'મૈત્રી વગેરે ચાર ધન્ય ભાવનાઓ, જેનો આશ્રય પુરાણ પુરુષોએ કર્યો છે તે ધર્મધ્યાનની સિદ્ધિ માટે ધ્યાવવી.'

આટલી પ્રસ્તાવના કરી સક્ષેપમા આ ચાર ભાવના જણાવી છે. આ ચાર ભાવના ધર્મધ્યાનની સિદ્ધિ માટે પ્રાથમિક છે એ અત્ર ફલિત થાય છે. આટલા ઉપરથી મૈત્રી વગેરે ચાર ભાવનાનુ સ્થાન ક્યા આવે છે અને તેનો આશય શો છે તે ખ્યાલમા આવી જશે

બાર ભાવના સાથે દેવના દેવ (તીર્થકર મહારાજ)ના નામનો નિર્દેશ છે, જ્યારે ચાર ભાવનાને અગે પુરાણપુરુષોનો નિર્દેશ છે તે પણ અર્થસૂચક જણાય છે. ભાવનાનુ સ્થાન આ રીતે સ્પષ્ટ થાય છે

'અનુપ્રેક્ષા' એટલે વિચાર. આતરપ્રેક્ષણ Introspection એ બાર ભાવનાનો પ્રદેશ છે મૈત્રી આદિ ચાર ભાવનાનો પ્રદેશ ધર્મધ્યાનના હેતુભૂત થવાનો છે.

'સદ્ધર્મધ્યાનસધાન'—સમીચીન-શુદ્ધ ધર્મધ્યાન સાથે અનુસધાન કરાવનાર અથવા કરવાના હેતુભૂત અનુસધાન કઈ રીતે થાય ? બે વસ્તુ વચ્ચે અતર પડી ગયુ હોય તેને જોડી

આપનાર, વચ્ચે પુલનુ કામ કરનાર હોય તે અનુસંધાન કરનાર કહેવાય બે પત્રને જોડનાર ગુદર–એવુ જે કાર્ય, તે કરનાર સંસાર અને ધર્મધ્યાન વચ્ચે આતરો પડેલો છે તે પૂરી આપવાનુ કાર્ય આ ચાર ભાવનાઓ કરે છે. આ અનુસધાન બહુ અગત્યની બાબત હોઈ ચારે ભાવનાની વિચારણામા વારવાર લક્ષ્ય રાખવાનુ છે. એ સાધ્ય ધ્યાનમા રહે તો ભાવના એનુ કાર્ય બરાબર આપશે. શ્રી જિનેશ્વર મહારાજે મૈત્રી વગેરે ચાર ભાવનાને સદ્ધર્મધ્યાન–સુંદર ધર્મધ્યાનનુ અનુસધાન કરાવનાર તરીકે બતાવી છે, ઉપદેશી છે આ રીતે ચાર ભાવનાનો ઉપોદ્ઘાત કરી હવે વર્ણન શરૂ કરે છે અને તેને પ્રાસગિક બનાવે છે

ચારે ભાવનાઓને ઉપાધ્યાયજી ‘પરા’ ભાવના કહે છે. પરા એટલે ઉત્કૃષ્ટ અથવા પ્રકૃષ્ટ (શુભ) પરિણામ લાવનાર આટલા ઉપરથી આ ચારે ભાવનાઓને પણ ધ્યાનમાર્ગમા–યોગ પ્રગતિમા કેટલુ અગત્યનુ સ્થાન પ્રાપ્ત થાય છે તેનો ખ્યાલ આવશે

શ્રી વિનયવિજયજી ઉપાધ્યાયે આ ચારે ભાવનાઓને પણ શ્રી જિનેશ્વરદેવે જ ઉપદેશેલી તરીકે જણાવી છે તેની નોધ લેવા યોગ્ય છે. આ સબધી ચર્ચા ઉપોદ્ઘાતમા જોવી

અહીથી આપણે પરા ભાવનાઓના બહુ સુદર પ્રદેશમા પ્રવેશીએ છીએ. આ ચાર ભાવનાઓ માટે ‘યોગભાવનાઓ’, ‘પરા–ભાવનાઓ’ અથવા ‘અનુસધાન–ભાવનાઓ’ શબ્દ વાપરવામા આવે તો તે યોગ્ય છે. આ વિવેચનમા એ શબ્દોનો ઉપયોગ કર્યો છે

પ્રથમના ત્રણે શ્લોક ઉપોદ્ઘાતરૂપે છે

સ્ર ૨. આ ચાર ભાવનાઓ તે મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય છે એનુ વિસ્તારથી સ્વરૂપ હવે વિચારવાનુ છે સક્ષેપમા કહીએ તો—

જગતના સર્વ પ્રાણીઓ તરફ હિતબુદ્ધિ થવી તે **‘મૈત્રી’**, ગુણવાનને જોઈ સાંભળી જાણી આનંદ થવો તે **‘પ્રમોદ’**, દુખી પ્રાણી ઉપર ઉપકાર કરવાની બુદ્ધિ થવી તે **‘કરુણા’**, અશકય પરિસ્થિતિ વિષે અથવા પાપીજનો વિષે તિરસ્કાર ન કરતા ઉપેક્ષા કરવી તે **‘માધ્યસ્થ્ય’**

આ ચાર યોગ–ભાવનાઓને ધર્મધ્યાનની તૈયારી કરવા માટે યોજવી જેને ધર્મધ્યાન કરવાની ઇચ્છા હોય તેણે આ ભાવનાઓને તે કાર્ય માટે પ્રથમ યોજવી જેમ કોઈ પ્રાણીને મહાવ્યાધિ થયો હોય તો તેને દૂર કરવા તે રસાયણની આસેવના કરે છે તે પ્રમાણે, એટલે કે જેમ ક્ષય કે એવા આકરા વ્યાધિ માટે રસૌષધિઓ વપરાય છે તે પ્રમાણે ભાવનાનો ઉપયોગ કરવો ક્ષયરોગવાળાને વસંતમાલતિ, પચામૃતપર્પટી, સહસ્રપુટી, અબ્રખ વગેરે આપવામા આવે છે સુવર્ણ, લોહ કે પારાને મારીને તેની ભસ્મ વગેરે આપવામા આવે છે તેનો આશય તદુરસ્તી અને શરીરને જોડવાનો હોય છે, તે પ્રમાણે જેનો આશય ધર્મ-ધ્યાનમાં ચેતનને જોડવાનો હોય તેણે આ ચાર ભાવનાઓ જોડવી રસાયણનુ સ્થાન ભાવના-ઓનુ છે તદુરસ્તી સાધ્ય છે તેમ મોક્ષ એ પરમ સાધ્ય છે. રસાયન શરીરશુદ્ધિ કરી બળ આપી તદુરસ્તી વધારે છે તે સર્વ કાર્ય આ ચારે પરાભાવનાઓ ધર્મધ્યાનને અગે કરે

છે એ પરમ ઔષધ છે અને અમોઘ છે. વ્યવહારમા જેને રામબાણુ ઉપાય કહે છે તેવો ધર્મધ્યાનને અ ગે એ યોગભાવનાનુ સતત ચિન્તન સિદ્ધ ઉપાય છે.

ગ ૩. ઉપોદ્ઘાત સમાપ્ત કરતા ચારે ભાવનાનું સક્ષેપમાં સ્વરૂપ કહી બતાવે છે અહી મૂળ શ્લોકનુ જ જરા વિવેચન કરીએ. એના પર વિસ્તાર એ પ્રત્યેક ભાવનાના યોગ્ય સ્થળે કરશુ.

**મૈત્રી** એટલે 'પરના હિતનુ ચિતવન' પર એટલે પોતા સિવાયના સર્વ જીવો એમાં મનુષ્ય, પશુ, પક્ષી, જળચર અને છેક એકેદ્રિય સુધીના સર્વ જીવોનો સમાવેશ થાય છે. તેઓ જાણે પોતાની જેવાં જ હોય તેમ સમજીને તેઓના હિતનુ ચિતવન કરવું, એટલે તેમની દુ:ખથી નિવૃત્તિ કેવી રીતે થાય તેનુ ધ્યાન, ચિંતવન કરવુ તે **'મૈત્રી'**

**પ્રમોદ** એટલે 'ગુણનો પક્ષપાત' અન્ય પ્રાણીના જ્ઞાન, સયમ, ત્યાગ, પરોપકાર, આત્મનિમજ્જન, સ્વાર્થપરિત્યાગ, દભત્યાગ, સરળતા, સત્યતા, દયાળુતા, નમ્રતા, વિનીતતા આદિ ગુણો જોઈ જાણી તેના તરફ પ્રેમ કરવો, તે ગુણોનુ બહુમાન કરવુ, તે ગુણોની પૂજા કરવી, તે તરફ હર્ષ બતાવવો, તે તરફ સતોષ બતાવવો, તે તરફ વારી જવુ અને ગુણને અગે ગુણવાન તરફ રાગ ધરાવવો એ **'પ્રમોદ'.**

**કારુણ્ય** એટલે 'શારીરિક પીડા ભોગવતા પ્રાણીઓની પીડા દૂર કરવાની ઇચ્છા'. પીડા ભોગવનારા પ્રાણીઓ – શરીરધારીઓને અનેક જાતની પીડાઓ હોય છે કોઈ રોગથી સબડચા કરતા હોય છે, કોઈનાં સુખો ઊડી જતા દેખાય છે, કોઈ ધન, ઘર કે પુત્રાદિના સુખથી વચિત થતા દેખાય છે અને ધનવાનો – સુખાલયમા મ્હાલનારા – ને પગે ચાલવું પડે છે, કઈક ધર્મભ્રષ્ટ થતા દેખાય છે, કોઈ દુ:ખમાં એટલા દબાઈ ગયા હોય છે કે મુખેથી દુ ખોનો ઉચ્ચાર પણ કરી શકતા નથી અને નિરતર દુ:ખમા સબડચા કરે છે શારીરિક, માનસિક અને આર્થિક દુ ખનો પાર નથી એ દુ ખોની પીડાનુ વર્ણન કરવુ પણ મુશ્કેલ છે આ દુ ખોને દૂર કરવાની ઇચ્છા તે કરુણાભાવના કહેવાય છે. ભાવના એટલે 'અતરગ પ્રદેશમા વર્તતી ઇચ્છા' તે નિરતર લક્ષ્યમા રાખવાનુ છે ભાવનાનો પ્રદેશ જુદો છે, કાર્યનો ઉપદેશ જુદો છે. દુ ખ દૂર કરવાની ઇચ્છા તે **'કારુણ્ય'**

**ઉપેક્ષા** એટલે 'દુષ્ટબુદ્ધિવાળા તરફ મધ્યસ્થવૃત્તિ'. જેઓ પરધનહરણ કરવામા મજા માનતા હોય, જુગાર અને સટ્ટામા આસક્ત હોય, પરસ્ત્રીમાં રમણ કરનારા હોય, જીવહિંસામા રત હોય, દગા–ફટકા કરવામા જીવનસાફલ્ય માનતા હોય. દભ, ચોરી, પૈશુન્ય, નિંદા વિકથામા એકતાન બની જતા હોય તે સર્વને દુષ્ટબુદ્ધિવાળા કહેવામા આવે છે. તેવા પ્રાણીઓને સુધારવાનો ઉપાય બનતી શક્તિ, આવડત અને સમજાવટથી કરવા છતા જો તેઓ પોતાના અગ્રાહ્ય જીવનક્રમથી પાછા ન ઓસરે તો તેઓના તરફ બેદરકારી કરવી, તેઓ અંતે પોતાના કર્મને વશ છે અને કરશે તેવું ભોગવશે એમ માની એમના સંબધી

ખટપટ મૂકી દઈ તેમની ઉપેક્ષા કરવી અને તેમના માટે કાંઈ બોલવું કે વિચારવું નહિ તે **'ઉપેક્ષા'.** આ ઉપેક્ષાનું અપરનામ 'માધ્યસ્થ્ય' પણ કહેવાય છે. એ બન્ને નામોમાં પણ સાધ્ય એક છતા દૃષ્ટિબિન્દુ પૃથક્ છે તે એ ભાવવાનો પ્રસંગ આવશે ત્યારે સ્પષ્ટ કરવા પ્રયત્ન કરશું.

આવી રીતે ઉપોદ્‌ઘાત કરી જનતા પાસે આ ચાર યોગભાવનાનો પ્રદેશ રજૂ કર્યો. હવે આ ચાર ભાવના સબંધી ગાન કરવાનું છે એવી ભૂમિકા રજૂ કરી

બાર ભાવનાનો મૂળ પ્રદેશ અત્ર પૂરો થાય છે અને પરાભાવના અથવા અનુસંધાન-ભાવનાનો નવો વિશાળ પ્રદેશ ખુલ્લો થાય છે તે હકીકત મૂળ પ્રતિજ્ઞા કરતા આગળ જનારી હોઈ જરૂરી પ્રસ્તાવોચિત સહજ વિવેચન માગે છે આ ત્રણ શ્લોકમા એ વાત કરી હવે ક્રમપ્રાપ્ત મૈત્રીભાવનો વિચાર કરીએ ઇતિ વિમધ્યમ ઉપોદ્‌ઘાત

ઘ ૪. **મૈત્રી :** આ ભાવનામા જીવનનો અતિ સાદો અને અતિ મહત્ત્વનો પ્રશ્ન વિચાર-વાનો છે એની વિચારણા નાના આકારમાથી શરૂ કરતાં એ અતિ વિશુદ્ધ દશામા લઈ જાય એટલું આ ભાવનામા બળ છે આપણે એ સર્વ પરિસ્થિતિમાથી પસાર થયા. હવે ચંચુપ્રવેશ કરવા પ્રયત્ન કરીએ

આ જીવનનો વિસ્તાર પૂરેપૂરો મળ્યો હોય તો પણ તે કેટલો ટૂંકો છે તે વિચારીએ. અહીં બહુ રહેવાનું થાય તો વધારેમા વધારે સો વર્ષ થાય. જો કે વર્તમાનકાળની અતિ ગૂંચવણમય જીવનકલહવાળી પરિસ્થિતિમા એ વય સોએ એક ટકાને અથવા કદાચ લાખે એક વ્યક્તિને પણ મળતી નથી, છતાં પણ સ્વીકારી લઇએ કે સો વર્ષનું આયુષ્ય મળ્યું છે તો પણ આટલા નાના જીવનમા મારા–તારાં કરવા અને કોઈના ઉપર વૈર બાધવું – એને શત્રુ ગણવો, એનો વિનાશ કરવા રચનાઓ કરવી, એને ઉખેડી નાખવા જાળો રચવી અને વૈરવૃત્તિને શાત કરવા કારસ્થાનો ગોઠવવાં, છટકાઓ માડવા અને ગોઠવણો કરવી એ શું ઘટિત વાત છે? આટલા નાના જીવન માટે સર્વ કરવું તે કોઈ રીતે શોભે તેવી વાત છે?

કોઈ પ્રાણી તરફ વૈરબુદ્ધિ હોય તો તે કેવા કારણોથી હોય છે? એ કારણોની બાધ-છોડ કરવામા આવશે તો જણાશે કે એમા સ્વાર્થવૃત્તિને વિશેષ સ્થાન છે. દુનિયાના મોટા ભાગના વૈર જર, જમીન અને જોરુ(સ્રી)ને કારણે હોય છે વૈર સ્વાર્થસંઘટ્ટથી જ બહુધા થાય છે જર અને જમીનમા મુદ્દો બહુધા એક જ હોય છે 'અધિકારી એક વસ્તુકા, ઉસમે હોત બિરોધ' એટલે કે વસ્તુ એક હોય એને પ્રાપ્ત કરવાનો પ્રયાસ બે જણાઓ કરતા હોય ત્યારે તેમની વચ્ચે વિરોધ–વૈર થાય છે આમા સ્વાર્થવૃત્તિ વિશેષ હોય છે જરા વિશાળ નજરથી કામ લેવામા આવે, જરા દિલની ઉદારતા બતાવવામા આવે, જરા ત્યાગ-ભાવ બતાવવામા આવે તો ધન અને જમીન માટે વૈર થવાનું સંભવે નહિ.

સીમંધરથી વેરના 'મોહ' વિશેષ કામ કરે છે માટે એ ફેંક છે. એને વશ પડેલ પ્રાણી પોતાની જાત ઉપર અંકુશ ખોઈ બેસે છે. વગર વિરોધે એવી બાબતથી વેર શમાવવા શક્ય છે

આ ઉપરાંત કીર્તિ કે પદવીને અંગે માનસિક વિરોધ થાય છે અને તે જ્યારે રૂપ લે છે ત્યારે દુશ્મનાવટનો આકાર ધારણ કરે છે. આવા વિરોધ તો જરા વિશાળ દૃષ્ટિબિંદુ ચર્ચવાથી, રૂબરૂ ખુલાસા કરવાથી અથવા અંતરની ઉદારતા બતાવવાથી શમી જવા શક્ય છે.

વેર જેવી ચીજ આ જીવનમાં ન રાખીએ. વેરવૃત્તિ ધીમે ધીમે એટલી વધી જાય છે કે એને અસ્ખલિત રીતે વધવા દેવામાં આવે તો એ બહુ નુકસાન કરે છે. વેરવૃત્તિનું બાહ્ય દર્શન ક્રોધમા થાય છે. ક્રોધ એ કષાય છે, કષાય એ સંસાર છે અને સંસાર એટલે ચક્રભ્રમણ છે. ક્રોધનો સ્વભાવ આગ જેવો છે. જે ઘરમાંથી આગ ઊઠે છે ત્યાં પ્રથમ તો તેને બાળે છે અને જલનો યોગ ન મળે તો પાડોશના ઘરો પણ આગમાં ઝડપાઈ જાય છે. આપણે આજુબાજુના ઘરોનો ખ્યાલ વિચાર ન કરીએ તો પણ જ્યાં આગ ઊઠે તે ઘર તો જરૂર બળે એ વાત ખાસ વિચારવા જેવી છે.

આવા મનોવિકારને તાબે થવું તને પરવડે તેમ નથી માટે તો સર્વ પ્રાણીઓ તરફ મિત્રભાવ રાખવો અને આ દુનિયામા કોઈ પણ પ્રાણી તારો શત્રુ નથી એમ તારે વિચારવું. સર્વ પ્રાણીમા મનુષ્ય, પશુ, પક્ષી, જળચર અને એક બે ત્રણ ચાર ઇંદ્રિયવાળા સર્વ પ્રાણીઓ આવી જાય છે એમ તારે સમજી લેવુ.

કોઈ પણ પ્રાણી, નાનો મોટો જીવ, સ્થાવર કે ત્રસ પ્રાણી તારો શત્રુ નથી એમ ચિંતન કર. જેનામાં જીવ આપવાની તાકાત નથી તેને જીવ લેવાનો અધિકાર નથી એમ તારે વિચારવુ. જીવ લેવાનો અધિકાર નથી એટલુ જ નહિ પણ કોઈની લાગણી દુખવવી એ પણ તને ઘટતુ નથી. તુ અહીં કેટલું બેસી રહેવાનો છે? અને આ સર્વ ધમાલ કોને માટે? ટૂંકા આયુષ્યમા ગમે ત્યારે ઊઠી જવાનુ છે તેમાં વેરના ખાતા બાંધીને તારો વિકાસ બગાડી નાખીશ તો આવતે ભવે તારે પરાધીનપણે પાછાં તે જ પ્રાણીઓ સાથે વિરોધ કરવા પડશે તુ એમ વિચાર કર કે ઔરંગઝેબ અને શિવાજી અત્યારે જ્યાં હશે ત્યા શુ કરતા હશે? શાસ્ત્રકાર કહે છે કે કરોડો વર્ષના આયુષ્યે નારક થયેલા રાવણ અને લક્ષ્મણ અત્યારે પણ લડ્યા કરે છે, અને લડે નહિ તો બીજુ કરે પણ શું? તારે જો આગળનો આખો રસ્તો આવા ખાડાખડીઓથી, કાંટાથી શૂળોથી કે ખીલાઓથી ભરી દેવો હોય તો તારી મરજીની વાત છે. અમે તો તને એક જ વાત કહીએ છીએ કે તારો આ માર્ગ અતિ ભૂલભરેલો છે, તારા વિચાર, વચન કે વર્તનમા વેર–દુશ્મનાવટ એવો શબ્દ પણ ન ઘટે

તુ તો સર્વત્ર મિત્રભાવ, સ્નેહભાવ, પ્રેમભાવ રચી દે. તારો આ દુનિયામા કોઈ શત્રુ નથી એમ ધારી લે. તને પછી માલૂમ પડશે કે તારો કોઈ દુશ્મન છે જ નહિ 'આપ તેવા

જગ' એ ન્યાય છે. આપણા મનમા જે ભાવના હોય છે તેની છાયા આજુબાજુ પડે છે, અને આપણા મનમા વેરબુદ્ધિ થઈ કે આજુબાજુ વૈર જ દેખાય છે બાકી થોડા દિવસનો અહી વાસ છે એમાં વળી દુશ્મન કોણ અને વૈરી કોણ? તુ પોતે કોણ છે? તુ ગમે તેટલી તારી જાતને ઊચી માન, પણ અનત જીવોમાનો તું એક છે એમા તે તારે વૈરવિરોધ શા? એ તને શોભતુ નથી. તુ કોની સાથે વેર કરે છે તે જ પ્રથમ વિચાર

ङ ५. સર્વ પ્રાણીઓ તરફ મૈત્રી રાખવાના અનેક કારણો છે. એક કારણ ઉપર જણાવ્યુ, હવે એક બીજુ કારણ અત્ર રજૂ કરે છે. તારે પરભવ માન્યા સિવાય તો છૂટકો નથી. પ્રાણીઓની બુદ્ધિ અને સમૃદ્ધિની તરતમતા પરભવ સિવાય સમજી શકાય તેમ નથી. આવા અનેક ભવો તે કર્યા છે અનતકાળથી આ જન્મમરણની પરપરા ચાલ્યા જ કરે છે અને વિશ્વનો આદિ જડયો નથી અને જડી શકે તેમ પણ નથી. આ અનતકોટિ ભવપરપરામાં જે પ્રાણી સાથે તને વૈર કરવાનો પ્રસગ આવે તે પોતે જ તારો અનેક વાર બધુ થયેલો હોય છે તે તેની સાથે અનેક પ્રકારના આનદો ઉજવ્યા હશે, અનેક વાર તેમની સાથે ફર્યો હોઇશ, એક સાથે ભોજન કર્યા હશે અને કઇક કઈક જાતના સબધમા તેઓ સાથે આવ્યો હઇશ.

'બધુ' શબ્દમા સર્વ સગપણોનો સમાવેશ થાય છે તે આગળ વર્ણવવાના છે. તુ વિચાર કર કે જેની સાથે બધુભાવ એક વખત કર્યો તેની સાથે દુશ્મનાવટ કરીશ તે તને શોભશે? જેની સાથે સગપણ–સંબધ કર્યા તેની સાથે લડવું કે મોરચા માડવા એ શોભતી વાત લાગે છે? અને આવા બધુભાવો તે એક–બે વખત કર્યા હશે એમ ન ધારતો હજારો લાખો વખત તે અને તું બધુભાવે રહ્યા હશો.

આ પ્રાણીઓમા એકલા પચેદ્રિય મનુષ્યો કે તિર્યંચોનો સમાવેશ થાય છે એમ તુ ધારતો નહિ એમા સૂક્ષ્મનિગોદ એકેદ્રિયથી માડીને સર્વ જીવોનો સમાવેશ થાય છે, માટે સર્વ જીવો તારા બધુઓ જ છે એમ માન અને કોઈ પણ તારો શત્રુ નથી એમ તુ ધાર જે એકવાર પણ બધુભાવે થયો હોય તેની સાથે અબધુભાવ કરવો એ તારા જેવાને શોભે નહિ, પાલવે નહિ, છાજે નહિ

શત્રુ એટલે શુ? જરા ચાલુ સાધારણ ભૂમિકાથી ઊચો આવીને વિચાર તો કર કે તારે શત્રુ હોવા ઘટે? તારાથી કોઇને શત્રુ તરીકે મનાય ખરા? તારાથી આટલી નીચી ભૂમિકા પર ઊતરી જવાય ખરુ? આ વસ્તુસ્થિતિ છે અત્યારે તારે ખરો વિચાર કરવાનો છે પશ્ચાદવલોકન કરીને તારુ સ્થાન સમજી લે અને કોઈ પણ પ્રાણી તરફ જરા પણ અમિત્રભાવ, ગમે તેટલા સ્વાર્થના કારણે પણ ન જ થાય એવો નિર્ણય કર વળી તુ વિચાર કર—

च ६. ઉપરના મુદ્દાને વધારે સ્પષ્ટ કરે છે, જો ભાઈ! જે પ્રાણી તરફ તુ દુશ્મનાવટ કરે છે અથવા જેને તુ તારો દુશ્મન ધારે છે તે પ્રાણી અનત પૂર્વકાળમા તારા પિતા તરીકે,

ભાઈ તરીકે, કાકા તરીકે, માતા તરીકે, પુત્ર તરીકે, પુત્રી તરીકે, સ્ત્રી તરીકે, બહેન તરીકે, પુત્રવધૂ તરીકે એમ અનેક વખત તારા સબધમા આવ્યા છે. અનાદિ સસારમાં તે અનેક સબધો કર્યા છે આ ઉપરાંત મામા, માસી, ફોઈ અને બીજા અનેક સંબધો કલ્પી શકાય. એ પ્રત્યેક સબધ તે અન્ય સર્વ પ્રાણીઓ સાથે અનેકવાર કર્યા છે

આ વાત તુ સમજી શકે તો તારે વિચારવુ ઘટે કે આખો પ્રાણીવર્ગ તે તારો કુટુબવર્ગ છે અને એમા કોઈ પારકો નથી, બહારનો નથી, દૂરનો નથી. એમ હોઇને તુ તારા પોતાના કુટુબી સાથે શત્રુતા કેમ કરી શકે ? જે તારા માતાપિતા થયા તેની સાથે તારાથી દુશ્મનાવટ થઈ ન જ શકે એણે તારી અનેક પ્રકારની ચીવટ કરી હશે, તને ઉછેર્યો હશે, સસ્કૃતિ આપી હશે, જીવનમા સ્થિત કર્યો હશે, તેની સાથે અત્યારે તુ મોરચા માડીને ઊભો રહે તે કોઈ રીતે લાજિમ ન ગણાય. આખો પ્રાણીગણ તારો કુટુબવર્ગ છે એવો વિચાર કરીશ ત્યારે તારા મનમા એક એવી જાતની વિશાળતા અને શાંતિ આવી જશે કે જેની તેની સામે ગમે તેટલા ભોગે વૈર કરવાનુ મન થશે જ નહિ, અનતકાળથી ચાલ્યા આવતા સસારમા તે સર્વ રગો કર્યા છે, સર્વના સબધમા તુ આવ્યો છે અને સર્વેએ તારા તરફ અનેક પ્રકારના પ્રેમ પ્રસાર્યા છે જ્યા પ્રેમ કર્યા. જ્યાથી વાત્સલ્યો ઝીલ્યા, જ્યા સાથે હર્યા-ફર્યા ત્યા વળી વૈરવિરોધ કેવો હોય ?

આમા સમસ્ત પ્રાણીસમૂહ તરફ 'કુટુબ'ભાવ જમાવવાની અને કેળવવાની જે વાત કરી છે તે ખૂબ સમજવા જેવી છે આ સંબધમા ખૂબ વિચાર કરવાનો છે. સામાન્ય રીતે પોતાના ધર્મવાળા—સ્વધર્મી—ને બધુ ગણવાનો ઉપદેશ અનેક સ્થાને મળી આવશે અને વધારે આગળ જશે તો મનુષ્યોને બધુ તરીકે ગણવાની વાત અને તેવો ઉપદેશ અન્યત્ર પણ મળશે. જૈનધર્મ સમસ્ત પ્રાણીવર્ગને કુટુબી ગણવાની જે ભાવના બતાવે છે તે અનુપમ છે કોઈ પણ પ્રાણીને પર (દુશ્મન) કે અવર ન ગણવો એમા અહિંસાભાવ ઉત્કૃષ્ટ પ્રતિષ્ઠાને પામે છે, અને એવી વિશાળ મૈત્રી અન્યત્ર અપ્રાપ્ય છે તે તે સબધી અવલોકન, વાચન અને ચર્ચા કર્યા પછી કહી શકાય તેમ છે સમસ્ત પ્રાણીવર્ગને કુટુબી ગણવાની આ વિશાળ ભાવના મૈત્રીને એના અતિ સુદર આકારમા બતાવે છે. આવી રીતે મૈત્રીભાવને મજબૂત કરી, ટૂકા જીવનમા વૈરવિરોધ ન કરવાની વાત મજબૂત કરી આખા સમસ્ત પ્રાણીવર્ગ તરફ કુટુબભાવ જમાવવા ઉપદેશ કરી, હવે એવો મૈત્રીભાવનાભાવિત ચેતન કેવો વિચાર કરે અને પોતાની આસપાસ સુદર આદોલનોદ્વારા કેવું વાતાવરણ જમાવે તે પર કર્તાશ્રી ખાસ ધ્યાન ખેચે છે

આ સબધમા આ જીવ ક્યા ક્યા ઊપજ્યો અને કેવા કેવા સબધો તેણે કર્યા તે વિષય પરત્વે અનિત્ય વગેરે ભાવનામા ખૂબ વિસ્તારથી વિવેચન થઈ ગયુ છે, તેમ જ સસાર-ભાવનાના ગેયાષ્ટકના પાચમા શ્લોકમા વિસ્તારથી ઉલ્લેખ થઈ ગયો છે, તેથી હવે તે પર વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી નથી મુદ્દો અત્ર તદ્દન જુદો છે, પણ દલીલ તે જ છે, તેને તેના યોગ્ય આકારમા વિવેકપૂર્વક સમજી લેવો.

છ ૭. સમસ્ત પ્રાણીવર્ગને પોતાના કુટુંબી ગણનાર પોતાના ગમે તેવા સ્વાર્થના ભોગે પણ તેનો કોઈ પ્રકારે વિરોધ તો ન જ કરે, પણ એ સર્વ પ્રાણીઓને અંગે એ શા શા વિચારો કરે તે હવે આપણે વિચારીએ

મૈત્રીભાવમા ઓતપ્રોત થયેલ પ્રાણી જ્યારે નિગોદનુ સ્વરૂપ સમજે, ત્યાંના જન્મમરણના આકડા વિચારે અને એ આખુ ચક્ર અનાદિ કાળથી ચાલ્યા કરતુ જુએ ત્યારે એને અંતઃકરણમા બહુ વેદના થાય છે, એને પ્રાણીઓના દુંખો અને ચક્રભ્રમણો માટે ભારે ત્રાસ આવે છે અને પ્રાણીઓના ઉદ્ધાર માટે એ કોઈ જાતના ઢોંગ વગર, દંભ વગર, અંતરની પ્રેરણાથી મહાકૃપાભાવિત ચેતનના તરંગો કરતો વિચાર કરે. એના વિચાર કેવા હોય? એ ચાલી જતા મંકોડાને કચરી નાખે નહિ, એ મચ્છરને આક્રમણ કરે નહિ, એ અનાજના કીડાધનેડીઆને દાબી દે નહિ. એ કોઈ જીવને મારી નાખવાની કલ્પના કરે નહિ. એ નારકના દુઃખો સાભળી 'ભલે એ પ્રાણીઓ એના કર્મો ભોગવે' એવુ વિચારે નહિ. એનો અંતરાત્મા પ્રાણીઓના દુઃખો જોઈ કકળી ઊઠે, એને અંતરથી અનંત કૃપા જાગે અને એ પૂરા પ્રેમથી ઇચ્છે કે એક, બે, ત્રણ, ચાર ઇંદ્રિયવાળા પ્રાણીઓ પણ ક્યારે પંચેંદ્રિયપણુ પ્રાપ્ત કરે? ક્યારે એ મનુષ્ય થાય? બોધિદુર્લભભાવનામા બતાવેલી સર્વ સામગ્રીઓ ક્યારે મેળવે? બોધિરત્ન કેમ જલ્દી પ્રાપ્ત કરે? તેઓ જ્ઞાનપ્રકાશનો પૂરતો લાભ લઈ પોતાનો આત્મવિકાસ કેમ જલ્દી સાધે? અને એ રીતે આ સંસારભ્રમણના ભયથી સર્વથા વિરામ ક્યારે પામે? તેમ જ તેઓ કૃતકલ્યાણ ક્યારે થાય?

મૈત્રીભાવના જેના હૃદયમા જાગે અને જે સર્વ પ્રાણીઓને કુટુંબી જાણે એની લાગણી કુંઠિત થઈ ન જાય, એ સર્વ જીવો તરફ બેદરકાર થઈ ન જાય, એને તો સર્વ જીવોનો મોક્ષ કેમ થાય અને આ સંસારચક્રમાથી પ્રાણીઓ કેમ મુક્ત થાય તેની જ ચિંતા થાય અને તેને અંગે જ ભાવનાઓ થાય શાસ્ત્રકાર આને ખરી **'ભાવદયા'** કહે છે. એમા સર્વ પ્રાણી તરફ આવી મહાકૃપા અંતરથી જાગે છે તીર્થંકરનો જીવ પૂર્વભવમાં આવી અપૂર્વ દયા ધારણ કરે છે તે કોઈ પણ તીર્થંકરનુ ચરિત્ર વાચતા પ્રાપ્ત થશે. સર્વ જીવો શાસનરસી થાય એ એમની ભાવના હોય છે એ જૈનશાસન પોતાનુ શાસન છે માટે અન્યે સ્વીકારવું જોઈએ એમ ભાવે નહિ, પણ ભવભ્રમણના ભયથી મુક્તિ અપાવનાર અને સંસારની સર્વ ઉપાધિ દૂર કરનાર આ અપ્રતિહત માર્ગ પ્રાપ્ત થઈ ગયો છે તેનો લાભ સર્વ જીવોને કેમ સત્વર મળે તે પ્રકારની જ તમન્ના તેના દિલમા જાગે છે આવી વિશાળ દૃષ્ટિએ સર્વને દુઃખથી મુક્ત કરી, સંસારભ્રમણની જાળમાથી છોડાવી અનંત કાળ સુધી અવ્યાબાધપણાના સુખનો યોગ કરાવી ચોરાશી લક્ષ જીવયોનિના ફેરામાથી તેમને બચાવી લેવાની મહાવિશુદ્ધ ભાવના સત્પથગામીને હૃદયના ઊંડા ભાગમા થાય છે. મૈત્રીનો એક વિશાળ આવિર્ભાવ રજૂ કર્યો

ન ૮. મૈત્રીના બીજા આવિર્ભાવો કેવા હોય તેનાં દષ્ટાન્તો અત્ર આપે છે. આ તો સક્ષેપમા પ્રસગો રજૂ કર્યા છે. તે અનુસાર વિશાળ મૈત્રીભાવનાના બીજા આવિર્ભાવો કલ્પી લેવા

સાર્વત્રિક પ્રેમભાવવાળો પ્રાણી અ તરથી સમજે કે પ્રાણીઓના અ તરના રોગો રાગ-દ્વેષ વગેરે છે રાગ એ મીઠો વ્યાધિ છે, દ્વેષ કડવો-આકરો વ્યાધિ છે. એ બન્ને મોહ-રાજાના ઘરના છે, મોહરાયના સેનાપતિઓ છે અને આખો સ સાર એમણે ઊંધા પાટા બ ધાવીને પ્રાણીઓ પાસે મ ડાવ્યો છે અન્ય કોઈ પ્રાણી યા વસ્તુવિષયક અભિલાષ અથવા આકર્ષણ એ રાગ છે અને મનને ન પસદ આવે તેવી વસ્તુ કે પ્રાણી તરફ અરુચિ તે દ્વેષ છે. એ ઉપરાત 'આદિ' શબ્દથી મોહના બીજા અનેક આવિર્ભાવો સૂચવાય છે જેવા કે હાસ્ય, ભય, શોક, રતિ વગેરે આ સર્વ વ્યાધિઓનો સમાવેશ 'મોહ' શબ્દમા થઈ જાય છે. એણે કરેલા વ્યાધિઓથી આખો સ સાર મ ડાય છે અને એની સેવામા જન્મારો જાય છે એ ઉપરાત બીજી વાત એ છે કે એ વ્યાધિઓ મન, વચન અને કાયાનો મહાભયકર દ્રોહ કરનારા છે, એ ત્રણેનો દ્રોહ કરનારા છે, એના ખરા દુશ્મનો છે મનને વલણ આપનાર રાગ-દ્વેષ છે એને લઇને નિર્ણયો અનિષ્ટ અને એકતરફી આવે છે એમા આત્મહિતનુ શુદ્ધ સાધ્ય લક્ષ્યમા રહેતુ નથી અને ન્યાયબુદ્ધિ કુ ઠિત થઈ જાય છે મનના વિચાર અને તેની દોરવણી પ્રમાણે વચન અને કાયાની પ્રવૃત્તિ થાય છે રાગદ્વેષજન્ય વ્યાધિઓ આ પ્રમાણે મન-વચન-કાયાનો દ્રોહ કરનાર થાય છે રાગદ્વેષ દૂર ન થાય કે ઓછા ન થાય ત્યા સુધી સાચી પ્રવૃત્તિ-આત્મહિતસન્મુખતા-થવી અશક્ય નહિ તો અતિ મુશ્કેલ તો છે જ આવી પરિસ્થિતિ હોઇને મૈત્રીભાવિત, ઉન્નત દશાએ ચઢતો અથવા ચઢવાની ઇચ્છાવાળો પ્રાણી ઉપર્યુક્ત પ્રકારના વ્યાધિઓ શમી જાઓ એમ અ તરથી ઇચ્છે છે.

સર્વ પ્રાણીઓના રાગદ્વેષના આવિર્ભાવો દૂર થઈ જાઓ એવી ભાવના મૈત્રીવાસિત ચેતન કરે છે એ રાગદ્વેષને ઓળખી ગયો છે અને અન્ય પણ તેના સપાટાથી દૂર રહે એમ અ ત કરણથી ઇચ્છે છે હૃદયપૂર્વક મૈત્રી થાય તે કેટલી ઊ ડી ઊતરે છે તેનુ અત્ર દિગ્દર્શન કર્યું આમા કોઈ આપણી ઉપર વૈર રાખનાર હોય, કોઇએ આપણુ અપમાન કર્યું હોય, કોઈ આપણી નિદા કરનાર હોય, કોઇએ આપણા ઉપર અપકાર કર્યો હોય - વગેરે એવા પ્રકારના સર્વ પ્રાણીઓનો સમાવેશ થઈ જાય છે એવા પ્રાણીઓના રાગદ્વેષો શમી જાઓ એમ મૈત્રીભાવના ભાવનારો ઇચ્છે એ પોતે રાગદ્વેષવશ ન થઈ જાય કે વૈર લેવા કદી ખ્યાલ પણ ન કરે એ તો એના ભીતરમા આવી જાય છે. મતલબ, દુનિયામા રાગદ્વેષનો નાશ પામી જાઓ એમ તે ઇચ્છે અને તે હકીકતને અ ગે પોતાની જાતને પણ તે નિયમમા સામેલ રાખે.

વળી તે ઇચ્છે કે સર્વ પ્રાણીઓ ઉદાસીનભાવ-સમતાભાવના રસને ચાખો જ્યા રાગદ્વેષ નથી ત્યા ઉદાસીનતા છે રાગદ્વેષના અભાવનુ એ સક્રિય રૂપ છે દુનિયાના સર્વ

પ્રાણીઓ સમતારસ ધરાઈ ધરાઇને પીઓ એમ તે અ તરથી ઇચ્છે. તે જાણે કે સમતા વગર ગમે તેટલી બાહ્ય ક્રિયા કરવામા આવે તે છાર ઉપર લીપણુ સમાન છે અને દીર્ઘદૃષ્ટિથી જોઇએ તો તેનો વસ્તુત કાઇ અર્થ જ નથી. સમતા આવી જાય એટલે અ દરના તરંગો, ખ્યાલો, ગૂંચવણો, ગોટાળાઓ બધુ દૂર થઈ જાય છે અને અ તરાત્મા નીરવ શાતિ અનુભવે છે એ શાંતિનુ સ્વરૂપ વાણીથી અવિવરણીય તેમજ અવર્ણનીય છે, માત્ર અનુભવગમ્ય છે. આવી શાંતિ મૈત્રી સમજનારમા હોય છે અને તે સાર્વત્રિક થાય તેમ તે હૃદયથી ઇચ્છે છે એને જગતની અશાંતિ જોઈ એના તરફ વિરાગ થાય છે અને શાતિસામ્રાજ્યનો પ્રસાર એ પ્રેમભાવે સર્વ સ્થળે, સર્વ પ્રાણીઓમા થતો જોવા મન કરે છે

છેવટે તે અ તરથી ઇચ્છે છે કે 'સર્વત્ર સર્વ પ્રાણીઓ સુખી થાઓ.' આ અતિ ઉત્કૃષ્ટ હૃદયભાવના છે. મૈત્રીભાવવાળો ચેતન અન્યનુ સ્થૂળ દુ ખ જોઈ શકતો નથી આ દુનિયાના દુ ખ–દારિદ્ર્ય અને મૂઝવણો જોઈ એને ખેદ થાય છે એ સ્થૂળ સુખે સર્વને સુખી જોવા ઇચ્છે છે આ સ સારમા કોઈ પણ જગ્યાએ દુ ખ ન રહે એવી એની વિશાળ ભાવના હોય છે. સર્વ પ્રાણી સર્વ પ્રકારે સુખી થાઓ એમ તે ઇચ્છે છે, અને આગામી ભવોમાં પણ પ્રાણીઓ હ મેશને માટે સાચા સુખી થાઓ અને તેમના જન્મ–મરણના ત્રાસો દૂર થઈ જાઓ એમ તે હૃદયપૂર્વક ઇચ્છે છે આમા **'सर्वत्र'** અને **'सुखिन'** એ બે શબ્દો મૂકીને કર્તાએ કમાલ કરી છે સર્વ સ્થાન અને સર્વ પ્રાણીઓ, આ ભવ અને પરભવ એ સર્વનો સમાવેશ આ વિશાળ ભાવનામા થઈ જાય છે દુનિયામા સર્વ પ્રાણીઓ સર્વ સ્થાનકે સુખી થાઓ અને પરભવે અન ત અવ્યાબાધ સુખ પ્રાપ્ત કરો, આમ કહીને અતિ વિશાળ મૈત્રીભાવ રજૂ કર્યો છે.

આ શ્લોકમા ત્રણ બાબત રજૂ થઈ ૧ પ્રાણીના રાગદ્વેષો શમી જાઓ, ૨. પ્રાણીઓ સમતારસને આસ્વાદો અને ૩. સર્વ પ્રાણીઓ સર્વત્ર સુખી થાઓ

—x—

# મૈત્રી : : ગેયાષ્ટકપરિચય

૧. મૈત્રીભાવનો ઉત્કૃષ્ટ પ્રસાદ ઉપરના પાંચ (છેલ્લા) શ્લોકોમાં રજૂ કર્યો છે. ગેયાષ્ટકમાં એ જ મુદ્દા પર વાત કરી છે તે આપણે સંક્ષેપમાં વિચારી જઈએ. મૈત્રીભાવ એ માનસવિદ્યાનો અદ્ભુત આવિર્ભાવ હોઈ એના પર અનેક દૃષ્ટિબિન્દુથી વિવેચન કરવું અતિ આવશ્યક છે. એ જૈન તત્ત્વજ્ઞાનની અપરિમિત સૂક્ષ્મદર્શિતાનો પ્રબળ પુરાવો છે અને વિશ્વદયાનો જીવંત દાખલો છે

મૈત્રી જેના હૃદયમાં બરાબર જામેલ હોય તે ચેતન જૈનતત્ત્વરહસ્ય સક્રિય સ્વરૂપે સમજ્યો છે એમ કહી શકાય. આ મૈત્રીના ઘણા લક્ષ્યબિન્દુઓ છે. એમાં માનસવિદ્યાના ઘણા વિશાળ પ્રશ્નોનો સમાવેશ થાય છે. આપણે થોડાં વધારે દૃષ્ટિબિન્દુઓ વિચારી જોઈએ.

મૈત્રીભાવના અને કરુણાભાવનાને બહુ ગાઢ સંબંધ છે, તેથી કેટલીક વાર એકના પ્રદેશમાં બીજીનું સંક્રમણ થઈ જાય તો તે અનિવાર્ય છે, પણ એમાં જો મૈત્રીની વ્યાખ્યા તરફ બરાબર લક્ષ્ય રહે તો પ્રદેશ બરાબર વહેંચી શકાય તેમ છે જ્યાં પરહિતચિંતવન તરફ લક્ષ્ય રહે ત્યાં મૈત્રી છે અને જ્યાં વ્યાધિ–પીડામાંથી પ્રાણીને બચાવવાની ઇચ્છા થાય ત્યાં કરુણાભાવના છે હિતબુદ્ધિ ઉપર લક્ષ્ય એ મૈત્રીભાવનાનો પ્રદેશ છે, દુઃખ દૂર કરવાની વૃત્તિ એ કરુણાભાવનાનો પ્રદેશ છે

હિત–વિચારણામાં અહિત એટલે દુઃખોનો નાશ કે તેની વિચારણા તો જરૂર આવે, પણ તેમાં લક્ષ્ય તો હિત તરફ રહે છે, જ્યારે કરુણાભાવનામાં દુઃખ, વ્યાધિ કે અગવડ અને તેના દૂરીકરણ તરફ લક્ષ્ય રહે છે આ તફાવત ધ્યાનમાં રાખવો. બન્ને ભાવનાના પ્રદેશો તદ્દન અલગ છે અને પૃથક્કરણ કરતાં સૂઝી આવે તેમ છે બન્નેનું સાધ્ય તો આત્મારામનું અનુસંધાન ધર્મધ્યાન સાથે કરાવવાનું છે. તેથી બન્ને એકબીજામાં સંડોવાઈ જાય તો તેમાં કાંઈ ખાસ વાંધો નથી, પણ પ્રત્યેક સંયુક્ત વિચારને છૂટા પાડતાં તેના અંતરવાહી પ્રત્યેક પદાર્થને યથાયોગ્ય સ્થાન આપી શકાય તેમ છે. આ માનસશાસ્ત્રનો વિષય છે

ચેતન ! પ્રાણીઓ કર્મની વિચિત્રતાને લઈને જુદી જુદી ગતિમાં જાય છે. કોઈ નારક થાય છે, કોઈ સ્થળચર થાય છે, કોઈ પંખી થાય છે, કોઈ જળચર થાય છે, કોઈ સર્પ કે નોળિયા થાય છે અને કોઈ એક બે ત્રણ ચાર ઇંદ્રિયવાળા થાય છે. એ ગતિઓમાં પણ કોઈ ગાય, ભેંશ, ઘોડા વગેરે લોકોપયોગી જીવન ગાળે છે અને કોઈ નિર્માલ્ય જીવન ગાળે છે સર્વ પોતપોતાના કર્માનુસાર ગતિ પ્રાપ્ત કરે છે તે સર્વને તું તારા મિત્ર જાણ, એ સર્વ તારા મિત્રો છે એમ તું ભાવ કોઈ કર્મયોગે ગધેડો થયો તો તે તિરસ્કારને યોગ્ય નથી અને કોઈ મચ્છર–માકડ થયો તો તેને તુચ્છ ગણીને હણી નાખવાનો તને અધિકાર નથી હરણ પણ તારો મિત્ર છે અને અશ્વ પણ તારો મિત્ર છે એનો આત્મા સત્તાગતે મોક્ષાધિકારી છે અને તેને કાળાંતરે મોક્ષે જવાનો સંભવ પણ છે કર્મના પરતંત્રપણાથી

એમાંના કોઈ તુચ્છ ગતિમાં ગયેલ હોય તેથી તારા મિત્રત્વ પરનો તેનો હક્ક દૂર થઈ જતો નથી માટે સર્વ ગતિના સર્વ પ્રાણીઓ તરફ તારો મિત્રભાવ લબાવ

'જનતા'નો અર્થ સાધારણ રીતે મનુષ્યસમૂહ–સાધારણ જાહેર પ્રજા એવો થાય, પણ અહી આખા પ્રાણીસમૂહને ઉદ્દેશીને એ શબ્દનો પ્રયોગ થયો છે એ શબ્દ जन् ધાતુ પરથી નીકળે છે અને એમાં જે જન્મ લે તે સર્વનો સમાવેશ થાય છે. જૈન દર્શનમા મૈત્રીના આ વિશિષ્ટ તત્ત્વ પર અગાઉ ધ્યાન ખેચ્યુ છે. વિશાળ મિત્રભાવ સમસ્ત પ્રાણીવર્ગ સુધી લબાવ્યો છે એમા પોતાના ધર્મબધુ કે મનુષ્યસમાજની મર્યાદા નથી પણ સર્વ ગતિના સર્વ પ્રાણીઓ સુધી એની વિશાળતા લબાવી છે

૨. ઉપર પ ચ શ્લોકમાં જણાવ્યુ તે દલીલ મુજબ સર્વ પ્રાણીઓ તારા 'બધુઓ' છે. માતા, પિતા, સ્ત્રી, ભાઈ, બહેન, પુત્ર આદિ સગાઓનુ સમુચ્ચય–નામ 'બધુ' છે, અને તારા સગપણનો વિશાળ નજરે વિચાર કરીશ તો સર્વ તારા બધુઓ છે તારા એક અથવા બીજા સબધમા સર્વ પ્રાણીઓ અનેક વખત આવી ગયા છે આ દૃષ્ટિએ જોતા તારે કોઈને પોતાના દુશ્મન કે પરાયા ગણવા ન ઘટે.

આ તો ભવાંતરની વાત થઈ કોઈ પ્રશ્ન પણ ઉઠાવે કે એ વાતની પ્રતીતિ કેમ થાય? એમને પણ સર્વત્ર મિત્રભાવ રાખવા માટે બીજા દૃષ્ટિબિદુથી સમજાવે છે કોઈને શત્રુ ગણવો અથવા કોઈના તરફ શત્રુવટ રાખવી એટલે દ્વેષ થવો, દ્વેષ એટલે અ ત કરણની કાલિમા–કાળાશ અને એ કાળાશથી મન ગ દુ (કલુષિત) થાય છે

મનને રૂપી દ્રવ્ય સમજીએ તો તેમા શુકલ વર્ગણા અને શ્યામ વર્ગણા સભવે છે, અને તે તેમ જ છે પ્રત્યેક વિચારને આકાર હોય છે અને જેને વિશિષ્ટ જ્ઞાન (મન પર્યવજ્ઞાન) થાય તે અદરના વિચારનો આકાર જોઈ શુ વિચાર કર્યો તે જાણી શકે છે જ્યારે મનમા દ્વેષ થાય ત્યારે આખુ ચિત્ર તદ્દન કાળુ થઈ જાય છે તુ તારા મનનુ આવુ કાળુ ચિત્ર દોરવા ઇચ્છતો હોય તો જ અદર શત્રુતાને કે વૈરભાવને સ્થાન આપી શકે તારે ધ્યાનમા રાખવુ કે ઉક્ત પ્રકારનુ મન તારા પુણ્યનો નાશ કરનાર છે એટલે કે તારા વિકાસને વીખી નાખનાર છે આથી તારો વિકાસ અટકી જશે, એટલુ જ નહિ પણ અધોગતિ થઈ જશે

વાસ્તવિક રીતે તો સામો માણસ કદાચ તને નુકસાન કરનાર હોય તો પણ તુ વિશાળતા રાખ એ વિશાળતા, એ ઉચ્ચ મનોદશા, એ મહાનુભાવતા, એ સૌજન્યને તારા અન્તરમા બરોબર ઉતાર પછી તને કદી વૈર જાગશે જ નહિ તુ નિરર્થક વૈર કરવાનો તો વિચાર પણ ન કરે એમ માનીએ, પણ કારણ–પ્રસગ પ્રાપ્ત થાય તો પણ તારા મનની ખાનદાની બતાવ અને આ દુનિયામાં કોઈ પણ પ્રાણી તારો દુશ્મન નથી, ન જ હોઈ શકે, એમ પરિપૂર્ણ શ્રદ્ધાથી અચળ ધ્યાન–વિચારણાથી ભાવ તુ એની મજા જોજે, એમા તારો ઉચ્ચગ્રાહ અનુભવજે અને એથી તારા સસ્કાર સુધારી આગળ વધજે આ જીવનનો ઉદ્દેશ છે તે ભૂલતો નહિ અને નિરર્થક ગૂચવણમા પડી તારા વિકાસને બગાડી નાખતો નહિ.

'ખરડાયેલું મન સુકૃત્યનો નાશ કરનારું છે.' એના અંતરમાં આ વિશિષ્ટ ભાગ વિશ્રાસને અંગે છે તે જરા ઊંડા ઊતરવાથી પ્રાપ્ત થશે. કોઈની માને ગોરચા માંડવાની નફીક્ત આદર્યા પછી મનમા કેવી કેવી રચનાઓ કરવી પડે છે, એ પર વિચાર કરીશ તો આ બાત સમજાશે.

૩ આ સબંધમા તને એક વાત કહેવાની છે. એક પ્રાણી પોતાના કર્મના ઉદયને લઈને તારી ઉપર કોપ કરે, કદાચ તને એકાદ ગાળ દે કે તારું અપમાન કરે તો શું તારે પણ તેના તરફ તેવા જ થવું? તારે પણ તેના ઉપર ક્રોધ કરવો? તો પછી તારામા ને તેનામા ફેર શો રહ્યો?

પૂર્વ કાળમા એક સાધુ બહાર જતા હતા રસ્તે એને ધોબી મળ્યો. એ ધોબી સાધુને અથડાઈ ગયો, સ્વભાવે ક્રોધી હતો એટલે સાધુને માર મારવા લાગ્યો. સાધુએ એક-બે ધોકા ખાધા, પરંતુ પછી સહન ન થઈ શકવાથી સાધુ સામે લાતો મારવા લાગ્યો. ધોબી મજબૂત હતો. સાધુને વધારે માર પડ્યો એટલે તેણે કોઈ દેવને સંભાર્યો દેવ આવીને છાનો ઊભો જોયા કરે છે કે સાધુ માર ખાય છે અને સામે લાતો મારે પણ છે. સાધુએ દેવને પૂછયું: "આમ ઊભા ઊભા જોયા શું કરો છો? મને મદદ કરો." દેવે કહ્યું: "હું તો સાધુને મદદ કરવા આવ્યો છુ, પણ અહીં તો બે ધોબીને જોઉં છું." સાધુ આ જવાબ સાંભળી સજ્જડ થઈ ગયા.

જેને 'ધોબી' થવું પાલવે તે કોપ કરનાર ઉપર કોપ કરે, બાકી જે મિત્રભાવ સમજે એ તો સામાના આત્માને હાનિ થતી જોઈને ખેદ પામે, પણ પોતાની સમતા જરા પણ ન ગુમાવે. વિશિષ્ટતાની પરીક્ષા આવા પ્રસંગે જ થાય છે. મિત્રભાવની વાતો કરવી સહેલી છે, પણ આવો પ્રસગ આવે ત્યારે મન ઉપર કાબૂ રાખવો અને પોતે પણ ધોબી ન થવું એમા જ ખરી કસોટી રહેલી છે

૪. કોઈ પણ પ્રકારનો કજિયો, કંકાસ કે કલહ કરવો એ સજ્જન માણસનું કામ નથી સજ્જન-સત્પુરુષ કોણ કહેવાય તે તું સમજી લે જે ધોબીની સાથે ધોબી થાય તે સજ્જન નથી સત્પુરુષ તો તે કહેવાય જેને પોતાની જાત ઉપર કાબૂ હોય, જેનામાં ક્ષમા-ગુણનું પ્રાધાન્ય હોય અને જે આત્મ-વિચારણામા સ્થિર રહી ઊંડો ઊતરી જતો હોય

એક સુપ્રસિદ્ધ શ્લોકમા સજ્જનના ×બાર લક્ષણો બતાવ્યા છે. તેમા ક્ષમાગુણને દ્વિતીય સ્થાન આપ્યુ છે. ક્રોધનો પ્રસગ આવે ત્યારે શાંત રહેવું અને મન પર કાબૂ રાખવો એ અસાધારણ ધૈર્ય સૂચવે છે એ નિર્બળતાનું ચિહ્ન નથી, પણ ખરેખરી મર્દાનગી છે. જમણા ગાલ પર ધોલ વાગે ત્યારે સામો પ્રતિકાર કરવાની શક્તિ છતા ડાબો ગાલ ધરવો એ અસાધારણ મનોબળ વગર બનવું અશક્ય છે ખરો સત્પુરુષ એવો પ્રસંગ આવે ત્યારે શાંતિનું ધ્યાન કરે છે, શાંતિના આંદોલનો ફેલાવે છે અને શાંતિમય વાતાવરણ કરી મૂકે છે. જ્યાં શાંતરસની ખરી જમાવટ થઈ હોય ત્યાં કોપ, ક્રોધ, ધમાલ કે કંકાસને સ્થાન ન જ હોય.

× બાર લક્ષણો આ પ્રમાણે છે —તૃષ્ણાછેદ, ક્ષમાભજન, મદત્યાગ, પાપમાં રત્યાભાવ, સત્યવચન, સાધુપદઅનુસરણ, વિદ્વત્સેવન, માન્યને માન, દુશ્મનનો વિનય, સ્વગુણ પર છાદન, કીર્તિપાલન અને દુઃખી પર દયા

હે આત્મા! તુ તો સમરસના સમુદ્ર કે જળપ્રવાહમા વિહરનાર છે. જે ગગાજળમા નાહ્યા હોય અથવા તેમાં ડૂબકી મારતા હોય તે કદી ખાબોચિયા સામુ જુએ પણ ખરા? સમરસ એ સરોવર કે સમુદ્રના જળ જેવુ છે જ્યારે ક્રોધ એ ગંધાતા ખાબોચિયાનુ જળ છે. તારા જેવો સમરસનો ગ્રાહક તે આવા ગધાતા પાણી સામે કદી દૃષ્ટિ કરે ખરો? કદાચ આવી ભરાણો હોય તો તેમા તે આનદ માને ખરો? માટે ભાઈ! તુ કલહ–કકાસને તજ. કદાચ તારી પાસે એના ખચાવો હશે, તુ એમા સકારણ તારા ગુન્હા વગર આવી ભરાણો હઈશ, તો પણ તને તે શોભતી વાત નથી તારે ત્યા કલહ–કકાસનુ નામ ન હોય, તને તે શોભે નહિ અને તારે તેનો પડછાયો પણ લેવો ન ઘટે

તુ કોણ? તે અનેક ગુણોનો પરિચય કર્યો છે, તુ ગુણોના સબધમા આવ્યો છે, તુ એનાથી પુષ્ટ થયો છે 'પરિ' એટલે ચારે તરફ અને 'ચય' એટલે વૃદ્ધિ. આ સ્થિતિમાં તુ કેવો હોવો જોઈએ તે વિચાર હસનુ કાર્ય શુ છે તે વિચાર એ દૂધમાથી પાણી જુદુ કરે છે અને દૂધ ખેચી લે છે જો તને ગુણનો ખરો પરિચય થયો હોય તો તુ હસવૃત્તિ ગ્રહણ કર, સારુ હોય તે ગ્રહણ કર અને ફોફા–ફોતરા ફેકી દે તારા જેવા ગુણપરિચયથી પુષ્ટ થયેલાને કકાસ કે વેર હોઈ શકે જ નહિ તારા દૂધશોધનમા જળ આવી જાય તેનો ત્યાગ કર તારી પોતાની પુષ્ટિ જળથી થવાની નથી અને તારામા દૂધ અને જળને જુદા પાડવાનુ વૈદગ્ધ્ય આવી ગયુ છે એટલે દૂધને ગ્રહણ કર અને જળને ફેકી દે

'સમરસનો મત્સ્ય' અને 'હસની વિવેકશક્તિ' આ બન્ને વાત મૈત્રીને ખૂબ પુષ્ટ કરનાર છે એનો અદરનો આશય જો બેસી જાય તો અતરાત્મા ખૂબ પ્રસન્ન થાય એવો એમાં ચમત્કાર છે.

૫ સમરસનો મીન કેવા વિચાર કરે છે અને એનો અતર–આશય કેટલો ઉચ્ચ હોય તેનો એક આવિર્ભાવ અત્ર રજૂ કરાય છે એ દશા ખૂબ ખીલવવા યોગ્ય છે. એ અભ્યાસ અને પરિશીલનથી પ્રાપ્ય છે એ ભાવ આપણે જરા સક્ષેપથી અવગાહી જઈએ

મૈત્રીવાસિત પ્રાણી વિચાર કરે કે જે મારા શત્રુ હોય, એટલે જે પોતાને મારા શત્રુ માનતા હોય તે પોતાનો મત્સર તજી દો વિરોધપણાવાળા મનને દૂર કરી, શત્રુવટની બુદ્ધિ ફેકી દો અને તેમ કરીને તેઓ પણ સુખી થાઓ!

મત્સર દૂર થાય એવુ એ ઈચ્છે તે પોતાના હિત ખાતર નહિ, પણ સામા પ્રાણીની ઉન્નતિ તે રીતે જ થાય એવી એની અતરની મૈત્રી–પ્રેમભાવના એમા હોય છે તે સાથે એમ પણ ઈચ્છે કે એવા પ્રાણીઓની શિવસુખવાસ પ્રાપ્ત કરવા પ્રત્યે પરિણતિ થાઓ એ પોતાના વિરોધી સત્ત્વોનો પણ ઉદ્ધાર થાય તેમ હૃદયથી ઇચ્છે છે, અને તેઓ સાંસારિક દૃષ્ટિએ સુખી થાય એટલુ જ ઇચ્છીને અટકી ન જતા તેઓનો વિકાસ સુધરી જાઓ, તેઓ મત્સર વગેરે

અતરગ શત્રુ પર વિજય મેળવી શિવપુરપ્રાપ્તિ માટે પ્રેરિત મનવાળા થાઓ એવી એ ઇચ્છા કરે આ અતિ વિશિષ્ટ ભાવના લખી જવી કે વાચી જવી જેટલી સહેલી છે તેટલી ક્રિયામા મૂકવી સહેલી નથી અતરથી દુશ્મનને પણ સુખ અને મુક્તિ ઇચ્છવા એ અસાધારણ ઉચ્ચ ભાવના અને ચિત્તનુ પરમ ઔદાર્ય છે.

જ્યારે હૃદયમા આવો વિશાળ ભાવ આવે છે, જ્યારે શત્રુ ઉપર સાચો સમભાવ આવે છે, જ્યારે શત્રુનુ પણ સારુ થાય એવો અતરનો આશય વ્યક્ત થાય છે ત્યારે મૈત્રી એના વિશિષ્ટ આકારમા રજૂ થાય છે

મૈત્રીભાવનાવાળો કોઈને તેના શત્રુ માને નહિ અને જે પ્રાણી શત્રુ ગણતા હોય તેના સબધી તે શુ ધારે તેને લગતી આ હકીકત છે આ વાત ખાસ ધ્યાનમા રાખવી. આવા વિશાળ મનોરાજ્યમા વિહરનારો સમરસ–મીન કેવા ઉચ્ચ આશયવાળો હશે તે કલ્પી લેવુ; અને જ્યા આવી વિશાળ ભાવના હોય તેના હૃદયમા મત્સર હોય એ તો કલ્પી પણ શકાય નહિ એવા પુરુષને કોઈની સામે મોરચા માડવાના ન હોય, કોઈની સાથે યુદ્ધ કરવાના ન હોય કે કોઈ સામે ટક્કર ઝીલવાની ન હોય એનામા અત્યત સ્થૂળ અને માનસિક બળ હોય છે તેનો ઉપયોગ એ મિત્રબુદ્ધિના વિકાસમાં કરે છે. એ સર્વત્ર બંધુભાવ જુએ છે અને એ આનદ–કલ્લોલમા વિલાસ કરે છે

૬ એક મહાન સત્ય કહે છે જો પ્રાણી એક વાર હૃદયપૂર્વક સમતારસનો એક લવલેશ પણ આસ્વાદ કરે તો પછી એને એનો શોખ થતા વાર ન લાગે. આ તદ્દન સ્પષ્ટ વાત છે

માણસને અફીણનુ વ્યસન કેમ લાગે છે? પ્રથમ સ્વાદ કરવા જરા લે, પછી સહેજ વધારે લે, પછી ન લે તો ચાલે જ નહિ આ રીતે જો સમતારસનુ વ્યસન પડી જાય તો પછી જીવન સમતામય થઈ જાય, પણ એ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે એક વખત જરા પણ સમતા અતકરણપૂર્વકની જોઈએ પછીની વાત એની મેળે–સ્વત આવી જશે.

તમે એક વાર જરા સમતારસ ચાખો કાઈ નહિ તો ઉપાધ્યાયજીના આગ્રહથી ચાખો એની મજા જુઓ પછી તો તમને એનુ વ્યસન પડી જશે–એના વગર ચાલશે નહિ તમે જ્યારે ઢોગ વગર, દભ વગર, હૃદયના ઊડાણથી સમતા ધારણ કરશો, સર્વ પ્રાણી તરફ બધુભાવ દર્શાવશો ત્યારે તમને એવી મજા આવશે કે એનુ વર્ણન તમે નહિ કરી શકો અને પછી તો તમારો વિકાસ એ માર્ગે ખૂબ વધતો જશે

આ જીવનનું પ્રધાન કર્તવ્ય વિકાસક્રમને સુધારી દેવાનુ છે આપણે ચારે તરફથી એટલા બધા રાગ, દ્વેષ, મોહ, મદ, મત્સરના વાતાવરણમાથી આવેલા હોઈએ છીએ કે કદાચ એનો સર્વથા ત્યાગ એકદમ મુશ્કેલ પડે, પણ એના ત્યાગના માર્ગે ચડી જવાય તો વિકાસ-માર્ગ જરૂર સરલ થઈ જાય, અને તે આશયથી જ સમતાલવને ચાટવાનો અત્ર ઉપદેશ છે, એ પ્રેરણા બહુ વિચારપૂર્વક આદરણીય છે. એનો આનદ અનુપમ છે પણ માત્ર અનુભવગમ્ય છે,

૭. મત્રીવાસિત ચિત્તને વિચાર થાય છે કે પ્રાણીઓ શા કારણે પાપમા પડતાં હશે ? એનું કારણ તપાસતા એને જણાય છે કે પ્રાણીઓ ઘણુ ખરુ પોતાના અભિમાનથી તદ્દન મૂર્ચ્છિત દશામા પડી જાય છે અને તેઓની ચેતના તદ્દન ચાલી જાય છે, તેઓનુ ભાન ખલાસ થઈ જાય છે પ્રાણીઓને પોતાની સમજણ માટે ઘણુ અભિમાન હોય છે. એનો અભિપ્રાય ઘણીખરી વખત અધૂરુ જ્ઞાન, અનુભવનો અભાવ અને દીર્ઘદૃષ્ટિની ગેરહાજરીને લઈને થયેલ હોય છે આવા તુચ્છ વિચારોના અભિમાનની મૂર્ચ્છામા પડી પ્રાણી ગમે તેવાં પાપો કરી બેસે છે, અને પાપો કરે એટલે એના ફળો તો પછી ચાખવા જ પડે તેમાં નવાઈ નથી. નવાઈ નથી એટલુ કહેવાથી વાત પતે તેમ નથી

પ્રાણી જાણે છે કે પોતાને પરભવનુ જ્ઞાન નથી, પોતામા કોઈ વિશિષ્ટ જ્ઞાન નથી અને છતાં એ પોતાના મગજના ફાંટામા બહુ ચુસ્ત રહે છે આ વ્યાધિ પાશ્ચાત્ય સસ્કારના આગમન પછી વધતો જાય છે. એમા ઊડા અભ્યાસ કરતા છીછરાપણુ (ઉપરચોટિયાપણુ) ઘણુ છે છેવટનો અભિપ્રાય બાધતા પહેલા પ્રેમપૂર્વક સાદર અભ્યાસ અને વિચારણાની જરૂર છે

વિચારણા વગર માત્ર પૂર્વબદ્ધ વિચાર, ઓછા અભ્યાસે કરેલા નિર્ણયો અને આધારભૂત મૂળ પ્રકાશની અવજ્ઞાથી કરેલા નિશ્ચયો ઉપર મુસ્તકીમ રહેવામા આવે તો એના પરિણામે ગાડુ ગમે ત્યા ભરાઈ પડે છે, તેમા આશ્ચર્ય પામવા જેવુ કશું નથી કોઈ પણ પ્રાણી પોતાના ગમે તેવા મતના આધારે કરેલા નિર્ણયોના અભિમાનને વશ થઈ કાર્યો કરવા લાગે તો એ ખરેખર દુ ખનો વિષય બને છે મૈત્રીવાસિત પ્રાણીને ખેદ થાય કે એવા પ્રાણીઓ શા માટે પાપમા પડતા હશે ?

તે વધારે એમ પણ વિચારે કે એવા પ્રાણીઓ જિનવચનને રસપૂર્વક શા માટે સ્વીકારતા નહી હોય ? જિનવચનમા ભૂતદયા, મત્સરત્યાગ અને અતિમ સાધ્ય નિર્વાણ હોય છે. એ જો પ્રાણીને પ્રાપ્ત થઈ જાય તો એની મૈત્રી વિશ્વબધુત્વ સ્વીકારે અને એમ થાય તો તેવા પ્રકારનો પ્રાણી બચી જાય, તરી જાય, મુક્ત થઈ જાય એને જિનવચન ઉપર જે આકર્ષણ છે તે પોતાના ધર્મના કારણે ન જ હોય એણે સારી રીતે તપાસ, ચર્ચા, અભ્યાસ કરીને એ વચનમા રહેલ અપાર મૈત્રી–વિશ્વબધુભાવ બરાબર અનુભવ્યો છે અને એ દશા સાર્વત્રિક કરવી એ એવા જીવનનો ઉદ્દેશ હોય છે એને નવાઈ લાગે છે કે આવી વિશાળ ભાવનાને પ્રતિપાદન કરનાર જિનવચનને પ્રાણીઓ આદર અને પ્રેમપૂર્વક શા માટે નહી સ્વીકારતા હોય ?

આ મૈત્રીવાસિત ચેતનનો ઉદ્ગાર છે. એને પ્રાણીને પાપકર્મમા પડતા જોઈ ધ્રૂજ આવે છે, એને કકાસ–ક્લેશ જોઈ ત્રાસ થાય છે, ને મૈત્રીભાવનાના પરિપૂર્ણ સાક્ષાત્કારને સદા ઝખે છે એને હૃદયમાં પચાવી એ જે ઉદ્ગાર કાઢે છે તેને યથાપ્રકારે સમજવાની જરૂર છે. એમા અન્યના અસ્વીકારનો ધ્વનિ નથી, પણ ઉત્કૃષ્ટ રસાસ્થાનના સ્વીકારની વિજ્ઞપ્તિ છે અને તે અતરની ઊર્મિમાથી ઊછળેલ છે એમા હહા શબ્દ મૂકીને ઊર્મિના આદોલન બતાવ્યા છે.

એ એક શબ્દ આખા વિચારની ભવ્યતામા ખૂબ વધારો કરે છે એને એ સ્વરૂપે સમજી ચેતન ઉપસહારમા પ્રવેશ કરે છે.

૮. છેવટે શ્રી વિનયવિજયજી મહારાજ કહે છે કે જેઓના ચિત્ત વિમળ થયાં છે એટલે જેનામાથી મળ સર્વથા ગયો છે અથવા ઘણો ઓછો થયો છે તેઓ પરમાત્મભાવમા પરિણામ પામો જેઓને હૃદયની શુદ્ધિ થઈ છે અને મૈત્રીભાવનાનો જેને સાક્ષાત્કાર થયો છે તે ધર્મધ્યાનને પાત્ર થાય છે અને તેવો પ્રાણી અતરાત્મભાવમા પ્રવર્તી પરમાત્મભાવ ઉપર એકાગ્ર થાય છે મૈત્રી ધર્મધ્યાન સાથે અનુસધાન કરે છે, ધર્મધ્યાન આત્માને સન્મુખ કરે છે સન્મુખ થયેલા આત્માનુ સાધ્ય મુક્તિ છે અને તેનો ઉપાય પરમાત્મભાવમા પરિણમન છે.

પરમાત્મા શુદ્ધ નિરજન બ્રહ્મસ્વરૂપ છે, નિરજન નિરાકાર છે, અનત અવ્યાબાધ સુખના ભોક્તા છે આત્માની મૂળ સ્થિતિને પ્રાપ્ત થયેલા છે અને અજરઅમર થઈ અનંત જ્ઞાનદર્શનમા રમણ કરી સ્થિરતારૂપ ચરિત્ર પામેલા છે એ પરમાત્મસ્વરૂપ સાથે એકભાવ–એકતાન લાગે એ ધર્મધ્યાન છે વિમળ આત્માનુ લક્ષ્ય તો એજ હોય એને પછી કાંઈ સસારના નાચો નાચવાના હોય નહિ, નામા માડવાના હોય નહિ, અવ્યવસ્થિત દોડાદોડી કરવાની હોય નહિ પરમાત્મદશાના નાદમાં એ અનાહત નાદ સાભળે અને આત્મવિકાસ વધારતા જાય

મૈત્રી જ્યારે ખરી વિકાસ પામે અને એના પરિપૂર્ણ આકારમાં જામે ત્યારે આવી વિશાળ પરિસ્થિતિ પ્રાપ્ત થાય છે વિમળ આત્માના વિલાસો અનેરા હોય છે, એના ઉડ્ડયન જબરજસ્ત હોય છે અને એની ભાવના અતિ વિશાળ હોય છે

'સર્વ જીવો સમતા–અમૃતનુ પાન કરી તેમા વિલાસ કરો'–આ મૈત્રીનુ ઉત્કૃષ્ટ ધ્યેય અને ચિતવન હોય છે. એને હૃદયથી એમ થાય કે સર્વ પ્રાણીગણ સમતા–અમૃતપાન કરી, એ રસપાન વારવાર કરી ખૂબ આનદ માણો એનો આનદ કેવો હોય તેનુ વિવેચન કરવાની જરૂર હવે ન હોય. સમતારસના પાન અદ્‌ભુત આનદને આપનારા છે, અને કર્યા હોય તો અનુપમ આનદને વિસ્તારનાર છે

મૈત્રી–મિત્રભાવ–વિશ્વબધુત્વ કરનાર પોતાનો વિચાર કરવા કરતા સર્વ પ્રાણીનો ખૂબ વિચાર કરે છે એને પોતાની સાથે સર્વને લઈ જવા ભાવના થાય છે, મૈત્રીભાવનાનુ એ સાચું રહસ્ય છે

ઉપસહાર ખૂબ સુંદર રીતે કરવામાં આવેલ છે એ દશા જ્યારે આવે ત્યારે મૈત્રીનો વિસ્તાર કેટલો વધી જાય છે તે વિચારવુ વિનય–ચેતનને ઉપદેશ કરવા દ્વારા લેખકમહાશયનું નામ આપણે ઉચ્ચારીએ છીએ આ મૈત્રીભાવનાનો સાર છે, ખૂબ આકર્ષક છે, હૃદયમા ઊતરી જાય તેવો માર્મિક છે અને સ્વપરને પરિપૂર્ણ નિર્મળ લાભ આપનાર છે.

# ઉપસંહાર : મૈત્રી

યોગનુ એક સુપ્રસિદ્ધ સૂત્ર છે કે अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः। (૨–૩૫) એટલે એક પ્રાણીમા જ્યારે અહિંસા બરાબર જામી ગઈ હોય, એ સિદ્ધ થઇ હોય ત્યારે એની આસપાસના વાતાવણમા પણ વૈરનો ત્યાગ પ્રવર્તે છે કહેવાની વાત એ છે કે એવો પ્રાણી પોતે હિસા તો ન જ કરે, પણ એની છાયામાં, એના આજુબાજુના વાતાવરણમા પણ હિસક ભાવ ઊડી જાય છે. મહાતપસ્વી સાધુ કે સિદ્ધ યોગીના સાન્નિધ્યમાં આ દશાનો અનુભવ થાય છે. શ્રી તીર્થ કરદેવના વિહારપ્રદેશમા અને સમવસરણમાં પ્રાણી કુદરતી વૈર પણ ભૂલી જાય છે એ આ યોગસિદ્ધિનો ચમત્કાર છે કોઈ સિદ્ધ યોગીને મારવા કે તિરસ્કારવા આવે તે જ્યા નજીક આવે ત્યા અવાક્ થઇ જાય છે, તે આ વિશિષ્ટ ગુણનુ પરિણામ છે- એના કષાયજિત્ અ ત.કરણની છાયા એવા વાતાવરણમા પડે છે અને પ્રાણી સ્વાભાવિક વૈર પણ ભૂલી જાય છે.

મૈત્રી રાખવામા કે તે આદર્શના પોષણમા અત્યત આનંદ છે એક તો આ જીવન ઘણુ ટૂકું છે; તેમા ઝઘડા-ટટા ઘટે નહિ એ પ્રથમ વાત થઈ ગઈ છે અને બીજી વાત એ છે કે ચેતનના ગૌરવને વૈરવિરોધ શોભતા નથી તુ કોણ ? તારુ મૂળ સ્થાન શુ ? તારો વાસ અહી કેટલો ? અને તુ અત્યારના વૈરવિરોધ કયા ભવ માટે કરે છે ? આ દૃષ્ટિએ ખરેખરો વિચાર કરવાની જરૂર છે. પ્રાણી વિનાકારણ મોટા કલહ જમાવે છે અને હેરાન થાય છે. અ તે કલહથી કાઇ લાભ મળતો નથી અને તેની ખાતર કરેલ ધન અને શક્તિનો વ્યય નિરર્થક નીવડે છે

વર્તમાન યુગના કલહો દ્વદ્વયુદ્ધ કે હથિયારની લડાઈનુ રૂપ લેતા નથી ન્યાયાસન પાસે જવુ, ત્યા લખાણુ કરવા માટે ગમે તેવા બચાવો કરવા અને સાચા-ખોટા ઘાટ ઘડવા એ પણ વૈરનો એક પ્રકાર છે એને સ્થાને શાતિથી સમાધાન હિતકારી છે, અલ્પ ખર્ચાળ છે અને બિલકુલ કચવાટ વગરનુ છે એ જીદના કે અન્ય કોઈ કારણે અદર અદર સમાધાન શક્ય ન હોય તો લવાદીનો માર્ગ આદરણીય છે ગમે તેમ કરીને વૈરવૃત્તિને અવકાશ ન મળે એવી પરિસ્થિતિ મૈત્રીવાસિત હૃદયવાળો જરૂર કરે એના ઘણા માર્ગો છે, જે વ્યવહાર-કુશળ માણુસ સમજી શોધી મેળવી શકે છે અત્યારે આપણે ન્યાયાસન પર ઉલ્લેખ કરતા નથી કારણ કે તે અસ્થાને છે મુદ્દા વૈરવિરોધ ઓછો કરવાનો છે એના સબધમા સલાહ આપનારા પણ આ દિશાએ ઘણુ કાર્ય કરી શકે અને તે પ્રમાણે કરતાં આપણે કેટલાકને જોઇએ પણ છીએ.

આપણે વિરોધ કોની સાથે કરવો ? જેઓ અતે આપણા જેવા પ્રાણીઓ છે તેઓ સાથે વિરોધ કરવો ઘટે ? તેઓ અનેક વાર આપણા સબધીઓ થયા હશે એ વાત તો

ઉપર થઈ ગઈ એ ઉપરાંત એક બીજું પણ દૃષ્ટિબિંદુ વિચારવા યોગ્ય છે. પ્રત્યેક ચેતન મૂળ સ્વભાવે અનંત જ્ઞાનદર્શનવાન છે અને મોક્ષનો અધિકારી છે. (બહુ અલ્પસંખ્ય 'અભવ્ય'ની વાત બાજુએ રાખીએ છીએ.) એવા મોટી સંખ્યાવાળા પ્રાણીઓના આઠ રુચકપ્રદેશો નિર્મળ થવા શકય છે એવા મોક્ષ જવા યોગ્ય ચેતનો સાથે લડવું-વઢવું આપણને ઘટે ખરું ? એમની સામે આપણાથી મોરચા મંડાય ખરા ?

અને એવી રીતે વૈર વધારવાનું પરિણામ શું થાય? વૈરને પોષવા યંત્રો ગોઠવવાં પડે, સાધનો યોજવા પડે અને એ આખો વખત મનમાં અનેક ચક્રો ગોઠવવાં પડે. મનમાં દ્વેષ જામે, દ્વેષથી ધમધમાટ થાય અને એવા વાતાવરણમાં આત્મવિકાસ બગડી જાય, એટલું જ નહિ પણ બહુ પાછા પડી જવાય. એવા સાધનોના પરિણામ ગમે તે આવે તે જુદી વાત છે. એ આખી દ્વેષવૃત્તિ આત્મવિકાસની આડે આવનાર છે, અંતઃકરણને વિરૂપ, અસ્થિર અને અધોગામી બનાવનાર છે. જેનો આશય આત્મવિકાસમાં પ્રગતિ કરવાનો હોય તે આવે રસ્તે ચઢે નહિ.

સંસારનું સ્વરૂપ સમજનાર અને મૈત્રીવાસિત હૃદયવાળો કેવા ભાવો રાખે તે જ અત્ર પ્રસ્તુત છે વૈરવિરોધનું પૃથક્કરણ કરવું પડે તે આ ભાવનામાં અપ્રસ્તુત વિષય ગણાય. પણ મૈત્રીનું વિરોધી તત્ત્વ મૈત્રીની બરાબર સમજણ માટે સમજવું જરૂરી હોવાથી ટૂંકમાં પતાવી આપણે મૈત્રીના વાતાવરણમાં વિહરીએ મૈત્રીભાવનાના વિશિષ્ટ પ્રસંગો આપણને 'બૃહત્શાંતિ'-માં સાંપડે છે. તેમાથી મૈત્રીવાસિત જૈનહૃદય શું ભાવના કરે તેના બે ત્રણ પ્રસંગો ચૂંટી કાઢીએ તે ઇચ્છે છે કે—શ્રી શ્રમણસંઘને શાંતિ થાઓ, જનપદના સર્વ લોકોને શાંતિ થાઓ, રાજા અને અધિકારીઓ (પ્રેસિડેન્ટ, ડિક્ટેટર વગેરે)ને શાંતિ થાઓ, રાજાઓની આજુબાજુ રહેનાર મંત્રી-પ્રધાનમંડળને શાંતિ થાઓ, સંબંધીઓને શાંતિ થાઓ, શહેરીઓને શાંતિ થાઓ.

આ ભાવ જૈન હૃદયનો હોય એ આખા જનપદની શાંતિ ઇચ્છે એ આખા શ્રીસંઘની શાંતિ ઇચ્છે, એ અધિકારી વર્ગની શાંતિ ઇચ્છે એમાં એ કોઈ જાતની બાદબાકી ન કરે એમાં એ પોતાને અનુકૂળ હોય તેટલાની જ શાંતિ ઇચ્છે એમ નહિ સર્વ જનપદ અને તેના ભલા માટે યત્ન કરી રહેલ સત્તાની પણ શાંતિ ઇચ્છે એની વિશ્વદયા એટલી વિશાળ હોય કે એમાં એને મારા તારા એવો ભેદ કરવાની ઇચ્છા પણ ન થાય, એ તો અંતરના નાદથી બોલે કે

शिवमस्तु सर्वजगत परहितनिरता भवन्तु भूतगणा ।
दोपा· प्रयान्तु नाशं, सर्वत्र सुखीभवन्तु लोकाः ॥

"આખા જગતનું કલ્યાણ થાઓ, સર્વપ્રાણીઓ પારકાનું હિત કરવામાં તત્પર બનો, સર્વ દોષો નાશ પામો, લોકો સર્વ સ્થાનકે સુખી થાઓ" આમાં એને સ્વજન,

સ્વમતાવલબી કે સ્વસગાની મર્યાદા હોય જ નહિ. એ તો આખા જગતના સર્વ પ્રાણીઓ ખૂબ સુખી થાઓ, ઐહિક આમુષ્મિક સાચા સુખના ભોક્તા થાઓ અને સર્વ દોષોનો નાશ થઈ જાઓ–એવુ જોવા જ ઇચ્છે.

એને તો 'ગૃહે ગૃહે' શાતિ જોઇએ છે. એની પ્રાર્થના પોતે શાતિ મેળવીને એને સાર્વત્રિક કરવાની હોય છે અને એ તો अम्ह सिवं तुम्ह सिवं એવો જ વિચાર કરતો હોય છે.

આ ખરી વિશિષ્ટ જૈન મૈત્રીભાવના છે. એને રાજદ્વારી વાતાવરણમા અહિસાનો પ્રસાર દેખાય તો એ રાજી રાજી થઈ જાય અને એવા પ્રસગે પોતાથી બનતી સહાય સક્રિય સ્વરૂપે આપે શસ્ત્રસંન્યાસસમિતિઓ જીનિવામાં મળે તો એના આનદનો પાર ન રહે એ દુનિયામાથી દારુગોળા બંધ થતા જોવા ઇચ્છે. એ આખી જનતા પ્રેમમા રહે અને સ્વાર્થ-સઘટ્ટન વખતે લવાદીથી નિકાલ લાવે એવા એના આદોલનો હોય. એને અહિસક કાર્યક્રમમાં મૈત્રીભાવનુ પરમ પોષણ દેખાય અને જીવનની સાદાઈ તથા સ્વાવલબનના ઉપદેશમા એને મૈત્રીની પરમ પોષણા દેખાય.

આ આખા મૈત્રીના પ્રયોગમાં કદી એને અમુક વર્ગ કે વ્યક્તિને બાદ રાખવાનુ ગમે નહિ એના અભિપ્રાયથી વિરુદ્ધ હોય કે એને નુકસાન કરનાર હોય તેને પણ એ સુખ જ ઇચ્છે અને તેનો દ્વેષાગ્નિ સદાને માટે દૂર થાય તેવુ સાચુ શાશ્વત સુખ મેળવે એમ પણ એ ઇચ્છે મૈત્રીની પોષણા કરવામા એને દભ ન હોય કે ગર્વ ન હોય, પોતાની વાત જ સાચી એવો દુરાગ્રહ ન હોય અને મનની વિચારધારા નિરતર ઉઘાડી હોય, એની પાસે સમજણપૂર્વકની દલીલને અવકાશ હોય અને એનો વિશાળ ભવ્ય આત્મા આખા વિશ્વ-બંધુત્વમા લયલીન હોય

એવો પ્રાણી લડાઈના સમાચાર સાભળી દુખી થાય, વિજ્ઞાનનો ઉપયોગ મનુષ્યના નાશને અગે થતો જોઈ એને ત્રાસ થાય, એને મનુષ્યના ખોરાક ખાતર અનેક જીવોની થતી કતલના ખ્યાલથી પણ દુખ થાય અને કોઈપણ જીવનો સ્વચ્છદથી પણ નાશ થતો જોઈ–જાણી એને ગ્લાનિ થાય, એની ભૂતદયાને મર્યાદા ન હોય, એમા અપવાદ ન હોય, એમા છીડાં કે બારીબારણા ન હોય. સાસારિક પ્રયોગથી થતી દુખશ્રેણી પર વેદના થાય. એ બને તેટલા પ્રાણીને ત્રાસમાથી છોડાવવા બનતો પ્રયાસ કરે અને એની વિશાળતા તરફ પ્રાણીવર્ગ આનંદની નજરે જુએ.

શ્રી વીરપરમાત્માને સગમદેવે છ માસ સુધી ઉપદ્રવો કર્યા, પણ અતે એ થાકીને ગયો ત્યારે પ્રભુની આખમા કેવળ કૃપાના આસુ આવી ગયા.

कृतापराधेऽपि जने, कृपामन्थरतारयोः ।
ईषद् वाष्पार्द्रयोर्भद्रं श्रीवीरजिननेत्रयोः ॥

એ ઘણી આગળ વધી જાય છે તે આખી ભાવના માનસદૃષ્ટિએ વિચારતા અને એનુ પૃથક્કરણ કરતાં જરૂર પ્રાપ્ત થાય છે.

મૈત્રી આદિ ચાર ભાવના બાર ભાવનાથી જુદી પડી જાય તેમ છે, કારણ તેમાં સાધ્ય એક હોવા છતાં દૃષ્ટિબિન્દુનો તફાવત છે એટલા માટે બાર ભાવનાઓને 'અનુપ્રેક્ષા' ભાવના કહેવામા આવે છે અને આ મૈત્ર્યાદિ ચાર ભાવનાને 'પરાભાવના' અથવા 'યોગભાવના' કહેવામા આવે છે તેના કારણો ઉપર દર્શાવ્યા છે.

અહી એક મુદ્દો જરા સ્ફુટ કરવાની જરૂર છે અનિત્યભાવનામા સર્વની અનિત્યતા બતાવી, સર્વ સબધો અલ્પસ્થાયી બતાવ્યા અને અહી તો સર્વને પોતાના માનવા અને સર્વ જીવો સર્વ પ્રકારે સર્વ સ્થાનકે સુખી થાય એવી ભાવના બતાવી એમાં મુદ્દો તદ્દન જુદો જ છે એમા વિરોધ દેખાય તો તેમાથી એકતા શોધી લેવાની છે અમુક દૃષ્ટિએ જે ત્યાજ્ય (તજવા યોગ્ય) હોય તે સર્વથા ફેંકી દેવા જેવા જ હોય એમ સમજવાનુ નથી પોતાના સ્વત્વસ્થાપનને અગે જે પરકીય લાગે તેનુ હિત ઇચ્છવાનો પ્રસગ આવે ત્યારે તેને આખા જગતની અપેક્ષાએ પોતાના ગણાય આ દ્વિર્ભાવ સમજવો એ સ્યાદ્વાદમાર્ગની વિશાળતા છે, અપેક્ષાવાદનો મહાન વિજય બતાવે છે અને એની બન્ને આખો ખુલ્લી રાખવાની આવડત સૂચવે છે અનિત્ય અને મૈત્રીભાવનુ સમિલન કરવામા આવે અને તેના સમીકરણમા એકતાનો અનુભવ થાય ત્યા અનેકાત મતની ઝાખી છે એમ સમજાય એનો મુદ્દો ઉપર દર્શાવાઈ ગયો છે એની વિશેષ પ્રતીક્ષા કરવાનુ કાર્ય દક્ષ વાચક પર છોડવુ તદ્દન સલામત ગણાય

મૈત્રીભાવનામા ખ્રિસ્તી પ્રજાનો Love – પ્રેમનો સિદ્ધાત તો શરૂઆતથી દૃષ્ટિગોચર થાય છે. બૌદ્ધપ્રતિપાદિત મૈત્રી મનુષ્યજાતિથી આગળ વધતી નથી. જૈન મૈત્રી ભાવદયામય છે, ભૂતદયામય છે અને અહિસાના અપ્રતિહત વિશાળ સિદ્ધાન્તને ઉત્કૃષ્ટ આકારમા મૂકનાર છે. એનો વિસ્તાર ન દેખી શકાય તેવા સૂક્ષ્મ જતુથી માડીને તિર્યચ, મનુષ્ય, નારકો અને દેવો સુધી લબાય છે.

એ ભાવ–વિચારણામા મજા એ છે કે એમા ભાવના કરતી વખત મનમા વિષાદ આવે તેમ નથી, ગ્લાનિ થાય તેમ નથી, દુખ દેખાય તેમ નથી. એમાં આનદના કલ્લોલ છે, વિશાળતાના વિસ્ફુલ્લિગો છે અને શાતિના રસોનો પ્રસાર છે એ વિચારણા જ્યારે આવશે ત્યારે છાતી ગજ ગજ ફૂલશે, હૃદય વિશાળ, વિસ્તૃત અને ભાવવાહી બનશે અને મન નિર્મળતાને પામશે. એ કરનારને આનદ છે અને જેના પ્રત્યે થાય તેને સુખ છે. એમાં એકના સુખને ભોગે બીજાને સુખ નથી, પણ બન્ને પક્ષને આનદ અને આનદ જ છે. એ ભાવનાના રાજમાર્ગો ગ્રથકર્તાએ ખૂબ સુદર રીતે પોષ્યા છે અને તે પર ચીવટથી ચર્ચા પરિચયમાં કરી છે વિસ્તારભયે તે દૃષ્ટિબિન્દુઓ ઉપસહારમાં ફરી વાર ચર્ચ્યા નથી.

ભૂતદયાની વિચારણામાં લીન થયેલા આપણે કોઈ જાતના સંકોચ વગર આપણાં કાર્ય-ક્ષેત્રોમાં મૈત્રીને તો જરૂર સ્થાન આપીએ. આપણે રાજદ્વારી ક્ષેત્રમાં વિહરતા હોઇએ તો શસ્ત્રસન્યાસ અને લવાદી–ફેસલાની વાતને બને તેટલુ અનુમોદન આપીએ, દુનિયાની એકતા કરવા પ્રયત્ન કરીએ, દેશહિતને વધારીએ આપણે વ્યાપારમા હોઇએ તો પ્રામાણિક લાભ લેવા લલચાઈએ, હ્રદયની કોમળતા વિકસાવીએ. આપણે વકીલાત કરતા હોઇએ તો ક્લેશ-કંકાસ અલ્પ કરવાની સલાહ આપીએ. આ જીવનમાં પોતાનો કોઈ વિરોધી છે એવું માનીએ નહિ અને પ્રેમરસથી, આનદઉત્સાહથી વગર સંકોચે આહ્લાદપૂર્વક બોલીએ કે—

खामेमि सव्वजीवे, सव्वे जीवा खमंतु मे ।
मित्ति मे सव्वभूएसु, वेरं मज्झं न केणइ ॥

"સર્વ જીવો પ્રત્યેનો વૈરવિરોધ હુ ખમાવું છું, સર્વ જીવો મને ક્ષમા કરો. મારે સર્વ જીવો સાથે મૈત્રી છે અને મારે કોઈ સાથે વૈર નથી." પ્રત્યેક જૈન હ્રદય–પ્રત્યેક મુમુક્ષુ આ વાતને હ્રદયમા કોરી રાખે અને નજર સન્મુખ આવે તેમ ગૃહદ્વારમાં, પુસ્તકમા. ટેબલ પર લખી રાખે. આટલો આત્મવિકાસ આ ભવમા થાય અને સર્વત્ર બંધુભાવ અંતરના આશયથી પ્રકટે તો જન્મારો સફળ છે, કાર્યસિદ્ધિના દ્વાર સુધી ગતિ છે અને અતિમ સિદ્ધિ હસ્તામલકવત્ છે

આ મહાન ભાવનાને ભાવવામાં દભને કે ગોટાને સ્થાન ન ઘટે, એમાં મનના મનામણાં ન ચાલે, એમા બાહ્ય દેખાવ ન છાજે. એ તો હ્રદયની ઊર્મિઓ છે, આત્મતેજના ચમકારા છે અને સસારસમુદ્રને સામે કાંઠે બળતા શાશ્વત દીપકના દર્શન છે. सर्वत्र सुखीभवन्तु लोकाः એ વાક્યનુ પુન: સ્મરણ કરી શ્રી વિનયવિજયજીના નામસ્મરણ સાથે શ્રી વીર પરમાત્માની અવિચળ મૈત્રીને લક્ષ્ય કરતા અત્રે વિરમીએ અને સમતારસના પાનમાં વિલાસ કરીએ.

—***—

# પ્રકરણ ચૌદમું

## પ્રમોદભાવના

स्रग्धरा

धन्यास्ते वीतरागाः क्षपकपथगतिक्षीणकर्मोपरागा-
स्त्रैलोक्ये गन्धनागाः सहजसमुदितज्ञानजाग्रद्विरागाः ।
अध्यारुह्यात्मशुद्ध्या सकलशशिकलानिर्मलध्यानधारा-
मारान्मुक्तेः प्रपन्नाः कृतसुकृतशतोपार्जितार्हन्त्यलक्ष्मीम् ॥ क १ ॥
तेषां कर्मक्षयोत्थैरतनुगुणैर्निर्मलात्मस्वभावै-
र्गायं गायं पुनीमः स्तवनपरिणतैरष्टवर्णास्पदानि ।
धन्यां मन्ये रसज्ञां जगति भगवतस्तोत्रवाणीरसज्ञा-
मज्ञां मन्ये तदन्या वितथजनकथां कार्यमौखर्यमग्नाम् ॥ ख २ ॥
निर्ग्रन्थास्तेऽपि धन्या गिरिगहनगुहागह्वरान्तर्निविष्टा,
धर्मध्यानावधाना समरससुहिताः पक्षमासोपवासाः ।
येऽन्येऽपि ज्ञानवन्तः श्रुतविततधियो दत्तधर्मोपदेशाः,
शान्ता दान्ता जिताक्षा जगति जिनपतेः शासनं भासयन्ति ॥ ग ३ ॥

---

क १ वीतरागा અરિહંતો, તીર્થંકરો ક્ષપક કર્મનો ક્ષય કરનાર માર્ગ (શ્રેણી) ગતિ ગમન, વિકાસ उपराग ગ્રસન, ગ્રાસ, મલિનતા गन्धनाग હાથીઓમાં પ્રવર, જેની ગંધથી અન્ય હાથીઓ નાસી જાય છે सहज જન્મથી, સ્વભાવથી (અન્યના ઉપદેશ વગર) समुदित ઉદય આવેલ विराग વૈરાગ્ય, વિરક્તભાવ अध्यारुह्य આરોહણ કરીને, ચઢીને सकल પરિપૂર્ણ (પૂનમનો) धारा અખંડ પ્રવાહ, ધાર आरान् તીરપ્રદેશ, કાંઠો प्रपन्ना પામ્યા सुकृत સારાં કૃત્યો आर्हन्त्यलक्ष्मीम् અરિહંતપદની વિભૂતિઓ (અતિશય, પ્રાતિહાર્ય વગેરે)

ख २ तेषां વીતરાગોમાં उत्थ ઊઠેલા, ઉદ્ભવેલા अतनु અનેક गायं गायं ગાઈ ગાઈને वर्णास्पद અક્ષર બોલવાના સ્થાનો દંત, ઓષ્ઠ, તાળવું, કંઠ, જિહ્વા, ઉર (છાતી,) મૂર્ધ (મસ્તક) અને નાસિકા रसज्ञा જિહ્વા, જીભ, રસને જાણનારી अज्ञा ન જાણનારી वितथ નકામી जनकथा લોકવાર્તા, ગપ્પાંસપ્પાં मौखर्य વાચાળપણું

ग ३ निर्ग्रन्थ મુનિ गहन ઊંડો વનપ્રદેશ गह्वर ખીણ, પર્વતમાં ઊંડી નીચી જગ્યા अवधान ઉપયોગવાળા सुहित તૃપ્ત श्रुत જ્ઞાન वितत વિસ્તૃત, વિશાળ शान्त કષાય જીતનાર दान्त અંતઃકરણ જીતનારા भासयन्ति દીપાવે છે, શોભાવે છે.

दानं शीलं तपो ये विदधति गृहिणो भावनां भावयन्ति,
धर्मं धन्याश्चतुर्धा श्रुतसमुपचितश्रद्धयाराधयन्ति ।
साध्व्यः श्लाघ्याश्च धन्याः श्रुतविशदधिया शीलमुद्भावयन्त्य-
स्तान्सर्वान्मुक्तगर्वाः प्रतिदिनमसकृद्भाग्यभाजः स्तुवन्ति ॥ घ ४ ॥

उपजातिः

मिथ्यादृशामप्युपकारसारं, सन्तोषसत्यादिगुणप्रसारम् ।
वदान्यतावैनयिकप्रकारं, मार्गानुसारीत्यनुमोदयामः ॥ ङ ५ ॥

स्रग्धरा

जिह्वे प्रह्वीभव त्वं सुकृतिसुचरितोच्चारणे सुप्रसन्ना,
भूयास्तामन्यकीर्तिश्रुतिरसिकतया मेऽद्य कर्णौ सुकर्णौ ।
वीक्ष्यान्यप्रौढलक्ष्मीं द्रुतमुपचिनुतं लोचने रोचनत्वं,
संसारेऽस्मिन्नसारे फलमिति भवता जन्मनो मुख्यमेव ॥ च ६ ॥

उपजातिः

प्रमोदमासाद्य गुणैः परेषां, येषां [1]मतिर्मज्जति साम्यसिन्धौ ।
देदीप्यते तेषु मनःप्रसादो, [2]गुणास्तथैते विशदीभवन्ति ॥ छ ७ ॥

---

घ ४ चतुर्धा ચાર પ્રકારનો (જ્ઞાનાદિ) समुपचित જમાવેલી, એકઠી કરેલી श्लाघ्य પ્રશંસાયોગ્ય, વ્રતિની, શ્રાવિકાઓ शील સદ્ગુણ અથવા બ્રહ્મચર્ય मुक्तगर्वा ગર્વ–અભિમાન છોડી દેનારાઓ भाग्यभाज નસીબદાર, ભાગ્યશાળીઓ

ङ ५ मिथ्यादृश મિથ્યાત્વી, પ્રથમ ગુણસ્થાનકે રહેનાર પ્રાણી सार પ્રધાન प्रसार વિસ્તાર, મધુરભાષિતા वैनयिक વિનયને લગતું, વિનયનો मार्गानुसारी રસ્તે ચઢેલા

च ६ प्रह्व devoted, attached, તત્પર सुकृति સુંદર કર્મવાળા, નસીબદાર भूयास्ता થાઓ (દ્વિ પુ દ્વિ વ) श्रुति શ્રવણ सुकर्ण સારા કાન प्रौढ વિશાળ, અનર્ગળ उपचिनुत પ્રાપ્ત કરો रोचनत्व રુચિ, પસંદગી, આનંદ

छ ७ मज्जति ડૂબે છે, મગ્ન થઈ જાય છે साम्यसिन्धु સમતારૂપ સમુદ્ર देदीप्यते શોભે છે, ઝળકે છે विशद શુદ્ધ, નિર્મળ

---

१ પાઠાંતર मति सज्जति
२. પાઠાંતર तथैति

क १. તે વીતરાગને ધન્ય છે જેણે ક્ષપકશ્રેણીના માર્ગે ગતિ કરીને કર્મોનો ત્રાસ દૂર કર્યો છે (કર્મની રતાશ અથવા મલિનતા દૂર કરી છે), જેઓ ત્રણ લોકમા ગધહસ્તી સમાન છે, જેમનામા સહજભાવે ઊઠી આવેલા જ્ઞાનથી વિરક્ત ભાવ જાગ્રત થયેલો છે, જેઓ પૂર્ણિમાના પૂર્ણચદ્રની કળા જેવા નિર્મળ ધ્યાનની ધારાએ પોતાની આત્મવિશુદ્ધિથી આરોહણ કરીને તેમ જ સેંકડો સુકૃત્યો કરીને, અરિહત પદની સર્વ વિભૂતિઓ ઉપાર્જન કરીને મુક્તિના નજીકના પ્રદેશને પ્રાપ્ત થાય છે (તે વીતરાગો ધન્ય છે)

ख २. તેઓ (વીતરાગ–તીર્થંકર દેવો)ના કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલા અનેક ગુણોદ્વારા અને તેમની સ્તુતિ કરવામા પર્યવસાન પામેલા તેઓશ્રીના નિર્મળ આત્મસ્વભાવદ્વારા વારવાર ગાન કરી કરીને અમે આઠે ઉચ્ચારસ્થાનોને પવિત્ર કરીએ છીએ ભગવાનના સ્તોત્રનો ઉચ્ચાર કરનારી જીભ છે તે જ રસને જાણનાર હોઈ ધન્ય છે એમ માનુ છું, બાકી જે જીભ નકામી લોકકથા કરનારી હોય કે કોઈના ભારમા અથવા વાચાળપણામાં ડૂબી ગયેલી હોય તે ખરા રસથી અજાણ છે એમ માનુ છું.

ग ३. પર્વતના શિખરની ઉપર, એકાત વનપ્રદેશોમા, ગુફાઓમા કે ઊડા પ્રદેશોમા બેસીને ધર્મધ્યાનમા ઉપયોગ દેનારા, સમતારસથી તૃપ્ત અને પદર દિવસના અથવા માસમાસના ઉપવાસ કરનારા સાધુઓ પણ ધન્ય છે અને બીજા જેઓ જ્ઞાનવાન (સાધુઓ) છે, શ્રુતજ્ઞાનથી વિશાળ બુદ્ધિવાળા છે, ધર્મનો ઉપદેશ આપી રહેલા છે અને જેઓ શાત છે, દાન્ત (દમન કરનારા) છે, ઇંદ્રિયોને જીતનારા છે અને જગતમા જિનેશ્વર ભગવાનના શાસનને દીપાવનારા છે તેઓ પણ ધન્ય છે.

घ ४. જે ગૃહસ્થો દાન આપે છે, શીલ પાળે છે, તપ કરે છે અને ભાવનાઓ ભાવે છે, જેઓ જ્ઞાનદ્વારા જામેલી શ્રદ્ધાપૂર્વક એ ચાર પ્રકારના ધર્મનુ આરાધન કરે છે તે ધન્ય છે. સાધ્વીઓ અને શ્રાવિકાઓ — જેઓ જ્ઞાનથી નિર્મળ થયેલી બુદ્ધિપૂર્વક શીલગુણને શોભાવે છે તે ધન્ય છે. એ સર્વને ગર્વથી રહિત થઈને ભાગ્યશાળી મનુષ્યો વારવાર દરરોજ સ્તવે છે–પ્રશસે છે.

ङ ५. મિથ્યાદૃષ્ટિઓમા પણ પ્રધાન ગુણ ઉપકાર હોય, સતોષ સત્ય વગેરે ગુણોનો વિસ્તાર હોય, ઉદારતા (મધુરભાષિતા) હોય, નિયત્રણનો પ્રકાર હોય તો તે માર્ગાનુસારી હોઇને અમે તેની પણ અનુમોદના કરીએ છીએ.

च ६. હે જીભ! તુ સારી રીતે પ્રસન્ન થઇને સારા નસીબદાર પ્રાણીઓના સુદર ચરિત્રનુ ઉચ્ચારણ કરવામા તત્પર બની જા અને મારા કાનો બીજા કોઈની કીર્તિના શ્રવણ તરફ રસિકતા બતાવવા દ્વારા આજ સારા, સાચા કાનો થઈ જાઓ. અન્યની પાસે અઢળક લક્ષ્મી જોઇ મારા નેત્રો આનદને પ્રાપ્ત કરો આ સસારમા તમારા જન્મનુ એ જ પ્રધાન ફળ છે

छ ७. પારકાના ગુણો વડે પ્રમોદ પામીને જેઓની બુદ્ધિ સમતાસમુદ્રમા મગ્ન બને છે તેઓમા મનની પ્રસન્નતા ખૂબ શોભે છે તેમ જ તેનામા તેજ ગુણો ખૂબ નિર્મળ થાય છે

# गेयाष्टक*

विनय! विभावय गुणपरितोषं, निजसुकृताप्तवरेषु परेषु ।
परिहर दूरं मत्सरदोषं, विनय! विभावय गुणपरितोषम् ॥ विनय० ॥ १ ॥
दिष्ट्यायं वितरति बहुदानं, वरमयमिह लभते बहुमानम् ।
किमिति न विमृशसि परभागं, यद्विभजसि तत्सुकृतविभागम् ॥ विनय० ॥ २ ॥
येषां मन इह विगतविकारं, ये विदधति भुवि जगदुपकारम् ।
तेषां वयमुचिताचरिताना, नाम जपामो वारंवारम् ॥ विनय० ॥ ३ ॥
अहह तितिक्षागुणमसमानं, पश्यत भगवति मुक्तिनिदानम् ।
येन रुषा सह लसदभिमानं, झटिति विघटते [1]कर्मवितानम् ॥ विनय० ॥ ४ ॥
अदधुः केचन शीलमुदारं, गृहिणोऽपि परिहृतपरदारम् ।
यश इह सम्प्रत्यपि शुचि तेषां, विलसति फलिताफलसहकारम् ॥ विनय० ॥ ५ ॥
या वनिता अपि यशसा साकं, कुलयुगलं विदधति सुपताकम् ।
तासां सुचरितसञ्चितराकं, दर्शनमपि कृतसुकृतविपाकम् ॥ विनय० ॥ ६ ॥
तात्त्विकसात्त्विकसुजनवतंसाः, केचन युक्तिविवेचनहंसाः ।
अलमकृषत किल भुवनाभोगं, स्मरणममीषां कृतशुभयोगम् ॥ विनय० ॥ ७ ॥
इति परगुणपरिभावनसारं, सफलय सततं निजमवतारम् ।
कुरु सुविहितगुणनिधिगुणगानं, विरचय शान्तसुधारसपानम् ॥ विनय० ॥ ८ ॥

---

* રાગ : 'ભલા સોગઠીઆ—મારી સોગઠીઆ'ના રાગમાં ચાલે છે—પાંચમી ભાવનાનો રાગ જણાવ્યો હતો તેને મળતો આ પ્રમોદભાવનાનો રાગ છે એની પ્રતમાં જણાવે છે કે ટોડી રાગમાં ગવાય છે 'ઋષભ ભકી મેરે મન ભક્તિ વગી' એ દેશી એમ ત્યાં જણાવેલ છે

૧ પાઠાંતર निदान

૧. અહો વિનય ! તુ ગુણોના તરફ પરિપૂર્ણ પ્રમોદભાવ ધારણ કર. પોતાના સુદરકૃત્યોને પરિણામે અન્ય પ્રાણીઓમા જે પ્રાધાન્ય પ્રાપ્ત થયેલુ દેખાય તે તરફ પૂર્ણ સતોષ દાખવ અને તેઓના તરફની ઇર્ષ્યા (અદેખાઇ)ના દોષને દૂરથી છોડી દે અને ગુણરાગનુ વિભાવન કર.

૨. કોઈ નસીબદાર અનેક પ્રકારના દાનો ખૂબ આપે છે, કોઈ આ સસારમા ખૂબ માનને પ્રાપ્ત કરે છે–એ સર્વ ઘણુ મજાનુ છે આવી રીતે પારકાના ઉત્કૃષ્ટ ભાગ્યના સબધમાં તુ એવા પ્રકારના વિચારો શા માટે નથી કરતો કે જેથી કરીને તેમના સારા કૃત્યોમા ભાગ પડાવવાનો તને પણ લાભ મળી જાય ?

૩. જે (મહાપુરુષો)ના મન વિકાર વગરના થયેલા છે, જેઓ આ પૃથ્વી ઉપર રહીને જગતનો ઉપકાર કરી રહેલા છે એવુ ઉચિત આચરણ કરનારાઓના નામો અમે વાર વાર જપીએ છીએ.

૪ આહાહા ! એક સહનશીલતા ગુણ જ અન્ય કોઇની સાથે સરખાવી ન શકાય તેવો છે (અસમાન છે) એ મુક્તિ પ્રાપ્ત કરવાના પરમ સાધન ગુણને તુ તીર્થકર દેવમા નિહાળ એવા ક્ષમાગુણ વડે ક્રોધનો ક્ષય થવા સાથે વૃદ્ધિ પામતા કર્મોનાં મૂળ કારણો પણ એકદમ ઘટવા મડી જાય છે.

૫. કેટલાક ગૃહસ્થો પણ પરસ્ત્રીનો ત્યાગ કરીને અતિ ઉદાર શ્રેષ્ઠ શીલને ધારણ કરે છે ન ફળે તેવા આબાના ઝાડને ફળ બેસે તેવો તેમનો પવિત્ર યશ અત્યારે પણ આ સસારમા શોભા પામે છે.

૬. જે વનિતા(સ્ત્રી)ઓ પણ બન્ને કુળને યશપૂર્વક સુદર ધ્વજાપતાકાવાળુ કરે છે એટલે સદ્‌ગુણોને પરિણામે પ્રાપ્ત કરેલ યશકીર્તિથી પિતા અને સાસરાનાં — બન્ને કુળોને અજવાળે છે તેઓનુ દર્શન સુચરિતથી સચિત કરેલ સુવર્ણ જેવુ છે અને આચરેલા સારા કૃત્યોનુ પવિત્ર ફળ છે.

૭ તત્ત્વવેત્તા મહાપુરુષો, સાત્ત્વિક યોગીઓ અને સજ્જન પુરુષોમા જે અલકારરૂપ થયા હોય, જેઓ હકીકતને સમજાવવામા અને તે પર વિવરણ કરવામા હસ જેવી પૃથક્કરણશક્તિવાળા હોય તેઓએ આ જગતના વિસ્તારને ખૂબ શોભાવ્યો છે તેઓનુ સ્મરણ કરવુ તે પણ ધન્ય, શુભ પ્રસગ–મહાન શુભ અવસરનો યોગ છે. ( તે ધન્ય દિવસ ને ધન્ય ઘડી છે જ્યારે એવા પુરુષોનુ નામસ્મરણ પણ થાય. )

૮ એ પ્રકારે પરના ગુણોનુ સ્મરણ કરી તેમા આનદ માનવો અને તેનુ ચિતવન કરવુ તેને જીવનનુ સારતત્ત્વ ગણીને તારા આ અવતારને નિરતર સફળ કર સારી રીતે સ્થિત થયેલ ગુણના ભડારોનુ ગુણગાન કર અને શાંતસુધારસનુ પાન જમાવી દે

—x—

## નોટ:—

१ सुकृत સારા કૃત્યો आत्त પ્રાપ્ત કરેલ वर પ્રધાનતા परेषु બીજાઓના मत्सर માત્સર્ય; અદેખાપણું
२ दिष्ट्या Fortunately, luckily આનંદોદ્ગાર છે ભલે, સારું (કેવળપ્રયોગી અવ્યય) वर બહુ સારું, Alright (કે૦ પ્રયોગી) परपरभाग પારકા પ્રધાન ભાગ विभजसि તું ભાગ પડાવે सुकृतविभाग પુણ્યનો ભાગ, પુણ્યમાં ભાગ
३ इह આ સંસારમાં विदधति કરે છે उचिताचरितं યોગ્ય આચરણ–કર્તવ્ય કરનાર, સદાચારપ્રવૃત્ત
४ अहह અહાહા (કે૦ પ્રયોગી) तितिक्षा સહનશીલતા असमान (Incomparable) અન્ય સાથે અનુપમેય निदान મુખ્ય સાધન, મૂળ કારણ रुषा ક્રોધ સાથે लसत् વધતા–વૃદ્ધિ પામતા विवरते ઘટી જાય છે, નાશ પામી જાય છે वितानम् સમૂહ
५ अदधु ધારણ કરે છે उदार શ્રેષ્ઠ परदार પરસ્ત્રી–પારકી સ્ત્રી विलसति દીપે છે, શોભે છે. फलित ફળ પામેલો अफल ન ફળે તેવો (unproductive)
६ वनिता સ્ત્રી साक સાથે कुलयुगल બન્ને કુળ (પિતા અને સસરાના). सुपताक સુંદર પતાકાવાળું, સુપ્રસિદ્ધ राक સુવર્ણ, સોનું विपाक પર્યવસાન, ફળ, પરિણામ, શુભ પુણ્યફળ
७ तात्त्विक તત્ત્વજ્ઞાની, ફિલસુફ सात्त्विक સત્ત્વગુણવાળી, યોગી अवतस મસ્તકસ્થાનીય, અલંકાર अ ખૂબ સારી રીતે अकृषत આકર્ષણ કર્યું भुवनाभोग દુનિયાનો વિસ્તાર योग અવસર
८ परिभावन સ્મરણ सार પ્રધાન (વિશેષ્ય–અવતાર) सफलय તું સફળ કર सुविहित (well settled) સારી રીતે સ્થિત થયેલા विरचय સારી રીતે બનાવ, ગોઠવ, કર

---

## પ્રમોદ : પરિચય

क १ મનુષ્યસ્વભાવના મોટા ભાગનું બરાબર અવલોકન કરવામાં આવશે તો એક વાત બહુ સ્પષ્ટ રીતે જણાઈ આવ્યા વગર રહે તેમ નથી. તે એ કે એને પોતાની નાની વાત ઘણી મોટી લાગે છે અને પારકાની મોટી વાત પણ નાની લાગે છે અને ઘણી વખત તો એમાં હેતુની કલ્પના કરી તેને ઉતારી પાડવાના પ્રયત્ન થતા જોવામાં આવે છે. અન્યના ગુણ જોઈને રાજી થવું, એની પ્રશંસા કરવી, એ ગુણોનું બહુમાન કરવું અને એ ગુણવાનની કદર કરવાની વૃત્તિ રાખવી એ બહુ ઓછી જગ્યાએ દેખાય છે.

આવી સ્થિતિ શા માટે છે? તેનો વિચાર કરવાનું આ સ્થાન નથી. પ્રાણીને જો ગુણ તરફ ખરો પ્રેમ થયો હોય તો તે વધારવાની ખાસ જરૂર છે એ વાત સર્વ સ્વીકારે તેમ છે. આદરવા પહેલાં એ ગુણ ઓળખવાની પણ તેટલી જ જરૂર છે અને ગુણને બરાબર ઓળખીને તેની પ્રશંસા કરવા દ્વારા એ ગુણો તરફ સપ્રેમ આદર વધારવો એ ગુણપ્રાપ્તિનો આદર્શ સિદ્ધ કરવાનો રામબાણ ઉપાય છે

ગુણ ઉપર રાગ થાય એટલે એની પ્રશંસા અનિવાર્ય છે. ગુણોના ધારક તરફ અસૂયા, મત્સર કે ઉપેક્ષા કોઈ રીતે ન જ ઘટે. જે ગુણ પ્રાપ્ત કરવો હોય તે પ્રથમ તો આદર્શમા રહે છે. ગુણવાનદ્વારા ગુણને ઓળખાય. ગુણવાનની પ્રશંસા કરવી તે ગુણની કિંમત કરવા સરખુ છે. જેને ગુણ પ્રાપ્ત કરવા હોય તેને ગુણ અને ગુણીની પ્રશંસા ખાસ કર્તવ્ય છે.

પ્રમોદભાવનામાં ઘણી અગત્યની બાબતો શીખવાની છે. તેનો મુદ્દો એક જ છે કે જ્યા આ ગુણજ્ઞ પ્રાણી ગુણ જુએ-જાણે ત્યા એનુ ચિત્ત હર્ષથી પ્રફુલ્લ થઈ જાય, એ ગુણવાન ઉપર વારી જાય, એ ગુણવાનને અનેક પ્રકારે અંતરથી અભિનંદન આપે, એ ગુણવાનની ઉપાસના નિષ્કામ વૃત્તિએ કરવા ઉદ્યત થઈ જાય અને એને ગુણવાનની ધૂન લાગે.

કેટલાક ગુણો સામાન્યતઃ દૂર હોય છે અને કેટલાક વધારે દૂર હોય છે. આદર્શ ગુણો દૂર હોવા છતા ખાસ પ્રાપ્ય છે. પણ તે દૂર હોવાને કારણે પ્રથમ એ જેનામાં હોય તેને ઓળખતા શીખવાની જરૂર ખાસ રહે છે. ગુણને ઓળખવા માટે ગુણવાનને અભિનંદન એ પ્રમોદભાવનાનો પ્રથમ નિયમ છે.

એ ભાવનાશીલ પ્રાણીમાં એક બીજો ગુણ પણ ખૂબ વિકાસ પામે છે અને તેનુ નામ સહિષ્ણુતા (Toleration) છે એ ગુણદૃષ્ટિ એટલી વિકાસ પામે છે કે એ સાધારણ વસ્તુ કે જનાવરમાં પણ ગુણ શોધી શકે છે અને એ કોઈ વ્યક્તિ, ધર્મ કે સંસ્થા તરફ તિરસ્કાર રાખતો નથી આ ગુણથી કેટલી વિશાળતા આવે છે તે આપણે ઉપસંહારમા ખાસ જોશું, પણ ભાવનાપરિચયમા એ દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં રહે તે ઘણુ શિક્ષણીય હોઈ શરૂઆતમાં તેની તરફ ધ્યાન ખેંચવુ જરૂરી ધાર્યું છે.

પ્રમોદભાવનાને લઈને ગુણ શોધવાની વૃત્તિ જાગૃત થાય છે, એને લઈને પ્રત્યેક પ્રાણી-માથી ગુણ શોધી તેને તેટલા પૂરતુ માન આપે છે. એને પોતાથી વિકાસક્રમમા ઊતરતી કોટિના પ્રાણી તરફ પણ પ્રેમ આવે છે અને એનો પ્રેમ અમર્યાદિત બની વિશ્વભાવી થઈ જાય છે. એ જનાવરોમાંથી પણ ગુણ શોધી શકે છે. એ હાથી પાસેથી ચાલતા શીખે છે, કૂતરા પાસેથી નિમકહલાલી શીખે છે, અશ્વ પાસેથી ઉદ્યોગ શીખે છે, બળદ પાસેથી શ્રમનો મહિમા જાણે છે, ગધેડા પાસેથી ધીરજ શીખે છે એ નાના મોટા દરેક મનુષ્ય પાસેથી ગુણ શીખે છે. એમા એને વય કે જાતિનો બાધ આવતો નથી, એને પોતાના મોટાનાના સ્થાનનો ખ્યાલ થતો નથી, એ તો વિક્રમ જેમ ઉર્વશીને સ્થાને સ્થાને શોધતો હતો તેમ પ્રત્યેક જીવમાથી ગુણ શોધે અને તે મળે ત્યારે રાજી રાજી થઈ જાય. આ ત્રીજો અગત્યનો મુદ્દો પ્રમોદ-ભાવનામા પ્રાપ્ય છે તે શોધનારને જરૂર મળે તેમ છે.

એ જ મુદ્દાના પેટાવિભાગ તરીકે એક અતિ વિશિષ્ટ તત્ત્વ પ્રાપ્ત થાય છે તે એ છે કે સામાન્ય રીતે સ્રીજાતિનો અનેક રીતે તિરસ્કાર કરવાના પ્રસંગો ગ્રંથકારો લે છે જ્યારે પ્રમોદભાવનાવાળો તેમાથી પણ અનેક ગુણો શોધી તેની પ્રશંસા કરશે અને તેનુ જીવન

ધન્ય બનાવશે આ પ્રસગનો મહિમા એના ઉપયુક્ત સ્થળે ખાસ નોંધવામાં આવશે. પણ સ્ત્રીની મુક્તિ માનનાર જૈનદર્શનનુ આ વિશિષ્ટ મતવ્ય કેવુ સાર્થક થાય છે તે પ્રાચીન, અર્વાચીન વિચારધારા મારફત સ્પષ્ટ કરવા પ્રયત્ન કરવામા આવશે. આ અતિ અગત્યનો પેટામુદ્દો પ્રમોદભાવનામાથી સાપડે છે. તેનુ અત્ર માત્ર દિગ્દર્શન કર્યું છે.

એક આનુષગિક મુદ્દો અનેક ગુણો તરફ ધ્યાન ખેચવાનો છે. આ પ્રમોદભાવનામા સુક્કી વાત નથી એમાં કચવાટ થાય કે ઘૃણા થાય તેવો એક પણ પ્રસગ આવનાર નથી. એમાં તો સદાચાર, સદ્‌ગુણો અને શાતિના ઝરણાં ફૂટશે અને ચારે તરફ આનંદ, શાતિ અને પ્રગતિ-વિકાસ થતો દેખાશે, અને આપણે એ પુણ્યપ્રવાહમાં સ્નાન કરી મોટા સમુદ્રમાં ડૂબકી મારતા હોઈએ એવો અનુભવ થશે. એ સમુદ્રમા તોફાન નથી, અવાજ નથી, ખારાશ નથી, જિંદગીનુ જોખમ નથી અને એના નિર્મળ પરમ પવિત્ર પ્રવાહમા, એના શાત દુગ્ધ-જળમા આજીવન પડ્યા રહેવાનો સિદ્ધ સંકલ્પ થાય તેવું છે.

બીજા નાના મુદ્દાઓ ઉપસહારમા ચર્ચવાના રાખી આપણે પ્રમોદભાવનામા વિલાસ કરીએ. ત્યા પ્રથમ દૃષ્ટિએ વીતરાગભાવ તરફ ધ્યાન જાય તે સ્વાભાવિક છે. આપણી સર્વોત્કૃષ્ટ ભાવના અને અતિમ આદર્શ સર્વ રાગદ્વેષથી મુક્ત થઈ, બહિરાત્મભાવ છોડી અતરાત્મભાવમા રમણ કરીએ તે છે તે સાથે પરમાત્મદશા પ્રાપ્ત કરવાનો પણ હોય એમા નવાઈ નથી. આપણે પરમાત્મભાવની સર્વોત્કૃષ્ટ વાનગી અહી જોશુ. એ આદર્શને પહોચવા અન્ય-દર્શની કોઈ પ્રયત્ન પણ કરી શક્યુ નથી. જૈનદર્શન એ વીતરાગદશાને કેવી ચીતરે છે તે વિચારીએ આ વીતરાગને આપણે ઓળખવા—સમજવા પ્રયત્ન કરીએ

વીતરાગભાવ પ્રાપ્ત કરનાર પ્રાણીઓનાં ચરિત્ર જોઈએ તો તેથી વિકાસના ક્રમો સમજાશે શ્રી આદિનાથના જીવનુ ધન્ના સાર્થવાહના ભવથી કે શ્રી વીરપરમાત્માનુ નયસારના ભવથી જે ચરિત્ર વિચારીએ છીએ તેમા પ્રાણીનો વિકાસ કેમ થાય છે તે સમજાય છે. પ્રાણી ક્રમશ ધર્મસન્મુખ થતો જાય છે, એની વિશ્વબધુત્વભાવના ધીમે ધીમે વિશેષ જામતી જાય છે અને ગુણપ્રાપ્તિ અતરદશા સન્મુખ થતી જાય છે આ ગુણવિકાસ સાથે અદરનો વિકાસ ખૂબ સબધ રાખે છે.

છેલ્લા ભવમા એનો વિકાસ પામેલો આત્મા અવધિજ્ઞાન સાથે જન્મ લે છે. એ નિર્લેપ-પણે સાસારિક કાર્યો કરે છે પણ એનુ લક્ષ્ય સંસારથી છૂટવા તરફ હોય છે. પોતાના સ્થાનની જવાબદારી એ કદી વીસરતા નથી અને વ્યવહારધર્મોને યોગ્ય સ્થાન આપે છે. સસારને છોડતી વખતે એનુ વિશ્વબધુત્વ દાનમા (વાર્ષિક દાનમા) દેખાય છે એનો મહાન ત્યાગ આદર્શશાળી છે એ ત્યાગ વખતે એને મનપર્યવજ્ઞાન પ્રગટ થાય છે. પછી એ બાકી રહેલા કર્મોનો નાશ કરવા પ્રયાસ કરે છે અપ્રમત્તદશાએ પ્રાય કાળ પસાર કરે છે અને અદરની જાગૃતિને સદૈવ પોષે છે. એનો પ્રખર આત્મા આગળ વધે છે. કર્મક્ષયના માર્ગે ચઢેલ એ

આત્મા ક્ષપકશ્રેણી આદરે છે, શુક્લધ્યાનના બે પાયા સુધી વધતો જાય છે, કષાયો ને નોકષાયોનો નાશ કરે છે, ઇંદ્રિયો પર સંપૂર્ણ કાબૂ મેળવે છે અને યોગોને બરાબર અંકુશમાં રાખે છે. નિર્મળ ધ્યાનધારાએ વધતી આંતરશુદ્ધિથી એ ચાર મોટા ઘાતી કર્મોનો સર્વથા ક્ષય કરી નાખે છે. એ ચાર કર્મો તે **જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય** અને **અંતરાય** છે. આ ચાર કર્મોનો સર્વથા ક્ષય કરીને એ કેવલ્યલક્ષ્મી પ્રાપ્ત કરે છે.

એના જ્ઞાનાતિશય, વચનાતિશય. પૂજાતિશય અને અપાયાપગમાતિશયનું વર્ણન કરીએ તો પુસ્તકો ભરાય. એમનું જ્ઞાન અતિ નિર્મળ છે. એ વસ્તુના ભૂત, ભવિષ્ય અને વર્તમાન સર્વ ભાવોને જાણે છે અને દેખે છે એના વચનનો અતિશય અતિ વિશિષ્ટ છે વાણી મનોહર, સર્વસુગમ્ય અને આરપાર ઊતરે તેવી-પ્રાણીનું એકાંત હિત કરનારી અને સાધ્ય-સન્મુખ લઈ જનારી થાય છે. તેમની બાહ્ય સમૃદ્ધિ વર્ણનાતીત છે સમવસરણની રચના, એમાં અષ્ટ મહાપ્રાતિહાર્ય, એની બાર પર્ષદાઓ, એમાં સુગંધિ ધૂપ તથા પુષ્પોના સમૂહ, દેવ-મનુષ્યની ભગવાન તરફ ભાવના અને ગુણરાગદૃષ્ટિ એ સર્વ અતિ આકર્ષક છે સર્વ પ્રકારના ઉપદ્રવો વાતાવરણમાંથી નાશ પામી જાય છે એ અપાયાપગમાતિશય છે

વીતરાગપ્રભુના ચિન્તનમાંથી ઉપદેશ, ઉપદેશના વિષયો અને વિશ્વબંધુત્વનો વિશાળ ખ્યાલ સહેજે પ્રાપ્ત થાય છે બાહ્ય વૈભવ તો અન્યદેવકૃત હોય છે અને પ્રમોદ ઉપજાવે તેવો હોય છે. પણ ખરો પ્રમોદ તો વીતરાગદશાનો છે રાજ્યઋદ્ધિ છોડનાર અંતરાત્માનો વિકાસ કરવા કેવા પ્રયત્ન આદરે છે એ સર્વ ખૂબ વિચારવા જેવું ત્યાંથી પ્રાપ્ત થાય છે

એ વીતરાગદશાનો વિચાર કરતા અંતઃકરણ અપૂર્વ આનંદ વેદે છે એને બરાબર ઓળખી એને 'ધન્ય' સમજીએ એટલે પરમ ધ્યેયની સન્મુખ આવવા આપણે કાંઈક પ્રયત્ન કર્યો કહેવાય

વીતરાગને બરાબર સમજવા માટે આખો વિકાસક્રમ સમજવો પડે એ સમજાય એટલે વીતરાગભાવની વિશિષ્ટતા મનમાં આવે. આવા વીતરાગને ધન્ય છે! એની આપણે જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે આપણે સ્થૂળ કે આંતર ત્યાગના સ્વપ્ના પણ સેવી શકતા નથી, ત્યારે સર્વસ્વને છોડી વીતરાગ અને વીતદ્વેષ થનારના વિશિષ્ટ મનોબળ માટે તો આપણે શું ધારી શકીએ ?

એટલા માટે એમના સંબંધી વાપરેલા પ્રત્યેક વિશેષણને આપણે સંક્ષેપથી વિચારી જઈએ. વીતરાગદશામાં રાગનો ત્યાગ છે તેટલો જ દ્વેષનો ત્યાગ છે મીઠું બંધન રાગ છે તેથી તેની મુખ્યતા કહી છે, પણ દ્વેષ તેના જેટલો જ અગત્યનો ભાગ સંસારભ્રમણ વધારવામાં ભજવે છે, તેથી આપણે તેમને 'વીતદ્વેષ' પણ સાથે જ ગણીએ તો તેથી આપણો મુદ્દો બરાબર જળવાશે. તેઓ કેવા છે તે વિચારી જઈએ.

કર્મો પૈકી મોહનીય કર્મ ખૂબ આત્મમલિનતા કરે છે અને આત્માના આખા દૃશ્યને બગાડી નાખે છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય કર્મ દૃશ્યની આડે ઘરણ કરે છે ઉપરાગ એટલે

મલિનતા અથવા ઘરણ (ગ્રહણ) આત્મદર્શન ઉપર ચડી ગયેલ મલિનતાને વીતરાગનો વિકસિત ચેતનરામ ક્ષપકશ્રેણીને માર્ગે દૂર કરે છે સાતમા ગુણસ્થાનક પછી બે પ્રકારની શ્રેણી મડાય છે ક્ષપક અને ઉપશમ. ક્ષપકશ્રેણીવાળો આત્મા કર્મોને કાપતો જાય છે, ઉપશમશ્રેણીવાળો કર્મોને દબાવતો જાય છે ક્ષપકશ્રેણીવાળો કર્મોનો ક્ષય કરી આગળ વધતો જાય છે, ઉપશમ-વાળો ખરી પ્રગતિ સાધી શકતો નથી અને અગિયારમે ગુણઠાણે જઈને પડી જાય છે શ્રી વીતરાગદેવ ક્ષપકશ્રેણીનો માર્ગ લઈને કર્મોની મલિનતા દૂર કરે છે, ઘાતીકર્મોને કાપી નાખે છે અને બાકીના કર્મોને લૂખા કરી મૂકે છે.

ગધહસ્તી ચાલે ત્યારે એની ગધથી બીજા હાથીઓ દૂર નાસી જાય છે. તીર્થંકરદેવ વિહાર કરે તે પ્રદેશમાથી મહામારી, દુકાળ, રોગ વગેરે ઉપદ્રવો દૂર થઈ જાય છે; તેથી વીતરાગ ગધહસ્તી સમાન છે

તીર્થંકર મહારાજનો આત્મા પૂર્વભવોમા ખૂબ વિકાસ સાધીને આવ્યો હોય છે, તેથી એમને ઉપદેશની જરૂર પડતી નથી. એમનામા જ્ઞાન સહજ હોય છે, જન્મથી પ્રગત આત્મા આત્મપ્રત્યક્ષ (અવધિ) જ્ઞાન સાથે આવે છે અને તેમા વધારો થતો જાય છે. એમનામા જે વિરાગ (વૈરાગ્ય) આવે છે તે કુદરતી છે, સહજ જાગેલ હોય છે અને વિમળ વિકાસનુ પરિણામ હોય છે એમને આખો સસાર દુખમય, અસાર અને બધનમય લાગે છે તેમનામા આ વૃત્તિ સાહજિક હોય છે એમને અન્યના ઉપદેશની અપેક્ષા રહેતી નથી

ધર્મધ્યાન ને શુક્લધ્યાનમા નિમજ્જન કરતો આત્મા આત્મશુદ્ધિથી ધ્યાનધારાએ ચઢે છે એમનુ ધ્યાન કેટલુ વિશાળ અને એનો વિષય કેવો સુદર હોય છે તે યોગગ્રથોમા ચર્ચ્યું છે પૂર્ણિમાના ચદ્રની કળા કેવી શાંત, સુદર અને નિર્મળ હોય! તેમાં પણ શરદ પૂનમની ચાદની કેટલી સ્વચ્છ અને આકર્ષક હોય? તેનુ વર્ણન જરૂરી નથી આવી નિર્મળતા તેઓશ્રીની ધ્યાનધારામા હોય છે અને વિશુદ્ધ ભાવે પ્રગતિના માર્ગે તેઓ આગળ વધતા જ જાય છે.

અનેક સુકૃત્યો કરીને તે આવ્યા હોય છે, વળી તીર્થંકરના ભવમાં પણ અનેક સુકૃત્યોની વૃદ્ધિ કરે છે અને અર્હન્તલક્ષ્મીને પ્રાપ્ત કરીને મુક્તિને કિનારે પહોંચી જાય છે. દેવતાઓ સમવસરણ રચે કે ચક્રવર્તીઓ નમે તેમા તેમને રાગ નથી, અને કોઈ તેજોલેશ્યા મૂકી ઉપદ્રવ કરે તેના તરફ દ્વેષ નથી એમની બાહ્ય વિભૂતિ પણ અતુલ્ય છે, પણ એમનો આદર્શ ગુણસમૂહ અસામાન્ય હોઈ વિચારમા પાડી દે તેવો હોય છે

તીર્થંકરપદની ઋદ્ધિ સર્વ જીવોને પ્રાપ્ત થતી નથી, પરતુ સામાન્ય સિદ્ધો પણ ભાવનાવાહી જીવન વહન કરી દુનિયાનો પાર પામે છે

જે વીતરાગ અનત ગુણના ધરનાર, દુનિયાને દુખમાથી મુક્ત કરવા ઉપદેશ આપનાર અને આદર્શ વર્તનના જ્વલત દૃષ્ટાન્ત હોય તેમને ખરેખર ધન્ય છે! તેઓનો અવતાર

સફળ છે અને તેમનું કર્તવ્યનિષ્ઠપણું આદર્શ છે, અતિ વિશાળ ભાવે જગતને ઉપદેશ આપનાર અને અંતરાત્મદશામાં રમણ કરી રહેલા એ પરમાત્મભાવને પામનારા વીતરાગદેવને ધન્ય છે આપણો એ આદર્શ છે અને એમના માર્ગે અનુસરણ એ આપણો પંથ હોઈ સાધ્યસન્મુખ લઈ જનાર લોહચુંબક છે. આ વીતરાગભાવને અનેક દૃષ્ટિબિન્દુથી સમજી એને ઓળખાવો એ ખરો જીવનનો લ્હાવો છે. વીતરાગની ધન્યતા ગણવામાં એમના અતિશયો, વાણીના ગુણો, અષ્ટ મહાપ્રાતિહાર્યો અને ખાસ કરીને ધર્મસામ્રાજ્યનું વાતાવરણ અવકાશને પામે છે અને તે એની ધન્યતા બતાવે છે

આ શ્લોકમાં તીર્થંકર–વીતરાગદેવની સાત બાબતો પર ખાસ ધ્યાન ખેંચ્યું છે ૧. વીતરાગદશા, ૨. કર્મનો ક્ષય, ૩. સહજ વૈરાગ્ય, ૪ નિર્મળ ધ્યાનધારા, ૫ આત્મશુદ્ધિ, ૬. આર્હન્ત્યલક્ષ્મી અને ૭. મુક્તદશાની પ્રાપ્તિ. આમાં અરિહંતપદની લક્ષ્મી કાંઈક બહિરંગ છે અને બહુધા અંતરંગ છે, બાકીની છયે બાબતો અંતરંગ છે.

ख २. એ તીર્થંકર–વીતરાગ ભગવાનમાં કર્મક્ષયથી અનેક ગુણો ઉત્પન્ન થાય છે એની સરખામણી કરી શકાય એવો કોઈ પદાર્થ કે પ્રાણી જગતમાં વિદ્યમાન નથી વીતરાગદેવની વિશાળ ચર્યાનો ખ્યાલ કરવા માટે શાસ્ત્રકારે એમને ચાર બિરુદ આપ્યા છે તે ઉપરથી તેમના સંબંધમાં સહજ ખ્યાલ આવશે

(૧) તેઓ **'મહાગોપ'** કહેવાય છે ગાયોના મોટા ધણનું રક્ષણ કરનાર, ચરાવનાર અને તેનું સુખ ઇચ્છનાર પાળક (ગોવાળ) જેવી એકતાથી ગાયો તરફ વર્તે છે તેવી વિશાળ વૃત્તિએ–રક્ષણભાવે અંતરના નાદથી જનતા તરફ તેઓશ્રીનું વલણ હોય છે (૨) **'મહામાહણ'.** કોઈ કોઈ જીવને હણો નહિ એવી 'અમારી' ઘોષણાને પ્રવર્તાવનાર 'માહણ' કહેવાય છે તેવા મહત્ત્વવાળા સ્થાનને પ્રાપ્ત થયેલ એ મહાત્મા આખા પ્રાણીગણ તરફ અહિંસાભાવ વિસ્તારે છે, તેથી તે મહામાહણ કહેવાય છે. (૩) **'નિર્યામક'** તારુ સંસારસમુદ્ર અનેક તરંગથી વ્યાકુળ છે, એમાં પ્રાણીઓ તરંગો પર ચઢે છે અને અહીંતહીં અફળાય છે, કુટાય છે અને ડૂબતા જાય છે એને તારી, કાંઠે લાવી અનંત શિવસદને પહોંચાડનાર વીતરાગ નિર્યામક કહેવાય છે (૪) **'સાર્થવાહ'.** એક સ્થાનેથી બીજે સ્થાને જવામાં અગાઉના જમાનામાં સથવારાની બહુ જરૂર હતી ચોર, લૂટારા, ભયંકર પ્રાણીઓ અને માર્ગની અગવડોમાં સહાય વગર મુસાફરી લગભગ અશક્ય ગણાતી મોટા સાર્થવાહો રક્ષકોની ટુકડી સાથે નીકળતા અને પોતાના સાર્થમાં અનેક પ્રવાસીઓને લઈ જતા. ધન્ના સાર્થવાહનું ચરિત્ર આદિનાથ-ચરિત્રમાં સુપ્રસિદ્ધ છે સંસારઅટવી કેવી ભયંકર છે તે આપણે આ ગ્રંથના પ્રથમ શ્લોકમાં જોયું છે એ શ્લોકમાં જે કાર્યની મહત્તા બતાવી છે તે સાર્થવાહ બિરુદને સાર્થક કરે છે

આ તો સહજ ખ્યાલ આપવા ચાર બિરુદની વાત કરી. આવાં અનેક ઉપનામો શ્રી વીતરાગદેવને લાગી શકે છે એને લગતા અનેક અતુલ્ય મહાન ગુણો ભગવાનના આત્મ-

સ્વભાવમાથી કર્મક્ષયને પરિણામે ઉદ્ભવે છે. અનંત જ્ઞાન, અનત દર્શન, અનત ચારિત્ર અને અનત વીર્યને પરિણામે જે ગુણરાશિ જાગૃત થાય છે તે મહાન્ છે એ ગુણરાશિની જેટલી સ્તુતિ, પ્રશસા કે સ્તવના કરીએ તેટલી ઓછી છે.

સ્તવના કરવામા વાણીનો આશ્રય લેવો પડે છે. વાણી આઠ સ્થાનકમાં સમિશ્રણથી ઉદ્ભવે છે કઠ, તાળુ, મૂર્ધ, દાત, હોઠ, જિહ્વા, ઉર અને નાસિકા. આ આઠ સ્થાનો વીતરાગના ગુણોની સ્તવના વડે વારવાર પવિત્ર થાય છે. વીતરાગના પ્રત્યેક ગુણસ્તવનમાં ગુણ તરફ રાગ પ્રગટ થાય છે, અને ગુણરાગ એ ગુણપ્રાપ્તિનું અચૂક આવાહન છે. જેમ ગુણગાન વધારે થાય તેમ ગુણ તરફ પ્રેમ થાય છે અને પ્રેમપાત્ર વસ્તુ પ્રાપ્ત કરવા પ્રયત્ન થાય છે. ભક્તિરસનો આ પ્રકાર છે ગુણગાનથી અનંતફળ પ્રાપ્ત થાય છે ખરી ભક્તિમા એકતાનતા થાય છે, અને યોગોની પ્રશસ્ત પ્રવૃત્તિ થાય છે રાવણનુ દૃષ્ટાન્ત આ સબધમાં સુપ્રસિદ્ધ છે અષ્ટાપદ પર્વત પર એ પ્રભુગુણગાનમા લીન થયો, તાત તૂટતા શરીરમાથી નસ કાઢી સાધીને પણ લયભગ થવા ન દીધો તેથી તેણે ત્યાં તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું. ગુણીના ગુણગાન-એ તો જીવનનો મોટો લહાવો છે.

જે જિહ્વા પ્રભુસ્તોત્રનો રસ જાણનારી છે તે પણ ખરેખર ધન્ય છે. એને જે રસના-રસને પિછાણનારનુ નામ આપવામા આવે છે તે નામને એ ગુણગાનથી સાર્થક કરે છે.

બાકી નકામી વાત-વિકથાઓ કરનાર જિહ્વા ખાલી વાચાળ થઈ આખો વખત બોલાબોલ કર્યા કરે છે, નકામા તડાકા-ફડાકા માર્યા કરે છે રાજ, સ્ત્રી, દેશ કે ભોજનની કથામા રસ લે છે તેને 'રસજ્ઞ' ન કહેવાય, પણ **અજ્ઞ** કહેવાય જિહ્વાપ્રાપ્તિનો સદુપયોગ વીતરાગના સ્તોત્ર, સ્તવન, નામોચ્ચારણ કરીને સાધવાનો છે.

જે પ્રકારે ફાવે તે રીતે વીતરાગના ગુણોને ઓળખી તેનો અનેક પ્રકારે ઉચ્ચાર કરવા દ્વારા તેને હૃદયમા સ્થાન આપી જીવન સફળ કરવાનો આમા ધ્વનિ છે

જે વિશાળ ચિત્ર વીતરાગદશાનુ આલેખવામા આવ્યું છે તેને અંતરમા ઉતારવુ, તેને ધન્ય સમજવુ અને એવા વિશ્વબધુ ભગવાનની દશા અતરથી ભાવી તેમા આનદ પામવો તેમ જ તેવા ગુણોને બહલાવવા એ વિશાળ વૃત્તિને ખૂબ પોષક છે, જિહ્વાપ્રાપ્તિનો સાર છે અને આત્મવિકાસનુ પરમ સાધન છે

ગ ૩. આત્મધર્મસન્મુખ થઈ, સસારનો સર્વ રાગ છોડી દઈ, જ્ઞાનગર્ભિત વૈરાગ્યવાસી થઈ જે સાધુ મહાત્માઓ અત્યારે તીર્થંકરદેવના મહાવિશાળ તત્ત્વજ્ઞાનનો દુનિયામા પ્રકાશ કરી રહ્યા છે તેઓ ખરેખર ધન્ય છે

નિર્ગ્રંથ એટલે ગ્રથ વગરના ગ્રથ એટલે બધન સસારબધન જેનું છૂટી ગયુ હોય તે નિર્ગ્રંથ કહેવાય એમને માટે વાપરેલુ પ્રત્યેક વિશેષણ ખૂબ અર્થ-રહસ્યગર્ભિત છે. એમાં બધનત્યાગનો મહિમા બરાબર સમજાય છે એ વિશેષણો આપણે સક્ષેપથી જોઈ જઈએ.

એ પર્વતના શિખર ઉપર, ગહન વનના ઊંડાણમા, વિશાળ ગુફાના અંતમા કે નીચા પ્રદેશોમાં બેસીને આત્મધ્યાન લગાવી રહ્યા હોય છે. ધ્યાનસિદ્ધિમા આસનને પ્રધાનસ્થાન છે. તેને માટે નીચેના સ્થાનો જ્ઞાનાર્ણવકાર બતાવે છે (પ્રકરણ ૨૮)

"મહાતીર્થ સિદ્ધક્ષેત્રમા ધ્યાનસિદ્ધિ થાય છે સાગરના અંતભાગમા, વનના અંતભાગમા, ગિરિશિખર પર, નદીના પુલિનમાં, કમળવનમા, કિલ્લામા, શાલવૃક્ષોના જૂથમા, નદીના સંગમ પર, દ્વીપમા, નિર્જીવ વૃક્ષકોટરમા, જીર્ણ બગીચામા, સ્મશાનમા, જંતુરહિત ગુફામા, સિદ્ધકૂટમા, શાશ્વત કે અશાશ્વત જિનચૈત્યમા, જ્યા કોળાહળ ન થતો હોય તેવા શાંત સ્થાનમા, મનને પ્રીતિ કરનાર અને પ્રાણીઓને સુખ કરનાર સ્થાનમા, શૂન્યસ્થાનમાં, કેળલતામંડપમા અને શીત કે ગરમી રહિત સ્થાનમાં ધ્યાન કરવુ જે સ્થાનમા રાગ વગેરે દોષો લઘુતા પામે ત્યાં વસતિ કરવી અને ખાસ કરીને ધ્યાનકાળમાં તો જરૂર ત્યાં જ વસવુ " આ હકીકત કાંઈક વીસરાતી જતી જણાય છે અને યોગનો અભ્યાસ નાશ પામતો જણાય છે, તેથી લંબાણુ ટાચણુ કર્યું છે. આવા શાંત સ્થાનમા ચેતનરામને ધ્યાવતા નિર્ગ્રન્થને ધન્ય છે ! વળી તે કેવા હોય ? તે કહે છે —

એ શમરસમા તૃપ્ત હોય, એના મુખ પર શાંતિના શેરડા પડતા હોય, એના વાતાવરણમા અખંડ શાંતિ હોય, પક્ષ કે માસના ઉપવાસ કરનારા હોય, બાહ્ય અને આંતરિક તપના કરનાર હોય.

જે જ્ઞાનવાન્ હોય, એટલે ધાર્મિક અભ્યાસ જેમણે સારી રીતે કરેલો હોય અને જ્ઞાનના પરિશીલનથી જેમની બુદ્ધિ વિશાળ-થઈ ગઈ હોય, જેઓ ધર્મની વિશાળતા સમજી સ્યાદ્વાદમાર્ગનું રહસ્ય સમજી અન્યને સમજાવી શકતા હોય, જે જૈનધર્મમાં રહેલી વિશ્વધર્મ બનવાની વિશાળતા હૃદયમાં ધારી શકતા હોય, જેઓ ઉપદેશ આપવાની પદ્ધતિ, અધિકાર અને યોગ્યતા સમજનાર હોય, જે પોતે 'શાંત' હોય એટલે કષાયરહિત હોય. પૂછનાર પણ ક્રોધ વગરના, પોતાને માટે અઘટિત ઉચ્ચ અભિપ્રાય નહી રાખનારા, કપટ વગરના અને મૂર્છાના સર્વથા ત્યાગી હોય તે 'શાંત' કહેવાય

જેમને પોતાના મન અને હૃદય પર કાબૂ હોય તે 'દાંત' કહેવાય. મન પરનો કાબૂ અને કાર્યનિર્ણય તે અપ્રતિમ ગુણ છે

'જિતાક્ષ'—ઇંદ્રિય પર વિજય કરનારા, પંચેદ્રિય વશ કરનારા – એને સર્વથા કાબૂમા રાખનારા

આવા સાધુપુરુષો નિર્ગ્રન્થ–પ્રવચનનો જગતમા વિસ્તાર કરી ભગવાનના અહિંસાના સંદેશા જગતને પહોંચાડે છે અને શાસનને દીપાવે છે ઉપદેશ દેવાની યોગ્યતામાં ધ્યાન, જ્ઞાન, ઇંદ્રિયદમન, પ્રકૃતિસૌમ્યત્વ અને શમરસલીનતા તથા તપને કેટલુ અગત્યનુ સ્થાન છે તે અત્ર જરૂર ધ્યાન આપવા યોગ્ય છે જ્ઞાનથી પવિત્ર થયેલી બુદ્ધિવાળા મહાત્માઓ વિજ્ઞાનમાં

પણ પારગત હોય છે, દર્શનના અભ્યાસી હોય છે, તત્ત્વજ્ઞાનના રસિયા હોય છે અને છતા ઉપદેશનો પ્રસગ પૂરો થતા 'ગિરિગહન-ગુહાગહ્વાર'મા ચાલી જઈ ત્યા ચેતનરામને ધ્યાવનારા હોય છે

આવા મહાત્મા પુરુષો જગતમા જિનપતિના શાસનને ખૂબ દીપાવે છે એવા મહાત્યાગી, તપસ્વી, શાત યોગીઓની જેટલી પ્રશસા કરીએ તેટલી ઓછી છે. એથી વિશાળ હૃદયવાળી જગદુદ્ધારરસિક મહાવ્યક્તિઓને અ તરના અનેક અભિનદન હો !!!

આ રીતે નિર્ગ્રન્થોની કેવી વિશિષ્ટ સુવાસ હોય છે તે ખૂબ વિચારવુ અને એવા પ્રસાદિત મહાવિશાળ આત્મધન ધરનાર થવાની ભાવના રાખવી તેમ જ જે તેવા હોય તેને માટે ખૂબ પ્રમોદ ધરવો.

આ શ્લોકમા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુનો સમાવેશ થાય છે. એ પ્રત્યેકના ગુણો વગેરે અન્ય ગ્રથોથી જોઈ લેવા

ઘ ૪. પ્રમોદભાવનાવાળો પ્રાણી અમુક વસ્ત્ર કે વેશથી મર્યાદિત હોતો નથી. એ જ્યા ગુણ જુએ ત્યા રાજી રાજી થઈ જાય છે એ અમુક વર્ગની જ પ્રશસા થાય એવી મર્યાદા બાધતો નથી ગુણદષ્ટિવાળાની હૃદયવિશાળતા કેટલી હોય છે તે તુરતમા જ જોવામા આવશે

ધર્મભાવનાનો પરિચય કરતા આપણે દાન, શીલ, તપ અને ભાવનો મહિમા સમજ્યા છીએ (જુઓ પૃ ૧૨ થી ૧૬) અભયદાન, સુપાત્રદાન, અનુકપાદાન, ધર્મોપગ્રહદાન, કીર્તિદાન વગેરે દાનના અનેક પ્રકાર છે શીલનો અર્થ સકુચિત અને વિસ્તૃત બે પ્રકારનો છે સકુચિત અર્થમા દેશથી કે સર્વથી બ્રહ્મચર્ય અને વિસ્તૃત અર્થમાં સાવદ્યયોગનુ પ્રત્યાખ્યાન આવે છે એ બીજા અર્થ પ્રમાણે બાર વ્રતો મુખ્યત્વે ધ્યાન ખેચે છે. (તપના બાર પ્રકાર માટે અગાઉ જુઓ) જ્ઞાનાદિ ગુણના ધારણ કરનાર માટે ભક્તિ, તેનુ કાર્ય કરવાની ઇચ્છા, તેમના સુખની ચિંતા અને સસારની નિદા એ ભાવના કહેવાય છે (આદીશ્વરચરિત્ર, પર્વ ૧ લુ, શ્લો. ૨૦૦-૧)

એ ચાર પ્રકારનો ધર્મ પાળનાર ગૃહસ્થને ધન્ય છે. તે અવસર આવે ત્યારે મોટી રકમોના દાન કરે છે, પરસ્ત્રી સામે પણ જોતા નથી, યથાશક્તિ તપ-ત્યાગ કરે છે અને નિત્ય ભાવનાશીલ રહે છે એ ચારે પ્રકારના ધર્મો કરવામાં તેઓને ખરી શ્રદ્ધા હોય છે અને તે શ્રદ્ધા જ્ઞાનથી સમુચિત થયેલી હોય છે એનામાં વિચારશક્તિ તેમજ પૃથક્કરણશક્તિ ખીલેલી હોય છે. એનામા વિવેક જાગેલો હોય છે, એની શ્રદ્ધા પુષ્ટ અને નિશ્ચળ હોય છે અને તે અધ અનુકરણ ઉપર નહિ પણ વિશાળ સમજણ અને પ્રકાશ પર રચાયેલી હોય છે આવી શ્રદ્ધાપૂર્વક સમજણ-વિવેકથી એ ચારે પ્રકારના ધર્મને આચરે છે. એનામા 'શ્રુતસમુચિત' શ્રદ્ધા હોવાથી એ સર્વ પ્રકારે પ્રશસાપાત્ર છે અને એનુ સાધ્ય ગુણપ્રાપ્તિ હોવાથી એ

જરૂર આગળ વધે છે. એને જ્યાં અધશ્રદ્ધા લાગે ત્યા એ સ્પષ્ટ રીતે વિચાર જણાવે છે અને છતા એની શ્રદ્ધાને, એના ધર્મરાગને જરા પણ વાધો આવતો નથી. એની લાલસા 'ધર્મ કરનાર' હોવાનું ઉપનામ મેળવવાની ન હોય પણ એને ગુણ ઉપર ખૂબ રાગ હોય અને આગળ વધવા તાલાવેલી લાગેલી હોય. આવા ગૃહસ્થોને ધન્ય છે, તેઓ અભિનદનને પાત્ર છે, ભગવાનના પુત્ર છે, ભગવાનના સાચા સેવક છે, નિર્ગ્રંથના ખરા સહાયક છે અને જગતના ખરા બંધુઓ છે

પ્રમોદભાવના શ્રાવકના ગુણોની પ્રશંસા સર્વ ગુણગ્રાહી પાસે કરાવે છે, એ એની વિશિષ્ટતા છે

જૈનદર્શનકારોએ પ્રથમથી જ સ્ત્રીઓને અનેક રીતે સરખું સ્થાન આપ્યુ છે. એમના ચતુર્વિધ સઘમા સ્ત્રીઓ પણ છે એનો મોક્ષ જવાનો હક્ક સ્વીકાર્યો છે અને એનાં પવિત્ર નામો પ્રભાતમા લેવાનો ઉપદેશ કરીને એના સદ્ગુણોની કિમત આકી છે જૈન ધર્મની આ વિશાળતાને કારણે એ સ્ત્રીની ધન્યતા પ્રમોદભાવે ભજે

એ સ્ત્રીઓ કેવી હોય ? જેઓનુ જીવન સાધુતામય હોય, જે અહિસા, સયમ અને તપોમય જીવન જીવી, પચમહાવ્રત ધારણ કરી આત્મપ્રગતિ કરતી હોય તેવી સાધ્વીઓને ધન્ય છે. એવી સાધ્વી સ્ત્રીઓ બુદ્ધિશાળી હોય છે, શ્રુતના અભ્યાસથી નિર્મળ થયેલ બુદ્ધિ-વાળી હોય છે અને શીલને એના વિશાળ અર્થ (ધર્માચરણ, સદ્ગુણપાલન)માં શોભાવનારી હોય છે વિચાર કરતા ચદનબાળા, બ્રાહ્મી. સુદરી, મૃગાવતી આદિના ધન્ય ચરિત્રો આપણી નજર આગળ તરી આવે છે.

વળી શ્રાદ્ધી–શ્રાવિકાઓ જેઓ શિયળ–બ્રહ્મચર્ય શ્રાવિકાની મર્યાદામા પાળી અતરાત્માને શોભાવની હોય તેને પણ ધન્ય છે રાજસભામા વિદ્વત્તાપૂર્વક કર્મનો સિદ્ધાન્ત સ્થાપન કર-નાર મયણાસુદરી, ચપાનગરીનાં દ્વાર ખુલ્લા કરનાર સુભદ્રા તથા વિયોગદુખ સહન કરનાર અજનાસુદરી, સીતા આદિના વિશિષ્ટ સદ્ગુણો પ્રશસનીય છે, તેમના જીવન ધન્ય છે

નસીબદાર પ્રાણીઓ ગર્વમુક્ત થઈ આવા સાધુપુરુષો અને સાધ્વી સ્ત્રીઓની પ્રશસા કરી ગુણાનુરાગ પ્રદર્શિત કરે છે, તેમના વિશિષ્ટ વર્તન માટે હૃદયનો ઉલ્લાસ પ્રકટ કરે છે અને તે કાર્ય તેઓ અનેક વાર કરવામા વધતો વધતો આનદ લે છે

☞ ૫. ગુણનો ખરો રાગ થાય તેને ગુણ તરફ ખેચાણ હોય છે, એને મર્યાદાનાં બધનો અસર કરતા નથી વાડાની સકુચિતતા એને કેદ કરતી નથી અને દૃષ્ટિમર્યાદાની હદ અકિત રહેતી નથી. એ જૈન ધર્મના વિશાળ સિદ્ધાન્તો ન સમજેલા પ્રાણીઓ વિકાસ-ક્રમમા કદી પછાત હોય પણ માર્ગે ચઢી ગયેલા હોય તો તેના ગુણોની પણ પ્રશસા કરી, એને માટે તેમને યોગ્ય માન આપે છે.

એ અન્યમા સતોષવૃત્તિ જુએ એટલે તેને પ્રશસે છે, અન્યમાં સત્યપ્રિયતા જુએ ત્યા એ વારી જાય છે, ધનવાનની ઉદારતા જોઇ એ હર્ષઘેલો થઈ જાય છે, વિનયનો કોઈ પણ પ્રકાર જોઈ એ રાજી રાજી થઈ જાય છે

આટલા ગુણો ગ્રંથકર્તાએ નામ આપીને લખ્યા છે. માર્ગાનુસારીના પાંત્રીશ ગુણો શાસ્ત્રકારે વર્ણવ્યા છે એમા પ્રામાણિકપણુ, ન્યાયસપન્ન વિભવ એ મુખ્ય સ્થાનકે છે. એક એક ગુણ પ્રશંસાને પાત્ર છે પ્રમોદભાવનાભાવિત ચેતન અન્યના ગુણને જ જુએ છે. એ સમ્યગ્બોધ વગરના પ્રાણીમા પણ ગુણો જુએ એટલે એનુ હૃદય તો નમન કરે છે. એને રસ્તે ચઢેલા જોઈ એને આનદ થાય છે. કોઈ મોટી રકમની યોગ્ય સખાવત દુનિયાનાં દુખ –દર્દો દૂર કરવા માટે આપનારની હકીકત સાભળે કે તરત જ એ આનદોદ્ગાર કાઢે છે, એને લોકોના જ્ઞાનપ્રસાર માટેના પ્રયત્નોમા પ્રકાશ દેખાય છે અને જ્યા જ્યાં નમ્રતા, દયાળુતા, સમતા, ધીરતા આદિ સદ્ગુણ જોવામા કે જાણવામા આવે ત્યા આનદ આનદમય વાતાવરણ દેખાય છે

પ્રમોદભાવના પ્રાણીમાં કેટલી વિશાળતા ઉત્પન્ન કરે છે અને ગુણાનુરાગ કેટલો ગુણિયલ અને ગુણાકર્ષક બનાવે છે તેની પરાકાષ્ઠાનુ આ દૃષ્ટાંત છે. આમા વગર સકોચની વિશાળતા છે અને એ ખરુ જૈનત્વ છે

અત્યાર સુધીમા જ્યા જ્યા ગુણદર્શન થયા ત્યા ત્યા પ્રશસા કરી એના સ્થાનકે વ્યક્તિની વિચારણા કરતા ગુણપક્ષપાતની ભવ્યતા સ્પષ્ટ થાય છે. આ વાત ખૂબ વિચારવા યોગ્ય છે અને એનાં રહસ્યદર્શનમાં જૈનત્વની ખરી ચાવી સાંપડે છે

ચ ૬. આટલા માટે પ્રેરકભાવે જીભ, કાન અને આખોને ઉદ્દેશીને કહે છે કે–હે જીભ! ભાગ્યવત પ્રાણીઓના સુચરિત્રો બોલવામા અથવા તેમના ગુણગાન કરવામા તુ સજ્જ થા. તારી પ્રાપ્તિનુ પરમ રહસ્ય મહાત્માઓના ગુણસ્તવનમાં છે કાનોને ભલામણ કરે છે કે અન્ય સદ્ગુણશાળી મહાપુરુષોના કીર્તિસ્તવન સાંભળવાની બાબતમા રસિક બન કર્ણ-પ્રાપ્તિનો એ સાચો લાભ છે અને ખૂબ મજા આપે તેવો એ પ્રસંગ છે અને આખોને ભલામણ કરે છે કે અન્ય પ્રાણીને યોગ્ય રીતે મોટી સપત્તિ પ્રાપ્ત થઈ જાય એ જોઈને તું આનદ પામ

સસારમા ખરો લાભ આ છે. સાધારણ રીતે અન્યની મહત્તા જોઈ તેને ઉતારી પાડવાનુ કાર્ય જીભ કરે છે, કાન એ પ્રશંસા સાંભળવા રાજી નથી હોતા અને પરોત્કર્ષ સહન કરવાની તાકાત બહુ અલ્પ પ્રાણીમાં હોય છે આ વિચારો પુસ્તકિયા નથી, પણ વસ્તુતઃ અનુભવસિદ્ધ છે. મનુષ્યસ્વભાવનો અભ્યાસ કરનાર આ બાબતની સાક્ષી પૂરી શકે તેમ છે. વાત નાની દેખાય છે, પણ ખાસ મહત્ત્વની છે અને ખાસ કર્તવ્ય હોઈ ગુણની સન્મુખ કરનાર છે.

આ અસાર સસારમા આપણે ક્યા ઘસડાઈ જવાના છીએ તે જાણતા નથી અતિ અલ્પ જીવનમાં પણ જો આટલી વિશાળતા કેળવીએ તો વિકાસક્રમમા કાઈક ઊંચા આવીએ. પરના નાના સરખા ગુણને પણ બહલાવતા શીખીએ તો આપણો માર્ગ જરૂર સરળ થાય. આ જીવનનુ મુખ્ય ફળ જીભ, કાન અને આખોના સદુપયોગમા છે. એ અતિ ગૌરવશાળી હકીકત એના વાસ્તવિક આકારમા સમજવા યોગ્ય છે.

સંસારને અત્ર અસાર કહેવાનું કારણ એ છે કે એમાં વિષયરસની કદી તૃપ્તિ થતી નથી. આપણે ગમે તેટલા ગાનો સાંભળીએ, દશ્યો જોઇએ કે ભાષણો. વિવેચનો ને ચર્ચાઓ કરીએ પણ એનાથી કદી ધરાતા નથી. નિંદા, વિકથા, મશ્કરી, ગપ્પા કે અર્થ વગરની ખ્યાલતો કરવામાં, સાંભળવામાં અને કોઈની મોટાઈ જોઈ તેને ઉતારી પાડવામાં અથવા સાધ્ય કે શિક્ષાના આદર્શ વગરનાં દશ્યો જોવામાં આંખોનો ઉપયોગ કરીએ છીએ. પ્રમોદભાવના જેની રગેરગમાં જામી ગઈ હોય તેના જીવનવૃત્તો અનેરા જ બની જાય છે. એ માર્ગે જીભ, કાન અને આંખોનો ઉપયોગ કરવાનો આમાં ગર્ભિત ઉપદેશ છે

છ ૭. અન્યના ગુણ જોઈ–જાણી જે પ્રસન્નતા અનુભવે છે તેનું આખું જીવન જ જુદા પ્રકારનું થાય છે. એવા પ્રાણીના મનમાં વિશાળ ભાવ જાગૃત થાય છે, એનામાં એક પ્રકારની પ્રાસાદિક વૃત્તિ ઉદ્ભવે છે, એના મનોરાજ્યમાં આનંદનૃત્ય થાય છે અને એની છાતી ગજ ગજ ઊછળે છે

સામાન્ય દાખલો લઈએ એક શ્રીમાન્ શેઠે કેળવણીના પ્રસાર માટે એક લાખ રૂપિયા એક સંસ્થાને આપ્યા પ્રમોદભાવનાવાળો એ હકીકત વાંચી જાણી ખૂબ રાજી થશે એને એમાં શેઠશ્રીની ઉદારતા, ત્યાગવૃત્તિ અને વિવેકવૃત્તિ દેખાશે એ શેઠશ્રીના ઔદાર્યની પ્રશંસા કરી લાભ મેળવશે. અન્ય તે શેઠની ટીકા કરશે એણે લાખ જ કેમ આપ્યા? બે લાખ કેમ ન આપ્યા? એ તો સટ્ટામાંથી રળેલા હતા, એ તો લોભિયા છે, અભિમાની છે, પ્રશંસાનો ઇચ્છુક છે વગેરે. આ આખી ટીકા અર્થ વગરની છે, પણ અનેક વાર સાંભળવી પડેલ છે એનું કારણ વિશાળવૃત્તિનો અભાવ, પ્રમોદભાવનાની ગેરહાજરી અને ગુણદૃષ્ટિની ઊણપ છે જેણે જેટલી ઉદારતા બતાવી તેટલા પૂરતો તેને ધન્યવાદ છે અને એનો અમુક આશય (motive) હતો એમ ધારી લેવાનો આપણને બિલકુલ અધિકાર નથી. ગમે તેમ હોય પણ ઉદારતા તો પ્રશસ્ય જ છે.

આ રીતે દૃષ્ટિભેદ થાય છે પ્રશંસા કરનારના મનમાં કેટલો આનંદ થાય છે! કેટલીક વાર ગુણરાગી પ્રાણી ગુણવાન્ પ્રાણીની જેટલો જ લાભ અનુમોદનાને અંગે મેળવી શકે છે એના મનનો જે પ્રસાદ થાવ છે તે અવર્ણનીય છે અને તેનો મનપ્રસાદ તો ખરેખરો જબરો હોય છે

પ્રમોદભાવથી–અન્યના ગુણોની પ્રશંસાથી આપણા ગુણો નિર્મળ થાય છે. ગુણની નિર્મળતા એટલે એમાં પ્રગતિ લાખ રૂપિયા આપનાર શેઠશ્રીની પ્રશંસા કરનારમાં પણ ગુણબુદ્ધિ હોય છે તે સહજ સમજી શકાય તેમ છે.

ગુણપ્રાપ્તિનો ઉપાય ગુણપ્રશંસા જ છે, ગુણશુદ્ધિનો ઉપાય પ્રમોદ છે, ગુણવૃદ્ધિનો માર્ગ અનુમોદન છે, ગુણપ્રવેશનું દ્વાર ગુણાનુવાદ છે અને ગુણસ્થિરતાનું સાધન પ્રમોદ છે.

ગુણપ્રશસા કરવાથી ગુણવાન્‌ને ગેરલાભ થતો નથી. પ્રશંસા કરનાર તે માર્ગે ચઢે છે અને કેટલીક વાર ઉત્તેજનને કારણે – પ્રશસાને પરિણામે ગુણમાં સ્થિર થાય છે અને પરને દૃષ્ટાતરૂપ બની ગુણવૃદ્ધિનુ કારણ પણ બને છે. આવી રીતે પ્રમોદભાવના પરસ્પરને અનેક રીતે ઉપકારી છે.

---

## પ્રમોદ : ગેયાષ્ટકપરિચય

૧. પ્રમોદભાવનાના મુદ્દાઓ આપણે પૂર્વપરિચયમા કાઈક સમજ્યા, એની વિશાળતા, હૃદયદ્રાવકતા અને આકર્ષકતા આપણે વિચારી. અષ્ટકમા એ મુદ્દાઓને અન્ય આકારમા રજૂ કર્યા છે

ચેતન ! તુ ગુણ જોઈને પ્રસન્ન થા, રાજી રાજી થઈ જા. 'પરિ' એટલે ચારે તરફથી અને 'તોષ' એટલે આનદ આ માનસિક ગુણ છે જ્યારે ચિત્ત પ્રસન્ન થાય ત્યારે આખી દુનિયા આનદમય જણાય છે, કારણ કે આપણી દુનિયા સાધારણ રીતે આપણા ચિત્તનુ જ પ્રતિબિબ હોય છે એ કલુષિત હોય ત્યારે એને હવામા પણ અશાતિ જણાય છે, ઘનઘોર વાદળાં ચઢેલા અથવા ધુમસ થયેલી દેખાય છે અને જાણે આખી દુનિયા ઊડ ઊડ લાગે છે. જ્યારે એને અદર તોષ થયો હોય ત્યારે એને દુનિયા ક્રીડા કરતી, હસતી, વધાવતી દેખાય છે એમના પર જ્યારે એને પરિતોષ થયો હોય ત્યારે તો એની છાતી ઊછળે છે, એને સવિશેષ હર્ષ થઈ જાય છે અને એના વાતાવરણમા એને સર્વત્ર મીઠાશ ભાસે છે.

ગુણદર્શન તરફ જ્યારે પરિતોષ થાય ત્યારે આવો આનદ થાય છે મારા એક દીર્ઘ પરિચિત મિત્ર બહુ ગુણાનુરાગી હતા એમણે ગુણોનુ પત્રક તૈયાર કર્યું હતુ અને તેનો નિરતર પાઠ કરતા હતા વ્યવહારના નિત્ય ઉપયોગી ગુણનાં મથાળા નીચે તેમણે નીચેના ગુણો લખ્યા છે—( મે તેમના શબ્દોમાંજ તે અહી લખ્યા છે )

"દયાળુતા, સત્યતા, વિદ્વત્તા, ધૈર્યતા, ગભીરતા, નમ્રતા, ઉદારતા, લઘુતા, દાક્ષિણ્યતા, સ્વચ્છતા, નિર્મળતા, મધ્યસ્થતા, મિત્રતા, સભ્યતા, નિયમિતતા, કોમળતા, અક્રૂરતા, મિતાહારતા, મિતવ્યયતા, પ્રેમાળતા, ઉદાસીનતા, અક્રોધતા, વૈરાગ્યતા, જિતેદ્રિયતા, ક્ષમા–દયા–શાતતા, જનપ્રિયતા, નિર્લોભતા, દાતારતા, ભયશોકહીનતા, ઉદ્યોગતા, ગુણગ્રાહ્યતા, ગૃહસ્થતા, ચારિત્રતા, વ્યાયામતા " ગુણદર્શી કયા કયા ગુણો જુએ છે તેનું આ દૃષ્ટાન્ત તેમની ભાષામા છે. સાદુ જીવન અને ઉચ્ચ વિચારના જ્વલત દૃષ્ટાન્ત એવા સાદા મનુષ્યોમાથી સાપડે છે. આ પ્રત્યેક ગુણ પૈકી કેટલાનો ઉપયોગ દરરોજ થયો તેની નિત્ય નોધ કરનાર, અઢાર પાપ-

સ્થાનકોના પત્રક ભરનાર અને વિચારણામાં કલાકો કાઢનારને એ વ્યવસાયી જીવનનો વિચાર કરતા પ્રમોદભાવનાની વિશિષ્ટતા સાપડે છે

કોઇ પણ પ્રાણીમા કોઈ પણ ગુણ પ્રકટ થતો દેખાય તો તેનું બહુમાન કરવું, તેનો આદર કરવો, એનામા ગુણવૃદ્ધિ થાય તેવી તેની બૂઝ કરવી અને તેને ગુણમા મજબૂત કરવો એ આપણું કર્તવ્ય છે.

પૂર્વસંચિત પુણ્યયોગે લક્ષ્મી આદિ સાધનને અંગે કોઈ ઉદારતા બતાવે તો એનો મત્સર ન કરવો, પણ એને મળ્યુ છે અને મળશે એવી ભાવના કરી હૃદયથી એમા આનંદ અનુભવવો. એની યોગ્ય પ્રશંસા કરવી એ ગુણપ્રાપ્તિનો સરળ ઉપાય છે.

પ્રમોદભાવિત આત્મામાં અસૂયા કે મત્સર તો હોય જ નહિ એ તો ગુણ જુએ તો પોતાની જાતને પણ ભૂલી જાય. એ ભાવણથી, વચનથી, ગાનથી, નૃત્યથી અથવા જે રીતે યોગ્ય જણાય તે રીતે **સત્ત્વગુણ** ઉપર વારી જાય પ્રમોદભાવનાનાં આદર્શો અને વર્તનો ઉચ્ચગ્રાહી જ હોય.

**૨.** જૈનદર્શનકારોએ ત્રિવિધ ત્રિવિધ શુભ–અશુભ બંધનની વાત કરી છે મન–વચન–કાયાના યોગોથી કર્મબંધન થાય છે તે આપણે આશ્રવભાવનામાં જોઈ ગયા છીએ તેના કરણ, કરાવણ અને અનુમોદન એમ પ્રત્યેકના ત્રણ ત્રણ વિભાગ છે કાયાથી કોઈ કાર્ય કરવુ, અન્ય પાસે કરાવવુ અને કોઈ કરતો હોય તેની પ્રશંસા કરવી આ ત્રણ રીતે શુભ અથવા અશુભ કર્મબંધ થાય છે. શુભાશુભ બંધનો કાર્યની આદેયતા–અનાદેયતા પર આધાર છે. એ જ પ્રમાણે વચન અને કાયાના ત્રણ ત્રણ પ્રકાર સમજી લેવા. આમા કોઈ કોઈ વાર 'કરણ, કરાવણ ને અનુમોદણ સરખા ફળ નિપજાયો' એટલે સુધી વાત બની જાય છે અનુમોદના કરનારની અંતરભાવના તીવ્રતમ હોય તો તે મૂળ કરનાર જેટલો ગુણશ્રેણીમા ચઢી જાય છે અને કોઈક અપવાદવાળા પ્રસંગોમા કરનાર કરતા વધારે લાભ પણ અનુમોદક મેળવી શકે છે. કરનારમાં કષાયપરિણતિ (માનાદિ) હોય અને અનુમોદકમા સરળતા હોય તો આ પણ સંભવે. આ પ્રમાણે વિચારણા લાબી થતી જાય છે, માટે હવે અહીં અટકી જઈએ.

કોઈ પ્રાણી ખૂબ દાન આપે, કોઈને બહુ માન મળે તો એમા તું આનંદ માન. દાન આપનારને ધન્ય છે, એ એના પૈસાનો સદુપયોગ કરે છે માન એના પુન્યથી મળ્યુ છે.

જે પ્રાણી દાન અથવા ભોગમા પૈસા વાપરતો નથી તેને અંતે ધનનાશ તો જરૂર જોવો પડે છે ભોગ તો પાપનુ દ્વાર છે. વળી ભોગ ભોગવાયો એટલે ખલાસ થઇ જાય છે. દાન એ ધનનો સર્વોત્કૃષ્ટ ઉપયોગ છે ધન્ય છે એને કે જે દાન કરી ધન ઉપરની મૂર્છા ઉતારે છે

માન પામવા યોગ્યને માન મળે એ તો ઘણુ ઠીક થયુ કહેવાય દેશહિત કે સઘહિતના કામ કરનારને માન મળે તે યોગ્ય જ છે એના આપેલા ભોગો અને લીધેલ તસ્દીનો એને બદલો મળે છે. એ તો બહુ સારી વાત થાય છે

આવી રીતે અન્યનો—પારકાનો બધી બાબતો વિષે સવળો અર્થ લે, એની સારી બાજુ ઉપર વિચાર કર અને એની ઊજળી બાજુની પ્રશસા કર આ પ્રમાણે કરવાથી એના સુકૃત્યનો પણ તને ઉપર જણાવેલા નિયમ પ્રમાણે કઇક ભાગ જરૂર મળશે.

આપણે જગતમા શુ જોઈએ છીએ? ઘણા દુ ખનો વિષય છે પણ સાચી વાત છે કે કોઈ દાન કરે તો લોકો તેમા દૂધમાંથી પોરા શોધશે, એનો અમુક આશય હતો એવી વાતો કરશે અને સુદર શરીરમા સાચુ—ખોટુ છિદ્ર શોધી કાઢી ત્યા ચચુપ્રહાર કરશે. પ્રમોદ-ભાવનાવાળો તો એ માર્ગે જાય જ નહિ પરના મનમા શુ હશે તે કલ્પવાનો વિચારસરખો પણ ન કરે. એ તો ત્યાગ અને સમર્પણના દૃષ્ટાન્તો જુએ એટલે ગુણદૃષ્ટિએ હર્ષઘેલો થઈ જાય

માન આપવા યોગ્યને એ જ્ઞાતિ, વય કે દેશનો તફાવત ન રાખતાં માન આપે, સાચા ગુણ જુએ ત્યા એ યોગ્ય રીતે પોતાનો હૃદયસત્કાર જાહેર કરે અને એ રીતે પારકાના સુકૃતમા ભાગ પડાવે. છતા પારકાને તો જે લાભ થવાનો હોય તે જ અને તેટલો જ થાય એ ખૂબીની વાત છે. આ પ્રમોદ કરનારનો લાભ એ મૂળ કાર્ય કરનારના લાભમાથી નીકળતો આવતો નથી, પણ એ સ્વતત્ર છે અને એ પ્રમોદમાથી જ જાગે છે

દુનિયાની સારી બાજુ જોનારને સારુ જ મળ્યા કરે છે.

૩. હવે પ્રમોદ કરવાના કેટલાક પ્રસગો રજૂ કરે છે જે મહાત્માપુરુષોના મનમાંથી રાગ, દ્વેષ ને મોહનો વિકાર નીકળી ગયો હોય છે તેનુ નામ અમે વારવાર જપીએ છીએ વીતરાગ પરમાત્માથી માડી જેના જેના વિકારો નાશ પામ્યા હોય તેના નામ પ્રમોદપૂર્વક વારવાર લઇએ છીએ એ નામો લેવાથી એમના ગુણો તરફ રાગ થાય છે અને આપણી ભાવના આદર્શ સ્થાનને પામે છે.

જે પરોપકારી પુરુષો જગત ઉપર ઉપકાર કરી રહ્યા છે તેઓનાં નામો જપીએ છીએ. જગડુશા જેવા દુષ્કાળઉદ્ધારકો અને આ સમયમાં ઉદ્દભવતા અનેક મહાપુરુષો પોતાની જાતને વિસારી દઈ જગત પર અનેક જાતના ઉપકાર કરે છે તે પ્રશસાપાત્ર છે કોઈ ગુલામ-ગીરીને નાશ કરવા મથે છે, કોઈ ગરીબોના કગાળ મકાનોને બદલે સાદા સસ્તાં મકાનો પૂરાં પાડવાનુ કામ કરે છે. કોઈ શારીરિક વ્યાધિઓ દૂર કેમ થાય તેને લગતા પ્રયોગો કરે છે, કોઈ જગતની શાતિ માટે પ્રયાસ કરે છે એવા અનેકવિધ ઉપકારકોના નામો અમે વારવાર લઈને અમારી જાતને કૃતાર્થ કરીએ છીએ. અસાધારણ સાહિત્ય તૈયાર કરનાર, દુ ખ દૂર કરનારી શોધો કરનાર, ધર્મોપદેશ કરનાર, સગુણત્વનો પ્રકાશ કરનાર સર્વ ઉપકારી છે, સર્વના નામો પ્રભાતમા લેવા યોગ્ય છે, એમા જાતિ કે ધર્મની મર્યાદા ન હોય.

૪. ગુણની કેટલી પ્રશસા કરીએ? એકેક ગુણને વિચારીએ તો પણ આશ્ચર્યમુગ્ધ કરી નાખે તેમ છે. ભગવાનનો એક તિતિક્ષાગુણ જ વિચારીએ. તિતિક્ષા એટલે સહનશીલતા, ક્ષમા. એ એક ગુણથી મુક્તિનુ સાધન તૈયાર થાય છે કર્મનુ જોર એટલુ આકરુ હોય છે કે એકલો મોહરાજા જ અભિમાનપૂર્વક પ્રાણીને સસારચક્રમા દીર્ઘકાળ ભમાવી શકે છે, પણ ભગવાન પોતાની તિતિક્ષાશક્તિથી એ સર્વ કર્મસમૂહ, જે અભિમાનથી ગાજતો હોય છે તેને એકદમ વિદારવા માડે છે અને અંતે તે સમૂળ નાશ પામી જાય છે.

ગુણની હકીકત એવી છે કે એક વખત એ ગુણને સર્વાશે ગ્રહણ કરવા નિશ્ચય થયો કે એની પછવાડે અનેક ગુણો સ્વત ચાલ્યા જ આવે છે. ક્ષમાગુણ નાનીમોટી બાબતોમાં ગમે તે ભોગે આદરવા નિર્ણય થયો એટલે અભિમાન ચાલ્યુ જાય, દભ ટકી શકે નહિ, મૂર્છાની ગધ સભવે નહિ, અસૂયા, મત્સર મૂળમાથી ઊઠે જ નહિ, નિદા પાસે પણ આવે નહિ વગેરે વગેરે. આ રીતે વિચારીએ તો કોઈપણ એક ગુણનો વિકાસ કરવાની જરૂર સમજાય. આપણે પાંચ-સાત બાબતને ન વળગતા એક ગુણને ગમે તે ભોગે વિકસાવવા અડગ પ્રયાસ કરીએ તો પણ કાર્ય સફળ થાય છે, જીવન ધન્ય બને છે અને સાધ્ય સમીપ આવે છે.

જે મહાપુરુષોએ એક સહનશીલતા – ક્ષમાગુણનો વિકાસ કર્યો તેની અતરથી પ્રશસા કરીએ છીએ કોઇ પણ એક ગુણની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરનારની પણ અમે પ્રશસા કરીએ છીએ.

૫. એક બીજુ દષ્ટાત વિચારીએ ગૃહસ્થ હોય, સાધન-સપન્ન હોય અને શારીરિક અનુકૂળતા હોય છતા પણ શિયળગુણને બરાબર વિકસાવે, પરદારાનો સર્વથા ત્યાગ કરે એને ધન્ય છે એવા ગૃહસ્થનો પવિત્ર યશ અત્યારે પણ જગતમા શોભા પામે છે, વિસ્તરે છે

'પરદારા' શબ્દમા વિધવા, કુમારી અને વેશ્યા એ સર્વનો સમાવેશ થાય છે, એમા રખાયત સ્ત્રીનો પણ સમાવેશ થાય છે જાહેર રીતે પરણેલ સ્ત્રીમા સતોષ રાખવો એ ગૃહસ્થનો ધર્મ છે. એ ઉપરાત અન્ય કોઈ પણ સ્ત્રી તરફ એ પ્રેમ-રાગ નજરે ન જુએ, ન બોલે, ન વર્તે અને મન-વચન-કાયાથી પરસ્ત્રીને અગે શિયળ-બ્રહ્મવ્રત પાળે

આવા ગૃહસ્થનો યશ જગતમા જરૂર વિસ્તરે છે સાધારણ રીતે ન ફળે એવા કેટલાક અવકેશી આબા હોય છે, એના ઉપર જ્યારે કેરી આવે ત્યારે જરૂર તે આબાની કિમત થાય છે અનુકૂળતાવાળો ગૃહસ્થ અફળ આબા જેવો બહુધા હોય છે એ લાલચને વશ થઈ ફસી પડે છે અને ધનાદિની અનુકૂળતા એને એમા મદદ કરે છે એવુ છતા જે એકનિષ્ઠ રહે તે ધન્ય છે. એનો યશ જરૂર વિસ્તરે છે.

સામાન્ય રીતે આમા ફરજ ઉપરાત વિશેષતા નહિ લાગે, પણ એને અગે મુબઈ જેવા શહેરના ગૃહસ્થોના જીવનનો અભ્યાસ કરવાની જરૂરી છે શ્રી વિનયવિજયજી ઉપા-

ધ્યાયના વખતમા જે સયમપૂર્ણ ગૃહસ્થજીવનની પ્રશસા થતી હતી તે આજે ૩૦૦ વર્ષ પછી જરા પણ ફરી હોય એમ લાગતુ નથી એનો અત્યારની કલબોની વ્યવસ્થા, મોટરોની અનુકૂળતા. વીજળીની લાઇટ અને સટ્ટાને કારણે ધનની અસ્થિરતા એ સર્વ ઉપરથી સહેજે ખ્યાલ આવી શકે તેમ છે.

આપણે એવા સયોગોમા બ્રહ્મચર્ય મર્યાદિત આકારમાં સ્વીકારી તે હદમાં પવિત્ર રહેનારની બલિહારી ગણીએ સુદર્શન શેઠનુ જીવન વિચારીએ, વિજય શેઠ તથા વિજયા શેઠાણીને સ્તવીએ અને પૂરતી અનુકૂળતા છતાં અનાસક્ત રહેનાર ધન્નાનુ ગૃહસ્થજીવન પ્રશસીએ રામની પ્રશસા એકપત્નીવ્રતને અગે છે લક્ષ્મણને સીતાજીનુ મુખ કેવુ છે તેની ખબર નથી અને દરરોજ પગે પડે છે તેથી માત્ર તેના પગનાં ઝાઝરને તે ઓળખે છે.

અત્યારના યુગમા મે એવા ગૃહસ્થોને જોયા છે કે જેઓ આડકતરી રીતે પણ પરસ્ત્રીને નિહાળતા નથી અને પિછાનતા પણ નથી. આમા કદાચ શરમાળપણાનો આરોપ આવે તે સભવિત છે, પણ વિશુદ્ધ આચરણ તો સર્વ કાળમા–સર્વ સમાજમા પ્રશસ્ય જ છે આપણા આવા સદાચારી સજ્જનોના સફળ જીવનને નમીએ. ઉપાધ્યાયજી તો એનો યશ ગાય, પણ આપણે તો ઝૂકી પડીએ, વારી જઈએ અને અતરથી એકનિષ્ઠ સસારી બ્રહ્મચારીને પ્રશસીએ, ધન્ય માનીએ અને આદર્શ ગણીએ.

અહી સાધારણ બાબતને મોટી બતાવવાનો પ્રયત્ન નથી ગૃહસ્થજીવનના પ્રસગમા આવ્યા વગર, અનુકૂળતાના લાભ લેનારની સખ્યા જાણ્યા વગર, લાલચ સામે ખડી હોય છતા લાત મારનારની સખ્યાના અભ્યાસ વગર, આ વાતની જેને મહત્તા ન લાગે તેણે આ બાબતમા વિશેષ અવલોકન કરવાની આવશ્યકતા છે. ઉચ્ચ ગુણશ્રેણીની પ્રમોદભાવનામા આ અતિશયોક્તિ નથી, એમ વગર શકાએ કહેવાય તેમ છે. અલ્પોક્તિ છે કે નહિ તે વિચારવાનુ આ સ્થળ નથી ધન્ય છે શુદ્ધ, પવિત્ર ગૃહસ્થજીવનને !

૬. જે પવિત્ર ગૃહિણીઓ શિયળગુણસપન્ન રહી બન્ને કુળની ઉજ્જવળ કીર્તિમાં વધારો કરે છે એમને પણ ધન્ય છે. ઉપર ગૃહસ્થસબધી જે વિચાર બતાવ્યા છે તે અત્ર દાખલ કરવાના છે. સ્ત્રીઓનું બળવાનપણુ વધારે પ્રશસ્ય એટલા માટે છે કે પુરુષો એમના તરફ બહુ મોહદૃષ્ટિએ જુએ છે. એમા માનસવિદ્યાનો મોટો પ્રશ્ન છે સ્ત્રીઓ કદી પુરુષ માટે એટલા મોહથી વિચાર કરતી નથી અને પુરુષો તો વાતો કે મશ્કરી સ્ત્રીસબધી જ બહુધા કરે છે એના કારણોમા અત્યારે ઊતરવુ પરવડે તેમ નથી, પણ એ સત્ય વાત છે. ચારિત્રની બાબતમા સ્ત્રીઓ વધારે યોગ્યતા દર્શાવનારી સર્વ યુગમા નીકળી છે એ નિસ્સશય છે.

ગ્રથકર્તા કહે છે કે આવી પવિત્ર વનિતાઓનુ દર્શન પણ ધન્ય છે. એ દર્શનમાં શું દેખાય ? સુદર ચરિત્ર – વિશિષ્ટ આચરણરૂપ સુવર્ણનો સચય દેખાય. એના મુખ કે દેહનાં

દર્શન થાય તો તેમા એનુ સત્ત્વગુણશાળી ચરિત્ર પ્રતિબિંબિત થયેલુ દેખાય અને એ દર્શન તેમના પોતાનાં સુકૃત્યોનુ ફળ બેસતુ હોય તેવુ આદર્શમય-ઉન્નત-વિશિષ્ટ જણાય.

પવિત્ર વનિતાઓની પાસે જતા કદી વિકાર ન થાય, એનુ દર્શન કરતા એનુ સદ્ગુણશાળી ચરિત્ર આખ સામે રજૂ થાય. એના દર્શનથી આખો પવિત્ર થતી લાગે. એના નામમા ચમત્કાર લાગે.

સ્ત્રીઓનો શિયળગુણ પ્રધાનભાવે આદરણીય છે ત્યા શિયળ સકુચિત અને વિશાળ બંને અર્થમાં પ્રાપ્ત થાય છે. બ્રાહ્મીસુંદરીનુ આદર્શ જીવન મનમા તેજપુજ ખડો કરે છે, કળાવતી, સીતા, દમયતી, સુભદ્રા, અજનાસુંદરી પ્રભાવ પાડે છે એવી સ્ત્રીઓ અત્યારે પણ વિદ્યમાન હોય છે એના દર્શન કરીએ, એના દર્શનથી પવિત્ર થઈએ, એના ગુણમાં ખૂબ આનંદ પામીએ

ગૃહસ્થની પ્રશસા કરતા પાંચમા શ્લોકમા अपि શબ્દ લેખકમહાત્માએ વાપર્યો છે અને આ શ્લોકમા પણ વાપર્યો છે તે મને પાદપૂરણાર્થે જ લાગે છે, અને તે વાત સાતમા (નીચેના) શ્લોકમાં તે શબ્દ નથી મૂક્યો તેથી સ્પષ્ટ પ્રતીત થાય છે.

એ ગમે તેમ હોય, આપણા જેવી સામાન્ય વ્યક્તિઓ માટે તો એવા ગૃહસ્થો અને એવી વનિતાઓ વદનને યોગ્ય છે "गुणाः पूजास्थान गुणिषु, न च लिंगं न च वयः।" એમના ગુણને જ માન છે અને પ્રમોદભાવનામા અમુક લિગ કે અમુક વયને સ્થાન જ નથી. ગુણ જ્યા દેખાય ત્યા નમી પડો એ એનો પ્રાસાદિક ધ્વનિ છે

શિયળનો પ્રભાવ અવર્ણ્ય છે. શિયળ સકુચિત અર્થમા પતિપરાયણતાને નિર્દેશે છે અને વિશાળ અર્થમા સદાચારને નિર્દેશી અનેક શુભ ગુણોને સગ્રહે છે જૈન સતી સ્ત્રીઓના ચરિત્રો જોવામા આવશે તો તેમા પરિણીતા સતીઓ ઉપરાત કેટલીક તદ્દન અપરિણીતા સ્ત્રીઓ પણ એ કક્ષામાં આવેલ જણાય છે ત્યાં શિયળનો વિશાળ અર્થ પ્રાપ્ત થાય છે.

કળાવતીનુ દૃષ્ટાન્ત મર્મને સ્પર્શે તેવુ છે શિયળસરક્ષણમાં એનાં બન્ને કાડાં કપાયા તો પણ એનુ મન ચળ્યુ નહિ મયણાસુદરીની પતિભક્તિ અને શ્રુતવિશારદ શ્રદ્ધા અનુપમેય છે એણે પતિનો હાથ ઝાલ્યો ત્યારે એને કોઢ હતો પણ એક ડગલુ પાછી હઠી નહિ, રોગની સુધારણા કરી અને પતિની ગેરહાજરીમા એના તરફની પોતાની એકનિષ્ઠા જાળવી. એક સાજે એ સાસુ સાથે વાત કરે છે અને પૂજાનો આનદ વર્ણવી અમૃતક્રિયાનુ સ્વરૂપ કહે છે અને પછી કહે છે કે 'આજે મારા દિલમાં એવો આનદ થયો છે કે તમારા પુત્રનો મેળાપ જરૂર થવો જોઇએ' તે વખતે ઉજ્જયિની નગરીની આસપાસ ઘેરો છે, રાજા બચાવ કરવા અશક્ત છે, તેવા આપત્તિના સમયમાં આવી વાત સાભળી તેની સાસુ કમળપ્રભા જરા હસી અને પરદેશ ગયેલા પુત્રના મેળાપની અશક્યતા બતાવી. ત્યા 'કરવા વચન પ્રિયાનુ સત્ય, કહે શ્રીપાળ તે દ્વાર ઉઘાડીએજી' આનાં વચનો સાથે સાંકળ ખખડી હશે ત્યારે

પતિનો અવાજ સાભળીને શા ઉમળકા આવ્યા હશે? આવુ ચમત્કારિક સતીત્વ આર્ય લલ-નામા હતુ હજુ છે અને આવડે તો જાળવી શકાય તેમ છે આવી વિશુદ્ધ વનિતાઓની પ્રમોદભાવે પ્રશસા કરીએ અને તેમના નામ લઈ પવિત્ર થઈએ.

૭. તાત્ત્વિક મહાપુરુષો તત્ત્વજ્ઞાનને યથાર્થ રીતે બતાવે છે. સાત્ત્વિક મહાત્માઓ આત્મારામમા રમણ કરી જગતની સર્વ ઉપાધિઓથી દૂર રહે છે. તત્ત્વજ્ઞાનીઓનો માર્ગ તત્ત્વવિવેચનનો હોય છે અને તે કાર્ય કરવા માટે જરૂરપૂરતા તેઓ સમાજના સબધમા આવે છે. સાત્ત્વિક યોગીઓ જગતને ઓળખી ગયા હોય છે. એ સમાજથી બહુધા દૂર રહી ઉત્તમ આદર્શો પૂરા પાડે છે

તત્ત્વજ્ઞાની અને સાત્ત્વિક યોગીમા તફાવત એ હોય છે કે તત્ત્વજ્ઞાની હેતુ ને હેત્વાભાસા-દિની ચર્ચા કરી શુદ્ધ નિર્ણય પર આવવા પ્રયત્ન કરે છે. સાત્ત્વિક યોગી બુદ્ધિની દરમ્યાન-ગીરી વગર સીધા અતરાત્માને પૂછે છે અને ત્યાંથી એને શુદ્ધ ધ્વનિમાં ઉત્તર મળે છે. તત્ત્વ-જ્ઞાની અને યોગીમા આ મોટો તફાવત છે

બન્નેનુ સાધ્ય એક જ હોય છે, માર્ગ પૃથક્ હોય છે, પણ અતે મળી જાય છે. બાહ્ય નજરે એક વ્યવહારનુ આલબન લેનાર દેખાય છે. બીજામા નિશ્ચય તરફ વલણ વધારે દેખાય છે. સુજ્ઞ એ બન્નેનો સમન્વય કરે છે અને અનેકતામાં રહેલી એકતા શોધી કાઢે છે.

તાત્ત્વિક મહાપુરુષોમા આપણે શ્રીમદ્યશોવિજય મહારાજનુ નામ સત્તરમી સદીના 'અવતસ' તુલ્ય ગણીએ યોગીમા એ જ સદીના આનંદઘનજી શિખરસ્થાને આવે છે. આવા મહાપુરુષોના ગુણોનું કીર્તન કરવુ, તેમનુ નામસ્મરણ કરવુ એ મહાન શુભ યોગ છે. મોઘેરો લ્હાવો છે અને અવશ્ય કર્તવ્ય છે.

અનેક સજ્જન પ્રાણીઓ આ દુનિયામા હતા અને અત્યારે છે. સજ્જન કોણ કહેવાય તેની વિચારણા માટે પ્રથમ ઘણુ લખાયેલ છે.

આવા સજ્જન પુરુષોના સ્મરણો પ્રેરક છે, બોધક છે. નિયામક છે. એમને અનત વદન હો! એવા મહાપુરુષો જગત પર ઉપકાર કરી દૃષ્ટાન્ત પૂરુ પાડનારા છે.

કેટલાયે મહાપુરુષો વસ્તુપરીક્ષા કરવામા અને તેનો વિવેક કરવામા હંસબુદ્ધિવાળા હોય છે. એ ક્ષીર અને નીરને જુદા પાડી સત્ત્વ સગ્રહે છે, કચરો ફેંકી દે છે અને સત્યનો સ્વીકાર કરી અન્યને તે પર પ્રકાશ પાડે છે યથાર્થ–અયથાર્થની પૃથક્કરણશક્તિ પ્રાપ્ત કરનાર આવા પુરુષો સ્વપરઉપકાર કરે છે અને એ આપણા સર્વ માનને યોગ્ય છે. આવા મહાપુરુષો દૂર હોય કે નજીક હોય, પૂર્વકાળમાં થયા હોય કે અત્યારે વિદ્યમાન હોય, પુરુષ હોય કે સ્ત્રી હોય – ગમે તે હોય તે આપણા સ્મરણને પાત્ર છે અને તેનું સ્મરણ કરી આપણી જાતને પવિત્ર બનાવી કૃતાર્થ કરીએ છીએ

૮. આવી રીતે અન્ય પ્રાણીઓમાં, અન્ય પ્રાણીઓ પૈકીના મહાપુરુષોમાં જે જે ઉચ્ચ ગુણો જડી આવે, મળી આવે, પ્રાપ્ત થાય તેનુ મનમા રટણ કરી આ જીવનને સફળ કરવુ. આ મનુષ્યભવ શા માટે મળ્યો છે? કાઈ ખાવા-પીવા કે પૈસા એકઠા કરવાનો એનો ઉદ્દેશ ન જ હોય. પૈસાવાળાને કોઈ પ્રકારનુ અંતરનુ સુખ હોય એવી માન્યતા વસ્તુ-સ્વરૂપનુ અજ્ઞાન સૂચવે છે. અહી તો ગુણને એકઠા કરી, સંગ્રહી, સ્વાયત્ત કરી, વિકાસમા પ્રગતિ કરવાનુ કર્તવ્ય છે એ કાર્યના ગુણને ઓળખી તેનુ બહુમાન કરવું અને તે દ્વારા ગુણના વાતાવરણમા પડી જઈ વિકાસની સપાટી ઊંચી લઈ જવાની છે

આપણે આ જીવનની શરૂઆતમા અમુક વિકાસની સપાટી પર હોઈએ છીએ એની સપાટી ઊંચી લઈ ગયા કે નીચે ઉતારી ગયા કે હતી તેની તે જ સપાટી રાખી રહ્યા-એ પ્રશ્નના નિર્ણય ઉપર જીવનની સફળતાની ગણતરી થાય છે આ ભવ સફળ કરવાનો વિશાળ માર્ગ પરગુણનુ પરિભાવન છે અને પરગુણનુ પરિભાવન એ જ પ્રમોદભાવના છે

એટલા માટે કેટલાક ગુણના ભંડાર જેવા મહારત્નો હોય છે, જેમનામાં ગુણો સારી રીતે સ્થિત થઈ ગયેલા હોય છે, ગુણો જામી ગયેલા હોય છે, ગુણો ઘર કરી રહેલા હોય છે, તેવાઓના ગુણોનુ ગાન કર એ ગુણની પ્રશંસા ભક્તિભાવે, પૂર્ણરાગથી કર. કવિતામા આવડે તો તેમા, ગદ્યમાં આવડે તો તેમાં, સાદા શબ્દોમાં આવડે તો તેમાં-તને ગમે તે રીતે તે ગુણગાનમા લીન થઈ જા, એના ગીતના તાલમા નિમગ્ન થઈ જા અને એનું બહુમાન કરવામાં તત્પર બની જા.

એ રીતે રાગાદિવિકારરહિત થઈ શાંતસ્વભાવમા વિવિધ પ્રેમના ભારથી એકરસ થઈ વિનોદ કર. શાંતરસનુ પાન કર પ્રમોદભાવના એટલે શાંતરસની ઉત્કૃષ્ટ જમાવટ છે આ રીતે હે વિનય! ગુણપરિતોષની રચના તુ કર

---

## ઉપસંહાર : પ્રમોદ

'પ્રમોદ' શબ્દમા જ ચમત્કાર રહેલો છે. પ્રાણીમાં જો સહેજ પણ ગાભીર્ય કે ઓજસ્ હોય તો એને 'પ્રમોદ' શબ્દ બોલતા અંદર એક પ્રકારની વિશુદ્ધ લાગણી થયા વગર રહે નહિ.

પ્રમોદભાવનામા ગુણચિન્તન, ગુણપ્રશંસા, ગુણસ્તવન, ગુણમહિમા અને ગુણગાનની વાત છે. ગુણસબંધી આખુ તત્ત્વજ્ઞાન બહુ સંક્ષિપ્ત શબ્દોમાં આ લેખકમહાશયના સમકાલીન તત્ત્વજ્ઞાની શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયે દ્વેષપાપસ્થાનકની સજ્ઝાયમા રજૂ કર્યું છે. એ પ્રત્યેક પાપસ્થાનકની સજ્ઝાયો એક એક ગ્રથ જેવી છે તેમ જ સૂત્ર જેવી છે, ચાવી જેવી છે ગુણનુ રહસ્ય ત્યાથી સમજી લઈએ. તેઓશ્રી કહે છે કે—

નિર્ગુણી તે ગુણવંત ન જાણે,
　　ગુણવંત તે ગુણ દ્વેષમાં તાણે. લાલન૦
આપ ગુણી ને વળી ગુણરાગી.
　　જગમા તેહની કીરતી ગાજી. લાલન૦
રાગ ધરી જે જીહા ગુણ લહીએ,
　　નિર્ગુણી ઉપર સમચિત્ત રહીએ. લાલન૦
ભવથિતિ ચિંતન સુજસ વિલાસે,
　　ઉત્તમના ગુણ એમ પ્રકાસે. લાલન૦

આ મહાન સૂત્રો છે, અર્થાતરન્યાસો છે, વિશિષ્ટ અનુભવનાં પરિણામો છે. એના પર ખૂબ આકર્ષક વિવેચન મુરબ્બી કુંવરજીભાઈએ કર્યું છે તે તેમના શબ્દોમાં જ ઉતારી લઉ છું·

"જગતમા બે પ્રકારના મનુષ્યો હોય છે ગુણી અને નિર્ગુણી તેમા જે પોતે જ નિર્ગુણી હોય છે તે તો બીજાને ગુણી દેખતો જ નથી. કપટી માણસ બીજા સરલને પણ કપટી જાણે છે. પાપી માણસ બીજાને પાપી જાણે છે દુરાચારી માણસ બીજાને દુરાચારી ધારે છે લપટ માણસ સાધ્વી સ્ત્રીને પણ કુલટા ધારે છે આ પ્રમાણે જગત્પ્રવૃત્તિ છે તેમા કાઈ આશ્ચર્ય થાય તેમ નથી, કારણ કે જેવુ પોતાના અતરમા હોય છે, તેવુ જ બહાર દેખાય છે, પણ આશ્ચર્ય તો તેમા થાય છે કે પોતે ગુણી છતા પણ કેટલાક એવા ઈર્ષ્યાયુક્ત સ્વભાવવાળા હોય છે કે બીજાના ગુણને જોઈ શકતા નથી, સહન કરી શકતા નથી, અન્યથી થતી કોઈની પ્રશસા સાભળી શકતા નથી, તેથી તેના ગુણમાં મિથ્યા દોષારોપણ કરીને પોતાના હૃદયમા રહેલો દ્વેષ પ્રકટ કરે છે. ખરો સુજ્ઞ તો તેનો ભાવ તરત જ સમજી જાય છે અને તેના ગુણીપણામાં આ મોટી ખોડ છે એમ વિચારી હૃદયમા ખેદ પામે છે. શાસ્ત્રકાર આવા ગુણીની પ્રશસા કરતા નથી તે તો કહે છે કે–જે ગુણી અન્યના ગુણના રાગી હોય, પોતાના વિશેષ ગુણ કરતા પણ અન્યના સામાન્ય ગુણની–અલ્પ ગુણની કિમત વધારે આંકતા હોય, શુદ્ધ

અંતઃકરણથી તેની પ્રશંસા કરતા હોય, અનુમોદના કરતા હોય અને કરાવતા હોય તેવા પુરુષની જ કીર્તિ જગતમાં જાગૃત રહે છે, ફેલાય છે, વિસ્તાર પામે છે, માટે ગુણના ઇચ્છુક જનોએ પોતાનામા અલ્પ ગુણ હોય કે વિશેષ ગુણ હોય, પણ તે તરફ દૃષ્ટિ નહિ કરતા અન્ય મનુષ્યમા રહેલાં દાન, શીલ, સંતોષ, પરોપકાર, દયાળુતા, નિરભિમાનપણું, સરલતા, પ્રામાણિકતા, સત્યવાદીપણું, લોકપ્રિયતા, વિનય, વૈરાગ્ય અને ક્ષમા વગેરે ગુણોને થોડા કે વધતા પ્રમાણમા જોઈ હર્ષિત થવુ, તેની પ્રશંસા કરવી, તેની ખ્યાતિ થતી જોઈને રાજી થવુ અને તેનામા તે તે ગુણ બન્યા રહે, વૃદ્ધિ પામે અને વિશેષ પ્રશંસનીય થાય તેવી જિજ્ઞાસા રાખવી. આ પ્રમાણેના વર્તનથી વાસ્તવિક રીતે કહીએ તો તેવા ગુણરાગી પ્રાણીની પોતાની જ કીર્તિ થાય છે, મનુષ્યમાત્ર તેને વખાણે છે. આવી સહનશીલતા રાખવી–રહેવી જેવી મુશ્કેલ છે તેવી જ જરૂરની છે.

"કર્તા મહાપુરુષ પ્રાંતે એવી ઉપયુક્ત શિક્ષા આપે છે કે–હે ભવ્ય પ્રાણીઓ! જ્યાં જ્યા ગુણ દેખો ત્યા ત્યા તે ગુણ અલ્પ પ્રમાણમા હોય કે વિશેષ પ્રમાણમા હોય, પણ તેના ઉપર રાગ કરો. ગુણ–ગુણી અભિન્ન હોવાથી ગુણી ઉપર રાગ કરવો તે જ ગુણ ઉપર રાગ કર્યા બરાબર છે, અને તેમ કરવાથી જ તે ગુણ પોતાનામા ન હોય તો પ્રગટે છે અને હોય તો વૃદ્ધિ પામે છે આટલાથી જ બસ ન કરતા, કર્તા કહે છે કે ગુણી ઉપર રાગ કરવાની સાથે નિર્ગુણી કે દુર્ગુણી ઉપર દ્વેષ ન કરશો મનમા એમ માની ન લેશો કે ગુણી ઉપર રાગ કરવો એટલે નિર્ગુણી ઉપર દ્વેષ કરવાનુ તો અર્થાપત્તિથી સિદ્ધ થઈ ગયું. તમારે તો નિર્ગુણી કે દુર્ગુણી ઉપર દ્વેષ ન કરતા સમચિત્તવાળા રહેવુ, સમભાવ રાખવો, ક્રોધ ન કરવો, તેનામા પડેલા દુર્ગુણ કેમ નાશ પામે તેનુ ચિંતવન કરવુ, તેવો પ્રયત્ન કરવો, તે માણસ માને તેમ હોય તો તેને તેવા પ્રકારની હિતશિક્ષા આપવી. આપણાથી ન માને તો જેનાથી માને તેમ હોય તેની પાસે હિતશિક્ષા અપાવવી. તેની ઉપેક્ષા પણ ન કરવી. પ્રાંતે કોઈ પ્રયત્ને પણ જો તે માને નહિ, દુર્ગુણ છોડે નહિ, ઊલટો દ્વેષ વહન કરે તો પછી ઉત્તમ જનોએ ભવસ્થિતિનુ, સંસારમા વર્તતા અનેક પ્રકારના જીવોના કર્માયત્ત વર્તનનુ, પ્રાણીમાત્ર કર્મને વશ છે અને તે નચાવે તેમ નાચે છે એવી લોકસ્થિતિનુ ચિંતવન કરવું, પણ હૃદયમા તેના ઉપર દ્વેષ ન લાવવો, ખેદયુક્ત ન થવુ, સમભાવ જ રાખવો એવા દુર્ગુણી પ્રાણી પણ, તેની ભવસ્થિતિ ઘટશે ત્યારે, સંસાર અલ્પ રહેશે ત્યારે, જરૂર ગુણી થશે, સર્વમાન્ય થશે, પૂજ્ય થશે અને અનેક જીવોનુ હિત કરી પોતાના આત્મસ્વરૂપને પ્રગટ કરશે એમ વિચારવુ. ઉત્તમ જનોની વૃત્તિ નિરંતર આવી જ વર્તે છે"

("અઢારપાપસ્થાનકસજ્ઝાય, અર્થરહસ્ય")

આ ટાંચણ લંબાણથી મૂકવાનુ કારણ છે એમાં પ્રમોદભાવનાનું ક્ષેત્ર બહુ સુંદર રીતે સ્પષ્ટ કર્યું છે. એમા મધ્યસ્થભાવનાનો ભાવ લાવી છેલ્લી યોગભાવનાને જરા આકાર આપ્યો છે, પણ તે પ્રસ્તુત હોઈ પ્રાસંગિક છે વાત એમ છે, કે ગુણવાન પ્રાણી ગુણ જુએ

ત્યા રાજી રાજી થઈ જાય છે, એના હ્રદયની અંદર આનંદ થઈ આવે છે એની એને ઊર્મિઓ થાય છે અને એ વ્યક્ત કર્યા વગર એ હ્રદયને ખાલી કરી શકતો નથી. ગુણમા તો અનેકનો સમાવેશ થાય છે, એ પ્રત્યેકમા વળી તરતમતા હોય છે અને પ્રત્યેકનુ સ્થાન વિકાસક્રમમાં જુદુ જુદુ હોય છે, પણ નાનો મોટો પ્રત્યેક ગુણ પ્રમોદને પાત્ર છે અને ખૂબ મજા આપે તેવો છે.

પ્રમોદભાવના અન્યને અનુલક્ષીને કરવાની છે. એક પરોપકારી માણસનુ દૃષ્ટાંત લઈ તેની પ્રશંસા કરીએ ત્યારે મનમા જે અવર્ણનીય આનંદ થાય છે તે અનુભવગમ્ય જ છે. એ ગરીબો માટે, જરૂરિયાતવાળા માટે રાતદિવસ જે અગવડો ખમતા હોય અને અનેક પ્રકારની ઉપાધિનુ દુ ખ ઓછુ કરાવવા કે દૂર કરાવવા યત્ન કરતા હોય તેનો વિચાર કરતાં આત્મા ઉન્નત દશા અનુભવે છે. એના કાર્યમા કાંઈ ક્ષતિ હોય તો એ વિચારવાનુ આપણુ કામ નથી, એને પર-સેવા કરવામા કાંઇ હેતુ હશે એમ ધારી લેવુ એ આપણી નિર્બળતા અથવા અંદર રમી રહેલ ઈર્ષ્યા સૂચવે છે. એ આપણુ કામ નથી, એ આપણું ક્ષેત્ર નથી, એ આપણો વિષય નથી આપણે તો જે કોઈ પરોપકાર કરનાર હોય તેને પ્રશંસીએ અને તેમ ન જ બને તેમ હોય તો ચૂપ રહીએ, પણ પર-સેવા કરનારની નિંદા કે દોષારોપણમા તો કદી ભાગ ન જ લઈએ

આ પ્રમોદભાવના લખતા દોષ પર કાંઈ ન લખાય તો સારુ. ગુણ જેવા અને ગુણ જોઈ પ્રશંસા કરવી, આનંદમગ્ન થવુ એ દૃષ્ટિએ લખવાનો જ વિચાર હતો. સહજ દુર્ગુણ તરફ ધ્યાન અતિ અનિવાર્ય હોય ત્યાં જ ખેંચ્યુ છે

ખરી પ્રમોદભાવનાવાળાને ભારે મજા છે. એના વિશાળ હ્રદયમા આ દુનિયામાં પ્રકાશ જ દેખાય છે એ જનાવરમા, પક્ષીમાં, જળચરોમા અને નાનાં જંતુઓમાથી પણ ગુણ શોધી શકે છે અને તેને બહલાવે છે સાધારણ રીતે દુ ખ, દર્દ, શોક અને આપત્તિમય અસાર સંસારમા ગ્લાનિના પ્રસંગો વધારે હોય છે, પણ પ્રમોદવાળા ચિત્તને તો એમા પણ આનંદ જ હોય છે. એનુ ધ્યાન જ ગુણ શોધવા તરફ હોય છે અને "જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ" એ ન્યાયે એ તો જ્યા જુએ ત્યા એને ગુણ જ દેખાય છે

પ્રમોદભાવના કરનારમા સહનશીલતા ગુણ એટલો વધી શકે છે કે એનુ વિશ્વબંધુત્વ મૈત્રીભાવનાને એના ઉત્કૃષ્ટ આકારમા રજૂ કરે છે એ પ્રત્યેક ધર્મ કે સંપ્રદાયમાથી વિશુદ્ધ તત્ત્વ શોધી તેની પ્રશંસા કરે છે, એ પ્રત્યેક ક્રિયામાથી રહસ્ય શોધી તેનો લાભદાયક પ્રકાશ પ્રાપ્ત કરે છે, એ મહાતોફાની વિષયી કે વ્યસની પાસેથી પણ તત્ત્વ શોધી શકે છે અને એ તત્ત્વગવેષી થઇ આત્મવિકાસ વધારતો જ જાય છે.

પ્રમોદભાવિત આત્માને ધર્મરાગ ખૂબ હોય છે. એ કોઈ ધર્મ કે પંથની કદી નિંદા તો ન જ કરે, પણ તેમાથી એ સત્ય તારવે, દૃષ્ટિબિન્દુઓ સમજે અને પોતે ખૂબ વિકાસ પામતો જાય. સાથે અન્યને આદર્શ દૃષ્ટાન્ત પૂરુ પાડતો જાય.

પ્રમોદભાવનાવાળાને વય કે લિંગ ઉપર લક્ષ કદી જતું નથી. અમુક પ્રાણી વયમા નાનો છે કે મોટો, અથવા તેણે અમુક પ્રકારના વસ્ત્રો પહેર્યા છે કે નહિ કે હાથમાં અમુક ચીજો રાખી છે કે નહિ કે કપાળ પર અમુક ચિહ્ન કર્યું છે કે નહિ એ એની દૃષ્ટિમર્યાદાનો વિષય ન હોય. એનું ધ્યાન તો ગુણ તરફ જ હોય. ગમે તે વય કે ગમે તે લિંગ હોય, એ તો જ્યાં ગુણ જુએ ત્યા નમન કરે અને બહલાવવા અનેકવિધ પ્રયોગો કરે. આ વિશાળતા ભવ્ય છે, સ્પૃહણીય છે, વિકાસને માર્ગે ખૂબ સહાયક છે. ગુણના સબંધમા એક વાર્તિકમાં કહેવામાં આવ્યુ છે કે–'गुणा गुणज्ञेषु गुणा भवन्ति, ते निर्गुणं प्राप्य भवन्ति दोषाः।' 'ગુણો ગુણ જાણનારમા ગુણરૂપે પરિણામ પામે છે, તે જ બાબતો નિર્ગુણીને પ્રાપ્ત થતા દોષરૂપ થઈ જાય છે.' આ વાતમા ખૂબ રહસ્ય છે. આપણે જે દૃષ્ટિએ જગતને નિહાળીએ તેવી સૃષ્ટિ આપણને દેખાય છે. આ મુદ્દા પર આપણે ઉપર સહજ વિચાર પણ કર્યો હતો. નદીના સુદર મીઠાં જળ સમુદ્રમા જાય ત્યારે ખારા થઈ જાય છે આમા સસર્ગદોષ કેટલુ કામ કરે છે તેનુ દૃષ્ટાન્ત સમજાય છે. શત્રુજયા નદી મૂળમા બહુ મીઠી છે, પ્રવાહે મીઠી છે, પરતુ તેમા ગાગડીઓ નામની નદી ભળે છે ત્યારથી તે ખારી થઈ જાય છે મતલબ એ છે કે–ગુણ જાણનાર, ગુણને ઓળખનાર, ગુણની પિછાન કરનાર ગુણને ગુણ તરીકે ઓળખે છે અને તે જ બાબતો નિર્ગુણી પાસે જાય છે ત્યારે તેમાથી તે દોષો તારવે છે.

આપણે તો પરોપકાર કરનાર, ઉદારતા ધરાવનાર, સેવા કરનાર, સમાજ–ઉદ્ધારના કામ કરનાર, દુ ખ–દર્દ ઓછાં કરવાના પ્રયત્ન કરનાર, ધર્મોપદેશદ્વારા અતરગ વૃત્તિ સુધારનાર અને અહિંસા તથા સત્યના પયગામ પહોંચાડનારના ગુણો ગાવા, તેને માટે તેનું બહુમાન કરવું અને તે ગુણવિકાસ દુનિયામાં વિસ્તરે તેટલા માટે ઇષ્ટ પ્રયત્ન કરવા. અહી એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે આખી દુનિયાને સુધારવાનો આપણે સોદો (કોન્ટ્રેક્ટ) કર્યો નથી, પણ જ્યા ગુણ દેખાય ત્યા પ્રશસવા અને ન દેખાય ત્યાં મૌન રહેવા તો જરૂર બધાયા છીએ. બધાયા છીએ એટલે જો આપણે આપણો આત્મવિકાસ સાધવો હોય તો તેમ કરવું એ આપણી આપણા તરફની ફરજ છે.

કોઈ સતપુરુષ હોય, આધિ–ઉપાધિ–રહિત હોય, સંસારબધનને છોડી આનદ માણતા હોય – એના ત્યાગની, એના વર્તનની, એની સત્યપ્રિયતાની પ્રશસા કરીએ ત્યારે અતરાત્મા કઈ દશા અનુભવે છે? ત્યા કેટલી શાતિ થાય છે? કેવો વિલાસ થાય છે? કેટલો તેજપુજ જણાય છે? આ વિચારીએ એટલે ગુણદૃષ્ટિ આવે છે અને એવી દૃષ્ટિ આવી ગઈ એટલે તો પછી ઉત્તરોત્તર વીતરાગભાવમાં પણ પ્રમોદ થાય છે અને જે ભાવનો પ્રમોદ થયો ત્યા પહોચવાનુ લક્ષ્ય થાય છે. લક્ષ્ય નિર્ણીત થયુ એટલે તેની પ્રાપ્તિ માટે પ્રયત્ન થાય છે અને પ્રયત્ન શરૂ થતા સાધનોની શોધ થાય છે. સાધનો મળતાં જે આજનુ સાધ્ય હોય તે આવતી કાલનુ પ્રાથમિક પદચલન બને છે. આ રીતે પ્રમોદભાવ સાધ્યપ્રાપ્તિનો માર્ગ સરળ કરી આપે છે.

પ્રમોદભાવ સ્ત્રીપુરુષના ભેદને વિસરાવે છે, મહાન સહિષ્ણુભાવ પ્રાપ્ત કરાવે છે, નિરર્થક કથની કે નિંદામાથી બચાવે છે, ઈર્ષ્યા–અસૂયાને ભુલાવી દે છે, માત્સર્યને ખસેડી નાખે છે, પૈશુન્ય કે અન્યાયને પાદપ્રહાર કરે છે, કલહ–કકાસને તિલાંજલિ આપે છે, મનને વિશાળ બનાવે છે, કલ્પનાશક્તિને તીવ્ર બનાવે છે, વિચારણાશક્તિને વેગ આપે છે અને સંક્લિષ્ટ ભાવ, તુચ્છતા કે મંદતાને દૂર કરી દે છે.

એકાતમાં બેસી જરા ચેતનરામ સાથે વાતો કરીએ, જે મહાપુરુષોએ એને જોયો છે, જાણ્યો છે તેને યાદ કરીએ, દુનિયાની જંજાળમાથી જરા મુક્ત થઈ કોઈ પર્વતના શિખર પર કે ગિરિકંદરામાં કે વનપ્રદેશમા બેસી જરા મહાપુરુષોના યશોગાન ગાઈએ, ત્યા બેસી **'અબ હમ અમર ભયે ન મરેંગે'** એવા ભાવો ગાઈએ, એના ગાનારને યાદ કરીએ, નિશદિન એના રટણ કરીએ ત્યારે જે અનિર્વચનીય આહ્લાદ થાય તે વચનાતીત છે, શબ્દાતીત છે, વર્ણનાતીત છે.

મનને વિશાળ કરનાર, આદર્શને નિર્મળ કરનાર, દુનિયાના સત્ત્વશાળી પુરુષોને પોતાની કૂખમા લાવનાર, સદા ઉજ્જવળ બાજુ ઉપર લક્ષ્ય રાખનાર પ્રમોદભાવમા શાતસુધારસની જમાવટ છે, રેલછેલ છે, આનંદમહોદય છે અને પ્રગતિમંદિરનું તે ખરુ સોપાન છે. શ્રીમદ્વિનયવિજય ઉપાધ્યાય પ્રમોદપૂર્વક પ્રમોદભાવમાં લીન થવા પ્રેરણા કરે છે. એ માર્ગે પ્રગતિ કરી ધર્મધ્યાનનું અનુસંધાન કરો.

इति प्रमोदभावना। १४.

---

જિહ્વા ડાહી થઈને ગુણીના ગુણનું પ્રેમે કરજે ગાન,
અન્ય–કીર્તિને સાંભળવાને સજ્જ થજો હે બંને કાન;
પ્રૌઢ લક્ષ્મી બીજાની નીરખી નેત્રો તુમ નવ ધરજો રોપ,
પ્રમોદભાવનાભાવિત થાશો તો મુજને તુમથી સંતોષ.

૫ અમૃતવિજયજી

---

# પ્રકરણ પંદરમું

## કરુણાભાવના

मालिनी

प्रथममशनपानप्राप्तिवाञ्छाविहस्ता-
स्तदनुवसनवेश्मालङ्कृतिव्यग्रचित्ताः ।
परिणयनमपत्यावाप्तिमिष्टेन्द्रियार्थान् ,
सततमभिलषन्तः स्वस्थतां क्वाश्नुवीरन्[1] ॥ क १ ॥

शिखरिणी

उपायानां लक्षैः कथमपि समासाद्य विभवं,
भवाभ्यासात्तत्र ध्रुवमिति निबध्नाति हृदयम् ।
[2]अथाकस्माद्स्मिन्विकिरति रजः क्रूरहृदयो,
रिपुर्वा रोगो वा भयमुत जरा मृत्युरथवा ॥ ख २ ॥

स्रग्धरा

स्पर्धन्ते केऽपि केचिद्दधति हृदि मिथो मत्सरं क्रोधदग्धा,
युध्यन्ते केऽप्यरुद्धा धनयुवतिपशुक्षेत्रपद्रादिहेतोः ।
केचिल्लोभाल्लभन्ते विपदमनुपदं दूरदेशानटन्तः,
किं कुर्मः किं वदामो भृशमरतिशतैर्व्याकुलं विश्वमेतत् ॥ ग ३ ॥

---

क १. प्रथम પહેલા તો (क्रि वि) अशन ખાવાના પદાર્થો विहस्ता વ્યાકુળ ચિત્તવાળા वसन કપડા वेश्म ઘર अलंकृति ઘરેણા (સોના, રૂપા તથા ઝવેરાતના) परिणयन લગ્નસબંધ अश्नुवीरन् મેળવે, પ્રાપ્ત કરે

ख २ उपायाना लक्षै લાખો ઉપાયો વડે कथमपि મહામુશ્કેલીએ भवाभ्यास અનાદિ અભ્યાસ, સંસ્કાર ध्रुव સ્થાયી अकस्मात् અણધારી રીતે, અણચિંતવી રીતે विकिरति નાખે છે रज ધૂળ

ग ३ स्पर्धन्ते સ્પર્ધા–હરીફાઈ કરે છે, મોટા કહેવરાવવા મથે છે मत्सर માત્સર્ય, પરનો ઉત્કર્ષ ન સહન કરવાની વૃત્તિ, અદેખાઈ, ઈર્ષ્યા अरुद्धा કોઈ પણ જાતના અંકુશ વિનાના क्षेत्र ખેતર, જમીન पद्र ગામ, નગર अनुपद ડગલે ને પગલે अरतिशत સેંકડો પીડા, ઉદ્વેગ, દુઃખ

---

૧ પાઠા : क्काशु तीरन्

૨ પાઠા · कथा

उपजाति

स्वयं खनन्तः स्वकरेण गर्तां,
मध्ये स्वयं तत्र तथा पतन्ति ।
[1]तथा ततो निष्क्रमणं तु दूरे-
ऽधोऽधः प्रपाताद्विरमन्ति नैव ॥ घ ४ ॥

प्रकल्पयन्नास्तिकतादिवाद-मेवं प्रमादं परिशीलयन्तः ।
[2]मग्ना निगोदादिषु दोषदग्धा, दुरन्तदुःखानि हहा सहन्ते ॥ ङ ५ ॥

शृण्वन्ति ये नैव हितोपदेशं, न धर्मलेशं मनसा स्पृशन्ति ।
रुजः कथंकारमथापनेया-स्तेषामुपायस्त्वयमेक एव ॥ च ६ ॥

अनुष्टुप्

परदुःखप्रतिकार-मेवं ध्यायन्ति ये हृदि ।
लभन्ते निर्विकारं ते सुखमायतिसुन्दरम् ॥ छ ७ ॥

---

घ ४ स्वकरेण પોતાના હાથ વડે જ गर्ता ખાડો तथा એવી રીતે निष्क्रमण બહાર નીકળવાનું दूरे છેટું રહે, દૂર રહે विरमन्ति અટકે છે

ङ ५ प्रकल्पयन् રચતા, બનાવતા, ગોઠવતા, प्रमाद પ્રમત્તભાવ (પારિભાષિક-પરિચય જુઓ) परिशीलयन्त પોષણ કરે છે (કૃદંત) दुरन्त છેડો ન આવે તેવા, અપરંપાર हहा આશ્ચર્ય.

च ६ धर्मलेश ધર્મનો અંશ, દેશથી ધર્મ कथंकार કયા ઉપાયે ? रुज વ્યાધિઓ अपनेया નિવારણ કરવા, સારું કરવા

छ ७ प्रतीकार નિવારણ, અટકાયત निर्विकार અનંત, વિકારરહિત, શાશ્વત आयतिसुन्दरम् ભવિષ્યમાં કલ્યાણ કરનારું

---

૧. પાઠા० यथा
૨. પાઠા० : मग्ना

क ૧. પ્રથમ તો ખાવાપીવાની વસ્તુઓની પ્રાપ્તિ કરવાની ઇચ્છા કરવામા પ્રાણીઓ આકુળ-વ્યાકુળ રહે છે, ત્યાર પછી કપડાં લેવા, ઘર બધાવવાં, ઘરેણા ઘડાવવાંની બાબતમાં વ્યગ્ર રહે છે, ત્યાર પછી લગ્ન-વિવાહ સબધમાં, પછી સતતિની પ્રાપ્તિની બાબતમા અને સાથે મનપસદ ઇદ્રિયોના ભોગો મેળવવાની અભિલાષાઓ કરવામા વ્યાકુળ રહે છે – આમા મનની સ્થિરતા ક્યાથી મેળવે ?

ख ૨. લાખો (સારા કે ખરાબ) ઉપાયો કરીને આ પ્રાણી જેમ તેમ સહજ વૈભવ મેળવે છે અને પ્રાપ્ત કરીને પૂર્વકાળના સસ્કારના લાબા અભ્યાસથી તે જાણે સ્થાયી જ હોય એમ ધારીને તેની સાથે હૃદયને જોડી દે છે, તેની સાથે પાકી ગાઠ પાડી દે છે, પરતુ દુષ્ટ ચિત્તવાળો શત્રુ અથવા રોગ અથવા ભય અથવા ઘડપણ અથવા તો વિકરાળ કાળ (મરણ) એ સર્વની ઉપર અણધારી રીતે ઓચિતી ધૂળ ફેરવી દે છે.

ग ૩. કેટલાક પ્રાણીઓ બીજાની સાથે સ્પર્ધા–હરીફાઈ કર્યા જ કરે છે, કેટલાક ક્રોધથી બળી-ઝળી જઈ પોતાના હૃદયમા અદર અદર મત્સરભાવ (દ્વેષ–અસહનવૃત્તિ) રાખ્યા કરે છે, કેટલાંક પૈસા ખાતર, સ્ત્રી ખાતર, ઢોરઢાખર ખાતર, જમીન ખાતર કે ગામ, નગર વગેરેની ખાતર નિરકુશપણે મોટી લડાઈ માડે છે, જગ જમાવે છે, કેટલાં યે લોભની ખાતર દૂર પરદેશમા રખડપાટી કરીને ડગલે ને પગલે આપદાઓને વહોરી લે છે આ વિશ્વ–દુનિયા તો સેકડો ઉદ્વેગો, આપત્તિઓ અને દુખોથી વ્યાકુળ થઈ ગયેલ છે. આમા આપણે તે શુ કરીએ અને શુ બોલીએ ?

घ ૪. (પ્રાણી) પોતાના હાથથી ખાડો ખોદીને પોતાની જાતે જ તે ખાડામાં એવી રીતે ઊંડો ઊતરે છે કે તેમાથી બહાર નીકળવાની વાત તો દૂર રહી, પણ એમા વધારે ને વધારે ઊડા પતનની બાબતથી પણ તે વિરામ પામતો નથી.

ङ ૫. પ્રાણીઓ નાસ્તિક વગેરે વાદોની રચના કરીને પ્રમત્તભાવનુ પોષણ કરે છે અને દોષોથી બળેલાઝળેલા રહીને નિગોદ વગેરેમાં ઊતરી જઈને અપરપાર દુખોને, અહાહા ! સહન કરે છે

च ૬. જે પ્રાણીઓ હિતનો ઉપદેશ સાંભળતા નથી અને ધર્મના એક અશને મનથી પણ સ્પર્શતા નથી – સ્વીકારતા નથી, તેમના વ્યાધિઓ કયા ઉપાયથી દૂર કરવા ? તેમને માટે તો આ એક જ ઉપાય છે

छ ૭. એવી રીતે પારકાના દુખોના નિવારણનો ઉપાય જે પ્રાણી પોતાના મનમાં ચિતવે છે તે વિકાર વગરનુ અને ભવિષ્યમાં મહાકલ્યાણ કરનારુ સુખ પ્રાપ્ત કરે છે

---

# गेयाष्टक*

सुजना! भजत मुदा भगवन्तं, सुजना! भजत मुदा भगवन्तम् ।
शरणागतजनमिह निष्कारणकरुणावन्तमवन्तम् रे ॥ सुजना!० ॥ १ ॥
क्षणमुपधाय मनः स्थिरतायां, पिबत जिनागमसारम् ।
कापथघटनाविकृतविचारं, त्यजत कृतान्तमसारं रे ॥ सुजना!० ॥ २ ॥
परिहरणीयो गुरुरविवेकी, भ्रमयति यो मतिमन्दम् ।
सुगुरुवचः सकृदपि परिपीतं, प्रथयति परमानन्दं रे ॥ सुजना!० ॥ ३ ॥
कुमततमोभरमीलितनयनं, किमु पृच्छत पन्थानम् ।
दधिबुद्ध्या नर जलमन्थन्यां, किमु निदधत मन्थानम् रे ॥ सुजना!० ॥ ४ ॥
अनिरुद्धं मन एव जनानां, जनयति विविधातङ्कम् ।
सपदि सुखानि तदेव विधत्ते, आत्माराममशङ्कम् ॥ सुजना!० ॥ ५ ॥
परिहरताश्रवविकथागौरव-मदनमनादिवयस्यम् ।
क्रियतां सांवरसाप्तपदीनं, ध्रुवमिदमेव रहस्यं रे ॥ सुजना!० ॥ ६ ॥
सह्यत इह किं भवकान्तारे, गदनिकुरम्बमपारम् ।
अनुसरताहितजगदुपकारं, जिनपतिमगदङ्कारं रे ॥ सुजना!० ॥ ७ ॥
शृणुतैकं विनयोदितवचनं, नियतायतिहितरचनम् ।
रचयत सुकृतसुखशतसन्धानं, शान्तसुधारसपानं रे ॥ सुजना!० ॥ ८ ॥

---

१ सुजना સજ્જન—સારા માણસો कारण અપેક્ષા, હેતુ अवन्तम् રક્ષણ કરતા; બચાવતા

२ क्षण થોડો વખત उपधाय સ્થાપીને कापथ ખોટો માર્ગ घटना રચના कृतान्त ધર્મનિર્ણય, Dogma

३ अविवेकी હિત—અહિત ન સમજનાર, ગાંડા भ्रमयति ચક્કરે ચઢાવે છે, ગોટાળામાં નાખી દે છે मतिमन्द ઓછી બુદ્ધિવાળા, સાધારણ સમજણવાળા

४ कुमत મિથ્યા અભિપ્રાય, દુષ્ટ મત भर રાશિ मीलित અજાયલી મીંચાઈ ગયેલી, ચોટેલી दधि દહીં जलमन्थनी ગોળી मन्थान રવૈયો, મન્થનદંડ, દહીં વલોવવાનું સાધન

५ अनिरुद्ध રોધ કર્યા વગરનું, निरंकुश आतङ्क પીડા, સંતાપ, વ્યાધિ, सपदि શીઘ્ર, તુરત आत्माराम આત્મબગીચામાં ફરનાર

---

* રાગઃ—'આજ ગયા'તા અમે સમવસરણમાં' એ દેશીમાં ચાલશે, પણ પંક્તિને છેડે 'રે' નથી આવતો ત્યાં છેલ્લું પદ જરા ખેંચવું પડશે પ્રતમાં 'રામકલી રાગ' જણાવ્યો છે 'હમારો અબર દેહુ મુરારિ' એ દેશી જણાવે છે

૧. સજ્જન બંધુઓ ! અંતઃકરણના ઉલ્લાસપૂર્વક ભગવાનને ભજો, તમે પૂર્ણ આનંદથી ભગવાનને ભજો. એ ભગવાન કોઈ પણ પ્રકારની અપેક્ષા વગર કરુણાવાળા છે અને એમને શરણે આવેલાનું રક્ષણ કરનારા છે. એવા ભગવાનને ભક્તિથી ભજો

૨. (તમારા) મનને થોડો વખત સ્થિરતામાં સ્થાપન કરીને જિનાગમનો સ્વાદ ચાખો અને આડાઅવળા માર્ગોની રચનાથી તમારું વિચાર-વાતાવરણ વિકાર પામી જાય છે તે વિચારશ્રેણીને નુકસાન કરનાર અને અસાર સમજીને તેનો ત્યાગ કરો.

૩. હિતાહિત ન સમજનાર ગુરુ (ધર્મોપદેશક) જે સાધારણ અથવા મંદબુદ્ધિવાળા પ્રાણીને ભ્રમમાં નાખી દે છે તેનો ત્યાગ કરવો ઘટે. સદ્ગુરુ-મહાત્માનું વચન એક વાર પણ સારી રીતે પીધું હોય તો લીલાલહેર વિસ્તારે છે.

૪ ખોટા અભિપ્રાયના અંધકારરાશિથી જેની આંખો અંજાઈ ગઈ હોય એવાને તું માર્ગસંબંધી સવાલો શા માટે પૂછે છે? પાણીની ગોળીમાં દહીંની સમજણથી તારી રવઈને શા માટે નાખે છે?

૫. પ્રાણીઓના મનને અંકુશ વગર છૂટું મૂકી દીધું હોય તો તે અનેક પ્રકારની પીડા-ઉપાધિઓ કરી મૂકે છે એ જ મનને જો આત્મારામની વાટિકામાં રમણ કરતું અને શંકા વગરનું કર્યું હોય તો તે એકદમ સુખોને આપે છે.

૬. અનાદિ કાળના દોસ્ત થઈ પડેલા આશ્રવો, વિકથાઓ, ગૌરવો અને કામદેવને તું તજી દે અને સંવરને તારો મિત્ર બનાવ. ખરેખર, આ સાચેસાચું રહસ્ય છે.

૭. આ સંસારરૂપ મહાઅરણ્યમાં પાર વગરના વ્યાધિઓના સમૂહોને શા માટે સહન કરો છો? જિનપતિ નામના વૈદ્યરાજ જે જગતની ઉપર ઉપકારો કરી રહ્યા છે તેને અનુસરો.

૮. વિનયે કહેલું વચન જે ચોક્કસપણે ભવિષ્યમાં (તમારા) હિતની રચના કરનાર છે તેને એકવાર બરાબર સાંભળો અને અનેક પ્રકારના પુણ્ય અને સેંકડો સુખોની સાથે અનુસંધાન કરી આપનાર શાંતસુધારૂપ અમૃતનું પાન કરો

—*—*—*—

૬ परिहरत છોડો, તજો मदन કામદેવ, સ્પર્શેન્દ્રિય રાગ सावर સંવરની सातपदीन મિત્ર ध्रुव નક્કી, Certainly

૭ सहध्व તમે સહો છો-ખમો છો कान्तार જંગલ, અરણ્ય, गद વ્યાધિ निकुरब સમૂહ आहित સંપાદિત, કરેલ अगदङ्कार ઔષધ કરનાર, વૈદ્ય

૮ एक અદ્વિતીય અથવા એકવાર विनयोदित વિનયે કહેલું नियत ચોક્કસ, નિશ્ચિત सुकृत પુણ્ય, સદાચરણ सन्धान આત્મા સાથે સંયોજન रचयत કરો, રચો, બનાવો

# કારુણ્ય : : પરિચય

क १. ચિત્તની સ્થિરતા પ્રાપ્ત કરવા માટે એમા જે રાગદ્વેષનો કચરો જામ્યો છે તે પ્રથમ દૂર કરવો જોઇએ, અને તે માટે આ મૈત્ર્યાદિ ચાર ભાવનાની યોજના કરવામા આવી છે જેમ મૈત્રીભાવનામા રાગને વિશ્વ સુધી લબાવતા એ વિશાળ બની આખરે તેમા લય પામી જાય છે, તેમ દ્વેષનો ત્યાગ કરવાનો ઉપાય આખા વિશ્વમાં દયાભાવને લબાવતાં પ્રાપ્ત થાય છે પારકાના દુખસબધી વિચાર કરતા અને તેમાંથી તેને બચાવવાનો વિચાર કરતાં પ્રાણી વિશ્વબધુત્વભાવની પેઠે પોતાની કરુણાની પાખો ચારે તરફ વિસ્તારે છે અને પરિણામે એ પોતાની જાતને વીસરી જઈ વિશ્વદયામાં લીન થઈ જાય છે. આવા પ્રાણીને પારકાનાં દુઃખો જોવાનુ, તેનો અભ્યાસ કરવાનુ, તેનુ પૃથક્કરણ કરવાનું, તેને દૂર કરવાના ઉપાયો વિચારવાનું અને તે દ્વારા ચિત્તનો પ્રસાદ પ્રાપ્ત કરવાનુ સદ્ભાગ્ય સાપડે છે. એટલા માટે પારકાના દુ.ખોના પ્રકારો વિચારવા અને તેના પ્રતિકારો (દુખ દૂર કરવાના ઉપાયો) વિચારવા એ યોગપ્રગતિમા મનને સ્થિર કરવાને અગે અતિ અગત્યનો ભાગ ભજવે છે. દુ.ખના પ્રકારો આ સસારમા એટલા બધા છે કે એને સર્વાંશે તો શુ પણ એના એક વિભાગના નાના અશને પણ પૂરતો ન્યાય આપી શકાય નહિ એટલા માટે દુખના પ્રસગો પર સામાન્ય અવલોકન કરી લેખક-મહાત્મા તેના ઉપર વિચારણા કરે છે અને બાકીની હકીકત વાચકની બુદ્ધિ પર છોડે છે.

આ દુખપરપરાની વિચારણામા પ્રતિકારના પ્રસગો આવી જશે અને પ્રત્યેક પ્રસંગમા દયા એના ઉત્કૃષ્ટ આકારમા બહાર આવશે આટલો સામાન્ય ઉપોદ્ઘાત કરી આપણે એ પ્રસંગો અને પ્રતિકારના માર્ગો વિચારી જઇએ

બાહ્ય ક્રિયાઓ પર કાઈ ખાસ આધાર નથી આપણે જોયુ છે કે બાહ્ય દૃષ્ટિએ સમાન ક્રિયા કરનારના કર્મબંધમા ઘણો તફાવત પડે છે તે ક્રિયા કરતી વખતે મનની પ્રવૃત્તિ કેવા પ્રકારની વર્તે છે તે પર કર્મબધનો આધાર રહે છે એક ટેબલ પર બેસી વાતો કરનારમાંથી એક તીવ્ર ક્લિષ્ટ કર્મબધન કરે અને બીજો કર્મની નિર્જરા કરે એ બનવાજોગ છે માનસિક હલનચલન પર કર્મબધનો ઘણો આધાર છે

એ મનને સ્થિરતા પ્રાપ્ત થાય, અને જ્યા ત્યા રખડતુ બધ કરાય અને એ ખૂબ પ્રસાદ પામે એ મુખ્ય કર્તવ્ય છે મનને કબજામાં રાખવુ એ રાજયોગ છે અને 'મન સાધ્યુ તેણે સઘળુ સાધ્યુ' એ યોગી આનદઘનજીનુ વચન નિ.શક સત્ય છે. નીચેના પ્રસગો વિચારો. એ જ્યા હોય ત્યા મનની સ્થિરતા સભવે ખરી ?

આ પ્રાણીને સર્વથી પ્રથમ તો ખાવાની વસ્તુઓ મેળવવાની વાછા પાર વગરની હોય છે એ ગરીબ હોય તો અનાજ, શાક, ઘી, વગેરે ક્યાથી લાવવા તેની પીડા તેને હોય, ધનવાન હોય તો આજે કેટલા શાક કરવા તેની ખટપટ, પરિચયવાળો હોય તો આજે મ્હેમાનોને શુ જમાડવું તેની ખટપટ, ઉજાણીમા કે જમણવારમાં કયા કયા શાકોના

સયોગો કરવા, કેટલી ચટણીઓ બનાવવી, રસોઈ કેવી બનાવવી, ઠામ-વાસણ ક્યાથી લાવવા વગેરે અનેક પ્રકારની ભોજનને લગતી ગોઠવણો કરવાની હોય છે જેને હોય છે એ કદી પણ ધરાતો નથી અને ન હોય તે તો ધરાય જ શેનો? ઓછુ હોય તેને 'जठरपीठरी दुःपुरेयं, करोति विडम्बनाम्'—આ પેટરૂપ ખાડો કદી પુરાતો નથી અને વિડબના કર્યા કરે છે જેને બહુ હોય તેને અપચો, બધકોશ અને અતિસારની ગૂચવણ થયા કરે છે વાત એ છે કે, એક અથવા બીજા આકારમા પ્રાણી ખાવાની બાબતમા ઘડભાજ કર્યા જ કરે છે અને તેને માટે વિહ્વળ રહ્યા કરે છે. એટલી જ ગૂચવણ 'પાન'ની આવે છે. પાન એટલે પીણુ ઉનાળામા ઠંડા પાણી રાખવા, શિયાળામા સહેજ ગરમ રાખવુ અને નવા યુગમાં ક્લબોમા મદિરા વગેરે અનેક પ્રકારનાં પીણાંની અનેક વિવિધતાઓ ચાલ્યા જ કરે છે. આમા ભાગ, દુધિયુ, દૂધ, સોડાલેમન વગેરે ઠડા પીણાંનો સમાવેશ થઇ જાય છે. સર્વથી પ્રથમ ખાવા-પીવાની વસ્તુઓની વાંછાથી ચિત્તમાં ઉદ્વેગ થાય છે. આ સ્થિતિમાંથી સન્યાસી સાધુઓ પણ ભાગ્યે જ મુક્ત રહે છે. મુક્ત હોય તે જરૂર વદ્ય છે.

પછી કપડાની ખટપટ, તે ખરીદવાની વ્યગ્રતા અને ફેશનની તપાસણીમા વ્યગ્રતા ખૂબ થાય છે. સ્ત્રીઓને તો આ વ્યગ્રતાનો પાર નથી. બ્લાઉઝના આકાર, બૉડિસના પ્રકાર અને પીન લગાવવાની પીડામા તથા બાલની ટાપટીપમા વ્યગ્રતાનો પાર નથી આમા ન હોય તેને અને હોય તેને પણ અગવડો અને ચિત્તની અસ્થિરતા કેટલી થાય છે તે અવલોકન કરવા જેવુ છે.

ત્યારપછી ઘરનું ઘર કરવુ – તેના પ્લાનો (નકશાઓ) તૈયાર કરાવવા અને ચણતરની સેકડો સામગ્રીઓ તથા કડિયા-સુતાર સાથેની માથાકૂટ અને ઘર બધાવ્યા પછી પણ તેનાં રગ, શોભા અને બગીચાની બાબતો તથા ગૃહોપસ્કરની ખરીદી અને ગોઠવણ ઇત્યાદિ – અનેક પ્રકારની વ્યગ્રતા ઉત્પન્ન કરે છે.

ત્યારપછી એનુ મન ઘરેણા ઘડાવવા-તૈયાર કરવા તરફ જાય છે. ઝવેરાત અને સોના-રૂપાના દાગીનાઓ મનુષ્યનો સમય રોકે છે અને છતા સાપડેલ ચીજની કિમત બહુ થોડા દિવસ જ ટકે છે એ જાણીતી વાત છે. આ સર્વ બાબતો પ્રાણીને આખો વખત ઊભો ને ઊભો જ રાખે છે એને ઊધમા પણ શાતિ મળતી નથી.

આ ઉપરાત પરણવાની ખટપટ ઓછી નથી. નવયુગમા તો વળી તે નવા આકારો ધારણ કરતી જાય છે. ઊગતી વય, પૂર્વપશ્ચિમની ભાવનાનુ સઘર્ષણ અને આખી વિવાહપદ્ધતિને નવયુગ સાથે એકરૂપ થતાં બહુ સમય લાગે તેમ જણાય છે. પોતાના કે પોતાનાં જે હોય તેના લગ્નનો પ્રશ્ન ચિત્તને ખૂબ વ્યગ્ર કરે છે પરણેલાને સુખ નથી અને વાઢા (કુવારા)ના માનસિક દુખોનો પણ પાર નથી.

લગ્ન પછી છોકરાં થાય એટલે એને ઉછેરવાની, કેળવવાની, વ્યવહારમાં જોડવાની ખટપટ રહ્યા જ કરે છે. આને લીધે ચિત્તની સ્થિરતા પ્રાપ્ત થતી નથી.

સર્વથી વધારે તો પાંચે ઇંદ્રિયના વિષયો ખૂબ જોર કરે છે એ જ્યાં ત્યાં પ્રાણીને માથાં મરાવે છે. એને કોઈ પ્રકારના ભોગથી તૃપ્તિ થતી નથી અને એક ઇચ્છા સહજ પૂરી થાય ત્યાં બીજી જાગે છે એને રાગરાગણી સાંભળવાની ઇચ્છાઓ, નાટક–સિનેમા જોવાના શોખો, સંગીતને સ્વાયત્ત કરવાની ભાવનાઓ, સ્ત્રી ભોગવવાની અભિલાષાઓ એવી તો વળગેલી હોય છે કે એને એકે કાર્યમાં સ્થિરતા થતી નથી અને મન આખો વખત આકુળવ્યાકુળ રહ્યા કરે છે

આમાં ચિત્તની એકાગ્રતા ક્યાં થાય? પ્રાણી પોતાને હાથે સંયોગો ઊભા કરે છે અને પછી એનાથી જ મૂંઝાય છે. એમાં હોય તેને સંતોષ નથી અને ન હોય તેને તો દુઃખનો પાર નથી.

આવા પ્રકારની પરિસ્થિતિમાં શાંતિનો સવાલ ક્યાં થાય? કેમ મળે? કેવી રીતે મળે? મનપ્રસાદ–ચિત્તસ્થૈર્ય કેમ થાય?

આવા સંયોગોમાં પડેલા, સ્વયં દુઃખને ઊભું કરી તેનાથી હેરાન થનારા પ્રાણીના સંયોગો પર કરુણાભાવ ન આવે તો બીજું શું થાય? ખૂબ વિચારવા જેવી આખી પરિસ્થિતિ છે ચારે તરફ દાવાનળ સળગી રહ્યો છે, ભયંકર ઉકળાટ છે, હાથે ઊભો કરેલો ત્રાસ છે અને ગૂંચવણનું ચક્કર દેખાય છે અનંત દયાવાન્ પ્રભુ કે યોગીને એ જોઈ હૃદયમાં શું ભાવ ઉત્પન્ન થતો હશે તેનો ખ્યાલ કરવા જેવું છે

ख २. કરુણાના પ્રસંગોનો આ દુનિયામાં પાર નથી અભિલાષાઓની વિવિધતા મનને સ્થિરતા આવવા દેતી નથી એ વાત ઉપર જોઈ હવે વૈભવની પ્રાપ્તિ, રક્ષણ અને નાશને અંગે કેવી કરુણાસ્પદ સ્થિતિ પ્રાણી ઉત્પન્ન કરે છે તે વિચારીએ

આ પ્રાણી વ્યાપાર કરે, સાચા–ખોટા કરે, પરદેશ જાય, ઉજાગરા કરે, ખાવાપીવાનું વીસરે, પોતાના સિદ્ધાન્તો કે ધર્મના આદેશોને લાત મારે, ન બોલાવવા યોગ્યની ખુશામત કરે, મહાઆરંભવાળા કર્માદાનના વ્યાપાર આચરે, અપ્રામાણિકપણું કરે, ચોખ્ખો લૂંટારાનો ધંધો હોય તેમ છતાં સાહુકાર હોવાનો દાવો કરે અને સદ્ભાગ્યથી વૈભવને એકઠો કરે, પણ એને એમાં કદી સંતોષ તો થતો જ નથી. એ સર્વ ધન, ગૃહ, અલંકારને પોતાના માની બેસે, એને સ્થાયી માની બેસે, એ ઘરના ઘર યાવચ્ચંદ્રદિવાકરૌ પોતાના જ છે એમ માને, એ ખરીદીના દસ્તાવેજમાં આકાશથી પાતાળ સુધીના હક્કો પોતાના જ લખાવે અને અઘાટ વેચાણ કરી લે આ સર્વની અંદર એને 'ધ્રુવતા'(સ્થાયિત્વ)નો ખ્યાલ થાય છે એ મારું છે એવો જ એને ખ્યાલ હોય છે, અને એનો પડોશી એક ઇંચ જગ્યા દબાવે તો એ ઊંચોનીચો થઈ જાય છે.

પછી એ અનેક પ્રકારના મનસૂબા કરે છે છોકરાંના લગ્ન આવા કરશું અને અમુક અમુકને આમ નોતરશું વગેરે વગેરે. આવા શેખચલ્લીના વિચારો ચાલતા હોય છે અને

મનમાં તરંગો થતાં હોય છે ત્યાં કોઈ દુશ્મન આવી ફટકો મારે, અથવા કોઈ અસાધ્ય વ્યાધિ (ક્ષય, સંગ્રહણી વગેરે) થાય અથવા ન્યુમોનિયા કે ટાઇફોઈડ જેવો વિષમ જ્વર લાગી જાય અથવા કોઇ ભયનો પ્રસગ આવે અથવા તો જમરાજા ઓચિતુ આહ્વાન કરે એટલે સર્વ મનની મનમા રહી જાય છે અને એકઠો કરેલો વૈભવ, વસાવેલ સામગ્રી, તૈયાર કરેલ ઘરેણાં અને પોતાની માનેલી સર્વ ચીજો અને સર્વ સબંધીઓને અહી મૂકી એકલા ચાલ્યા જવુ પડે છે, અથવા નુકસાનીમા આવી પડવાથી પોતાની વસ્તુઓ પારકાના હાથમા જતી અથવા લિલામ થતી જોવી પડે છે આમાની એક પણ વાત ઉપજાવી કાઢેલ નથી. લગભગ દરરોજના અનુભવનો આ વિષય છે અને પ્રત્યેકને એક અથવા બીજા આકારમાં જરૂર બને છે. મકાન અને માલ પર ટાચો લાગે અને માલ વગેરે વેચાય એ સર્વ હૃદયદ્રાવક પ્રસગો આમા આવી જાય છે

આવા પ્રસગો પ્રાપ્ત થયે પ્રાણીની ધારણાઓ ધૂળ મળે છે, ગણતરી ઊંધી પડે છે અને ન ધારેલુ બની આવી રચેલ સૃષ્ટિનું આખુ ચક્ર ફેરવી નાખે છે, એ આપણે મહાન વિગ્રહ પછી તો એટલુ અનુભવ્યુ છે કે એ પર ઉલ્લેખ કરવાની જરૂર ભાગ્યે જ હોય

આમા વિચારવાની વાત અદરથી કરુણા ઉત્પન્ન કરે તેવી છે એક બાજુએ પ્રાણીના વૈભવ મેળવવાના વલખાને વિચારો, બીજી બાજુએ તેમાં નિષ્ફળ જનારાના ટકાઓ વિચારો, પછી જેને મળી જાય તેના મનની સ્થિતિ વિચારો, પછી મળેલ વૈભવને કેમ જાળવી રાખવો એની ચિંતાઓ વિચારો અને છેવટે એ વૈભવ જાય અથવા છોડવો પડે ત્યારે થતી દુખ-મય સ્થિતિ વિચારો.

એ સર્વથી જરા પર થઈ, સામાન્ય દુન્યવી ખ્યાલોથી જરા ઊચા આવી, થોડા વખત માટે પણ એનાથી પોતાની જાતને અલગ રાખી ચિતવી જોશો તો એ વૈભવની ઉત્પત્તિ, સ્થિતિ અને રક્ષણમા પડેલા પ્રાણીઓ જાણે કેફ કરી, ઊધુ માથું રાખીને મચ્યા જ રહેતા હોય એમ જરૂર લાગશે. એ સ્થિતિથી એમની સર્વ કાર્યપ્રવૃત્તિ તરફ તમને કરુણા આવશે, તમને એના ઉજાગરા, દોડાદોડ અને પરસેવા તરફ ગ્લાનિ થશે અને અતે એના સબધના ફરજિયાત છૂટકારા અથવા છોડાવવાના પરિણામ તરફ તમને અતરથી દયા આવશે. આવો કરુણાભાવ થાય અને એનો પ્રતિકાર કરવાનો વિચાર થાય તે મહાન છે, ભવ્ય છે, દિવ્ય છે અને સંગ્રહવા યોગ્ય છે.

ઉપર વર્ણવ્યા તે ઉપરાંત બીજા અનેક પ્રસગો દુનિયામાં પ્રાપ્ત થાય છે, પણ આ પ્રાણીમાં વાસનાના સસ્કાર એવા જામેલા હોય છે કે એ તો વસ્તુઓ ને ઘરબાર સાથે મડા-ગાંઠ બાંધે છે અને એ વસ્તુઓ કોઈક દિવસ પણ છોડવી પડશે એમ માનતો જ નથી અને કોઈ તેવુ સૂચવે તો તેને અપશુકન ગણે છે. આ સર્વ કરુણા ઉત્પન્ન કરે તેવી સ્થિતિ છે. આ વિચારણા એ કરુણાભાવનુ મૂળ છે, એના પ્રતિકારના પ્રસગો વિચારવા એ માધ્ય છે.

ગ ૨. વ્યાકુળતાના નીચેના પ્રસંગો વિચારો —

કેટલાક તો અન્યની સાથે સ્પર્ધા કરવામા જ વ્યગ્ર રહ્યા કરે છે. એને બીજાની નજરમાં પોતાના હરીફ કરતા સારા દેખાવુ છે. અદર વસ્તુ કે આવડત છે કે નહિ એનુ એને કામ નથી. એને તો માત્ર હરીફાઈ કરવી છે જ્ઞાતિઓના પટેલો, શેઠિયાઓ અને વ્યાપારીઓની અદર અદરની સ્પર્ધા જોઈ હોય તો વ્યાકુળતાનો ખરો ખ્યાલ આવે. જ્ઞાતિમાં કોઈ સારો થયો હોય તો તેને કેમ બેસાડી દેવો અથવા કાઈ નહિ તો તેની ખોટી વાતો કરવી એ જીવનમત્ર નાના શહેરો અને ગામડામા ખાસ જોવામાં આવશે.

સ્પર્ધા કરતા પણ મત્સર વધારે આકરો હોય છે. પરનો ઉત્કર્ષ સહન ન થાય એટલે ક્રોધથી બળી જાય છે અને પછી વાતો કરે તો થોડીક વાત સહજ સમજાય તેવી અને બાકીની દલીલમા शेषं कोपेन पूरयेत्–જ્યા અટકે ત્યા ક્રોધ કરીને દલીલો પૂરી પાડવી. આ માત્સર્યથી વ્યાકુળતા હદ બહારની થાય છે.

પૈસા, સ્રી, ગોધન, વાડી, ખેતર અથવા ગામગરાસને અગે પ્રાણીઓ મોટા જંગ માડી બેસે છે ધનની ખરી લડાઈઓ તો કોરટોમા જોવા જેવી થાય છે. સ્રીની ખાતર ખૂનો થાય છે અને ફાસીને લાકડે લટકવુ પડે છે. જમીન, ઘર, વાડી, બગીચા, ગામ–ગરાસના કજિયામાં પ્રાણી ખુવાર થઈ જાય છે અસલના વખતમા મોરચા મડાતા હતા અને લોહીની નદીઓ ચાલતી હતી, ત્યારે અત્યારે કોરટ, પોલિસ અને વકીલની સહાય લઈ યુદ્ધની ઇચ્છા પૂરી કરવામા આવે છે જર, જમીન અને જોરુના કલહોના સબધમાં અગાઉ ખૂબ વિવેચનો થયા છે અહી વિચારવાની વાત એ છે કે એવા ઝગડામા પડે એને અંદરની માનસિક અસ્થિરતા એટલી બધી થાય છે કે એ નિરાતે જપી શકતો નથી અને પાટિયા ગોઠવવામા અને પુરાવા તૈયાર કરવામા વ્યાકુળતાનો પાર રહેતો નથી. આવા ઝગડામા પડેલાને મનપ્રસાદ શુ થાય? એને આત્મારામ સાથે વાતો કરવાનો વખત પણ ક્યારે આવે?

લોભને વશ પડેલા પ્રાણીઓનો અવતાર તો ખરેખર શ્વાન જેવો થઈ જાય છે અહીથી પૈસા મેળવુ કે ત્યા માથુ મારુ કે આમ કરી નાખુ કે તેમ કરી નાખુ–આવા આવા વિચારો તેને આવ્યા જ કરે છે. પછી એ દૂર દેશમા જાય છે, સટ્ટા ખેલે છે, જુગાર રમે છે, અપમાનો સહે છે અને ન કરવાના અનેક કૃત્યો કરે છે. એના જીવનમાં શાંતિ, ધૈર્ય કે નિરાતને સ્થાન નથી આપત્તિ આવે ત્યારે તે જરા પાછો પડે છે પણ 'હાર્યો જુગારી બમણું રમે' તેમ એ પડતો જાય છે, ઊઠતો જાય છે અને સાત ડગલા આગળ ભરે તો પાચ ડગલા પાછો પડે છે આમ ધક્કેલે ચઢેલા એની વ્યાકુળતાનો પાર રહેતો નથી

સ્પર્ધા, મત્સર, ક્રોધ અને લોભના આ તો થોડાં ચિત્રો બતાવ્યાં છે, પણ એ પ્રત્યેકમા એને આપત્તિ, અધડામણુ અને રખડપાટો જ મળે છે, છતાં દુનિયા અત્યારે જાણે વ્યાકુળતાને વાયરે ચઢી ગઈ હોય એમ દેખાય છે.

ચારે તરફ મનોવિકારના કાળા વાદળો દેખાય ત્યા અમે તે શુ કરીએ અને શું બોલીએ? કેવા મોટા ઉપાય બતાવીએ અને કેવો ઉપદેશ આપીએ? જાણે આખી દુનિયા મોહની મદિરા પીને ઘેલી થઈ ગાડાની માફક ઠેકાણા વગરના વર્તન કરી રહી હોય એમ દેખાય છે લેખકમહાત્મા કહે છે કે– અમને ઘણો વિચાર થાય છે અને દુનિયાની આ વિચિત્ર ચર્યા જોઈ એના ગાડપણુને અગે ત્રાસ થાય છે. તમે આ ત્રાસો સમજો અને એમા રસ લઈ ઝૂકી પડ્યા છો તેને બદલે એ ત્રાસ છે એટલું સમજો

કરુણાભાવનાવાળો વિચારો કરી વધારે વધારે અવલોકન કરતો જાય છે એમ એને વિશેષ કરુણાના પ્રસગો સાપડે છે. એ દુનિયામા પીડા, ઉદ્વેગ, ગૂચવણ, ખોટી હોંસાતુસી અને દુઃખ, દારિદ્રય, દભ, દમન અને ઝગડાઓ જ દેખે છે, એને શુ કરવુ અને શુ બોલવુ તેને માટે પણ એને વિચાર થઈ પડે છે. ભૂતદયાભાવિત આત્માને આ અવલોકનને અગે ખૂબ કરુણા પ્રગટે છે અને તે અહર્નિશ વધતી જાય છે એ ચારે તરફ અસ્થિરતા અને વ્યાકુળતા જોઈ દુનિયાની ટૂંકી નજર માટે મનમા દ્રવે છે, ગૂચવાય છે અને અતરથી માનસિક દુખ વેદે છે. જ્યાં જુએ ત્યા એને કરુણાના પ્રસગો દેખાય છે

ઘ ૪. ભાવિતાત્મા વધારે અવલોકન કરે છે. ત્યા એ શુ જુએ છે? – પ્રાણી પોતાને હાથે ખાડો ખોદે છે અને એ ખાડામાં પોતે જ પડે છે એવો પડે છે કે એમાથી બહાર નીકળવાની વાત તો બાજુ ઉપર રહી, પણ એ ખાડામા પોતે વધારે વધારે ઊડો ઊતરતો જાય છે.

આ વાત ખરી છે, ખરી છે એટલુ જ નહિ, પણ તેમા મહાતથ્યાશ રહેલ છે આવો મનુષ્યભવ મળ્યા પછી પ્રાણી કામ–ક્રોધાદિને વશ થાય, અભિમાનમા આનદ માને, દભ, કપટ–રચના–જાળમા રસ લે, લોભની દોડાદોડીમા પડી જાય, શોકથી વિહ્વળ બને, રમતગમત, હાસ્ય, ઠઠ્ઠા–મશ્કરીમા સ્વતેજ ગુમાવે કે બીજા અનેક પ્રકારના મનોવિકારોને તાબે થઈ સસારમા રચ્યોપચ્યો રહે, ખાવાપીવામા જીવનની સાર્થકતા માને કે મોટાઈમા તણાઈ લાખો–ટૂકો થઈ જાય એ સર્વ શુ છે? એ સર્વ કોની પ્રેરણાથી થાય છે? એનુ પરિણામ શુ આવે? એ મોહરાયના વિલાસોમા મજા કલ્પવી એ ખાડો ખોદવાનું જ કાર્ય છે

મોહના વિલાસો એવા છે કે એને એક વાર અવકાશ આપ્યા પછી એ અટકે નહિ. એ તો ચાલ્યા તે ચાલ્યા. સ્રીભોગ કે ઇન્દ્રિયના અન્ય વિષયો કે કષાયની એક પરિણતિ લઈ વિચાર કરશો તો પતનની વ્યાપકતા, સરળતા અને નિર્ગમનની વિષમતા સમજાઈ જશે

સામાન્ય પ્રાણી એક વાર પરસ્રીસેવનના રસ્તે ઊતર્યો એટલે એ તો પછી તેમા ઊતરતો જ જશે 'જલકા ડૂબ્યા નીકસે, જો કછુ તારુ હોય, જો કોઈ ડૂબ્યા ઇશ્કમે, નીકસ્યા સુન્યા ન કોય' આ જાણીતી વાત છે, ખાડામા પડ્યા તે નીચે નીચે પડતા જ જાય છે. ધનપ્રાપ્તિમા પણ લાખ મળે ત્યારે દશ લાખની ઇચ્છા થાય છે. એક વાર કોઈ પણ મનોવિકારને માર્ગ

આપ્યો એટલે પછી અદર ને અદર ઊતરવાનુ જ થાય છે. ડુગર ચઢવુ દોહ્યલુ છે, ઊતરતા વાર લાગતી નથી. આ પ્રસગો વિચારવા યોગ્ય છે.

શુ આ જીવનનો ઉદ્દેશ નીચે ઊતરવાનો છે? અહીં આવીને કાંઈ કમાઈ જવુ છે કે હોય તે પૂજી પણ ગુમાવવી છે? આ પ્રપાત અને વધારે પ્રપાતનો વિચાર કરતાં ખેદ થાય તેમ છે.

ङ ૫. કરુણાના પ્રસંગોનો ક્યા પાર આવે તેમ છે? બુદ્ધિશક્તિ પ્રાપ્ત થઈ હોય તો પ્રાણી કલ્પનાઓ લગાવે છે. એને પરભવ સમજાતો નથી, આત્મા છે કે નહિ એની ખાતરી થતી નથી, મોક્ષની વાત એને સમજાતી પણ નથી અને પછી મતિકલ્પનામાં આવે તેવા ખુલાસા હાંકે રાખે છે. એને વૈભવ અને ગરીબાઈ કેવળ અકસ્માતનાં પરિણામો લાગે છે, એને શુભ–અશુભ વર્તનના લાભો અહીથી આગળ જતા દેખાતા નથી અને એને આખા વિશ્વનો કોયડો ઉકેલવામાં અવ્યવસ્થા અને અન્યાય સિવાય કાંઈ બીજુ દેખાતુ નથી એને નાસ્તિક-વાદ કે જડવાદમા કાંઈ વિચિત્રતા ભાસતી નથી. એ તો સસારમા ખાઓ, પીઓ અને આનદ કરો એમા જ સાર્થકતા સમજે છે અને તેનુ આખુ જીવન સાધ્ય કે હેતુ વગરનુ બની જાય છે

અહીં જડવાદમા ક્યા ભૂલ થાય છે અને તેમની માન્યતા કેટલી અવ્યવસ્થિત છે એ ચર્ચામાં ઊતરવાનુ નથી વાત એ છે કે, જડવાદના વમળમા પડી જઈ પ્રાણી પોતાનો આખો વિકાસ અટકાવી દે છે આખી સસારરચનામાં કાર્ય કરી રહેલા નિયમોનુ તેને કશું ભાન હોતુ નથી અને કોઈ સતોષકારક વિવરણ કરે તે તેને સમજવુ નથી. પછી એ પોતાના નાના મગજમાથી વિચિત્ર કલ્પનાઓ કાઢે છે અને એ રીતે પોતાનો સાધેલો વિકાસ પણ ગુમાવી બેસે છે.

આવા પ્રાણીઓ પછી રાગ, દ્વેષ અથવા વિકારના અવ્યવસ્થિત ધોરણો રજૂ કરે છે. જ્યા નજર ન પહોચે ત્યા 'અજ્ઞાત અને અજ્ઞેય'નુ તત્ત્વ મૂકે છે અને અંધપરપરા ચલાવે છે કોઈ વાત સમજવી નહિ અને સહાનુભૂતિથી કોઈના વિચારોને સાંભળવા નહિ, અભ્યાસ કે પરિશીલનને નિર્બળતા માનવી એ અલ્પજ્ઞાનના પ્રચડ આવિર્ભાવો છે.

આવી રીતે પ્રમાદ(અજ્ઞાન)ના ભોગ થઈ પ્રાણીઓ ક્યાના ક્યા ફેકાઈ જાય છે? કોઈ નિગોદમા, કોઈ નરકમા, કોઈ તિર્યચમાં રખડી પડે છે અને જે બુદ્ધિશક્તિ એને મદદગાર થવી જોઇએ તે ન થતા તેના દુરુપયોગથી એ નીચે ઊતરી જાય છે. પછી તો એને અશુભ ગતિઓમા મૂગે મોઢે અનેક દુખો ખમવા પડે છે.

આમાં દુખનો વિષય એ છે કે પ્રાણી બુદ્ધિનો ઉપયોગ પ્રગતિ માટે કરવાને બદલે ઊલટો પાછો પડવામા કરે છે જવાબદારીને સ્થાને હોય તેના એક ઉત્સૂત્ર વાક્યમા અનત સસાર વધી જાય છે. મરીચિના ભવમા 'અહી પણ ધર્મ છે અને ત્યા પણ ધર્મ છે,'

એટલા મિશ્ર વાક્ય ખાતર ભગવાન મહાવીરના જીવને લગભગ એક કરોડને એક કરોડે ગુણીએ તેની જે સખ્યા આવે તેટલા સાગરોપમ સુધી સંસાર-પરિભ્રમણ કરવુ પડયુ આ વાતમા અતિશયોક્તિ નથી. ઉપદેશક કે જવાબદારના સ્થાનની મહત્તાનુ એમા ચિત્ર છે. આવા ભણેલા-ગણેલા માણસો પાછા પડી જઈ સસારમા રખડી પડે એ દુઃખનો વિષય છે.

च ૬. એક વધારે કરુણાનુ ચિત્ર કહી પછી મુદ્દા પર આવી જઈએ કેટલાક પ્રાણીઓ એના પોતાના હિતનો ઉપદેશ સાંભળતા નથી. એને સદ્વર્તન, સદ્‌ગુણો અને ઉચ્ચગ્રાહની શિક્ષા આપવામાં આવે તો તે સાંભળવાની એને ફુરસદ હોતી નથી એવા પ્રાણીઓ હિતની વાતને નિર્માલ્ય, જરીપુરાણા જમાનાના અવશેષો અને સડેલા મગજના બકવાદો ગણે છે અને મોજમજામાં ગુલતાન બની રહે છે. કેટલાએક પ્રાણીઓને ધર્મ 'હબગ' લાગે છે. જાણે ધર્મ ભૂલભૂલમા પણ પોતાને લાગી ન જાય એવા ભયમા એ રહ્યા કરે છે અને ધર્મપરાઙ્-મુખ રહેવામા સમજણની મર્યાદા માને છે. એને વિકાસક્રમમા ધર્મનુ સ્થાન શુ છે તે વિચારવાનો અવકાશ નથી. એ ધર્મના વાડા-ઝગડા અને બાહ્ય દેખાવો તરફ દૃષ્ટિ રાખી, ધર્મથી હિદને કે અન્ય દેશોને કેટલો ગેરલાભ થયો છે એની વાતો કરે છે, પણ ખરો ધર્મ એ શી વસ્તુ છે અને થતી ભૂલો સુધારવી શક્ય છે તેનો અને કોઈ પણ સયોગોમા સસ્કૃતિનો અમૂલ્ય વારસો ગુમાવવા યોગ્ય નથી એનો એને ખ્યાલ પણ આવતો નથી

કેટલાકને તો કોઈ જાતના રચનાત્મક વિચાર વગર જ માત્ર સ્વચ્છદ વર્તન ખાતર ધર્મનું નામ જ ગમતુ નથી.

આવા નીતિથી દૂર ભાગનારા અને ધર્મના વિચારથી પણ વચિત રહેતા પ્રાણીઓના સસારવ્યાધિઓ કઈ રીતે મટાડવા? ભાવિતાત્માને વિચાર થાય છે કે નીતિના સ્પષ્ટ ખ્યાલ વગરના અને સાધ્ય વગરના જીવનમાં રસ લઈ રહેલા પ્રાણીઓનુ શુ થશે? એ બિચારા ક્યા ખેચાઇ જશે? અને એમના પરિભ્રમણનો છેડો કઈ રીતે આવશે?

આવી રીતે આખા સસારમા દોડાદોડી, ગ્લાનિ, ઉપાધિ, ભય, ત્રાસ, અથડાઅથડી, મારામારી જોનાર અવલોકન કરીને જુએ છે ત્યારે એના હૃદયમા ભૂતદયા જામે છે. એને બાહ્ય કે અતર નજરે સસારમા ખોટા દેખાવો અને મોહરાજાનુ સામ્રાજ્ય દેખાય છે એને રાગ-દ્વેષના આવિર્ભાવો ચોતરફ ફેલાતા દેખાય છે અને પરવશ પડેલા પ્રાણીના હૃદયને આર્દ્ર કરે તેવી પરિસ્થિતિ એનામા મહાદયાભાવ વિસ્તારે છે.

પછી એ આ દુનિયાના દુખો વિચારી, લમણે હાથ દઈ બેસી રહેતો નથી કે આશા વગરનો અસાધ્ય કેસ ગણી વાતને મૂકી દેતો નથી. એ આ સર્વ વ્યાધિઓ, ઉપાધિઓ ને ગૂચવણોનો વિચાર કરે છે અને તેમાંથી તેને બહાર કાઢવાના ઉપાયો શોધે છે.

આ વ્યાધિઓનો અભ્યાસ અને વ્યાધિના ઉપાયોનુ ચિંતવન એ કરુણાભાવના છે. આ વ્યાધિઓનો એક જ ઉપાય છે અને તે ગેયાષ્ટકમા રજૂ કરવાનો છે.

છ ૭. આવી રીતે પ્રાણીઓ પારકાના દુખોનો વિચાર કરે અને તેને દૂર કરવાના ઉપાયો વિચારે તેથી અર્થાત્ સહાનુભૂતિ અને ભૂતદયાના વિચારોને પરિણામે મનપ્રસાદ પામે છે. એ મનપ્રસાદ એ માનસિક સુખ છે.

એ સુખને બે અતિ ઉપયોગી વિશેષણો આપવામા આવ્યા છે 'નિર્વિકાર' અને 'ભવિષ્યમા મહાકલ્યાણ કરનાર'

સુખ એટલે પરમાનંદ આનદ અહી યૌગિક સમજવો. નિર્વિકાર આનંદમાં કોઈ પ્રકારનો ફેરફાર થતો નથી. ટૂકામા કહીએ તો તે આનદ સ્થિર અને સ્થાયી થાય છે. વ્યવહારુ આનદ ક્ષણમા નાશ પામી જાય છે તેને અને આ આનદને કોઈ પ્રકારનો સંબંધ નથી શાશ્વત આનદ એ અપૂર્વ વસ્તુ છે અને એ ભાવિતાત્માને જ પ્રાપ્ય છે. એ સુખ ભવિષ્યકાળમા મહાકલ્યાણ કરનાર છે. પરમ કલ્યાણ એટલે સાધ્યની સદાને માટે પ્રાપ્તિ. તે સર્વ પ્રયાસનુ સાધ્ય અને પ્રાપ્ત કરવાનુ અતિ સુદર પરમ સ્થાન છે.

ભૂતદયા ચિંતવનાર, સસારને એના સાચા સ્વરૂપે નિહાળનાર, માનસવિદ્યાના ધોરણો સમજનાર, વિકાસક્રમની શ્રેણીના પ્રત્યેક સોપાનને સમજનાર અને દુખમા મગ્ન થયેલા પ્રાણી-રાશિને બહાર કાઢવાના ઉપાયો વિચારનાર વિશાળ હૃદયવાળા મહાનુભાવોને આ સર્વ શક્ય છે એમનો વિશાળ આત્મા ઉચ્ચ ઉડ્ડયન કરે છે, છતા એ નીચામાં નીચા સ્થાનની પ્રત્યેક કૃતિઓ સમજવા યત્ન કરે છે, તેના પ્રેરક મૂળ કારણોને સમજે છે અને સર્વને ઘટતુ સ્થાન આપી પોતાની ગતિ વધારતો જાય છે.

આ પરદુખમુક્તિના ઉપાય શા છે તે હવે આપણે નીચે વિચારશુ અત્યાર સુધી આપણે સાસારિક–ઐહિક ભાવોને અગે બાહ્ય અને આભ્યતરમા ગૂચવાઈ ગયેલા પ્રાણીઓના ચિત્રો જોયા અને એ જોવાને કારણે આપણે પણ જાણે એમનાં દુખથી મૂઝાતા હોઈએ એવી મનોદશા ઊભી કરી હવે આપણે તેનુ અવલોકન પણ કરશુ અને ઉપાયોનો વિચાર પણ કરશુ.

---

## કારુણ્ય : ગેયાષ્ટકપરિચય

૧. ઉપર જે ચિત્ર રજૂ કરવામા આવ્યુ છે તે હૃદયદ્રાવક છે. જાણે આખો સસાર અવળે માર્ગે ઊતરી ગયો હોય, જાણે ઐહિક સુખોમા અથવા મનોવિકારના વમળમા વલખા મારતો એ આભ્યતર દુશ્મનોને વશ પડી ગયો હોય એમ લાગે છે કરુણાભરપૂર હૃદયવાળાને આ આખા દશ્યના અવલોકનથી ખૂબ ખેદ થાય છે. એને સ્વપરદયાનો ખ્યાલ બરાબર હોય છે. એ પોતાની જાતને અન્યના સ્થાનમા મૂકી શકે છે અને પરદયાના ચિતવનમા સ્વદયા સિદ્ધ થઈ શકે છે એમ એ સમજે છે. એ વસ્તુના ઉપરઉપરના ખ્યાલોથી કદી લેવાતો નથી. એ અંતરથી આ સર્વ દેખાવો વિચારી, અવલોકી, આર્દ્ર થાય છે. એના દુખના ઉપાયોને શોધનારા તેને સમુચિત દિલાસો મળે તેવી ગભીર રચના હવે રજૂ કરતાં વિનયવિજય મહારાજ ગાય છે 'સજ્જનો! તમે અતરના ઉમળકાથી ભગવતને ભજો.' આ એક વાક્યમાં પરદુખ-નિવારણનો ઉપાય બતાવે છે. બીજા પણ ઉપાયો બતાવશે. પ્રથમ આ ચમત્કારિક ઉપાયની વિશિષ્ટતા જોઈએ.

તમે ભગવંતને ભજો જો તમારે ઉપરના સર્વ દુખો, ઉપાધિઓ અને અગવડો દૂર કરવાં હોય તો તમે ભગવાનને ભજો

તમે કોણ છો? તમે સજ્જન છો, સુજન છો, મોક્ષાભિલાષી છો, મોક્ષ જવા યોગ્ય છો. સજ્જનના નામને યોગ્ય કોણ ગણાય તે તમે અગાઉ જોઈ ગયા છો આવા સજ્જન તમે છો. તો પછી ભગવાનને ભજો.

એ ભગવાન કેવા છે? એ સર્વજ્ઞ, સર્વદર્શી, કોઈ જાતના બદલાની આશા વગર ધર્મોપદેશ દેનાર, સાચો માર્ગ બતાવનાર અને ભૂતદયાના સાગર છે એવા મહાકૃપાળુ પરમાત્માને તમે ભજો

એ ભગવાન એમનું શરણ કરનારને આશ્રય આપનાર છે અને બદલાની અપેક્ષા કે આશા વગર કરુણારસના ભડાર છે તેમ જ અન્યને તેનો લાભ આપનાર છે. એમની ભાવના જ્યારે સર્વ પ્રાણીને કર્મબધનથી મુક્ત કરવાની થાય, એમના આત્મદર્શનમા સમસ્ત જતુઓનુ હિત આવે ત્યારે એ વિશાળ હૃદયવાળા મહાત્મા તીર્થકર થવા યોગ્ય કર્મ બાધે છે અને એ વિશાળતા તેમનામા સતત ચાલુ રહે છે. આવા નિષ્કારણ કરુણા કરનાર ભગવાનને તમે ભજો

એ ભગવાન ઉપર વર્ણવેલા સર્વ દુખોમાથી રક્ષણ કરનાર છે. એમનો ઉપદેશ જ એવા પ્રકારનો હોય છે કે તેઓ દુખોમાથી રસ્તો બતાવે અને પ્રાણીઓનો વિકાસ કરે.

આવા નિષ્કારણ કરુણા કરનાર અને દુખમાંથી રક્ષણ કરનાર ભગવાનને કેમ ભજાય? એમની પાસે ધૂપ-દીપકાદિ કરવામા આવે તે [illegible] છે, એથી તો માત્ર આદર્શસન્મુખતા

થાય છે, બાકી ખરી પૂજના–ખરુ' ભજન તો એમનાં બતાવેલ અહિંસા, સંજમ અને તપના માર્ગે પ્રવૃત્તિ કરવામા છે. 'શ્રી જિનપૂજા રે તે નિજ પૂજના રે' એટલે તીર્થંકરની પૂજા એ વસ્તુત પોતાની જ પૂજા છે. બાહ્ય ઉપચાર નિમિત્તકારણ તરીકે ઉપકારક ભાગ ભજવે, પણ છેવટે જોતા એ સાધન છે. ખરેખરી પૂજા તો એમના બતાવેલા માર્ગે ચાલી, રાગદ્વેષ પર વિજય મેળવી, મોહને હણી નાખી, આત્મપ્રગતિ સાધવી એ છે. તીર્થંકર આદર્શ પૂરો પાડે છે, બાકી એ કોઈ રીતે મોક્ષ આપી શકતા નથી કે મોક્ષને નજીક પણ લઈ આવતા નથી, પરંતુ એમણે બતાવેલા ત્યાગના બાહ્ય માર્ગોનુ અને મનોવિકારના વિજયના અંદરના માર્ગોનુ અનુસરણ એ ખરુ પૂજન છે. ભજન–પૂજનની પાછળ રહેલો ખરો આશય પણ આ જ છે.

તમને સંસારમાં કરુણા ઉત્પન્ન કરે તેવા પ્રસંગો દેખાયા હોય તો જ્યાં ઉપાયની જરૂરિયાત લાગે ત્યા ભગવંતને માર્ગે ચાલી તેમનુ ભજન કરો, કરાવો, દુઃખથી પીડાતાને ઉપદેશો અને રક્ષણ કરનાર નિષ્કારણ દયાસાગરનુ શરણ સ્વીકારો

૨. પરિચયમા અનેક કરુણાના પ્રસંગો વિચાર્યા. એનો એક એક પ્રસંગ ઊંડાણથી વિચારતા મન ચક્કર ખાઈ જાય તેવુ છે આ સર્વ બાજીનો ખ્યાલ રમનારને આવતો નથી, પણ અવલોકન કરનાર તો આખી રમતનુ વેવલાપણુ જોઈ શકે છે આવા કરુણાના પ્રસંગોમાં પડેલાને તેમાથી બચવા સારુ નીચેની વાત કહે છે

ભાઈ! અમને તારી સ્થિતિ જોતા બહુ ખેદ થાય છે. તુ આમ સાધ્યના ધોરણ વગર રખડ્યા કરે છે તેને બદલે જરા થોડો વખત તારા મનને સ્થિર કર, જરા એને જ્યા ત્યા ભટકતુ અટકાવ તને જે દુખો દેખાય છે અથવા થાય છે તે સર્વ મનની અસ્થિરતાને કારણે છે. મનની સ્થિરતા થશે એટલે ખાવાપીવાની અભિલાષાથી માંડીને ઇંદ્રિયાર્થોની અભિલાષાઓ સુધીથી થતા દુખોનુ નિવારણ થઈ જશે, વૈભવની અસ્થિરતા ભવાભ્યાસથી–અનાદિ વાસનાથી થઈ છે તે દૂર થઈ જશે અને સ્પર્ધા, ક્રોધ કે યુદ્ધ અથવા લોભના પ્રસંગોનુ રહસ્ય સમજાઈ જશે અને આખી દુનિયાનો કોયડો ઉકેલાતો જણાશે કરુણાના પ્રસંગો ઓછા કરવાનુ અને છેવટે દૂર કરવાનુ આ રીતે ચિત્ત–સ્થિરતાથી બનશે

આવી ચિત્તની સ્થિરતા લાબો વખત થાય તો તો ઘણું ઘણુ અનુભવાશે, નહિ જણાયલાં સત્યો સાંપડશે; પણ એમ લાબો વખત ન બને તો થોડી થોડી વાર પણ ચિત્તસ્થિરતાનો અનુભવ કરી જુઓ અને એનો લાભ તપાસો

જ્યારે એવી સ્થિરતા કરો ત્યારે જિનાગમના ચક્ષુએ વિચાર કરજો કરુણાના પ્રસંગો જોવા માટે યોગ્ય ચક્ષુની જરૂર છે. એ વગર તમે જ્યા ત્યાં અથડાઈ પડશો. તપ અને ત્યાગના શુદ્ધ ધોરણ પર રચાયેલ એ આગમો તમને અવલોકન કરવા માટે સાચાં દૃષ્ટિબિંદુઓ પૂરાં પાડશે.

ઉપરના જેટલી જ અગત્યની બાબત વિકારમય વિચારવાતાવરણને દૂર કરવાની છે અવ્યવસ્થિત રીતે બતાવેલી માર્ગશ્રેણીઓ વિકારમય હોય છે, એમાં પરસ્પર વિરોધ હોય

છે, સાધ્યનુ લક્ષ્ય તેમા હોતુ નથી અને ઘણી વખત કુયુક્તિઓ, હેત્વાભાસો અને મર્મભેદી હોવાનો દાવો કરનાર મર્મસ્પર્શ વગરના ઉપલકિયા પર્યાલોચનોથી ભરપૂર હોઈ તમને જ્યા ત્યાં ખેચી જનાર હોય છે. આવા આડાઅવળા માર્ગોની રચનાના વમળમાં તમે પડી જશો તો તમારુ વિચારક્ષેત્ર વિકારમય થઈ જશે આવી વિચારપદ્ધતિ અસાર છે, પરમાર્થરહિત છે અને ગોટાળે ચઢાવનાર છે. 'કૃતાત' એટલે ભિન્ન ભિન્ન ધર્મના સિદ્ધાંત. આવા વિકારમય અને અસાર મતોને મૂકી દો.

અહીં મુદ્દો ચિત્તને સ્થિર કરી સત્ય માર્ગને સમજવાનો છે અને અસત્ય મતોને તજી દેવાનો છે. જ્યાં સુધી પ્રાણી પોતાના ધર્મમંતવ્યોને અનુભવની સરાણે ચઢાવી સ્પષ્ટ નથી કરતો ત્યાં સુધી એને શાતિ થતી નથી અને શાતિ વગર ગમે તેટલી વાતો કરવામાં આવે તેમા કાઈ વળે તેમ નથી.

અવ્યવસ્થિત ધર્મમાન્યતા છોડી દઈ દર્શનશુદ્ધિ કરો અને ચિત્તની સ્થિરતા કરો એટલે તમને કરુણામય પ્રસંગોના પ્રતિકારો મળી આવશે

૩. દર્શનશુદ્ધિના જેટલુ જ મહત્ત્વ ગુરુને અગે પ્રાપ્ત થાય છે. ગુરુ એટલે ધર્મોપદેષ્ટા, ધર્મનો અભ્યાસ કરાવનાર, ધર્મ બતાવનાર અમુક નજરે દેવ કરતાં પણ ગુરુને મહત્ત્વનું સ્થાન ઘટે છે, કારણ કે દેવને ઓળખાવનાર પણ ગુરુ જ છે.

ગુરુની પસંદગીમા ખૂબ ડહાપણ રાખવાની જરૂર છે. અનેક ભાવો પુસ્તકમાં લખાયલા હોતા નથી કેટલીક ચાવીઓ દ્વારા ગુરુ પદ્ધતિસર જ્ઞાન આપી શકે છે. સાપ્રદાયિક જ્ઞાન ગુરુ વગર પ્રાપ્ત થઈ શકતુ નથી. સર્વ ભાવો લખી શકાય તેમ નથી ગુરુ વગર જ્ઞાનપ્રાપ્તિ થવી દુર્લભ છે, પણ કષાયવાળા અથવા મનોવિકારને વશ થનારા ગુરુ મળી જાય તો માર્ગને વિષમ કરી દે છે ખૂબ વિચક્ષણતા વાપરી ગુરુની પસદગી કરવી જોઈએ.

જે ગુરુ પોતે જ સ્વપરહિત સમજતા ન હોય, સત્યાસત્યના જ્ઞાન વગરના હોય, દીર્ઘદૃષ્ટા ન હોય, વ્યવહાર–નિશ્ચયનો સમન્વય કરવાના બુદ્ધિકૌશલ્ય વગરના હોય, ટૂંકમા જે અવિવેકી હોય તેવા ગુરુને દૂરથી તજી દેવા. એવા ગુરુ સામાન્ય બુદ્ધિવાળા અભ્યાસીને આડે રસ્તે ચઢાવી દે છે.

વસ્તુભાવના પૂર્ણ જ્ઞાન વગરના, દેશ–કાળના પરિવર્તનોને ન સમજનાર, સંસારના ભાવોમા આસક્ત, ધન કે સ્ત્રીના મોહમાં મૂંઝાઈ ગયેલા અને સામાન્ય જનોની સપાટી પર રહેલા ગુરુને તજી દેવા. આમાં દીક્ષિત–અદીક્ષિતનો સવાલ નથી ગુરુની પસદગીમા તેમનુ આંતર મનોરાજ્ય કેટલુ ખીલેલુ છે અને એ દૃષ્ટા છે કે નહિ એ મુખ્યત્વે કરીને તપાસવાનુ રહે છે. દૃષ્ટા હોય તેને સ્વીકારવા. અવિવેકી ગુરુ હોય તો પોતે રખડે છે અને આશ્રિતને પણ રખડાવી દે છે.

સદ્દગુરુમા મુખ્યત્વે કરીને ત્યાગ પ્રથમ તપાસવો. એની સસારગૃદ્ધિ વિચારવી. એના મનોરાજ્યના ઉદ્દયનો કેટલે સુધી પહોચે છે તે બરાબર જોવુ. એનામા નય ને પ્રમાણજ્ઞાનનુ પૃથક્કરણ અને સંગ્રહણ કેટલુ જામ્યુ છે તે તપાસવું સદ્દગુરુ ખરા ત્યાગી હોય, સામાન્ય જનપ્રવાહથી ખૂબ આગળ વધેલા હોય, ભૂતકાળના તેમ જ ભવિષ્યકાળના ઊડાણમાં નજર પહોચાડનાર હોય અને ગીતાર્થ હોય.

આવા સદ્દગુરુ પાસેથી એક વચન પણ બરાબર લક્ષ્યપૂર્વક ઝીલ્યુ હોય તો તે પરમાનંદ પ્રાપ્ત કરાવે છે એવા વ્યુત્પન્ન મહાપુરુષના પ્રત્યેક વચનમા ઉલ્લાસ ભરેલો હોય છે. એને સાભળવાથી કાન પવિત્ર થાય છે, વિચારવાથી મનમા આનદ થાય છે અને તે પ્રમાણે વર્તવાથી કાર્યસિદ્ધિ થાય છે રોહિણિયા ચોરે અનિચ્છાએ પણ એક ભગવદ્દવચન સાંભળ્યુ હતુ તેથી એની સિદ્ધિ થઈ ગઈ એવા ગુરુનો યોગ થવો મુશ્કેલ છે, પણ શોધતાં મળવા શક્ય છે

જે કરુણામય પ્રસગો પરિચયમાં રજૂ કર્યા છે તે પ્રત્યેકનો અને સર્વનો ઉપાય આવા સદ્દગુરુ બતાવે છે અથવા તેવા ગુરુ પાસેથી મળેલા જ્ઞાનદ્વારા પ્રાપ્ત થયેલ કૌશલ્યને પરિણામે સ્વય સ્ફુરી આવે છે. એટલા માટે ગુરુની પસદગી કુશળતાથી કરવામા આવે તો કરુણાભાવિત આત્માને શાતિ થાય તેમ છે અને કરુણાપાત્રને પ્રાણ મળે તેમ છે. પરમાનદ પ્રાપ્ત કરવાનો આ સ્પષ્ટ માર્ગ છે.

૪. તમે માર્ગસબધી સવાલો કોને પૂછો છો ? તમે તમારી પ્રેરણા ક્યાથી મેળવો છો ? તમે સસારમા આસક્ત, સ્ત્રી–ધનની મૂર્ચ્છામાં પડેલા, આડબરમાં મહિમા માનનારા, પૂર્વપુરુષોની પૂજી ઉપર વ્યાપાર કરનારા અને જીવનની સરખાઈ વગરના પ્રાણી પાસે માર્ગ પર પ્રકાશ પાડવાની આશા રાખો છો ? એમની આખો અવ્યવસ્થિત અભિપ્રાયરૂપ અધકારથી મીચાઈ ગયેલી હોય છે ત્યાથી પ્રકાશની આશા રાખવી એ તો પાણીથી ભરેલી ગોળીને રવૈયાથી વલોવીને તેમાથી માખણ કાઢવા જેવો પ્રયાસ છે. પાણી વલોવવાથી કદી માખણ નીકળ્યુ જાણ્યું છે ?

અત્યારે ચોતરફ નજર કરો. ધર્માધ્યક્ષસ્થાને બેઠેલામાં તમે સસાર જુઓ છો કે સસારથી કોઈ ઉપરિતન ભૂમિકા જુઓ છો ? જ્યા ઘોડાની શરતો કે સ્ત્રીઓના નાચરગો હોય, જ્યા ધનની મસ્તી અને સ્થાન–મહત્તાની જ પૂજા હોય ત્યાથી તમે માર્ગદર્શનની આશા રાખો એ અશક્યમાથી શક્યની ઇચ્છા કરવા જેવુ છે આ સર્વ ભ્રમ છે અને કોઈ પ્રકારનુ ઇષ્ટ પરિણામ આણવાની અશક્યતા દર્શાવનાર પ્રદેશ છે.

પ્રેરણા માટે તમે પાણી વલોવવાની વાત છોડી દો. વેળુ પીલવાથી તેલ નહિ નીકળે. પ્રેરણા જેનામા હોય તે જ પ્રેરણા આપી શકશે.–આદર્શ વગરનુ, સાધ્ય વગરનું જીવન

ગાળનાર તમને માર્ગ બતાવે એ અંધારામાં આટા મારવા બરાબર છે. બે–ચાર સારા શબ્દોમાં વાત કરનાર ઉપર મોહાઈ પડશો નહી ખરો ત્યાગ અંદર જાગ્યો છે કે નહિ એ તપાસજો અને એ તપાસવામા તમને સમય લાગે તો તેથી જરા પણ સંકોચ પામશો નહિ.

આ યુગમા એક બીજી પણ ઉપાધિ વધતી જાય છે. ધર્મને અલ્પ સ્થાન અપાતું જાય છે એ પ્રથમ ફરિયાદ છે, પણ તે ઉપરાત જે પ્રાણી ત્યાગીઓએ કરેલા નિઃસ્વાર્થ નિર્ણયો સમજવા, જોવા કે જાણવા પ્રયત્ન પણ કરતા નથી અને પાશ્ચાત્ય લેખકોના અભિપ્રાયોને કોઈ જાતની કસોટી વગર સ્વીકારી લેતા જાય છે તેઓ બેવડુ નુકસાન કરે છે આપણો અપૂર્વ વારસો નાશ પામતો જાય છે અને અવ્યવસ્થિત આદર્શોનું નિરર્થક સંમિશ્રણ થાય છે. ગુણ જરૂર પૂજ્ય છે, વિશિષ્ટ શિક્ષાસૂત્રો સર્વથા માન્ય છે, એને દેશ કે કાળની અવધિ નથી, પણ વિચાર વગરનુ સ્વીકરણ, પ્રાચીનો તરફનો તિરસ્કાર, શાતિથી આદર્શ સમજવાની અસ્થિરતા અને અનુભવ–અભ્યાસ કે આવડત વગર અભિપ્રાય બાધી નાખવાની ઉતાવળને પરિણામે ઘણુ નુકસાન થાય છે

પદ્યની આ ગાથામાં જે 'કુમત' શબ્દ વાપર્યો છે તે આવા સર્વ અવ્યવસ્થિત વિચારોને અંગે છે. એનો ઉપયોગ ધર્મ અને વ્યવહારની સર્વ બાબતોમાં એકસરખી રીતે થાય તેમ છે. ટૂંકમા વાત એ છે કે તમારે ઉપાધિઓનો પ્રતિકાર કરવો હોય તો પાણી વલોવવું છોડી દો અને દૂધનુ મંથન કરો. પાણી કયુ અને દૂધ કયુ એ શોધવાની મુશ્કેલી જરૂર છે, પણ એને વટાવે જ છૂટકો છે એનાથી ગભરાઈ જઈને મંદ થઈ બેસી જવાથી કાંઈ વળે તેમ નથી. મનઃપ્રસાદનું આ અનિવાર્ય પરિણામ પ્રયાસ કરીને સાધવા યોગ્ય છે

૫. કરુણાના પ્રસંગો દૂર કરવાનો એક સુંદર ઉપાય મનને અમુક પ્રકારનું વલણ આપવાનો છે આ એક વિશિષ્ટ ઉપાય છે અન્ય ઉપાયો બાહ્ય સાધનોને અપેક્ષિત છે, પણ આ (વિવક્ષિત) ઉપાય મનને એવા પ્રકારનુ કરી દેવાનો છે કે જેથી મનની ગ્લાનિ દૂર થાય. એ ઉપાય ખૂબ વિચારવા યોગ્ય છે. એમા માનસવિદ્યાનો ઊંડો અભ્યાસ છે.

એનુ મહાન સૂત્ર એ છે કે 'મનના ઉપર જ્યાસુધી અંકુશ રાખવામા ન આવે અને તેને તદ્દન વશ કરવામા ન આવે ત્યાસુધી તે અનેક પ્રકારના રાગ, સંતાપ, સંદેહ, ભય વગેરે કરે છે. એ જ મન જો આત્મારામમા રમણ કરનાર થાય અને શંકારહિત થઈ જાય તો તે સુખોને આપે છે'

બહુ સાદી, સીધી અને સમજાય તેવી વાત છે પણ પ્રવૃત્તિ વખતે એટલી સહેલી નથી પ્રાણીને સુખ–દુઃખ લાગે છે કે સંતાપ–ચિંતા થાય છે એ સર્વ મનનું કારણ છે. મનમા એક વાતને મોટી માની લીધી એટલે એ વિચારપરંપરાને અવકાશ આપે છે. ખાસ કરીને પૂર્વવાસનાને લઈને મનનો સ્વભાવ ઇંદ્રિયના વિષયોમાં વલખા મારવાનો હોય છે અને એ

વિષયભોગ ન મળે એટલે મન મૂઝાય છે તેમ જ જીવનને નિસાર બનાવી મૂકે છે. આવી સ્થિતિમા મનને ઇદ્રિયના વિષયોમાથી ખેચી લાવવા શક્તિ પ્રાપ્ત થાય અથવા એને અમુક પ્રકારની અશુભ વિચારસરણીમા પડતુ અટકાવી શકાય તો સર્વ ઉપાધિઓનો ઉપાય સુગમ છે. અકુશરહિત મન સર્વ પ્રકારની વ્યાધિઓ ઉત્પન્ન કરે છે મનમાં જે કલેશ અને સતાપો થાય છે તે તેના ઉપરના અકુશની ગેરહાજરીને લઈને જ થાય છે.

એ જ મન આત્મારામમા રમણ કરતુ હોય, આત્મવાટિકામા વિહરતુ હોય, ઉચ્ચ-ગ્રાહવાસિત હોય, ભાવનાશીલ હોય, આદર્શવાન્ હોય તો અકલ્પ્ય સુખ આપે છે. આત્મા-રામમા મનને રમણ કરતુ ગણવુ એ જરા મુશ્કેલ વિષય છે, પણ અભ્યાસથી સાધ્ય છે.

એ ઉપરાત મનમા સદેહ ન રાખવો ઘટે સદેહ એટલે શકા–આશંકા. આમ હશે કે તેમ હશે એવી અવ્યવસ્થિત મનોદશાને પરિણામે અસ્થિરતા ખૂબ રહે છે, અને યોગનું જાણીતુ સૂત્ર છે કે **संशयात्मा विनश्यति** દુવિધામા બન્ને જાય છે, સાધ્ય મળતું નથી અને સામાન્ય કક્ષાનુ સ્થાન પણ જાય છે

એટલા માટે કરુણાના પ્રસગોની દરકાર જ ન કરે અને ગમે તે સયોગોમા મનને સ્થિર રાખી શકે એવી પરિસ્થિતિ નિપજાવવા યોગ્ય છે અને તે જ ખરો 'યોગ' છે. એ કાઈ યોગીઓ માટે ખાસ રાખી મૂકેલ વિષય નથી, સસારમા પણ રાજયોગને મોટુ સ્થાન છે અને તેની પ્રાપ્તિ કરુણાના પ્રસગો આવે ત્યારે વિશેષ સ્પષ્ટ થાય છે

આત્મારામમાં રમતું નિ:શક મન પણ આ પ્રમાણે કરુણાના પ્રસગોનો પ્રતિકાર કર-નાર આડકતરી રીતે થાય છે. વસ્તુત વસ્તુ પોતે કેવી છે તેના કરતાં તે મન પર શી અસર કરે છે તે પર તેના શિષ્ટત્વ–અશિષ્ટત્વનો આધાર રહે છે, અને એકને મન જે વસ્તુ વિનોદ કરાવે તે જ વસ્તુ અન્યને ઉદ્વેગ કરાવનાર થાય છે. મનને એ સબધમા કબજે કરી દીધુ હોય તો આ સર્વ ગૂચવણોનો નિકાલ થઈ જાય છે

૬. એક સાથે પ્રતિકારના અનેક ઉપાયો અહી બતાવે છે એ ઉપાયોનો અમલ પ્રાણી કરે તો કરુણાના પ્રસગો આવે જ નહિ એ મુદ્દા પર અહી આલબન છે.

ત્રણ કાળમા સત્ય, કોઈ પણ અપવાદ વગરનુ મહાન સત્ય, તને અત્ર કહેવામા આવે છે શાસ્ત્રગ્રથોમા અનેક સ્થાનકે છૂટી છૂટી વાતો કરી હોય તેનુ રહસ્ય તને અહી જણાવે છે. 'કરોડો ગ્રથમા જે કહ્યુ છે તે તને અર્ધા શ્લોકમાં કહી બતાવે છે.' આવી રીતે જે રહસ્યવાર્તા કહેવાણી છે તેવી આ વાત છે

પ્રથમ તો તારે આશ્રવો, વિકથાઓ, ગૌરવો અને કામદેવને છોડી દેવા, તેનો પરિચય બધ કરવો અથવા બને તેટલો ઓછો કરવો.

**'આશ્રવો'**ના બેંતાળીશ પ્રકાર સાતમી આશ્રવભાવનાના પરિચયમા વિસ્તારથી વિચાર્યા છે. પાચ ઇંદ્રિય, ચાર કપાય, પાચ અવ્રત, ત્રણ યોગ અને પચ્ચીશ ક્રિયા. (એના વિવેચન માટે જુઓ આશ્રવભાવના, વિવરણ)

**'વિકથા'** મુખ્યત્વે ચાર પ્રકારની છે રાજ્યસબધી કથા, દેશસબધી કથા, સ્ત્રીઓ સબધી કથા અને ભોજનસબધી કથા આ વિકથાથી અર્થ વગરના પાપબધ થાય છે. સર્વ નકામી, સબધ વગરની, લડાઈ કરાવે તેવી, ઉશ્કેરે તેવી, ગૂચવે તેવી વાતો વિકથાઓમાં આવે છે પોતાની જજાળ પૂરી ન કરનારા નકામી વાતોમાં અને આખા શહેરની ફિકર કરવામાં નિરર્થક દૂબળા થાય છે.

**'ગૌરવો'**: ઋદ્ધિ, રસ અને તંદુરસ્તીનુ (સાતાનુ) અભિમાન. આમા આસક્તિનું તત્ત્વ વિશેપ હોય છે વસ્તુ કરતા તેના ઉપરની લોલુપતા જ મહાકર્મબંધ કરાવનાર થાય છે. સંસારમા રખડાવનાર આ ત્રણે ગૌરવોને ખાસ ઓળખવા યોગ્ય છે.

**'કામદેવ'**: સ્ત્રીસબધી રાગ (સ્ત્રીને પુરુષ પરત્વે સમજી લેવુ), તે સબધી વાચન, સરાગ ચિન્તન અને ચર્ચાઓ. આનો સમાવેશ આશ્રવમા બરાબર થઈ જાય છે, છતા કરુણાના પ્રસગો આણનાર હોવાથી એની ખાસ વિવક્ષા અહી જુદી કરવામાં આવી જણાય છે.

આ ચારેને તમે તજી દો, છોડી દો, વર્જી દો અને સવરભાવનાના પરિચયમા વર્ણવેલા સમિતિ, ગુપ્તિ, પરિપહ, ધર્મો, ભાવનાઓ અને ચારિત્રોની સાથે મિત્રતા કરો. એના ૫૭ પ્રકાર પર વિસ્તારથી વિવેચન થઈ ગયુ છે. (જુઓ સવરભાવના વિવરણ.)

આ આશ્રવના ત્યાગની અને સંવરને આદરવાની વાત અહી ફરીવાર જણાવવાનો ખાસ હેતુ છે આ પ્રાણી સસારમાં એટલો ઊડો ઊતરી ગયો છે કે એને આશ્રવો સાથે અનાદિકાળથી ઘર જેવો સબધ થઈ ગયો છે આ સબધ દૂર કરવો વિકટ છે એટલી જ મુસીબત સવર સાથે સબધ કરાવવાની છે. એની વાસના ખૂબ ઊડી ઊતરી ગયેલ હોવાને કારણે એને આશ્રવો ખૂબ ગમે છે. શાસ્ત્રકાર કહે છે કે—'જેમ લગ્નસબધને આર્યસસ્કૃતિમા પવિત્ર માનવામા આવે છે, જેની સાથે સપ્તપદી થઈ તેની સાથે આજીવન સબધ રહે છે, તેવો 'સપ્તપદીન' સબધ તુ સવર સાથે કર. જાણે તારા આર્યવિધિએ સવર સાથે લગ્ન થયા છે એમ સમજ.' એ લગ્નમા છૂટાછેડાને સ્થાન નથી, એ તો જીવન–મરણના સબધ થયા આ વાત ન ભુલાય માટે ખાસ ભાર મૂકીને કરુણાપ્રસગોના પ્રતિકાર તરીકે ધ્યાન પર લાવવામા આવી છે

૭. કરુણાભાવિત સહૃદય મહાત્મા કહે છે—ભાઇઓ! ચેતનો! તમે આ સસારમાં શા સારુ અનેક વ્યાધિઓ સહન કરો છો? તમે ભવાટવીમા ભૂલા પડચા છો, તમે મોહરાજાને ચકરાવે ચઢી ગયા છો, તમે રાગને પાલવે વળગી પડચા છો, તમે અસ્થિર માનસને અધીન

થઈ ગયા છો; તમે કૃતાંતથી કાયર થઈ ગયા છો, તમે આટા મારીને થાકી ગયા છો, તમે જીવનકલહની ચિંતામા ગૂંચવાઈ ગયા છો, તમે આધિ, વ્યાધિ અને ઉપાધિના ભોગ થઈ પડ્યા છો, તમે વ્યવસ્થિત નિર્ણયને અભાવે અથડાઈ પછડાઈ રહ્યા છો, તમે સાધ્ય અને હેતુ વગરની પ્રવૃત્તિમાં મશગૂલ થઈ ગયા છો, તમે સ્પર્ધા, ઈર્ષ્યા અને શોકના વાતાવરણમા ભાન ભૂલી ગયા છો, તમે આવા આવા અનેક સ્થૂળ અને માનસિક, સાચા અને કલ્પેલા વ્યાધિઓમા પડી ગયા છો આ તદ્દન સાચી વાત છે

આ પત્રકમા પાના ભરાય તેટલા વ્યાધિઓ લખાય તેમ છે, પણ તેની હવે જરૂર નથી. આ સર્વ શા માટે? તમે આમ કેમ ભૂલા પડી ગયા? ક્યાં ચઢી ગયા? ક્યાં દોડ્યા જાઓ છો? શા સારુ દોડાદોડી કરો છો? દોડીને ક્યા પહોંચશો? તમારી ફાળ કેટલી લખાશે? અને છેવટે શુ? આ તે કાઈ વાત કરો છો? તમારા જેવા પ્રાણી આટઆટલા વ્યાધિઓ મુગે મ્હોઢે સહન કરી જાય એ તે કાઈ ચલાવી લેવા જેવી વાત છે?

ત્યારે કરવુ શુ? અરે ભાઈ! આમ ચિંતા કરશો કે મૂઝાશો એમા કાઈ વળશે નહિ. કોઈ વ્યાધિને પારખી શકે એવા ચતુર વૈદ્યને શોધો તે વૈદ્યને જો બરાબર નિદાન આવડશે તો તમારા વ્યાધિને પારખી એ તમારી ચિકિત્સા કરશે વ્યાધિમા સબડ્યા કરવુ એ તમારા જેવાને ઘટે નહિ અને પ્રગતિઈચ્છુકને તો પાલવે પણ નહિ.

વૈદકના ધધામા સાચા વૈદ્ય હોય તે દવા કરતા પહેલા વ્યાધિ શો છે તેનો નિર્ણય કરે છે વૈદ્યની ખરી કિમત નિદાન કરવામા છે. નિદાન જેને આવડે તે ચિકિત્સા તો તુરત કરી શકે છે. તુ એવા વૈદ્યરાજને શોધી કાઢ કે જે તારો આ કરુણ પ્રસગોનુ નિદાન બરાબર કરે, તારા વ્યાધિના મૂળોને શોધી તને ઉપાય બતાવે, એટલે તારા વ્યાધિઓ હમેશને માટે ચાલ્યા જશે. તુ સદાનો નીરોગી બનીશ.

અમે તપાસ કરી તો અમને જણાયુ છે કે પ્રાણીઓના વ્યાધિઓ તીર્થંકરદેવને બરાબર સમજાયા છે તેઓ તેનુ નિદાન અને તેની ચિકિત્સા બરાબર જાણે છે. એ ઉપર-ઉપરની દવા કરનારા નથી. એ વ્યાધિને મૂળમાથી કાઢી નાખનાર છે અને ચેતનને સ્વાસ્થ્ય આપનાર છે અમે તને એ વૈદ્યરાજનો આશ્રય કરવા ભલામણ કરીએ છીએ અમારો આગ્રહ એને માટે ખાસ નથી, પણ અમારો અનુભવ તને જણાવીએ છીએ તુ વૈદ્યને શોધ ત્યારે પણ બરાબર સાવધ રહેજે જ્યા ત્યા ભરાઈ પડીશ તો વ્યાધિ કરતા ઉપાય વધારે ભયકર નીવડનારા થઈ પડવાનો સભવ છે ગમે તેમ કર, પણ વ્યાધિમા પડી ન રહે, નકામો સબડ્યા ન કર, સિદ્ધવૈદ્યોની સલાહ લે અને તારા વ્યાધિઓ હમેશ માટે દૂર કર. ચેતનના આરોગ્યની જરૂર છે અને તે વિશિષ્ટ વૈદ્ય દ્વારા પ્રાપ્ય છે

૮. છેવટે ભવિષ્યકાળમાં લાબી નજરે તમને ખૂબ હિત કરે તેવુ એક વચન તમે સાંભળો એ વચન વિનયે કહેલુ છે અથવા વિનયપૂર્વક બોલાયલુ છે

**વિનય** એટલે એક તો–આ ગ્રંથના કર્તા પૂજ્ય શ્રી વિનયવિજય ઉપાધ્યાય મહારાજ 'સ્યાદ્વાદવાદી' એવો એનો બીજો અર્થ થાય છે વિશેષ નયને જાણનાર, તેને ધ્યાનમા રાખીને બોલનાર એ અર્થ થાય જુદા જુદા દૃષ્ટિબિંદુઓ ધ્યાનમા રાખી પ્રવચન કરનાર વિશિષ્ટ શ્રુતજ્ઞાની અથવા સર્વજ્ઞ ભગવાન એવો પણ તેનો અર્થ થાય સિદ્ધવચન બોલનાર, ત્રિકાલાબાધિત સત્યોને એના યથાસ્વરૂપે અતિશયોક્તિ કે અલ્પોક્તિ વગર રજૂ કરનારને માટે આ પરિભાષા ઘટે છે.

અહીં જે વચન તમને ઉપસંહારમાં કહેવામાં આવે છે તે તમને દીર્ઘકાળે ખૂબ લાભ કરનાર છે. એ ઉપરચોટિયો ઉપચાર નથી કે અર્થવગરનો બકવાદ નથી એ નાના વચનમા ખૂબ રહસ્ય સમાયેલુ છે.

એ વાત એ છે કે જો તમારે કરુણાપ્રસંગોનો પ્રતિકાર કરવો હોય તો શાંતસુધારસનુ પાન કરવું, એટલે શાતરસને ખૂબ પીવો, પેટ ભરીભરીને પીવો, કચોળા ભરીભરીને પીવો એ પાન તમને અનેક પ્રકારના સુખ અથવા સદાચરણો સાથે અનુસંધાન કરાવી આપશે, એક પછી એક પુણ્યપ્રવાહની શ્રેણી બાધી આપશે અને વળી એ સયોજન આત્મામા થશે એટલે એ ચિરકાળ ચાલે તેવુ થશે

શાતરસના પાનની ભલામણ આ રીતે વારવાર કરવામા આવે છે તેનુ કારણ એક જ છે અને તે એ છે કે કરુણા ઉત્પન્ન કરે તેવા પ્રસગો ભવિષ્યમાં ન થાય, ન જાગે, ન ઊઠે તે માટેનો એ રાજમાર્ગ છે, એ સિદ્ધ માર્ગ છે અને બહુજનસમત માર્ગ છે ભાવનાને છેડે કર્તામહાશયનુ નામ આડકતરી રીતે જણાવ્યુ છે. તમે શાતરસનુ આસ્વાદન કરો, તેના રસમાં લુબ્ધ થઈ જાઓ અને તેના કેફના ઘેનમાં પડી જાઓ એમ થશે એટલે કરુણાના પ્રસગો પ્રાપ્ત થશે નહિ

અતરની વેદનાથી આ આખી ભાવના લખાઈ છે અને તેને છેડે આકરા, દુખમય રોગોના નિવારણનો માર્ગ બતાવ્યો છે કરુણાભાવના કરતા આવી રીતે મુદ–આનદ લાવી શકાય, ભગવાનનુ ભજન આનદથી કરતા કરુણા અતર્ગત થઈ જાય અને દુખની વિચારણામા પણ લહેર આવે એવી વિશાળ શક્તિ આ ભાવના આપે તેમ છે એને માટે ખરુ આત્માનુસધાન કરવાનુ છે અને જુદા જુદા ઉપાયોનો વ્યવહારુ ઉપયોગ કરવાનો છે. કરુણાભાવ પણ ભગવદ્–ભજનનો આનદ પ્રાપ્ત કરાવે છે એ આ ભાવનાની વિશિષ્ટતા છે.

—×—

# ઉપસંહાર : કરુણા

કરુણાભાવનાનુ સ્વરૂપ રજૂ કરતા શ્રી જ્ઞાનાર્ણવકાર નીચેના ત્રણ શ્લોકો રજૂ કરે છે તે બહુ અર્થસૂચક અને ગભીર છે

दैन्यशोकसमुत्त्रासरोगपीडार्दितात्मसु ।
वधबन्धनरुद्धेपु याचमानेपु जीवितम् ॥ १ ॥
क्षुत्तृट्श्रमाभिभूतेपु शीताद्यैर्व्यथितेपु च ।
अविरुद्धेपु निस्त्रिंशैर्यातमानेपु निर्दयम् ॥ २ ॥
मरणार्तेपु जीवेपु यत्प्रतीकारवाञ्छया ।
अनुग्रहमति· सेयं करुणेति प्रकीर्तिता ॥ ३ ॥

'જે પ્રાણી દીનતાથી, શોકથી, ત્રાસથી, રોગથી, પીડાથી દુખિત હોય, વધ–બંધનથી રુધાઈ ગયેલ હોય, પોતાના જીવન માટે પ્રાર્થના કરતા હોય, ભૂખ, તરસ, થાકથી પીડિત હોય, ઠડી વગેરેથી હેરાન થઈ ગયેલો હોય, દયા વગરના પ્રાણીઓથી નિર્દયપણે મરાઈ મગાઈને હેરાન થઈ ગયેલો હોય અથવા મરણાત કષ્ટ પ્રાપ્ત થઈ ગયેલ હોય–એવા કોઈ પણ પ્રકારના પ્રાણીના દુખમા તેના દુખનો ઉપાય કરવાની ઇચ્છાપૂર્વકની જે ઉપકારબુદ્ધિ તેનુ નામ કરુણા કહેવાય છે

આ સૂત્રમા સક્ષેપમા કરુણાભાવનાનો આદર્શ સુદામ રીતે બતાવવામા આવ્યો છે માત્ર એમા સ્થૂળ કરુણાના પ્રસગો બતાવ્યા છે એ ધ્યાનમા રાખવુ. એમાં જે દીનતાથી માડીને કરુણાના પ્રસગો બતાવ્યા છે તે સર્વના સબધમા ઉપાય (પ્રતિકાર) કરવાની ઇચ્છા-પૂર્વક ઉપકાર કરવાની બુદ્ધિ તે કરુણા

આપણા ગ્રથકર્તાએ એની વ્યાખ્યા કરતા જણાવ્યુ છે કે कारुण्यमार्ताङ्गरुजां जिहीर्षा। 'પીડા પામતા પ્રાણીઓના વ્યાધિઓને દૂર કરવાની ઇચ્છા' (પ્રકરણ ૧૩, શ્લોક ૩) આમા વ્યાધિઓની વ્યાખ્યા કરતા કહેવામાં આવ્યુ છે કે તેમા રોગ, સુખભગ, ધનહાનિ,, ધર્મ-હીનતા, વગેરેનો સમાવેશ થાય છે તેઓએ નીચેના કરુણાજનક પ્રસગો આપ્યા છે

૧ ખાવુપીવુ, ઘર ચણાવવા, ઘરેણા ઘડાવવા, લગ્ન, સતતિ અને ઇંદ્રિયના ભોગવિષયોની અભિલાષાઓ (સ્થૂળ પદાર્થો પાછળ આયુષ્યવ્યય)

૨. વૈભવ મહામુસીબતે મેળવવો અને પછી તેને પોતાનો માનવો અને દુશ્મન, રોગ, ઘડપણ કે મરણને લઈને વૈભવને છોડવો પડે ત્યારે દયાપાત્ર થવુ (રાગજન્ય)

૩. સ્પર્ધા, મત્સર, લડાઈ, લોભના આવિર્ભાવો (દ્વેષજન્ય)

૪. નાસ્તિકતા વગેરે વાદ ઊભા કરવા અને મિથ્યાજ્ઞાનને તાબે થઈ તેની પ્રરૂપણા કરવી અને તેને લઈને વિકાસક્રમ ઉલટાવી નાખવો (ધર્મહાનિ)
૫. હિતોપદેશ ન સાભળવો અને ધર્મને સ્પર્શ પણ થવા ન દેવો (ધર્મહીનતા)

આવા ચિત્રો રજૂ કરીને માત્ર અક્રિય કરુણા કરીને બેસી રહેવાનો આશય આ ભાવનાનો નથી. અનુગ્રહના પ્રકારો ગેયાષ્ટકમા નીચે પ્રમાણે બતાવ્યા છે તે પણ શોધી લેવા

૧. ભગવતની ભક્તિ કરવી, એને યથાસ્વરૂપે ઓળખવા. (ગાથા ૧)
૨. શાસ્ત્રગ્રથોને સમજવા અને કુયુક્તિથી ફસાઈ ન જવુ (ગા. ૨) આ બ નેમાં દેવતત્ત્વની શુદ્ધિ કરવાની વાત કહી
૩. અવિવેકી ગુરુનો ત્યાગ કરવો અને સુગુરુનો સ્વીકાર કરવો (ગા ૩). આ ગાથામા ગુરુતત્ત્વની શુદ્ધિ કરવાની વાત કહી.
૪ કુમતનો ત્યાગ કરી સાચા પથે પડી જવું (ગા ૪) આ ગાથામા ધર્મતત્ત્વની શુદ્ધિ કરવાની વાત કહી.
૫. મનની ઉપર અકુશ રાખવો, એને આત્મવાટિકામા રમણ કરાવવુ અને એમાથી શકા, કાંક્ષા દૂર કરી નાખવી (ગા ૫) આ ગાથામા યોગસાધનની વાત કહી
૬ આશ્રવોનો ત્યાગ કરવો અને સવરોનો સ્વીકાર કરવો (ગા. ૬) આ ગાથામા હેય-ઉપાદેયની સમુચ્ચય સૂચના કહી.
૭. જિનપતિનુ વૈદ્યપણુ સ્વીકારી આરોગ્ય પ્રાપ્ત કરવુ (ગા ૭) આ ગાથામા પ્રતિકારને અગે ઉત્કૃષ્ટ ચિકિત્સાનો માર્ગ બતાવ્યો
૮ શાતસુધારસનું પાન કરવુ
આ ગાથામા ગ્રથનુ સપ્રયોજનત્વ સ્થાપિત કર્યું. (ગા. ૮)

આ રીતે કરુણાભાવનાનો આખો પ્રશ્ન સક્ષેપમા વિચારવામા આવ્યો છે. મનુષ્યની દુનિયામા નજર કરતા ચારે તરફ ભય, શોક, ઉપાધિ, કકાસ, નિદા, હૃદયની તુચ્છતા, ક્રોધની જ્વાળા, અભિમાનના ગર્જારવો, કપટ-દભની નીચતા, તૃષ્ણાના ઝાઝવા અને એવા એવા અનેક હૃદયદ્રાવક પ્રસગો જ જોવામા આવશે. એમા સ્થૂળ દૃષ્ટિએ પણ આનંદ થાય તેવા પ્રસંગો નહિવત્ જણાશે, જ્યારે દુ ખ, ત્રાસ, ભય, થાક, સંતાપના પ્રસગોનો પાર દેખાશે નહિ આ સર્વનુ અવલોકન કરનારને શુ થાય?

આવા પ્રસગો જોઈ સહૃદય પ્રાણીનુ મન જરૂર દ્રવે એ એવા પ્રસગોમા ગૂચવાઈ ન જાય, એ એવા પ્રસગે નાસભાગ કરવા ન લાગે, એ ડરી પણ ન જાય એની અવલોકન-શક્તિ એ પ્રસગોના મૂળ શોધે અને પ્રાણીને તાત્કાળિક અનુગ્રહ તો જરૂર કરે અને દુ ખ-માથી બહાર કાઢવાની ઇચ્છા કરે અને ભવિષ્યમા એવા પ્રસગો ન આવે તે માટે ખૂબ વિચારણા કરે આવા પ્રસગોને વિચારવા, તેના તાત્કાળિક ઉપાયો યોજવા અને તેના નિમિત્ત-

કારણુ દૂર કરવા ઉપરાત ઉપાદાનકારણોને પણ શોધી, બહાર કાઢી બતાવી તે તરફ પણ પ્રાણીઓનુ ધ્યાન ખેચવુ એ વિશાળ ભાવ આ કરુણાભાવનામા પ્રાપ્ય થાય છે.

ઘણા પ્રસગોમા મૈત્રીભાવનાનો અને કરુણાભાવનાનો પ્રસગ બહુ નજીક આવી જાય છે અને કેટલીક વાર તે એકબીજામા સક્રમણ કરે છે 'સર્વ સુખી થાઓ' એવી ભાવના મૈત્રીપ્રેરિત ભાવિતાત્મામા જેટલી શક્ય છે તેટલી જ કરુણાપ્રેરિત આત્મામા શક્ય છે માત્ર પ્રસગ શો છે અને પરિસ્થિતિ શી છે તેના નિરાકરણ ઉપર જ તે ભાવનામા કઈ પ્રવર્તે છે તેનો નિર્ણય કરી શકાય

કોઈ પ્રસગોમા બન્ને ભાવનાઓ એકબીજામા અન્તર્ગત બને તો તેમાં કોઈ પ્રકારનો વાધો નથી વિશાળ દૃષ્ટિમાં બન્નેની આવશ્યકતા એકસરખી છે. મૈત્રીમાં 'પ્રેમ' એના શુદ્ધ વ્યાપક અર્થમા મુખ્ય સ્થાન લે છે અને કરુણાભાવનામા 'દયા' એના વ્યાપક અર્થમા મુખ્ય સ્થાનકે આવે છે બન્નેમા હૃદયની વિશાળતા છે. તીર્થંકરદેવ સર્વ જીવને શાસનરસિયા કરવા ભાવના કરે છે તેમાં મૈત્રી અને કરુણાભાવનાની મિશ્રતા છે તે બરાબર વિવેક કરવાથી સમજાઈ શકાશે

ચિત્તપ્રસાદના સાધન તરીકે અને તે દ્વારા સ્થિરતા પ્રાપ્ત કરાવનાર તરીકે આ ચારે ભાવનાનુ યોગગ્રથોમા બહુ સુદર સ્થાન છે ત્યા મૈત્રીભાવનાનો વિષય સુખ અથવા સુખી પ્રાણીઓ કરેલો છે અને કરુણાભાવનાનો વિષય દુખ અથવા દુ:ખી પ્રાણીઓ કર્યો છે પાતજલ યોગદર્શનના પ્રથમ પાદના તેત્રીશમા સૂત્ર પર વિવેચન કરતા પ્રો. કણીઆ જણાવે છે કે–બીજી ભાવના દુખી વિષે કરુણાની છે, જે દુખી મનુષ્યો હોય તેના ઉપર કરુણા વા દયા રાખવી, એટલે જેમ પોતાના દુખોનો નાશ કરવાની ઇચ્છા સર્વને થાય છે તેમ સર્વના દુખો નાશ પામો એવી ઇચ્છા સાધકે રાખવી એ ઇચ્છારૂપ ભાવનાના બળથી તે સાધક કોઇનો અપકાર નહિ કરવાનો, તેમ જ એ ભાવના બળ પામવાથી અન્યને અપકાર કરવાની વિરોધી વૃત્તિ પણ એ સાધકની શમેલી જ રહેવાની આ રીતે આ ભાવનાથી પરાપકારની ઇચ્છારૂપ ચિત્તમળ દૂર થાય છે વળી અયોગી પુરુષોમા દ્વેષરૂપ મોટો મળ હોય છે એ દ્વેષ વૈરી પ્રાણી ઉપર હોય છે તેથી જ્યાસુધી વૈરી પ્રાણીરૂપ વ્યાઘ્રાદિ હોય છે ત્યા સુધી તેને દ્વેષ થયા કરે છે. તેમા સમગ્ર વ્યાઘ્રાદિરૂપ વૈરબુદ્ધિના વિષયભૂત પદાર્થોનો તો નાશ થવો અશક્ય છે તેથી દ્વેષ દૂર કરવા માટે તેમના વિષે વૈરબુદ્ધિનો ત્યાગ કરવો એ જ ઉપાય છે એ ત્યાગ આ કરુણારૂપ ભાવનાથી થાય છે. જ્યારે 'જીવન્મુક્તિવિવેક'મા ઉદાહૃત—

प्राणा यथात्मनोऽभीष्टा, भूतानामपि ते तथा ।
आत्मौपम्येन भूताना, दयां कुर्वन्ति मानवाः ॥

એ સ્મૃતિ અનુસાર આત્મવત્ સર્વ પ્રાણી વિષે 'સર્વ પ્રાણી સુખી થાઓ, સર્વ નિરામય થાઓ, સર્વ કલ્યાણને પામો, કોઈ પણ દુ:ખને ન પામો' એ પ્રકારની કરુણાવૃત્તિનો ઉદય

થાય છે ત્યારે તેમને વિષે તેથી વિરોધી વૈરબુદ્ધિ કેવી રીતે રહે? આ પ્રમાણે વૈરબુદ્ધિ જતી રહેવાથી આ ભાવના વડે દ્વેષરૂપ મળનો પણ બાધ થાય છે, તેમ જ દુઃખીની અપેક્ષાથી પોતે સુખી છે એમ જાણવાથી 'હુ ઐશ્વર્યવાળો છુ, અનેકભોગસાધનસપન્ન છુ, સિદ્ધ છુ, બળવાન છુ' વગેરે પ્રકારનો દર્પ (ગર્વ) પણ જતો રહે છે, કારણ કે સર્વ પ્રાણીને આત્મવત્ ગણી થતી દયા આ પ્રકારની અન્ય પ્રતિ થતી તિરસ્કારબુદ્ધિની વિરોધી છે આમ આ ભાવના પરાપકારેચ્છા, દ્વેષ. દર્પ વગેરેની પરિપથી હોવાથી સાધકે અવશ્ય આદરવા યોગ્ય છે. એ ભાવનાની સિદ્ધિથી પણ ચિત્ત એના વિરોધી દોષથી રહિત થવાથી પ્રસન્ન થાય છે.

કરુણાભાવનાનો આ આદર્શ યોગી પતજલિનો છે એમ એના ટીકાકારો જણાવે છે મૈત્રીભાવથી પ્રેમ વિશ્વવ્યાપી થતા રાગ દૂર થાય છે અને અસૂયા અને ઈર્ષ્યા નામના દુર્ગુણો પર વિજય થાય છે કરુણાભાવથી પરપ્રાણીને આત્મવત્ ગણવાની વૃત્તિ થતા દ્વેષ દૂર થાય છે અને પરિણામે ક્રોધ અને માન નામના દુર્ગુણો પર વિજય થાય છે. રાગ અને દ્વેષ પર વિજય થવાથી ચિત્તને ડોળી નાખનારા બે ભયકર તત્ત્વો પર સામ્રાજ્ય આવે છે અને આ રીતે રાગ અને દ્વેષના વિજય દ્વારા જ ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત કરાય છે ચિત્તસ્થિરતા યોગમા પ્રથમ સ્થાન ભોગવે છે અને એ સમાધિ આદિ વિશિષ્ટ યોગાગમા પ્રવેશ કરવા માટે ખાસ જરૂરની હોઈને આ રીતે સિદ્ધ કરી શકાય છે

આ ચારે ભાવનાનો યોગને અંગે ઉપસ્થિત થતો પ્રસગ ખાસ આકર્ષક હોઈને એનો વિચાર અહી સક્ષેપમા ટપકાવી લઈએ આથી ચારે ભાવનાનો યોગદૃષ્ટિએ ખ્યાલ પ્રાપ્ત થઈ જશે

પ્રથમ પાદના ૩૩મા સૂત્ર(પાતંજલ યોગદર્શન)નુ અવતરણ કરીએ એ સૂત્ર આ પ્રમાણે છે —

**मैत्रीकरुणामुदितोपेक्षाणा सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातः चित्तप्रसादनम् ॥ ३३ ॥**

**સૂત્રાર્થ**:–"સુખી, દુખી, પુણ્યવાન્ અને પાપી માણસો ઉપર અનુક્રમે મૈત્રી, દયા મુદિતા અને ઉપેક્ષાની ભાવના કરવાથી ચિત્ત પ્રસન્ન થાય છે" આ સૂત્ર ઉપર સ્વામી બળરામ ઉદાસીનરચિત ટીકાનુ ભાષાતર કરતાં શ્રી છોટાલાલ સવાઈલાલ વોરા પૃ ૯૯–૧૦૦ (પાતજલદર્શનપ્રકાશ)મા જણાવે છે કે – (લખાણ ઉતારો છે તે પૂરો થશે ત્યા નિર્દેશ કરવામાં આવશે) 'જે પુરુષ સુખભોગસપન્ન–સુખી છે તેના પર મૈત્રીની ભાવના કરવી, જે પુરુષ દુખી છે તેના પર કૃપાની ભાવના કરવી, જે પુણ્યશાળી છે તેના પર. મુદિતા(હર્ષ)ની ભાવના કરવી અર્થાત્ તેને જોઇ આનદિત થવુ અને જે પુરુષ પાપાચરણવાળો છે તેના ઉપર ઉપેક્ષા એટલે ઉદાસીનતાની ભાવના કરવી અર્થાત્ તેથી સાથે ઉદાસીનભાવથી વર્તવુ.

એવી રીતે એ ચારે ભાવનાના અનુષ્ઠાનથી શુકલધર્મની ઉત્પત્તિ થાય છે અને ત્યારપછી ચિત્ત પ્રસન્ન થઈ જાય છે તે પછી પ્રસન્ન થયેલુ ચિત્ત એકાગ્રતારૂપ સ્થિતિપદનો લાભ મેળવે છે

ભાવ એવો છે કે–રાગ, દ્વેષ, ઈર્ષ્યા, પારકા ઉપર અપકાર કરવાની ઈચ્છા, અસૂયા અને અમર્ષ નામના રાજસ, તામસ છ ધર્મો ચિત્તને વિક્ષિપ્ત કરી મલિન કરી દે છે, તે છ ચિત્તમળ કહેવાય છે એ છ જાતના ચિત્તમળ હોવાથી ચિત્તમા છ જાતનુ કાલુષ્ય પેદા થાય છે, જેમ કે રાગકાલુષ્ય દ્વેષકાલુષ્ય અને ઈર્ષ્યાકાલુષ્ય, પરાપકારચિકીર્ષાકાલુષ્ય, અસૂયાકાલુષ્ય અને અમર્ષકાલુષ્ય.

'રાગકાલુષ્ય'–સ્નેહપૂર્વક અનુભવ કરેલા સુખમાંથી "આ સુખ મને સર્વદા પ્રાપ્ત હો" એવા આકારની જે રાજસ વિશેષ વૃત્તિ ઊપજે છે તે રાગકાલુષ્ય કહેવાય છે, કેમ કે તે રાગ સઘળા સુખસાધનના વિષયોની પ્રાપ્તિ ન થવાથી ચિત્તને વિક્ષેપ વડે કલુષિત કરી દે છે.

'દ્વેષકાલુષ્ય'—દુ ખભોગ પછી દુ ખ દેવાવાળા વિષયના અનિષ્ટ ચિતનપૂર્વક "આ દુઃખ આપનારી વસ્તુ નષ્ટ હો અને મને દુ ખ ન હો" એવી જે તામસવૃત્તિ વિશેષ થાય છે તે દ્વેષકાલુષ્ય કહેવાય છે, કેમ કે દ્વેષ દુ ખહેતુ સિહ, વાઘ વગેરેનો અભાવ ન હોવાથી સર્વદા ચિત્તને વિક્ષિપ્ત કરી કલુષિત કરી દે છે

'ઈર્ષ્યાકાલુષ્ય'—બીજા માણસનુ ગુણાધિક્ય વા સ પત્તિઆધિક્ય જોઈ ચિત્તમા જે ક્ષોભ અથવા એક જાતની બળતરા થાય છે, તે ઈર્ષ્યાકાલુષ્ય કહેવાય છે, કેમ કે તે પણ ચિત્તને વિક્ષિપ્ત કરી કલુષિત કરી દે છે

'પરાપકારચિકીર્ષાકાલુષ્ય'—બીજાને અપકાર (બૂરુ) કરવાની ઇચ્છા. તે પણ ચિત્તને વિહ્વળ કરી કલુષિત કરે છે

'અસૂયાકાલુષ્ય'—કોઇના વખાણવા લાયક ગુણોમા દોષનો આરોપ કરવો. જેમકે વ્રત-આચારશીલ પુરુષને દભી–પાખડી જાણવો અને તે મુજબ જાહેરમા બોલવુ તે

'અમર્ષકાલુષ્ય'—કુત્સિત વચનશ્રવણપૂર્વક પોતાના અપમાનને સહન ન કરતા તેની ઉપર ક્રોધ કરવો અને તેની ઉપર વૈર લેવાની ચેષ્ટા કરવી તે અમર્ષકાલુષ્ય કહેવાય છે '

આ છ પ્રકારના કાલુષ્ય જ પુરુષોના ચિત્તમા વિદ્યમાન હોવાથી ચિત્તને મલિન કરી વિક્ષિપ્ત કરી નાખે છે એટલા માટે ચિત્તમાં તેઓના અસ્તિત્વમાત્રથી જ ચિત્તની પ્રસન્નતા અને એકાગ્રતા દુ સાધ્યા–ન મેળવી શકાય તેટલી કઠિન બને છે.

મૈત્રી વગેરે ભાવનાથી એ ચિત્તમળોની નિવૃત્તિ કરવી એ યોગેચ્છુનુ પ્રથમ કર્તવ્ય છે, જેથી નિર્મળ થયેલુ ચિત્ત એકાગ્રતાની યોગ્યતાવાળુ થઈ જાય એવો સૂત્રકારનો આશય છે.

તેમા સુખી પુરુષોની સાથે મિત્રભાવથી વર્તીને રાગ અને ઈર્ષ્યાના કાલુષ્યની નિવૃત્તિ કરવી, અર્થાત્ જ્યારે કોઈ સુખી જોવામા આવે ત્યારે તેની સાથે મૈત્રી કરી એમ સમજવુ

કે આ સઘળા સુખ મારા મિત્રનાં છે, તેથી તે મારાં જ છે એથી જેમ પોતાને રાજ્યલાભ ન હોય અને પોતાના પુત્રને હોય તો તેને પોતાનો જાણવાથી રાજ્ય ઉપરનો રાગ નિવૃત્ત થાય છે, તેમ મિત્રના સુખને પણ પોતાનુ સુખ માનવાથી રાગ અવશ્ય નિવૃત્ત થઈ જશે એમ જ્યારે માણુસ પારકુ સુખ પોતાનુ સમજશે ત્યારે બીજાના ઐશ્વર્યને જોઇ ચિત્તમાં દાહ ન પામતાં પ્રસન્ન થશે, અને ઈર્ષ્યા પણ નિવૃત્ત થઈ જશે

એ પ્રમાણે દુ ખી પુરુષો ઉપર કૃપા કરીને દ્વેષ તથા પરાપકારચિકીર્ષારૂપ કાલુષ્યની નિવૃત્તિ કરવી. અર્થાત્ જ્યારે કોઇ દુ:ખી મનુષ્ય જોવામા આવે, તો પોતાના ચિત્તમા "એ બિચારાને બહુ મોટુ કષ્ટ થતુ હશે, કેમ કે અમારા ઉપર પણ કોઈ સંકટ આવી પડે છે તો કેટલુ દુ:ખ ભોગવવુ પડે છે તે અમે જાણીએ છીએ" એવો વિચાર કરી તેનુ દુ ખ દૂર કરવાનો યત્ન કરવો, પણ એમ ન જાણવુ કે તેના દુ:ખ કે સુખમાં આપણે શુ પ્રયોજન છે? એમ ન ધારતા જ્યારે એવી રીતની કરુણામયી ભાવના ચિત્તમા ઉત્પન્ન થશે ત્યારે પોતાના જેવી સઘળાના સુખની ચાહનાથી વૈરીનો અભાવ થવાથી, દ્વેષ અને પરાપકારચિકીર્ષા નિવૃત્ત થઈ જશે

એ પ્રમાણે જ્યારે પુણ્યાત્મા માણુસ જોવામા આવે ત્યારે ચિત્તમા "અહો! મોટુ ભાગ્ય આના માતાપિતાનુ કે જેનાથી આવા પુણ્યશાળી કુળપ્રદીપ સત્પુરુષનો જન્મ થયો છે, અને તે પુણ્યશાળીને પણ ધન્યવાદ છે કે તન, મન અને ધનથી પુણ્યકાર્યમા પ્રવૃત્ત થયેલો છે" એવી રીતના આનંદને પામે અને એવી રીતની મુદિતાભાવના ચિત્તમા ઉત્પન્ન થશે ત્યારે અસૂયારૂપી ચિત્તનો મળ પણ અવશ્ય નિવૃત્ત થશે.

એવી રીતે પાપી પુરુષ જોવામા આવે તો પોતાના ચિત્તમા "તે આપણુ કુત્સિત બોલશે અને આપણું અપમાન કરશે તેની કુટિલતાનો આપણે બદલો લેવાનુ શુ પ્રયોજન છે? તે જે ચાહે તે કરે, પોતાના કર્તવ્યનુ ફળ પોતે ભોગવશે" એવી રીતે તેના ઉપર ઉપેક્ષાની ભાવના કરવી આમ ઉપેક્ષાની ભાવનાથી અમર્ષરૂપ ચિત્તમળ નિવૃત્ત થઈ જાય છે

એ પ્રમાણે જ્યારે એ ચારે ભાવનાના અનુષ્ઠાનથી આ સઘળા કાલુષ્ય નિવૃત્ત થઈ જાય છે ત્યારે વર્ષાઋતુ પછીના જળની પેઠે ચિત્ત પણ અવશ્ય નિર્મળ થઈ જાય છે, એથી પ્રથમ, એ ચારે ભાવનાના અનુષ્ઠાનથી ચિત્તપ્રસાદન (સ્વચ્છ ચિત્ત) કરવારૂપી ફળ પ્રાપ્ત થાય છે"

અહી સદર ગ્રંથનો ઉતારો પૂર્ણ થાય છે આ લખાણુ ઉતારો મુદ્દામ કારણુસર ખાસ પ્રાસંગિક જણાયાથી દાખલ કર્યો છે એ ઉતારો વાચવાથી ચારે યોગભાવનાનુ સ્વરૂપ સ્પષ્ટ થઈ જશે, ચારે ભાવનાના પ્રદેશો કેટલા સ્પષ્ટ અને નિરનિરાળા છે તેનો ખ્યાલ આવશે અને પ્રત્યેકના આશય, હેતુ અને લક્ષ્ય કયા કયા છે તે સમજાશે

કરુણાભાવના સાથે મૈત્રીનો ખાસ ગાઢ સંબંધ છે અને એક રીતે જોઈએ તો એ ડાબી–જમણી આંખ જેવી છે, આનો એકી સાથે ખ્યાલ કરવા માટે આ આખો ઉતારો એક

સાથે આપી દીધો છે એ ઉતારો યોગમતે હોઈ ખાસ વિચારવા યોગ્ય છે. ચિત્તપ્રસાદનમાં પ્રત્યેક યોગભાવના કેવી રીતે કામ આપે છે તેનો હાર્દિક ભાવ સ્પષ્ટ કરવાનો આ પ્રસંગ પ્રાસ્તાવિક હોવાથી સહજ લખાણના જોખમે પણ આ ઉપસંહારમા તેને સ્થાન આપ્યુ છે

આપણા મૂળ ગ્રંથને અંગે જણાવવાનુ કે પ્રતિકારના માર્ગોનુ નિદર્શન અન્ય કોઇ લેખકે જણાવ્યુ નથી પરંતુ સર્વેએ તેની આવશ્યકતા જરૂર સ્વીકારી છે. આપણા લેખક–મહાત્મા ઉપાધ્યાયજીએ આખુ અષ્ટક એ ઉપાયોની વિચારણામા રજૂ કર્યું છે એ એમનું વિશિષ્ટ તત્ત્વ છે

એમનુ બીજું વિશિષ્ટ તત્ત્વ તે કરુણાજનક પ્રસંગોના કારણરૂપે ધર્મહીનતાનું તત્ત્વ દાખલ કરવું તે છે, અને તે દાખલ કરીને ન અટકતા તેના પ્રતિકારનો પણ વિસ્તાર કરી બતાવ્યો છે. એની વિચારણામા ભગવદ્‌ભજનની આવશ્યકતા, ગુરુશુદ્ધિ અને ધર્મમાર્ગની શોધ — એ ત્રણ માર્ગોનો નિર્દેશ કરી એમણે દેવ–ગુરુ–ધર્મની ત્રિપુટીને સભાળવાની વાત કરી એક આકર્ષક ચિત્ર રજૂ કર્યું છે, એમ કોઈ પણ સહૃદય પુરુષને લાગ્યા વગર રહે તેમ નથી.

ધર્મહીનતાને કરુણાના પ્રસંગોમા ગણવી એ અભિનવ વાત છે એ માર્ગનો સ્વીકાર કરવામા ઉપાધ્યાય શ્રીવિનયવિજયજીએ બહુ દીર્ઘદૃષ્ટિ વાપરી છે ધર્મહીનતાને કારણે અથવા કુમતના સ્વીકારનુ પરિણામ શુ આવે છે તે પર નજર રાખીને આ અતિ અગત્યનો વિષય તેમણે ચર્ચ્યો છે

ધર્મહીન પ્રાણીઓને જ્યારે ધર્મરાગી પ્રાણી જુએ ત્યારે તેના ઉપર ચીડ આવે છે, પણ એમ ન થવું જોઈએ કરુણાભાવિત આત્મા એવા પ્રાણીની મદ વિકાસસ્થિતિ સમજે, એને એમ લાગે કે એ બિચારો પાણી વલોવીને માખણ તારવવાનો નિરર્થક પ્રયત્ન કરી રહ્યો છે. આવો કષ્ટસાધ્ય પ્રાણી ધર્મની મશ્કરી કરે, હેલના કરે, ધર્મને ‘હંબગ’ કહી નિંદે કે ધર્મરાગીને ધર્મના પૂંછડા કે એવા ઉપનામો આપે તેથી એ જરા પણ ઉશ્કેરાતો નથી કે ગુસ્સે થતો નથી એના અંતરમા ધર્મને હસનારા કે ધર્મવિરુદ્ધ બોલનારા માટે ઊંડાણ-માથી દયા સ્ફુરે છે અને એને મીઠા શબ્દોથી, દલીલથી, ચર્ચાથી, લેખથી ભાષણથી અને એવા વિધવિધ ઉપાયોથી ધર્મમાર્ગે લાવવા માટે પ્રેરણા થાય છે આ રીતે મૈત્રીભાવના જેમ સહિષ્ણુતા આણે છે તેમ તદ્દન બીજા દૃષ્ટિબિન્દુથી કરુણાભાવના પણ એ જ પરિણામ પામે છે

કરુણાભાવનાથી બે મુદ્દા ખૂબ સુસાધ્ય થાય છે તે ખાસ ધ્યાનમા રાખવાનુ છે. એક એનાથી દ્વેષ પર વિજય મળે છે અને બીજુ એનાથી પર ઉપર વૈર લેવાની કે સજા કરવાની વૃત્તિ દૂર થાય છે. મૈત્રીમા પ્રેમદ્વારા રાગ ઉપર વિજય મળે છે ત્યારે કરુણામાં દયાદ્વારા દ્વેષ ઉપર વિજય મળે છે. આ અતિ મહત્ત્વનો વિષય છે

કરુણાભાવનાના પ્રસંગો પરત્વે પ્રતિકારની વિચારણામા મન ઉપર વિજય કરવાની વાત કરી છે તેમાં આખો રાજયોગ સમાય છે વાત એ છે કે ઘણીખરી વખત તો સુખ

અને દુ:ખ એક મનની કલ્પના જ હોય છે. અમુક વસ્તુની ગેરહાજરીને લીધે એક પ્રાણીનુ મન મોટુ ભયકર દુઃખ માની લે અને બીજાને તે જ બાબત કઈ જરા પણ મહત્ત્વની લાગતી ન હોય. નાની નાની જરૂરિયાતો અને જેલમા તેના અગેના મનસ્વી હુકમો જુદા જુદા કારાવાસીઓના મન પર કેવી અવનવી અસર કરે છે તેનો અહી જાતઅનુભવ થાય છે મન પર અકુશ જેટલે અશે આવે તેટલે અંશે આ બાબત ઘટતા મહત્ત્વવાળી લાગે છે. કરુણાપાત્ર લાગતા પ્રાણીઓના મનમાં જો આ પ્રકારની વિચારણા આવી જાય અને તે પ્રાણી મન પર અકુશનુ ચાતુર્ય પ્રાપ્ત કરે તો દુનિયાનાં દુખો ઘણા અલ્પસખ્યક બની જાય.

આપણે હવે સમુચ્ચયદષ્ટિએ કરુણાભાવનાનો વિચાર કરીએ. દુનિયામાં ચારે તરફ દુ.ખ, ઉપાધિ અને ત્રાસોમા સબડતા પ્રાણીઓ જોવામા આવે છે. એની દુખમુક્તિના ઉપાયો યોજવા એ કરુણાભાવના છે. એના કેટલાક ઉપયુક્ત પ્રસગો વિચારીએ.

અનેક પ્રાણીઓ તદ્દન નિરાધાર જોવામાં આવશે જેમના માતપિતા ગુજરી ગયા હોય, ઊંચે આભ અને નીચે ધરતી હોય, રહેવાને ઘર નહિ, પહેરવાને વસ્ત્ર નહિ, ખાવાને ચીજ નહિ અને પીવાના સાધન તરીકે એક વાટકો પણ નહિ, આવા પ્રાણીઓને જોઈ કેમ વિચાર આવ્યા વગર રહે? એનાં ઓશિયાળા ચહેરા અને અશ્રુથી ભરેલી આખો જોતા જો કરુણા ન ઊપજે તો હૃદય પથ્થરનું બનેલુ ગણાય

આવા નિરાધાર અનાથને માટે આપણી શક્તિને છુપાવ્યા વિના દુખનિવારણનો પ્રયત્ન સાચી કરુણા છે અને તે જ ખરી હિતાવહ છે એ નિર્વિવાદ છે

આવી ભાવના જે હૃદયમાં વર્તતી હોય તેને દ્વેષ કે અન્યનું બૂરુ કરવાની ઇચ્છા પણ ન જ થઈ શકે એમાં નવાઈ જેવુ નથી. એ નાનામા નાના જીવથી માડીને મનુષ્ય સુધી સર્વ જીવોનાં દુખ વગેરે અનિષ્ટ પ્રસગો જોઈ આર્દ્ર થઈ જાય છે અને તેને તેમાંથી છોડાવવા માટે પ્રયત્ન કરે છે, યોજના કરે છે, અમલ કરે છે

આ કરુણાભાવને વિશાળ દૃષ્ટિએ વિચારવામા આવશે તો એ શાતરસ છે, અમૃતના પ્યાલા છે, આનદોદધિના ઉછાળા છે, પ્રેમના પરિસ્પન્દો છે, દ્વેષનો તેમા સર્વથા બહિષ્કાર છે અને વિજયમાર્ગે પ્રયાણ છે એમ જરૂર લાગશે શ્રીવિનયવિજયજી કહે છે કે—આવા અનુપમ શાંતરસનુ તમે પાન કરો, સક્રિય પાન કરો

इति करुणाभावना. १५.

---

# પ્રકરણ સોળમું

## માધ્યસ્થ્યભાવના

श्रान्ता यस्मिन् विश्रमं संश्रयन्ते, रुग्णाः प्रीतिं यत्समासाद्य सद्यः ।
लभ्यं रागद्वेषविद्वेषिरोधादौदासीन्यं सर्वदा तत्प्रियं नः ॥ क १ ॥
लोके लोका भिन्नभिन्नस्वरूपा, भिन्नैर्भिन्नैः कर्मभिर्मर्मभिद्भिः ।
रम्यारम्यैश्चेष्टितैः कस्य कस्य, तद्विद्वद्भिः स्तूयते रुष्यते वा ॥ ख २ ॥
मिथ्या शंसन्वीरतीर्थेश्वरेण, रोद्धुं शेके न स्वशिष्यो जमालिः ।
अन्यः को वा रोत्स्यते केन पापात्तस्मादौदासीन्यमेवात्मनीनम् ॥ ग ३ ॥
अर्हन्तोऽपि प्राज्यशक्तिस्पृशः किं, धर्मोद्योगं कारयेयुः प्रसह्य ।
दद्युः शुद्धं किन्तु धर्मोपदेशं, यत्कुर्वाणा दुस्तरं निस्तरन्ति ॥ घ ४ ॥
तस्मादौदासीन्यपीयूषसारं, वारं वारं हन्त सन्तो लिहन्तु ।
आनन्दानामुत्तरङ्गत्तरङ्गैर्जीवद्भिर्यद्भुज्यते मुक्तिसौख्यम् ॥ ङ ५ ॥

---

क १ श्रान्त થાકી ગયેલા, ક્ષીણ થઈ ગયેલા विश्रम વિસામો, આરામ रुग्णा માંદા, વ્યાધિવાળા, વાંકા વળી ગયેલા विद्वेषि હાડવૈરી रोध અટકાયત, અનુદ્ભવ औदासीन्य રાગદ્વેષ-પક્ષપાતનો વિરહભાવ

ख २ स्वरूप દેખાવ, આવિર્ભાવ मर्मभिद् મર્મ-અંતરનો ભાગ, તેને ભેદનાર, ઊંડે સુધી ઊતરી જનાર चेष्टित ક્રિયા, પ્રવૃત્તિ रुष्यते રોષ કરાય, ગુસ્સે થવાય.

ग ३ मिथ्या અસત્ય, અન્યથાભાવ शंसन् ઉપદેશતો, પ્રરૂપતો रोद्धुं નિષેધવાને, અટકાવવાને जमालि શ્રી–વીરભગવાનનો સંસારીપણાનો જમાઈ અને હસ્તદીક્ષિત શિષ્ય रोत्स्यते અટકાવી શકાય, રોકી શકાય आत्मनीन આત્માને હિત કરનાર

घ ४ प्राज्य મહાન स्पृश સ્પર્શ કરનાર धर्मोद्योग ધર્મમાર્ગે પ્રવૃત્તિ, ધર્મકાર્યમાં પ્રેરણા प्रसह्य બળજોરીથી, જબરજોરીથી दुस्तर દુઃખે-મુશ્કેલીએ તરી શકાય તેવો (સંસાર-સમુદ્ર)

ङ ५ लिहन्तु ચાટો, આસ્વાદો उत्तरङ्गत्तरङ्ग ઉત્ એટલે વધારે વધારે વધતા જતા, જેમાંથી ઊછળતા જતા (સમુદ્રનાં) મોજાં जीवद्भिः પ્રાણીઓ વડે (કર્મણિપ્રયોગ છે) भुज्यते ભોગવાય છે, પ્રાપ્ત કરાય છે

क ૧. જેમા થાકી ગયેલા પ્રાણીઓ આરામને મેળવે છે, જેને મેળવીને વ્યાધિગ્રસ્ત પ્રાણીઓ અથવા શરીરે વાકા વળી ગયેલા પ્રાણીઓ પ્રેમરસનો સ્વાદ કરે છે, જેમા રાગ-દ્વેષ જેવા મહાઆકરા દુશ્મનોનો રોધ થવાથી એકદમ ઉદાસીનભાવ પ્રાપ્ત થાય છે એ (માધ્યસ્થ્યભાવ) અમને બહુ ઇષ્ટ છે

ख ૨. અદરના મર્મસ્થાનને ભેદી નાખનારા ભિન્ન ભિન્ન પ્રકારનાં કર્મોને લઈને આ લોકમાં પ્રાણીઓ ભિન્ન ભિન્ન સ્વરૂપના નાના પ્રકારના આવિર્ભાવોને દેખાડનારા થાય છે તેમના પસદ આવે તેવા અથવા ન પસંદ આવે તેવાં વર્તનો જાણનારા સમજુ પ્રાણીઓ આમા કોની પ્રશંસા કરે અને કોના ઉપર રોષ કરે ?

ग ૩. ખુદ તીર્થેશ્વર શ્રીમહાવીરપરમાત્મા જેવા પણ પોતાના શિષ્ય જમાલિને અસત્યની પ્રરૂપણા કરતો અટકાવી શકયા નહિ, તો પછી કોણ કોને કયા પાપથી અટકાવી શકે ? તેટલા માટે ઉદાસીનતાને જ આત્મહિતકર સમજવી

घ ૪. શ્રીતીર્થંકરદેવો અસાધારણ શક્તિ-બળવાળા હોય છે, છતા તેઓ પણ શુ બળજોરીથી ધર્મ તરફ પ્રવૃત્તિ કરાવે છે ? નથી કરાવતા. પણ તેઓ યથાસ્વરૂપ ધર્મનો ઉપદેશ જરૂર આપે છે, જેનો અમલ કરનારા પ્રાણીઓ દુસ્તર ભવસાગરને તરી જાય છે.

ङ ૫. તેટલા માટે ઉદાસીનતા(માધ્યસ્થ્ય)રૂપ અમૃતના સારને સતપુરુષો વારવાર આસ્વાદો એના આનંદના વધારે વધારે ઊછળતા મોજાઓ વડે મુક્તિનુ સુખ પ્રાણી પ્રાપ્ત કરે છે

—x—

# गेयाष्टक*

अनुभव विनय! सदा सुखमनुभव, औदासीन्यमुदारं रे ।
कुशलसमागममागमसारं, कामितफलमन्दारं रे ॥ अनु० ॥ १ ॥
परिहर परचिन्तापरिवारं, चिन्तय निजमविकारं रे ।
वदति कोऽपि चिनोति करीरं, चिनुतेऽन्यः सहकारं रे ॥ अनु० ॥ २ ॥
योऽपि न सहते हितमुपदेशं, तदुपरि मा कुरु कोपं रे ।
निष्फलया किं परजनतप्त्या? कुरुषे निजसुखलोपं रे ॥ अनु० ॥ ३ ॥
सूत्रमपास्य जडा भाषन्ते, केचन मतमुत्सूत्रं रे ।
किं कुर्मस्ते परिहृतपयसो, यदि 'पीयन्ते मूत्रं रे ॥ अनु० ॥ ४ ॥
पश्यसि किं न मनःपरिणामं, निजनिजगत्यनुसारं रे ।
येन जनेन यथा भवितव्यं, तद्भवता दुर्वारं रे ॥ अनु० ॥ ५ ॥
रमय हृदा हृदयंगमसमतां, संवृणु मायाजालं रे ।
वृथा वहसि पुद्गलपरवशतामायुः परिमितकालं रे ॥ अनु० ॥ ६ ॥
अनुपमतीर्थमिदं स्मर चेतनमन्तःस्थिरमभिरामं रे ।
चिरं जीव विशदपरिणामं, लभसे सुखमविरामं रे ॥ अनु० ॥ ७ ॥
परब्रह्मपरिणामनिदानं, स्फुटकेवलविज्ञानं रे ।
विरचय विनय! विवेचितज्ञानं, शान्तसुधारसपानं रे ॥ अनु० ॥ ८ ॥

---

* રાગ :—આ અષ્ટકના રાગની દેશી પ્રસિદ્ધ છે 'આજ ગયા'તા અમે સમવસરણમા' એ જાણીતી ઢાળમા ચાલે છે પ્રતમા એને પ્રભાતિરાગ લખે છે 'આદર જીવ! ક્ષમા ગુણ આદર'ની દેશી જણાવે છે

१. પાઠાતર विबन्ति

# ગેયાષ્ટક : માધ્યસ્થ્યભાવના

૧. વિનય! અતિ પ્રધાન ઉદાસીનતાના સુખનો તું અનુભવ કર, નિરંતર અનુભવ કર. એ ઉદાસીનભાવનું સુખ પરમ કલ્યાણની સાથે સંગતિ કરાવી આપનાર છે, સર્વ સુવિહિત શાસ્ત્રોનો સાર છે અને ઇષ્ટ ફળ આપનાર કલ્પવૃક્ષ છે, માટે એ ઉદાસીનતાના સુખને અનુભવ.

૨. પરચિંતાના વિકલ્પજાળોને તજી દે અને તારું પોતાનુ અવિકારી તત્ત્વ (આત્મસ્વરૂપ) ચિંતવ. કોઇ માણસ (ઘણુ) બોલે છે પણ કાટાવાળા કેરડાને માત્ર ઉપાર્જન કરે છે અને કોઈ બીજો આબા(નાં ફળો)ને એકઠા કરે છે – ચૂટે છે.

૩. જો કોઈ (પ્રાણી)ને હિતનો ઉપદેશ કરવામાં આવે ને તેને તે સહન કરી લે નહિ – તેના ઉપર રુચિ પણ આણે નહિ, તો પણ તેના ઉપર તુ કોપ કર નહિ. પારકા માણસ સબધી અર્થ વગરની નિષ્ફળ ચિતા કરીને તુ શા માટે તારા પોતાના સુખનો નાશ કરે છે?

૪. કેટલાક મૂર્ખશિરોમણિઓ સુશાસ્ત્રવિહિત હકીકતને તજી દઈને સૂત્રસિદ્ધાત-વિરુદ્ધ ભાષણ કરે છે તેને માટે આપણે શુ કરીએ? સુદર દૂધ છોડી દઈને તેઓ ખરેખર મૂત્ર પીએ છે

૫. જે પ્રાણી જે ગતિમાં જવાનો હોય છે તેને અનુસારે તેની ચિત્તવૃત્તિઓ પરિણામ પામે છે તે તુ કેમ જોઇ શકતો નથી? અને કયા પ્રાણીએ ક્યાં અને કેવા થવુ, પોતાની ભવિતવ્યતાનો પ્રકાર કેમ મુકરર કરવો તે સબધમા તારાથી કોઈ પણ પ્રકારની અટકાયત થવી દુષ્કર છે (આ હકીકત તુ કેમ જોઈ શકતો નથી? કેમ જાણી શકતો નથી? કેમ ઘટાવી શકતો નથી?)

૬. ચિત્તને પસદ આવે તેવી સમતાને હૃદયથી રમાડ અને માયાના જાળાંઓને ખલાસ કરી દે. પુદ્ગલોની તાબેદારી તુ તદ્દન નકામી કરે છે. કેમ કે તારુ આયુષ્ય તો મર્યાદિત વખત માટે જ છે (માટે તુ ઉદાસીનતાના સુખનો અનુભવ કર.)

૭. આ (ઉદાસીનતા અથવા અદર બેઠેલો ચેતનરામ) કોઈની સાથે સરખાવી ન શકાય તેવુ (અનુપમ) તીર્થ છે, સદા જાણી શકાય તેવુ ચેતન (જીવન) છે, અતરની અદર બિરાજ-માન થયેલ છે, અતિ રમણીય છે અને શુદ્ધ પરિણામમય છે તેને તુ વારવાર સ્મરણપથમા લાવ. તેને યાદ કર. તેને ધ્યાવ એથી ચિરકાળપર્યંત શાશ્વત સુખને હે જીવ! તુ પ્રાપ્ત કરીશ

૮. એ (ઔદાસીન્ય) પરબ્રહ્મરૂપ ચેતનભાવનુ પરમ સાધન છે, એ સ્પષ્ટરૂપે કેવળ વિશિષ્ટ જ્ઞાન છે. અહો વિનય! આ શાતસુધારસ, જેમા જ્ઞાનનુ વિવેચન–પૃથક્કરણ કરવામા આવેલ છે, તેના પાનને તુ નિરતર કર (અથવા વિનયે કરેલા કે વિનયપૂર્વક કરેલા વિવેચન-વાળા જ્ઞાનમય આ શાતસુધારસના પાનને તુ કર, તુ એનુ પાન કર, તુ એને પી)

મનમા રાગદ્વેષની છાયાના પ્રસગો આવે ત્યારે ચેતીને– ચોંકીને ઊભા રહેવાનું છે. આપણી વિશ્વદયાને અગે આપણે ઉપદેશ, સલાહ કે સૂચના કોઈ પ્રાણીને કરીએ તેને અનુસરવા તે બધાયેલ છે? કદાચ આપણા દૃષ્ટિબિંદુમાં પણ સ્ખલના હોવાનો સભવ ખરો કે નહિ? અથવા એ તમારી સલાહ ન માને કે કદાચ તમારુ અપમાન કરે તો પણ તમને શુ? જો તમે તેના જેવા ઉપર ક્રોધ કરશો તો તમારો ઉપર જણાવેલો આદર્શ ક્યાં રહ્યો? પછી તો તમે પણ નીચે ઊતરી જાઓ અને તેની બાજુમા બેસી જાઓ

આવે પ્રસગે મન પર સયમ રાખવો એજ કર્તવ્ય છે વિચારવુ કે પ્રાણી કર્મવશ છે, કર્મનો નચાવ્યો નાચનાર છે અને એકદરે પરવશ છે. એના ઉપર ક્રોધ કરવો કે એની સામે થવાનો પ્રયાસ કરવો એ તમારા જેવા ઉચ્ચ આદર્શવાળાને ન ઘટે. એવે પ્રસગે તમારે 'ઉપેક્ષા' કરી દેવી, તમારે એવા દુષ્ટ બુદ્ધિવાળા પ્રાણી તરફ બેદરકારી કરી દેવી અને જાણે તમે તેના દુષ્કૃત્ય તરફ ઉપેક્ષા ધરાવો છો એમ ધારી લેવુ. આનુ નામ **ઉદાસીનતા** અથવા **માધ્યસ્થ્ય** કહેવાય.

'ઉદાસીનતા'મા બેદરકારી અને છતા અતરનો ખેદ એ પ્રધાનભાવ છે. એમા મનને ઊલટું વલણ આપવાનો પ્રયાસ કરવાનો છે.

'માધ્યસ્થ્ય'મા મન તદ્દન સ્થિર થઈ જાય છે દરિયાના તોફાન એમા ન હોય. એ તો જાણે પોસ માસનું પાણી થઈ જાય આમા મનની સમતાનુ પ્રાધાન્ય છે, છતા આ આખી મનોદશામા નિષ્ઠુરતા નથી, તિરસ્કાર નથી, નિષ્કાળજી નથી. પૂરતા પ્રયત્નો વડે અધપતિત પ્રાણીને માર્ગ પર લઈ આવવાનુ કર્યા છતા તે ઊચો ન આવે ત્યારે તેના પ્રત્યે કેવુ વલણ ધારણ કરવુ તેને લગતા માર્ગનુ એમા નિદર્શન છે. એમા વ્યવસ્થિત ઉપેક્ષાબુદ્ધિ છતાં સ્વાર્થ, બેદરકારી કે અયોગ્ય ત્યાગ નથી આ ભાવ આખી ભાવનાની વિચારણામા જોવામાં આવશે.

આ ભાવનાનો ઉદ્દેશ મુખ્યત્વે કરીને વિશાળ દૃષ્ટિ ખીલવવાનો છે, કર્મપારતત્ર્ય સમજાવવાનો છે અને રાગ–દ્વેષ ઉપર સપૂર્ણ વિજય મેળવવાનો છે

આટલો ઉપોદ્ઘાત કરી આપણે આ **ઉદાસીનતા** અથવા **ઔદાસીન્ય** નામથી પણ ઓળખાતી, **'માધ્યસ્થ્ય'** તરીકે પ્રસિદ્ધ થયેલી અને ઉપેક્ષાના નામને પણ યોગ્ય રીતે ધારણ કરતી છેલ્લી ચોથી યોગભાવનામા પ્રવેશ કરીએ

ઉદાસીનભાવ અમને સર્વદા પ્રિય છે, એ અમને બહુ ગમે છે, અમને તેનો વિચાર કરતા પણ આનદ આવે છે — એમ થાય છે તેનુ કારણ શુ? આપણે એ ઉદાસીનભાવનો જરા પરિચય કરીએ

એ ઉદાસીનભાવ રાગ–દ્વેષરૂપ મહાઆકરા દુશ્મનોના રોધથી પ્રાપ્ત થાય છે અહી ઉદાસીનતાની પ્રાપ્તિનો માર્ગ બતાવ્યો રાગ–દ્વેષને તો આપણે આ વિચારણામા સારી રીતે

જાણી ચૂકચા છીએ, એ મોહરાયના બન્ને પુત્રો છે અને એ આખા જગતને પોતાની મોરલી ઉપર નચાવે છે એ જ્યાસુધી પ્રાણી ઉપર સામ્રાજ્ય ભોગવે છે ત્યાસુધી પ્રાણી સંસારથી દૂર જઈ શકતો નથી, અને એનો દોર વર્ણવતા શ્રીયશોવિજયજી મહારાજ કહે છે કે—'વજ્રબંધ પણ જસ બળ તૂટે રે, નેહતંતુથી તે નવિ છૂટે રે' એટલે પોતાની શક્તિથી વજ્રબંધ—મહાઆકરા બંધનને તોડી નાખી શકે એવા બળિયા પ્રાણી સ્નેહના તાંતણાને તોડી શકતા નથી આવો આકરો રાગ સંસારમા પ્રાણીને ખેંચી ખેંચીને રાખે છે મોટા દેવો પણ એનું વશવર્તિત્વ છોડી શક્યા નથી અને અષાઢભૂતિ તથા નંદિષેણ જેવા મુનિઓ પણ એને વશ પડી ગયા છે.

દ્વેષની કાળાશ તો મહાભયંકર છે, ચિત્તને ડોળી નાખનાર છે, પ્રબળ વિકાર કરાવનાર છે અને બીજા અનેક મનોવિકારોને જન્મ આપનાર છે રાગ—દ્વેષમાથી કષાયો અને નોકષાયો જન્મે છે અને એ અનેક રીતે પ્રાણી પર આક્રમણ કરી એનો સંસાર વધારી મૂકે છે ને એના સાધ્ય—મોક્ષને દૂર ને દૂર રાખે છે. સાધ્યને પ્રાપ્ત થવા ન દેનાર આ રાગ—દ્વેષ પ્રાણીના ખરા આકરા દુશ્મનો એટલા માટે છે કે એ સાધ્યનું સામીપ્ય પણ થવા દેતા નથી.

એવા આકરા રાગ—દ્વેષરૂપ મહાભયંકર દુશ્મનોનો રોધ કરવાથી ઉદાસીનતા જન્મ પામે છે. રાગદ્વેષનો સંપૂર્ણ રોધ થાય તો સંપૂર્ણ ઉદાસીનતા આવે છે અને ઓછો—વધતો થાય તો તે પ્રમાણમા ઓછી—વધતી આવે છે રાગદ્વેષનો રોધ એ સાધ્યપ્રાપ્તિનું સાધન છે. ઔદાસીન્ય એ રોધથી પ્રાપ્ત છે અને એ રોધ કરવાથી કાર્યસિદ્ધિ થાય છે, તેથી એ ઉદાસીનતાને ઓળખવા જતા આપણા હાથમા ઇષ્ટસિદ્ધિનું એક અનેરું સાધન પણ આવી જાય છે. ઉદાસીનતા આવા પ્રકારની છે તેથી તે અમને ખૂબ ઈષ્ટ છે.

રાગદ્વેષનો રોધ કેમ કરવો એ અત્ર મુખ્ય વિષય નથી એના પ્રસંગો, સાધનો અને માર્ગો અગાઉ ચર્ચાઈ ગયા છે અત્ર તેનો નિર્દેશ જ કરવાનો છે આ ભાવનામા એ જરૂર મળી આવશે, તે શોધી લેવાની સૂચના કરીને અહી ઔદાસીન્યના એ મોટા ફળ બતાવીએ —

શ્રમથી થાકી ગયેલા, ચિંતાથી મૂંઝાઈ ગયેલા, સંતાપના ભારથી દબાઈ ગયેલા પ્રાણીઓ આ ઉદાસીનતામા આરામ મેળવે છે. સખ્ત ગરમીના સંતાપથી ગરમ ગરમ થઈ ગયા હોઈએ, માથે તડકો ધોમ ધખતો હોય અને ચારે તરફ ફાકા ઊડતા હોય ત્યારે નાની ઝૂંપડીમા નિર્મળ ઠંડું જળ મળે અને પગ લાંબા કરવા પથારી મળે ત્યારે જેવો આરામ થાય તેવો આરામ મોહજન્ય અનેકવિધ સંતાપોથી તપી ગયેલા ચેતનને ઉદાસીનભાવમા મળે છે ૧૧૫ ડિગ્રીમાં ઉઘાડે પગે મુસાફરી કરનારને પાણીનું પરબ આવે ત્યારે જેવો આરામ મળે છે તેવો આરામ ચેતનને ઉદાસીનભાવ આપે છે.

રોગી માણસને કોઈ બાબતમા પ્રીતિ થતી નથી અને ખાવું, પીવું, બોલવું કે રમવું એમા એનો રસ જામતો નથી સંસારરોગથી હેરાન થઈ ગયેલા પ્રાણીને ઉદાસીનભાવમા

### ગેયાષ્ટકની નોટ:—

૧ औदासीन्य ઉદાસીનતા મધ્યસ્થપણુ उदार મુખ્ય, પ્રધાન कुशल પરમ કલ્યાણ (મોક્ષ) सार રહસ્ય मन्दार કલ્પવૃક્ષ
૨ पर પરવસ્તુ, પારકા, પરાયા परिवार સમૂહ, વિકલ્પજાળ अविकार અવિકારી, શાશ્વત चिनोति એકઠા કરે છે, મેળવે છે, ચૂંટે છે सहकार આંબો
૩ तप्स्या ચિંતા, સંતાપ વડે–દાગ लोप નાશ, વિનાશ
૪ सूत्र મૂળસૂત્ર, આગમગ્રંથો(મા કહેલી હકીકતો) ·अपास्य છોડી દઈને, ·ઉત્થાપીને उत्सूत्र સૂત્રથી ઊલટુ पयस् દૂધ मूत्र મૂતર
૫ परिणाम વિચાર, વૃત્તિના આવિષ્કારો गति જન્માતરનુ સ્થાન, ભવિષ્યનુ સ્થાન भवितव्य થવુ તે, ભવિતવ્યતાની સ્થિતિ दुर्वार જેની અટકાયત કરવી મુશ્કેલ હોય તેવુ
૬ हृदयंगम હૃદયને પસંદ આવે તેવી, મનોહર संवृणु સંકેલી લે, સંકોચી લે, ખલાસ કરી દે, બધ કર परवशता તાબેદારી, ગુલામી परिमित મર્યાદિત, હદ બાંધેલ, મુકરર (પરિણામે અતિ અલ્પ)
૭ अनुपम ઉપમા ન આપી શકાય તેવુ, Incomparable चेतनम् Conscious, living, જીવત अन्तःस्थित અંતરમા રહેલ, ઊંડાણમા વસ કરેલ अभिराम રમણીય, સુદર विशद શુદ્ધ, નિર્મળ अविराम નિરતરને માટે, હમેશને માટે
૮ परब्रह्म નિર્વિકાર, નિરજન, શુદ્ધ ચૈતન્ય परिणाम ચેતન निदान પ્રધાન કારણ विज्ञान વિશિષ્ટ જ્ઞાન विरचय બનાવ, વારવાર કર, ગોઠવ विवेचित વિવેચન–પૃથક્કરણ કરેલુ છે. જેમા એવુ

---

## માધ્યસ્થ્ય : પરિચય

क १. મનોવૃત્તિના અતિ વિચારણીય પ્રદેશમા આપણે હવે જઈએ છીએ માનસવિદ્યાનો જેટલો વધારે પરિચય કે અભ્યાસ હશે તેનો આ ભાવનામાં તેટલા પ્રમાણમા ઉપયોગ થશે

આ સંસારમા અનેક પ્રકારના પ્રાણીઓ હોય છે કેટલાક પ્રાણીઓ તદ્દન ઊંધી ખોપરીના હોય છે તેને સલાહ કે ઉપદેશ આપવામા આવે તો તે માને તો નહિ એટલુ જ નહિ પણ ઉપદેશ આપનાર ઉપર ગુસ્સો કરે. દ્વેષ કરે અને દ્વેષને પરિણામે અપમાન, ગાલીપ્રદાન કે તોફાન પણ કરે

'પચતત્ર'મા વાનર અને સુઘરીનુ દૃષ્ટાન્ત પ્રસિદ્ધ છે. સુઘરીનો માળો બહુ વ્યવસ્થિત હોય છે. એનાથી ઘી પણ ગળી શકાય છે ચોમાસામા એ સુઘરી (પક્ષીવિશેષ) ઝાડ પર લટકતા પોતાના માળામા બેઠેલી હતી વરસાદ ખૂબ પડતો હતો. વીજળીના ઝબકારા થતા હતા અને વાદળનો ગર્જારવ થતો હતો ત્યા એક વાનર તે ઝાડ નીચે આવ્યો અને ઠંડીથી

દાત કચકચાવવા અને શરીરે ધ્રૂજવા લાગ્યો પેલી સુઘરીને એ સ્થિતિમાં એને જોઈને દયા આવી એટલે બોલી 'ભાઈ! તુ મનુષ્યની આકૃતિવાળો દેખાય છે, ચતુર જણાય છે, તો ઉનાળામા માળો કે એવુ રહેવાનુ સ્થાન તે તૈયાર કેમ ન કર્યુ ?' વાંદરો કહે 'ચૂપ પડી રહે, ગડબડ ન કર' વળી એ વધારે ધ્રૂજવા લાગ્યો, એટલે સુઘરી બોલી –"ભાઈ! આખો ઉનાળો તે આળસમા શા માટે ગુમાવ્યો ?" વાદરો ચિડાયો એક–બે ગાળ ચોપડી દીધી. વળી વરસાદ વધ્યો અને કડાકા થયા. વાદરો વધારે ધ્રૂજવા લાગ્યો. સુઘરી દયા લાવી વધારે શિખામણ દેવા લાગી. વાદરો બોલ્યો–'રાડ, શુચિમુખિ! પડિતમાનિની! ચૂપ રહે, નહિ તો ઘર વગરની કરી મૂકીશ.' સુઘરી ચૂપ રહી, પણ વળી ઠડીનો માર વધ્યો અને વાદરો ખૂબ ધ્રૂજવા લાગ્યો એટલે સુઘરીએ વળી પાછો સારા વખતમાં ઘર બાધી લેવાના ડહાપણુસબધી ઝાડ પર માળામાં બેઠા બેઠા ઉપદેશ આપ્યો. વાંદરાથી હવે રહેવાયુ નહિ. એણે જવાબમા કહ્યુ–"ઘર બાધવાની મારામાં શક્તિ નથી, પણ ઘર ભાગવાની તો જરૂર છે." એટલુ બોલી બે–ચાર ગાળો વર્ષાવી, ફલાગ મારી સુઘરીનો માળો વીખી નાખ્યો

આવા સંયોગો દુનિયામા ખૂબ આવે છે આપણે કોઈને સલાહ કે સૂચના આપીએ અને તે સમજે કે અનુસરે નહિ ત્યારે શુ કરવુ ? આ પ્રશ્નનો નિર્ણય આ ભાવનામા કરવાનો છે બહુ વ્યવહારુ પણ ઉચ્ચ ભૂમિકાનો આ સવાલ છે

આ દુનિયામા દુષ્ટ બુદ્ધિવાળા પ્રાણીઓ અનેક હોય છે જેના ઉપર તમે ઉપકાર કર્યો હોય તે સામે અપકાર કરનારા હોય છે. કેટલાક ખૂન, મારામારી, તોફાનમા રસ લેનારા હોય છે, કેટલાક પારકુ ધન કે પરની મિલ્કત પચાવી પાડવામા આનદ લેનારા હોય છે. કોઈ ચોર, કોઈ લૂટારા, કોઈ ઠગારા, કોઈ વિશ્વાસઘાતી, કોઈ ફાસિઆ, કોઈ દુરાચારી, કોઈ પરસ્રીમા આસક્ત, કોઈ મોડી રાત્રે રખડનારા, કોઈ દારૂડિયા, કોઈ માયાવી, કોઈ દભી, કોઈ ક્રોધી, કોઈ જૂઠુ બોલનારા, કોઈ લોભી, કોઈ અભિમાની, કોઈ નિદા કરનારા, કોઈ, હિસક, કોઈ બીકણ, કોઈ ઈર્ષ્યાળુ–વગેરે વગેરે અનેક પ્રકારે દુષ્ટ બુદ્ધિવાળા પ્રાણીઓ હોય છે એવા પ્રાણીઓને બનતી સલાહ આપવી, સાચો માર્ગ બતાવવો અને તેમને દુષ્ટ માર્ગથી દૂર કરાવવા બનતા પ્રયાસો અનેક રીતે જરૂર કરવા, પણ એવા પ્રયાસમા સિદ્ધિ ન થાય તો શુ કરવુ એ પ્રશ્ન અહીં ઊભો થાય છે. અનેક પ્રકારના દુષ્ટ આચરણવાળા પ્રાણીઓ તરફ આપણે કયા પ્રકારનુ વલણ દાખવવુ ઘટે ? એ ઉપસ્થિત થતા પ્રશ્નને અગે આપણે આપણા મનના ઊડાણમા ઊતરવુ પડે

આપણો ઉદ્દેશ રાગદ્વેષ ઓછા કરી, સર્વથા એનો ક્ષય કરી વીતરાગદશા પ્રાપ્ત કરવાનો છે આવા પ્રકારનો વિકાસ સર્વથા ઇષ્ટ અને સાધ્ય છે એ ધારીને આપણે ચાલીએ છીએ

વીતરાગદશા પ્રાપ્ત કરવાની ભાવનાવાળાને એ આદર્શે પહોચવા માટે પોતાની ભૂમિકા શુદ્ધ કરવી ઘટે એ માટે એણે મનને શોધવુ પડે, સમાર્જવુ પડે, સાફ કરવુ પડે.

પ્રીતિ મળે છે, રસ જામે છે અને આનદ થાય છે અથવા ‘રુગ્ણ’ એટલે પ્રેમભગ્ન, નિરાશા-પ્રાપ્ત, આવાને પણ પ્રેમ સાપડે છે.

આવી રીતે સતાપને બદલે આરામ અર્પનાર અને રોગીને રુચિ ઉત્પન્ન કરનાર આ ઔદાસીન્ય છે એને બરાબર ઓળખી જવાશે ત્યારે આ વિવેચનમા વિશેષોક્તિ જરા પણ નહિ લાગે, ઊલટુ, એમા અલ્પોક્તિ લાગશે એ આપણે જ્યારે એના સ્વરૂપમા રમણ કરશુ ત્યારે સ્પષ્ટ થશે

અહી જે થાક-ખેદ અને રોગ-વ્યાધિની વાત કરી છે તેના વિવિધ પ્રકાર છે. સર્વ પ્રકારના થાકથી અહી આરામ મળે છે અને વ્યાધિ છતા સુરુચિ જાગે છે

અહી રાગ-દ્વેષના રોધની વાત કરી છે તે અશથી જ સમજવાની છે. સપૂર્ણ રોધની દશા ગુણસ્થાનક્રમમા આગળ આવે છે તેની અહી માત્ર ભાવના હોય છે, આ વાત ધ્યાનમા રાખવી રાગદ્વેષનો બની શકે તેટલો રોધ એ મુમુક્ષુઓએ કરવાનો છે એ ધ્યાનમા રહે, પણ સપૂર્ણ રોધ થયા વગર સાચી ઉદાસીનતા અપ્રાપ્ય છે એમ ધારવાનુ નથી. આ સર્વ હકીકત નીચેનુ સ્વરૂપ વાચતા સ્પષ્ટ થશે

ઘ ૨. ઉદાસીનતા કેમ કરાય તેનો એક પ્રકાર ભવ્ય રીતે બતાવે છે કર્મસ્વરૂપ આપણે જાણીએ છીએ આશ્રવભાવનામા એના આવવાના માર્ગો આપણે જોઈ ગયા છીએ. એ સર્વ નવા કર્મોને અગે વાતો હતી, પણ જે કર્મો અગાઉ પ્રાણીએ એકઠા કર્યા હોય તે તો ભોગવવા જ પડે.

कृतकर्मक्षयो नास्ति, कल्पकोटिशतैरपि ।
अवश्यमेव भोक्तव्य, कृत कर्म शुभाशुभम् ॥

‘કરેલા કર્મનો ક્ષય સેકડો વર્ષો જાય તો પણ થતો નથી એનાં – શુભઅશુભ કર્મોના સારા-ખરાબ ફળ અવશ્ય જ ભોગવવા પડે છે’ એક નિર્જરાની વાત બાદ કરતા કર્મની વાત એવી છે કે એને ભોગવે જ છૂટકો, એનાથી નાસી છૂટાય તેમ નથી અને નિર્જરાની વાત તો ઘણી પારિભાષિક અને વિશેષણવતી છે, જેનો વિચાર નવમી ભાવનામા કર્યો છે

કર્મથી પ્રાણી અનેક ગતિમા જાય છે, ત્યા કર્મો એને ઇદ્રિયો આપે છે, ત્યા એને ઓછુ-વધતુ આયુષ્યકર્મ આપે છે, ત્યા એના શરીરનુ બધારણ, એની આકૃતિ, એના અગોપાંગ, એના રૂપ, વાણી, કીર્તિ, પ્રાપ્તિ, અપ્રાપ્તિ, તદુરસ્તી, વ્યાધિગ્રસ્તતા, સૌભાગ્ય આદિ નાની-મોટી અનેક બાબતો પૂર્વોપાર્જિત કર્મોના યોગે પ્રાપ્ત થાય છે

આથી લોકો જુદા જુદા સ્વરૂપના જોવામા આવે છે. કોઈ મહેનત કરી થાકી જાય છતા અપયશ પામે છે, કોઈ વગર મહેનતે કે અલ્પ પ્રયાસે કીર્તિ વિસ્તારે છે, કોઈ ભાષણ કરવા ઊભો થાય તો લોકોને ખસવુ ગમતુ નથી અને કોઇ બોલવા ઊઠે ત્યાં લોકો ચાલવા માડે

છે, કોઇ રૂપવાન અને કોઇ કદરૂપા, કોઈ કાણા આધળા, બહેરા કે જડબુ બેસી ગયેલા, કોઇ યુવાન, મજબૂત અને પડછંદો પડે તેવા, કોઇ નિરંતર દવા ખાવાવાળા દમલેલ, તો કોઇ તદ્દન તંદુરસ્ત; આવા હજારો લાખો પ્રકારના માણસો–પ્રાણીઓ દુનિયામા છે.

સંસારભાવનામા એના અનેક નાટકો આપણે જોઇ ગયા છીએ સ્વરૂપભિન્નતા તો, એટલી છે કે લગભગ પ્રત્યેક પ્રાણીમા તેનુ વ્યક્તિત્વ જરૂર હોય છે. અને સ્વરૂપભિન્નતા સાથે પ્રત્યેકના કાર્યોમા પણ વિવિધતા જોવામા આવશે કોઇ દાન આપનાર, સદાચારી, મિત-ભાષી, સાચી સલાહ આપનારા, પોતાની ફરજનો ખ્યાલ કરનારા, જીવનને સારી રીતે વ્યતીત કરી વિકાસ સાધનારા જોવામા આવશે અને કોઇ નમાલિયા, તરંગી,-અપ્તરંગી, દુરાચારી, રખડુ નાદે ચઢી ગયેલા, વ્યસની, અપ્રામાણિક જીવન વહનારા જોવામા આવશે.

બાહ્યસ્વરૂપ અને ચેષ્ટિતના વર્ણનો કરવા બિનજરૂરી છે. એ દરરોજના અનુભવનો વિષય છે.

સ્વરૂપપ્રાપ્તિ અને વર્તન કર્માધીન હોવાથી એને 'મર્મભેદ' કહેવામાં આવ્યા છે મર્મ એટલે ઊંડાણભાગ આ મર્મને ભાગી નાખનાર કર્મો અનેક પ્રકારના નાચો કરાવી રહેલ છે. એને લઈને પ્રાણી સુરૂપ–કુરૂપાદિ અનેક રૂપો લે છે અને શુભ, અશુભ આચરણો-વર્તનો કરે છે કોઈ ખરા 'ગૃહસ્થ' અથવા 'સાધુજીવન' ગાળનારા જોવામા આવે છે અને કોઇ તદ્દન ખસી ગયેલા બદમાશો જેવા હોઇ પોતાનુ સમગ્ર જીવન વેડફી નાખે છે

આમા પ્રશંસા કોની કરવી? અને રીસ પ્રણ કોના ઉપર ચઢાવવી? જ્યા જોઇએ ત્યા કર્મનો પ્રભાવ એવો દેખાય છે કે એનુ વર્ણન કરવા બેસીએ તો ઉપમિતિભવપ્રપંચાકથા જેવી મોટી કથા લખવી પડે અને છતા તેનો છેડો તો કદી ન જ આવે આખી રમત મંડાણી છે અને ચારે તરફ તુમુલ યુદ્ધ ચાલી રહ્યુ છે આવા અનેક પ્રાણીઓ અને તેમના વિધવિધ વર્તનો વિચારતાં કોના ઉપર રાજી થવુ અને કોના ઉપર રીસ કરવી? આ વાતમા કોઈ રસ્તો નીકળે તેમ નથી

જો પ્રાણી પોતાના કાર્યો પર કાબૂ રાખી શકતો હોય તો જુદી વાત છે, પણ પુરુષાર્થ કરનાર સિવાયનો મોટો ભાગ પરાધીન હોય છે, કોઇનો નચાવ્યો નાચનાર છે અને જન્મ પહેલા તેમ જ મરણ પછી અંધકારના પડદા પછવાડે પડેલ છે.

આમા પ્રશંસા કે નિંદા કોની કરવી? આ વખતે વિચારણાને પરિણામે જે મનની સ્થિતિ થાય તેનું નામ ઉદાસીનતા. એ કર્મની રમત જુએ એટલે એ દારૂડિયાને ગટરમાં પડતો જોઈ નિંદા ન કરે, કે સારી રીતે કપડા પહેરેલા આકૃતિવાન્ ગૃહસ્થને જોઇ પ્રશંસા ન કરે એ કર્મના પરિણામ જાણે, જાણીને અનુભવે અને અનુભવીને મનમાં ખરી વાત સમજી જાય

આવો પ્રાણી માધ્યસ્થ્યભાવ રાખી કોઇના ઉપર ક્રોધ કે કોઇની નિંદા કરતો નથી કે કોઇની પ્રશંસા કે સ્તુતિ કરતો નથી એ બન્ને સ્થિતિને પોતાની ઇષ્ટસાધનામા વ્યાઘાત

કરનારી સમજે છે અને એવી પારકી પચાત કરવાની એને ફુરસદ ન હોઇ એ દુનિયાના વિચિત્ર બનાવો કે પ્રાણીઓના વિચિત્ર સ્વરૂપો તરફ ઉદાસીન રહે છે

સાધારણત પરની પ્રશસા કે નિદા રાગદ્વેષજન્ય જ હોય છે અને વિશિષ્ટ વિકાસના હેતુવાળાને એ અકર્તવ્ય જ હોય છે. એને બીજાની બાબતમા નકામુ માથુ મારવુ પસદ જ હોતુ નથી એને નિરર્થક ટોળટપ્પા મારવા ગમતા નથી અને એને એમા આનંદ આવતો નથી

આવા પ્રકારની વૃત્તિ એ ઉદાસીનતા છે. એ જાતે વિદ્વાન છે, કર્મને ઓળખનાર છે અને કર્મના બધ ઉદયાદિ ભાવોને સમજનાર છે. એને વિવિધતામા નૂતનતા લાગતી નથી આ દશા ઉદાસીન આત્માની હોય

ખાસ કરીને શિયાળ છતા સિહના ટોળામાં સિહનુ ચામડુ ઓઢી સિહ તરીકે પસાર થનારા દભી કાર્યવાહકો અને રાગદ્વેષમાં ગચીમાચી રહેલા ઉપદેશકો, આદર્શ કે ભાવના વગરના સન્યાસી-સાધુઓને જોઈ ખેદ થાય છે, પણ એવા વખતે પણ ઉદાસીનતા ધારણ કરવી અને મર્મભેદી કર્મની સ્થિતિ વિચારવી એ જ કર્તવ્ય છે. કર્મ અનેક પ્રકારના નાચો કરાવે છે, એમા ક્યા રાજી થવુ અને ક્યા ખિન્ન થવુ ?

આમા પ્રયત્ન કરવાનો માર્ગપ્રાપ્તિ કરાવવાનો નિષેધ નથી, પણ પ્રયત્ન છતા પ્રાણી ન સુધરે તો પોતાના ચિત્તમા વિક્ષેપ થવા ન દેવો અને રાગ કે દ્વેષની પરિણતિ ન થઈ જાય તે બાબત પર ધ્યાન રાખવુ આવા પ્રકારના મનના વલણને 'ઉદાસીન' વિશેષણ અપાય છે

ગ ૩. સમજુ માણસોને ઉદાસીનભાવ કેવો રાખવો ઘટે તે વાત શ્રીવીરપરમાત્મા અને જમાલિના દૃષ્ટાતથી સમજાવે છે.

અનત જ્ઞાનના ધણી અને જાતે સબળ હોવા ઉપરાત અનેકસહાયસપન્ન પણ અમુક સયોગોમા કેવુ વલણ ધારણ કરે છે તે વિચારો જમાલિ ભગવાનની પુત્રીનો પતિ એટલે પોતાનો સસારીપક્ષે જમાઈ-થાય એણે વૈરાગ્ય પામી દીક્ષા લીધી ખૂબ અભ્યાસ કર્યો, વિદ્વાન્ થયો

ભગવાનનો એક સિદ્ધાન્ત હતો કે कडेमाणे कडे જે કરવા માડ્યુ તે કર્યું, चलमाणे चलिप એટલે ચાલવા માડ્યો એટલે ચાલ્યો આ હકીકત સમયજ્ઞાનની છે, ઘણી સૂક્ષ્મ છે એક તતુને તોડવા માડ્યો તેને તૂટ્યો જ ગણવો તૂટવા માડવાના સમયે જેટલા તતુ તૂટ્યા તેની નજરે ત્યા જોવાનુ છે જો એ તૂટવા માડવાની ક્રિયા અને તૂટવાની ક્રિયા જુદે જુદે સમયે થાય તો અનવસ્થાદોષ લાગી જાય છે અને ધ્યાનમા રાખવુ કે આખ મીંચીને ઉઘાડતા અસખ્યાત સમય થાય છે.

ઉપરનો સિદ્ધાન્ત સ્થૂળ બાબતોને લગાડવામા વિભાગો પાડવા જ પડે આ આખુ પુસ્તક છાપવા માડ્યુ એટલે આખુ છપાઇ ગયું એવો એનો ભાવ નથી, પણ આ ગ્રથ જે

સમયે છાપવા માડચો તે પૈકી એની જેટલી ક્રિયા એક સમયમા શરૂ થઈ તે તેટલા પૂરતી તે સમયમાં પૂરી થઈ ગઈ આ વાત સમયનો ખ્યાલ કરતા સમજાય તેવી છે. એક સેકન્ડમા ૧૮૦૦૦૦ માઈલ ચાલવાવાળો પ્રકાશ માર્ગના પ્રત્યેક પરમાણુને સ્પર્શીને જ ચાલે છે, પણ જે સમયે એ અમુક પરમાણુને સ્પર્શવા લાગે તે જ સમયે તેને સ્પર્શે છે. આ સાદુ પણ સમજાય તેવુ સૂત્ર છે

જમાલિ એ સમય જેવા બારીક વિભાગને લગાડવાનુ સૂત્ર મોટી બાબતને લગાડવા ગયો. એ માદો થયો ત્યારે સથારો કરવા શિષ્યને કહ્યુ પોતાને દાહજ્વર થયો હતો. તેણે 'સથારો કર્યો ?' એમ પૂછતા 'હા, કર્યો' એમ સાભળતા ત્યા જઇને જોયુ તો હજુ સથારો પૂરો થયો નથી તેમ જોઇને એને સૂઝ પડી કે શ્રીમહાવીરનો સિદ્ધાન્ત 'કરવા માડ્યુ તે કર્યુ ' એવો છે તે ખોટો છે.

આ એનો ઓખો મતિભ્રમ હતો એને પૃથક્કરણ કરતા આવડ્યુ નહિ સથારો કરવાની ક્રિયાના અવયવો પાડીને એ પ્રત્યેક નાના અવયવને એ સિદ્ધાન્ત લાગુ કરત તો એ સમજી શકત, પણ તાવના જોરમા એને ભ્રમ થયો અને વીરનો સિદ્ધાન્ત ખોટો છે એવા તર્કને એણે સિદ્ધ માન્યો.

આ શાસ્ત્રીય વિષયને વધારે લબાવવો, સ્થળસકોચને કારણે ઉચિત નથી તે વાતનો સાર એ છે કે પોતાનો શિષ્ય અને સસારપક્ષે જમાઇ જમાલિ હતો એને એના ખોટા સિદ્ધાતથી રોકવાને ભગવાન પોતે શક્તિવાન્ ન થયા આમા અશક્તિનો સવાલ નથી, પણ ગાઢ મિથ્યાત્વમા પડેલાની કદાગ્રહવૃત્તિનુ જ્ઞાન પોતાને હતુ તેથી એની ભવસ્થિતિ સમજી ભગવાન ઉદાસીન રહ્યા

આવી રીતે ઉત્સૂત્ર બોલનાર, ધર્મને વગોવનાર અનેક પ્રાણી તરફ ખેદ થાય તેવુ છે કેટલાક ધર્મને નામે દુકાનદારી ચલાવે છે, કેટલાક ધર્મને નામે રળી ખાય છે, કેટલાક ધર્મ-સિદ્ધાતોને મરડીમચડી પોતાને અનુકૂળ અર્થ કરે છે અને કેટલાક અનેક પ્રકારે ધર્મ સાથે ચેડા કાઢે છે, પણ આપણુ ગજુ શુ ? આપણને સાભળનાર કોણ છે ? બનતા શાંતિમય પ્રયાસ કર્યા પછી નિરોધ ન થાય તો વિચારવુ કે જે કાર્ય ભગવાન પોતે ન કરી શક્યા તે તુ કેમ કરી શકે ?

મતલબ, એવા ધર્મને મલિન કરનાર તરફ પણ માધ્યસ્થ્યભાવ રાખવો એ એના કર્મને વશ છે અને એવી ખોટી પ્રરૂપણા કરનાર કે સમાજને સમજણ વગર ચકરાવે ચઢાવનાર જરૂર પોતાના કર્મફળ ભોગવશે એમ વિચારી પોતાના મનને અસ્થિર થવા ન દેવુ નિર્જીવ બાબતોના ઝગડા ઉપસ્થિત કરી સમાજના ટુકડા કરાવનાર તરફ અને ઉદાસીનભાવ રાખવો

રાગદ્વેષના વમળમા પડી ગયા પછી બહાર તરી આવવુ ઘણુ મુશ્કેલ છે અને ધર્મની બાબતમા અવ્યવસ્થિત ઉપદેશ કરનાર કે સાધનધર્મોના નિરર્થક ઝગડા કરનાર તત્ત્વ સમજ્યા નથી એમ વિચારી એમની અલ્પજ્ઞતા તરફ દયા ધરાવવી. મહાવિશાળ દૃષ્ટિબિંદુઓની સાપેક્ષ દૃષ્ટિવાળા આદર્શમાં ભિન્ન ભિન્ન ધર્મના મુખ્ય મુખ્ય મુદ્દાઓ સમજાવી શકાય છે, અને તેમનો સમન્વય કરી શકાય છે એ માટે બને તેટલો પ્રયત્ન જરૂર કર્તવ્ય છે, છતા વિશાળ દૃષ્ટિને અભાવે કે અપેક્ષા સમજવાની બિનઆવડતને કારણે કોઈ સામે પડે તો વીર પરમાત્માનુ દૃષ્ટાત વિચારવુ, અતરથી મધ્યસ્થભાવ રાખવો તેમ જ કોઈ પણ બાબતને અગત ન બનાવતા પોતાના કાર્યમા જરૂર મશગૂલ રહેવુ અને તેમ કરતા સામે પડનાર પર ઉદાસીનભાવ રાખવાનુ ચૂકવુ નહિ

ઘ ૪. મિથ્યા ઉપદેશ કરનારા તરફ ઉદાસીનતાની બાબત વિચારી, હવે પ્રચારકાર્યમા પણ મધ્યસ્થવૃત્તિ રાખવાની અતિ જરૂરી બાબત કહે છે ત્યા પણ તીર્થંકર મહારાજની પોતાની સ્થિતિ જ વિચારવાથી આપણને દૃષ્ટાત મળે છે

તીર્થંકર મહારાજમા ત્રણ જગતનો વિજય કરવા જેટલુ બળ હોય છે તેમના સબધમા અતરાયકર્મ સર્વથા ક્ષય પામેલ હોય છે એવા તીર્થંકરદેવ પણ ધર્મપ્રચાર બળજોરીથી કરતા નથી એ કોઇને પરાણે ધર્મ પળાવવા પ્રયત્ન કરતા નથી એ પોતાની શક્તિનો કે વૈભવનો કશો ઉપયોગ કરી ધર્મપ્રચાર કરતા નથી એ તો શુદ્ધ ધર્મનુ સ્વરૂપ પ્રગટ કરે છે એ કોમળ, મધુર ભાષામા ધર્મનુ શિક્ષણ આપે છે એ બોલે છે ત્યારે 'મહાનુભાવ', 'દેવાનુપ્રિય', 'ભવ્ય સત્ત્વ' એવા સુદર શબ્દોથી આમત્રણ કરે છે. એમનો ભાષાપ્રયોગ અતિ મધુર, એમની ઉપદેશશૈલી સચોટ, સીધી અને હૃદયગમ હોય છે એમનો ઉપદેશ સર્વ પ્રાણીઓ સમજી શકે તેવો સરળ માર્ગગામી અને હિતાવહ હોય છે એ સસારનુ સ્વરૂપ, કર્મનુ સ્વરૂપ મોક્ષનુ સ્વરૂપ, જીવ અને કર્મનો સબધ અને કર્મ અને પુરુષાર્થનો સબધ વગેરે અનેક બાબતો બરાબર રીતે પ્રેમપૂર્વક–પ્રેમ ઉપજાવે તેવી ભાષામાં અને પ્રાણીનુ હિત થાય તે દૃષ્ટિ ધ્યાનમા રાખી પ્રકટ કરે છે અને તેમના ઉપદેશને અનુસરીને પ્રાણીઓ આ દુસ્તર ભવસમુદ્ર તરી જાય છે આ તેમની પ્રચારપદ્ધતિ ખાસ અનુકરણીય છે તેમા નીચેના મુખ્ય તત્ત્વો આકર્ષક છે

તીર્થંકરની ભાષા સર્વ સમજી શકે તેવી સરળ હોય છે

તીર્થંકરની ભાષા અત્યત મધુર હોય છે

તીર્થંકરની ભાષા આક્ષેપરહિત હોય છે

પ્રત્યેક પ્રાણી એમ સમજે છે કે એને પોતાને ઉદ્દેશીને જ ભગવાન ઉપદેશ આપે છે

ઉપદેશનો સ્વર મધ્યમ અને વાણી યોજનગામિની હોય છે વાણીના પાત્રીશ ગુણ છે તે પૈકી મુદ્દાના ગુણો અત્ર બતાવ્યા છે. આ તત્ત્વ પ્રચારકાર્ય કરનારે ખાસ ધ્યાનમા રાખવા યોગ્ય છે.

એમા ભાષાની મધુરતા અને સચોટ શૈલી ઉપરાંત સહિષ્ણુતાનુ તત્ત્વ ખાસ ખીલવવા યોગ્ય છે. પ્રચારકાર્ય કરનારનુ કામ પ્રચાર કરવાનુ છે, કોઈના માથા ઉપર પોતાનો મત જબરીથી બેસાડવાનુ એનુ કામ નથી. મારી–પીટીને ધર્મ કરાવાતો નથી, દબાણથી ધર્મ થઈ શકતો નથી, ફોસલાવવાથી ધર્મ થતો નથી, લાલચથી ધર્મ થતો નથી અને એવી બળજોરી, ધમકી કે લાલચથી કરાવેલ ધર્મ લાભકારક પણ થતો નથી.

પ્રચારકે પોતાનુ કાર્ય જરૂર કરવુ, પણ સાભળનાર તેની વાત ન સ્વીકારે તો તેથી ગુસ્સે ન થઈ જવું, પોતાની વૃત્તિમા ફેરફાર ન થવા દેવો. પ્રચાર કરનારનુ આ ક્ષેત્ર છે અને પોતાના ક્ષેત્રની બહાર એ જેટલો જાય તેટલો તે પાછો પડે છે. કેટલાક પાદરીઓ–કાજીઓ ધર્મમા વટલાવવા જે કાર્ય કરે છે તેમા જે અયોગ્ય તત્ત્વ છે તે આ રીતે વર્જ્ય છે. પ્રચાર કરનારની ફરજ ઉપદેશથી પૂરી થાય છે. પ્રાણી સસ્કારબળે ન સુધરે તો તેને અગે વૃત્તિમા વિક્ષોભ થવા દેવો ન ઘટે.

ધર્મની બાબતમા મિથ્યા માન્યતાવાળો હોય તેને ગમે તેવા અયોગ્ય શબ્દોથી બોલાવવાની રીતિ અનેક રીતે ગર્હણીય છે. આ વર્તમાન સમયમા કોઈ ગમે તેવી માન્યતા રજૂ કરે તો તેમાં રહેલુ અસત્ય સમજાવવા માટે પ્રયાસ કરવો, ચર્ચા કરવી, પણ હલકા શબ્દો બોલવાની રીતિ યોગ્ય નથી એમ કરવાથી તો પોતાનો વિકાસ પણ અટકી જાય છે ઉપદેશ–પ્રચારકાર્યમા મધ્યસ્થભાવ તજાઈ જવાનો ભય વધારે છે ધર્મપ્રેમ જ્યારે ઝનૂનનુ રૂપ લે છે ત્યારે બહુ નુકસાન કરી મૂકે છે. આ બીજી ચેતવણી

ધર્મના નાના નાના તફાવતોમા કે સાધનધર્મોમા મધ્યસ્થતા ખોઈ બેસવી એ તો જૈનધર્મના સામાન્ય જ્ઞાનનો પણ અભાવ બતાવે છે ગચ્છ અને પેટાગચ્છોના મતભેદો તદ્દન નિર્માલ્ય હોય છે, વિશાળતાની આવડતના અભાવમૂલક હોય છે અને વ્યવહારુ બુદ્ધિ, ધર્માભ્યાસ અને અન્યના દૃષ્ટિબિન્દુઓ સમજવાની આવડત હોય તો સમન્વય કરી શકાય તેવા હોય છે સમન્વયની કળા ન આવડે તો પણ ઉશ્કેરણી ન જ જોઈએ મદિર–મૂર્તિને સાધનધર્મ માનનારાઓ સ્થાનક પાસે ઊભા રહી વરઘોડામા ન છાજતા ગાન કરે કે ખરતરને ગધેડા કહેવામાં આવે એમા સામાન્ય સભ્યતા નથી, જૈનત્વ નથી, વ્યવહારદક્ષતા નથી અને પ્રસ્તુત યોગભાવનાનો તદ્દન અભાવ છે.

ધર્મમતભેદપ્રસગે તથા ધર્મોપદેશનુ કાર્ય કરતા મધ્યસ્થભાવ રાખવાની જરૂર છે. જેને ધર્મ અસ્થિ–મજ્જાએ જામ્યો હોય તે જ મધ્યસ્થ રહી શકે છે જૈનદર્શનનુ આ વિશિષ્ટ તત્ત્વ વિશાળ દૃષ્ટિ વગર પ્રાપ્ત થાય તેમ નથી. ઘણી વખત તો ઉત્સાહ કે લાગણીને વશ થઈ દક્ષિણી લોકો જેને 'ભાડણુ' કહે છે તે કરવામા ધર્મરાગ મનાય છે આ સરિયામ ખોટી માન્યતા છે અને જૈનદર્શનના પ્રાથમિક જ્ઞાનનો પણ અભાવ બતાવે છે પ્રચારક અને ઉપદેશકે તો અખડ શાતિ રાખવી ઘટે, મધ્યસ્થવૃત્તિને ખાસ કેળવવી ઘટે અને ઉપાય કરવા છતા

ઉપદેશ ન લાગે તેવા પ્રાણી તરફ ઉદાસીનભાવ રાખવો ઘટે આ પ્રયોગ જરા મુશ્કેલ છે, પણ ખાસ જરૂરી છે અને ધર્મની વિશાળતા સિદ્ધ કરી બતાવનાર છે

ङ ૫. આ પ્રમાણે હકીકત હોવાથી સતપુરુષો ઉદાસીનતારૂપ અમૃતના સારતત્ત્વને આસ્વાદે.

'આ પ્રમાણે' એટલે ઉપર જે હકીકત રજૂ કરી તે કારણને ધ્યાનમા લઈને પ્રાણી ઉદાસીનતા ધારણ કરે અહી પ્રથમ ઉદાસીનતાનુ ફળ બતાવ્યુ, પછી સ્તુતિ કે રોષની નિષ્ફળતા કર્મના મર્મને લઈને રજૂ કરી અને પછી ધર્મસબધી મિથ્યા ઉપદેશ કરનાર પર અને ઉપદેશ સાભળનાર શ્રોતાની કષ્ટસાધ્યતા પર મધ્યસ્થતા રાખવાની વાત કહી. એ સર્વનુ પરિણામ શુ ?

જે ખરા સતપુરુષો હોય, જેને સસાર મિથ્યા ભાસ્યો હોય, જેને આ સંસારમાંથી નાસી છૂટવાની તાલાવેલી લાગી હોય, જેને બધન એ ખરુ કેદખાનુ સમજાયુ હોય, જેને સાસારિક ભાવમા પ્રવૃત્તિ એ બાળકના ખેલ લાગ્યા હોય, જેણે આત્મારામનો કાંઇક અનુભવ કર્યો હોય અને જે સામે જોવાને બદલે અદર જોતા શીખ્યા હોય તેવા સતપુરુષો વારવાર આ ઉદાસીનભાવરૂપ અમૃતને જ સેવે છે

એ ઔદાસીન્યને અમૃત કહેવાનુ કારણ એ છે કે પુરાણકથા પ્રમાણે જેમ સમુદ્રમન્થન કરીને દેવોએ અમૃત શોધ્યુ તેમ શાસ્ત્રમહાર્ણવનુ મથન કરીને આ ભાવનાઓ શોધી કાઢી છે.

એ અમૃતમા પણ ખાસ 'તર' જેવો મુદ્દાનો માલ, એનો સાર, એનો ઉત્તમોત્તમ વિભાગ ઉદાસીનભાવ છે એ બજારુ ચીજ નથી અને એ બજારમાથી લભ્ય પણ નથી. ખૂબ પરિશીલન અને નિયત્રણને પરિણામે વૃત્તિઓ પર કાબૂ આવે ત્યારે આ ભાવ ખીલે છે. સતપુરુષો – જેમનુ સાધ્ય આ પ્રપચજાળ મૂકી એનાથી દૂર ચાલ્યા જવાનુ છે તેઓ – આ અમૃતના ખરા સારને વારવાર આસ્વાદે

આ આસ્વાદન શોખ માટે નથી, પારખવા માટે નથી કે ઇંદ્રિયતૃપ્તિ માટે નથી. એના આનદરગમા પડેલો પ્રાણી અતે મુક્તિસુખને મેળવે છે એનો અનુભવ એવો આહ્લાદક છે કે એના સુખઉલ્લાસની લહરીમા પ્રાણી સસારસમુદ્ર તરી જાય છે. એને સસારના મોજાઓ ધક્કેલે ચઢાવી શકતા નથી, પણ એને આ ઉદાસીનભાવરૂપ જે સ્ટીમર કે ત્રાપો મળ્યો છે તેની સહાયથી એ આનંદતરગને હિલોળે ચઢે છે અને આનદના પ્રવાહમા તરતો તરતો મુક્તિ સુધી પહોચી જાય છે આટલી હદ સુધી કેમ વધી શકાતુ હશે તેનો ખ્યાલ કરવો હોય તો, એક વાર ઉદાસીનભાવ રાખવા પ્રયત્ન કરો, ગમે તેવા ઉશ્કેરણીના પ્રસગે પણ વૃત્તિ પર સયમ રાખો અને પછી એના પરિણામ તપાસો તો જરૂર લાગશે કે એ મોક્ષસુખની વાનગી છે આટલી વાનગીનુ આસ્વાદન થાય તો પછીનો માર્ગ ઘણો સરલ છે

—*—*—

# માધ્યસ્થ્ય : ગેયાષ્ટકપરિચય

૧. ચાલુ દુનિયાના વ્યવહારમા જે પ્રાણીઓ અતિ નીચા ઊતરી ગયેલા હોય, જેમનુ નીતિ કે વર્તનનું ધોરણ અસત્ય કે અપ્રામાણિકપણા પર રચાયેલ હોય, જેઓ જીવવધને શાક સમારવાની ક્રિયા સમાન ગણતા હોય, જેઓ પરધનહરણ કરી વ્યવહાર ચલાવતા હોય એવા અનેક પ્રાણીઓ તરફ સમભાવ રાખવો ધર્મના માર્ગનુ ઉલ્લઘન કરનારા હોય, મતિકલ્પનાથી ધર્મની સ્થાપના કરનારા હોય, આત્માની હયાતી પણ ન સ્વીકારનારા હોય, કર્મ, પરભવ કે મોક્ષને સમજવાનો યત્ન પણ ન કરનાર હોય અને ઉપદેશ આપનારને હીચકારા, જગલી કે બાયલા, બબૂચક ગણતા હોય તેવા પ્રાણીઓ તરફ પણ સમભાવ રાખવો

જેના હૃદયો વિકારોથી ભરેલા હોય, સસારને ચોટી પડેલા હોય, ધન, સ્ત્રી, કુટુંબ કે વ્યાપાર સિવાય અન્ય વિચાર કરવાની જેમને ફુરસદ પણ ન હોય અને ધર્મ તરફ ઉપેક્ષા નહિ પણ તિરસ્કાર હોય તેવા પ્રાણીઓ તરફ પણ સમભાવ રાખવો

ક્રોધાદિ કષાય, હાસ્યાદિ નોકષાય, સ્ત્રી-પુરુષ-સ્નેહ, દાપત્ય, નિદા, અસૂયા, ઈર્ષ્યા, કલહ આદિ આતર વિકારોમા મસ્ત રહેનાર, જરા પણ વિકાસની ભાવના કે લાગણી વગરના અને તિરસ્કારથી ભરેલા તરફ પણ સમભાવ રાખવો

આનુ નામ ઉદાસીનતા અથવા માધ્યસ્થ્ય છે.

વિશાળ ઉદાસીનભાવને તુ અનુભવ. એ ઉદાસીનતાનુ સુખ ઉદાર છે. સર્વ સુખમા પ્રધાન સુખ છે તે કેવી રીતે તેનો વિચાર કર —

પ્રથમ તો એ ઔદાસીન્ય કુશળની સાથે સમાગમ કરાવી આપનાર છે આ 'કુશળ' બહુ સમજવા યોગ્ય છે આપણે કુશળ-સમાચાર પૂછીએ છીએ એમા આધિ-વ્યાધિ-ઉપાધિથી મુક્તતાનો સવાલ હોય છે અને ઘણુ ખરુ તો ઉપચારરૂપે હોય છે. પણ ખરુ 'કુશલ' તો નિત્ય સુખ થાય તે છે શાશ્વત, અવિનશ્વર સુખ એ કુશળ છે સમજુ પ્રાણીની સર્વ પ્રવૃત્તિઓ સુખપ્રાપ્તિ અને દુ ખનાશ માટે હોય છે અને તે સ્થાયી હોય તો જ ઇષ્ટ ગણાય છે એવુ અબાધિત સુખ જ્યા મળે તેવુ સ્થાન છે તેની સાથે સમાગમ કરાવી આપનાર આ ઔદાસીન્ય છે. દ્વેષ અદરથી નીકળી જાય એટલે પરંપરાએ એ સ્થાને પહોચાય, તે કારણે એને સમાગમ કરાવી આપનાર ગણાય અને અહી પણ રાગદ્વેષની પરિણતિ ગઈ એટલે મોક્ષતુલ્ય સ્વભાવ-પ્રાપ્તિ થતી હોવાથી એને આ વિશેષણ યોગ્ય રીતે અપાયુ છે.

બીજુ, એ ઉદાસીનતા આગમનો સાર છે, સુવિહિત શાસ્ત્રોનુ એ રહસ્ય છે, આગમ-ગ્રથોમાથી તારવી કાઢેલ માખણ છે બહુ શાસ્ત્રગ્રથો વાચી-લખી છેવટે પર્યવસાન પામવાનુ સ્થાન આ ઔદાસીન્યભાવમા આવે છે. ઉપાધ્યાય શ્રીયશોવિજયજીએ જીવનને અતે 'જ્ઞાનસાર'

લખ્યો એમા આખો આ ભાવ બતાવ્યો છે અને **'ઉપશમસાર છે પ્રવચને'** એ વાત એમણે એકથી વધારે સ્થળે કરી છે એનો સાક્ષાત્કાર કરાવનાર આ વિશેષણ છે.

છેવટે એ ઉદાસીનતા ઇષ્ટ ફળ આપનાર કલ્પવૃક્ષ છે એ વૃક્ષ પાસે જે જોઇએ તે માગો તે મળે એ જ મિસાલે માધ્યસ્થ્યવૃત્તિ એક વખત પ્રાપ્ત થાય તો પછી ગુણવિકાસને અગે જે માગો તે મળે તેમ છે ઉદાસીનભાવ સમજનાર કાઈ પૈસા, ઘરબાર કે સ્ત્રી તો માગે જ નહિ, એને તો ગુણવૃદ્ધિ જ ઇષ્ટ હોય, અને ઉ.ાસીનતામા એવો ચમત્કાર છે કે એ બરાબર જામેલ હોય તો સર્વ ઇષ્ટ ગુણો એની પછવાડે જરૂર ચાલ્યા આવે છે

આ ત્રણ વિશેષણયુક્ત ઔદાસીન્યભાવ, જે ખરેખર પ્રધાનસુખ છે, અપરિમિત આનદમય છે, આતરવૃત્તિનો શાત પ્રવાહ છે તેનો તુ જરા અનુભવ કર, એને જરા સેવી જો, એને જરા વ્યવહારુ આકારમા પોતાનો બનાવ.

જગતમા અનુભવની બલિહારી છે. વાતો ગમે તેટલી કરવામા આવે કે તે પર મોટા લેખો લખવામા આવે એમા કાઈ વળે તેમ નથી, એમા ખરી મજા કદી નહિ આવે આ વિષય બુદ્ધિવિલાસ કરવા જેવો નથી, એ તો જાતે અનુભવવા જેવો છે અને અનુભવીને જીવવા જેવો છે અનુભવ કરવો એટલે એકાદ વખત અનુભવ કરીને પાછા જ્યા હતા ત્યા જઈને બેસવુ એવો અર્થ નથી એનો દરરોજ અનુભવ–અભ્યાસ કરવા યોગ્ય છે. તેની જેમ ટેવ પડશે એમ એ જામશે, જામશે એટલે રાગદ્વેષ ખસતા જશે, એ ખસશે એટલે સ્વરૂપાનુસધાન થશે અને તેમ થયુ એટલે કુશળ–સમાગમ થશે આ વિશિષ્ટ સુખનો અનુભવ સદા કરો, એનાથી આતરપ્રદેશને રગી દો અને ચિત્તનો પ્રવાહ એ માર્ગે વહેવા દો પછી એનો આનદ જોજો

૨. કર્તા કહે છે કે તને એક તદ્દન રહસ્યની વાત કહેવાની છે અને તે પર તારે ખૂબ વિચાર કરવાનો છે તને એમાથી આ આખી ભાવનાનુ આતરરહસ્ય પ્રાપ્ત થશે પણ તે ખૂબ વિચારણાથી જ મળશે.

તુ ખૂબ પરચિતા કરે છે તેને છોડી દે પરચિતા એટલે પારકાની ચિતા તુ તારી સતતિની અથવા તારા સબધીની ચિતા કરે છે, તેઓના અનેક પ્રસગો, તેમની તદુરસ્તી વગેરે અનેક બાબતોની તુ એટલી ચિતા કરે છે કે એને પરિણામે તને તારો પોતાનો વિચાર કરવાનો સમય જ મળતો નથી ઉપરાત તુ દેશના બનાવોની રાજદ્વારી ખટપટોની, રશિયામા આમ બન્યુ અને આયર્લાડમાં તેમ બન્યુ, સમાજવાદીઓ આમ ફાવ્યા અને સામ્યવાદીઓ એમ ફટકાયા, હેર હિટલરે આમ કર્યું અને સ્ટેલીને તેમ કર્યું–આવી આવી નકામી ચિંતા કરે છે, પણ એમા તારું સ્થાન શુ અને તુ પોતે ક્યાં ઘસડાતો જાય છે તેનો વિચાર જ કરતો નથી.

અથવા તું પરભાવની ચિંતા કર્યા કરે છે ધન, શરીર વગેરે સર્વ પરવસ્તુઓ છે. પર-સંબંધી વિચારણા તે પરવિચારણા છે અને પરભાવમાં રમણ કરવું એ પણ પરરમણ છે. પર એ નિરંતર પર છે, ક્રોડ ઉપાયે પણ પર એ પોતાનુ થનાર નથી એમ જાણવા છતા આ બન્ને પ્રકારની 'પરચિંતા' તુ કરે છે તે છોડી દે. આ વિકલ્પજાળો નિરર્થક છે, એકાગ્રતાના વિઘાતક છે અને તને નીચે ઉતારનારા છે

તુ તારા પોતાના અવિકારી તત્ત્વને વિચાર તું પોતે જ અસલ સ્વરૂપે તદ્દન વિકાર-રહિત, સચ્ચિદાનંદમય, પરબ્રહ્મસ્વરૂપ, જ્યોતિર્મય, નિરંજન, નિરાકાર, અનંત જ્ઞાનાદિમય છે એને તુ ચિંતવ દુ:ખની બાબત એ છે કે તારી સાથે એ સબંધી વાત કરતા પણ જાણે એ કોઇ અપર પુરુષ હોય, જાણે કોઇ દૂરનો સહેજ ઓળખાણુવાળો હોય એવા શબ્દોમાં વાત કરવી પડે છે. તારી પોતાની વાત કરતા તને કહેવુ પડે કે તુ તારો વિચાર કર એ ઘણી શરમની વાત છે. એમા કહેનાર કે સાભળનારની શોભા નથી, છતાં તને સાફ કહી દેવાની જરૂર છે કે તુ તને ઓળખતો નથી, ઓળખવા પ્રયત્ન પણ કરતો નથી, એની સાથે એકાંતમાં વાતો કરતો નથી. એનો પરિચય કરતો નથી, એની સાથે કદી સ્વરૂપસામ્ય સાધતો નથી

વિકાર એટલે સમુદ્‌ભવ ને વિગમ – ઉત્પત્તિ ને નાશ – જમે અને ઉધાર. આવા પ્રકારના વિકાર વગરનો તુ છે તુ પોતે અવિનાશી–શાશ્વત છે, પણ તે તારા સ્વરૂપને તે અનુભવ્યુ, ઓળખ્યુ જાણ્યુ -નથી એને તુ વિચાર, એનો અભ્યાસ કર અને એમા મગ્ન બની જા.

જો, વાત એવી છે કે તુ સાભળીશ તો તને નવાઈ લાગશે, પણ ખરેખર સાચી વાત છે અને તે એ છે કે એક પ્રાણી મોટી મોટી વાતો કરે છે પણ સરવાળે માત્ર કેરડો મેળવે છે અને બીજો મોટી વાતો કરતો નથી પણ આંબાના ફળ (કેરીઓ) મેળવે છે. આ કોયડો છે તે ઉકેલીશ તો તને ઉદાસીનભાવના સ્વરૂપનો અનુભવ થશે વાત કરવી એ એક હકીકત છે અને ખરો લાભ મેળવવો એ તદ્દન જુદી જ હકીકત છે વાતો કરવાથી મોક્ષ મળી જાય તેમ હોય તો મારા–તારા જેવા ક્યારના યે ત્યા પહોંચી ગયા હોત! પણ સાચી વાત કરજે, કદી મોક્ષ જવાની સાચી ઇચ્છા થઈ છે ? કદી પૂર્ણ ગંભીરપણે મોક્ષ જવુ જ છે એવો વિચાર થયો છે ખરો ? બરાબર મનને પૂછીશ તો જવાબ મળશે કે–ખાતાપીતા મોક્ષ મળી જાય તેવુ હોય તો ભલે મળે, એવી વાત ઊંડાણુમા હશે એની બે કસોટીઓ પૂછુ ?

મોક્ષનાં ગાડા બંધાતા હોય તો તેનુ ભાડું ઠરાવવામાં ખેંચતાણ કરે ? કે જે માગે તે આપીને તે ગાડીમા ચઢી બેસે ?

મોક્ષમા કાંઈ ખાવાપીવાનુ મળવાનુ નથી, ત્યા દરરોજના છાપા આવવાના નથી ત્યાં રંગરાગ નથી–વગેરે સ્થિતિનો વિચાર કર્યો છે ?

આ તદ્દન નિર્માલ્ય લાગતા સવાલો ખૂબ મહત્ત્વના છે. એમા ખૂબ રહસ્ય છે અને એકાન્તમાં બેસીને ચેતનની સાથે વાતો કર્યા વગર એનુ રહસ્ય સમજાય તેમ નથી

વાત એ છે કે ઘણુ બોલનાર કેટલીક વાર સમયનો મિથ્યા વ્યય જ કરે છે. એની વાત સાભળો તો આનદ થાય, પણ એનો વ્યવહાર તેનાથી પ્રતિકૂળ હોય છે, તો તે કેરડો જ મેળવે છે એ કેરડાનુ ઝાડ કાટાથી ભરેલુ હોય છે અને અલ્પ નાના પાંદડાંવાળું હોઇ આરામ લેવા લાયક પણ હોતુ નથી એના ફળ તૂરા અને મોળા હોય છે. બહુ બોલનાર હોય પણ અતરમા સાધ્યની જાગૃતિ વગરનો હોય તો તે કાઈ પણ લાભ મેળવતો નથી અને બીજો બોલનાર ન હોય પણ એકાગ્ર ચિત્તે ચેતનરામને ધ્યાવનાર હોય તો આબાના ફળો – ઇષ્ટ ફળો પ્રાપ્ત કરે છે

'બહુ બોલે તે બાઠો' એ આખુ સૂત્ર તારે વિચારવાનું છે સાધુ ગોચરીએ ગયા, ત્યા એક વગરવિચાર્યું વચન બોલાઈ જવાથી એમને રાણીની કૂખે જન્મ લેવો પડ્યો એ જન્મ બાદ પૂર્વભવનુ સ્મરણ થતાવેત ત્યા એણે ન બોલવાનો નિયમ રાખ્યો એકદા બાજુના જગલમા એ સૈન્યપરિવાર સાથે ફરવા ગયો ત્યા કાગડાને બોલવાને કારણે મરવુ પડ્યુ ત્યારે એ માત્ર માર્મિક 'ક્યાં બોલ્યો ?' એટલુ જ બોલ્યો અને સાથેના નોકરને પણ એ જ રીતે સમજાવ્યો એ આખી કથા મૌન અથવા તો વાણીસયમનુ મહત્ત્વ સમજવા માટે બહુ જ ઉપયોગી છે

આપણે આખા દિવસમા નકામુ કેટલુ બોલીએ છીએ તેનો વિચાર કરીએ તો શક્તિના દુર્વ્યયનો ખરો ખ્યાલ આવે

આ સર્વ સાધારણ રીતે સમજાય તેવા સત્યો છે. એ વાત તારા ચિત્તમાં બેઠી હોય તો હવે ઉદાસીનતાને અગે તે તપાસી જા

અન્ય મનુષ્યોમા તુ અવગુણ જુએ, દુરાચાર જુએ, ધમાલ જુએ કે પાપવૃત્તિ જુએ ત્યારે તુ તેની ચર્ચા, ટીકા કે નિદા શા માટે કરવા મડી જાય છે ? તે કેવળ નકામી પરચિતા છે એ છોડી દે એને બદલે તારો પોતાનો નિર્વિકાર ભાવ વિચાર એટલે તને પરચિતા કરવી ગમશે જ નહિ વળી તુ વિચાર કે એવી ટીકા કરનારા કેરડા મેળવે છે તો તારે કેરડા મેળવવા છે કે આબાના ભોગી થવુ છે ?

અર્થ વગરની પરચિતા કરનારને ઉદાસીનતા પ્રાપ્ત થતી નથી, એ તો નકામો વ્યવસાય છે. મધ્યસ્થવૃત્તિ રાખનારને પરચિતા કરવી ઓજે નહિ, એના ઉચ્ચ ધોરણ પાસે એ વાત પાલવે નહિ એ માર્ગે લાવવા પ્રયાસો કરે પણ ચિતા ન કરે ચિતાને તો વ્યવહારમા ચિતાસમાન કહી છે અને ઘણા પ્રાણીઓ લેવાદેવા વગર પારકી ચિતામાં પોતાની જાતને હોમે છે ઉદાસીન આત્માની એ દશા ન હોય

શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયે માયાની સજ્ઝાયમા કુસુમપુરના શેઠને ઘેર ઊતરેલા બે સાધુઓ – એક તપસ્વી અને બીજા મોકળા( શિથિળ )નુ દૃષ્ટાન્ત આપ્યુ છે તપસ્વી સાધુ પોતાથી ઊતરતા સાધુની નિંદા જ કર્યા કરે છે અને શિથિળ સાધુ તપસ્વીના ગુણ ગાય છે. આમા તપસ્વીને ભવદુસ્તર કહ્યો અને શિથિળને ખરો ત્યાગી કહ્યો આપણી ચાલુ ગાથામાં એવો તપસ્વી હોય તેને કેરડો મળે અને એવો શિથિળ હોય તે આબાના ફળ મેળવે.

અહી ચિંતાની વાત કરી છે તે કેટલીક વાર નિષ્ફળ હોવા છતા ઘણી વખત મૂળમા સારા આશયથી થયેલી હોય છે પાપી, દ્વેષી, દુરાચારીને જોઇ ચિંતા કરવી એ એક નજરે સારી લાગે પણ નિરર્થક હોઇ નકામી છે પ્રયાસ કર્યા પછી વાત છોડી દેવાનો અહી ઉદ્દેશ છે. ચિંતા કરી શક્તિનો વ્યય કરવો નહિ એ સીધો ઉપદેશ છે મનની સ્થિરતા એ સાધ્ય છે.

૩. ઉપર જણાવેલી વાત અહી જુદા આકારમા કહે છે તદ્દન શુદ્ધ હિતબુદ્ધિથી સાચા હિતના માર્ગે લાવવાનો ઉપદેશ અથવા સલાહ તુ કોઇને આપ અને તે માણસ તે સાભળે નહિ, સાભળે તો તેને તે રુચે નહિ અને રુચે તો પણ તે પ્રમાણે વર્તવાનો તારી પાસે વિચાર બતાવે નહિ – આ સર્વ બનવાજોગ છે

આવા સયોગોમા પણ તુ તારા મન ઉપરનો કાબૂ ખોઈ નાખ નહિ તેં સાચી સલાહ આપીને તારી ફરજ બજાવી, પણ પછી એથી આગળ જવાનો તારો અધિકાર નથી. સામો મનુષ્ય તારી વાત સાભળે નહિ એટલે તારાથી તેના ઉપર કોપ કેમ થાય ? એ રીતે તુ તારી જાતને નકામી દુખી બનાવે છે. ગુસ્સે થવાથી તારુ માનસિક સુખ તુ બગાડી મૂકે છે મનની સ્થિરતા એ આત્માનુ સુખ છે, ચંચળ મન એ આત્માનુ દુખ છે તારે તારા ઉપદેશનાં પરિણામો તરફ શા માટે જોવુ જોઇએ ? તુ તારા અધિકારની બહાર જાય છે એનો ખ્યાલ કરજે. પ્રથમ તો તારો ઉપદેશ અમોઘ કે અપ્રતિપાતી (infallible) હોય એમ ધારવાનુ તારે કારણ નથી બીજુ, સામા પ્રાણીનો વિકાસ સદ્ગુણક્રમારોહમા એટલો વધી શકે તેવો છે કે નહિ તેનુ તને જ્ઞાન નથી

સામા પ્રાણીની દુર્નિવાર પરિસ્થિતિના ઘણાં કારણો હોઈ શકે. કેટલીક વાર વય, અનુભવની કચાશ આદિ પણ કારણો હોય છે ગમે તેમ હોય પણ તારે એ સયોગોમાં અસ્વસ્થ થઈ જવુ કોઇ રીતે યોગ્ય નથી

બીજુ તારે એ વિચારવાનુ છે કે એવા પ્રકારનો તારો સતાપ નિષ્ફળ છે. એમ ધાર કે તે સભા સમક્ષ સત્ય બોલવા પર અસરકારક ભાષણ કર્યું, છતા કોઈ સત્યવ્રત લેનાર શ્રોતામાંથી ન નીકળ્યો તો તારે ગુસ્સે થઈ સભા છોડી ચાલ્યા જવુ એ વાત યોગ્ય છે ?

એક વ્યક્તિની પાસે તે ત્યાગનો ઉપદેશ કર્યો, તે પીગળ્યો નહિ, તો તુ તેને શુ શાપ આપી શકે ? તેના પર ગુસ્સે થઈ શકે ? ગુસ્સે થઇશ તો તારુ મન ચ ટોળિયે ચઢી

જશે, એથી તુ કાઈ બગડેલ બાજી સુધારી શકીશ ? આ રીતે તારા માનસિક–આત્મિક સુખનો નાશ કરવાનો રસ્તો કદાપિ લઇશ નહિ. એ વખતે મનની સ્થિરતા જાળવી રાખવી એ ઉદાસીનભાવ છે કાર્ય કરીને છૂટી જવુ અને પછી એ વાતની 'તથા' ન કરવી એ જીવનનો મત્ર જેને પ્રાપ્ત થઇ જાય તે અનંત મનશાતિ મેળવી શકે છે

ધાર્મિક બાબતમા ઉપદેશકોએ અને વ્યવહારમાં વડીલવર્ગે આ સૂત્ર ખૂબ ધ્યાનમાં રાખવા જેવુ છે. એના તરફ બેદરકારી રાખવાથી ઘણી ગેરસમજ, કદાગ્રહ અને વિષવાદ વધી જતા જોવામા આવ્યા છે ઉપદેશ આપનારે એક વાત ધ્યાનમા રાખવી કે સમજાવટથી જ માર્ગ પ્રાપ્ત કરાવાય છે પોતે દબાણ કરવાનુ સ્થાન ભોગવે છે તેનો ખોટો ઉપયોગ ઉપદેશક, વડીલવર્ગ, વકીલ કે ડૉક્ટર કરે તો તે અયોગ્ય છે અને સામો પ્રાણી તે ઉપદેશ, સલાહ કે સૂચના માન્ય ન કરે ત્યારે તપી જવુ એ તો લગભગ સ્થાનભ્રષ્ટ થવા જેવું છે.

૪. કેટલાક જડ મનુષ્યો મૂળ સિદ્ધાન્તની હકીકત ઉલટાવી નાખી સૂત્રસિદ્ધાન્તવિરુદ્ધ પ્રરૂપણા કરે છે આવા મનુષ્યો ઘણુ અયોગ્ય કામ કરે છે, પણ આપણે શુ કરી શકીએ ?

અહી ઉત્સૂત્રને અગે ઘણા વિચારવા લાયક પ્રશ્નો ઉપસ્થિત થાય છે દરેક દર્શનમા અમુક મૂળ મુદ્દાઓ હોય છે આત્માની હયાતી, પરભવ, કર્મ, આત્માનો અનાદિ સબધ અને પ્રયાસથી કર્મથી મુક્તિ વગેરે મૂળ બાબતો છે જીવ અને જગતનો સબધ, નિગોદનો સિદ્ધાત એ મૂળ બાબતો છે આવી બાબતોમા જે સમજી–જાણી વિરુદ્ધ વાત કરે તે ઉત્થાપક ગણાય છે એવા પ્રાણીને સમજવા પ્રયત્ન કરવો, એની પાસે દલીલો કરવી અને એને મૂળ સિદ્ધાંતો સમજાવવા, છતા તે ન સમજે તો પછી તેની સાથે કપાય ન કરવો. તેની ભવસ્થિતિ પાકી નથી એમ વિચારવુ. આપણુ કર્તવ્ય સમજાવટથી પૂરુ થાય છે.

વિધિ–સાધનધર્મોની બાબતમા વિચાર કરી એક માર્ગ સ્વીકારવો, પણ સામાન્ય બાબતમા મતભેદ પડે તો તેથી ઉશ્કેરાઇ જવુ નહિ ઘણીખરી વાર એમા દૃષ્ટિબિંદુનો જ તફાવત હોય છે કોઈ પ્રાણી વ્યાખ્યાન કરતી વખતે મુહપત્તિ બાંધવા ઇચ્છતો હોય અને અન્ય તે બિનજરૂરી ગણતો હોય તો પોતાનો અભિપ્રાય શાંતિથી જણાવવો, પછી કદી સામા મોરચા માડવા નહિ એમા મુદ્દાનો સવાલ જ નથી અને મતભેદને અવકાશ હોય ત્યા 'ઉત્થાપક', 'મિથ્યાદૃષ્ટિ' કે 'ઉત્સૂત્રપ્રરૂપક' એવા આકરા શબ્દનો ઉપયોગ કરી બેસવો નહિ. ગચ્છના ભેદો પડ્યા છે તે આ વિશાળ દૃષ્ટિની ગેરહાજરીમા પડ્યા છે એમા તત્ત્વ જેવુ કાઇ નથી કોઇ ચોથનો સ્વીકાર કરે કે કોઇ પાચમનો સ્વીકાર કરે અને કોઇ ઇરિયાવહિયા આગળ, પાછળ કે બને વાર બોલે, એમાં મૂળ મુદ્દાનો કાઈ સવાલ નથી બનતો સમન્વય કરવો, પડેલા ભેદો ઓછા કરાવવા પ્રયત્ન કરવો પરતુ મુદ્દો કદી ચૂકવો નહિ

જેઓ ઉત્સૂત્ર ભાપણ કરે છે તે સુદર દૂધ તજી દઈને 'મૂત્ર' પીએ છે એવો શબ્દ-પ્રયોગ શ્રીમાન્ વિનયવિજયજી મહારાજે કર્યો છે મને લાગે છે કે સૂત્ર (પક્તિ બીજીમા)-

ની સાથે અનુપ્રાસ મેળવવા એ પ્રયોગ કર્યો હશે. બાકી આવા અનુપમ ગ્રંથમા એવા શબ્દપ્રયોગને સ્થાન ન ઘટે કદાચ એવો શબ્દપ્રયોગ એમના વખતની પ્રચલિત ભાષામા અશિષ્ટ નહી ગણાતો હોય. સૂત્ર–ઉત્સૂત્રની વાત આવે ત્યા આકરો ભાષાપ્રયોગ કરવાથી મધ્યસ્થભાવ પોષાવાને બદલે હાનિ પામતો, આઘાત પામતો લાગે છે

જે અનુપમ ભાષાશૈલીમાં આખો ગ્રંથ લખ્યો છે એને અનુરૂપ આ ઉક્તિ નથી એટલુ અત્યંત ક્ષોભ સાથે લખવાનુ ધાષ્ટર્ય કરવુ અપ્રાસંગિક લાગે છે સાહિત્યની ભાષામા એને 'હીનોપમા' કહેવાય. શાંતરસનાં પરબ મંડાયાં હોય ત્યા એ દુર્ગંધ ન ઘટે, આ મારો પોતાનો મત છે.

ધર્મચર્ચા, તત્ત્વનિવેદન કે વ્યાપ્તિવિશિષ્ટ ન્યાયચર્ચા ચાલતી હોય ત્યારે મનની સ્થિરતા ખૂબ રાખવી. વ્યવહારમા પણ ઉશ્કેરાઈ જવાની વાત વર્જ્ય ગણાય તો ધર્મચર્ચામા તો સવિશેષ વર્જ્ય ગણાય અને ધર્મચર્ચામા હકીકતની અગત્ય કદી ખ્યાલ બહાર ન જવા દેવી કેટલાક ગચ્છભેદના ઝગડાઓ વર્ષો સુધી અને કેટલાક તો સેંકડો વર્ષ સુધી ચાલ્યા છે. પણ એમા તત્ત્વનો–મુદ્દાનો સવાલ જ હોતો નથી વિધિમાર્ગનો ઝગડો કરવો એ વિશાળ જૈન તત્ત્વજ્ઞાનના દૃષ્ટિબિંદુઓ સમજવાની અલ્પ શક્તિ બતાવે છે

ગમે તેવા ધર્મચર્ચાના પ્રસંગો આવે ત્યારે મનને સ્થિર રાખવુ, સમજવા માટે ખુલ્લુ રાખવુ, સામાના દૃષ્ટિકોણ સમજવાની કે કલ્પવાની જિજ્ઞાસા રાખવી, સત્ય શોધવુ–સત્યનો નિર્ણય કરવો મુશ્કેલ છે એમ સમજવુ પોતાની માન્યતા સિવાય અન્ય સત્ય ન જ હોઈ શકે એવા ધોરણથી વાત શરૂ ન કરવી. વિચારવાન્ સર્વનો સમન્વય કરી શકે છે અને વિશાળતા પાસે સર્વ ખુલાસા શક્ય છે. પરિપૂર્ણ પ્રયાસ કરવા છતા પણ વિચાર–ઐક્ય ન જ થઈ શકે તો પણ પ્રેમથી છૂટા પડવુ. ચર્ચા એ વિદ્વાનોની મોજ છે, અને રમતનો નિયમ (Sportsman's spirit) એવો છે કે હારે, જીતે તે બન્ને પ્રેમથી ભેટીને હસ્તધૂનન કરી છૂટા પડે આ વિશાળ ભાવ ખીલવવા જેવો છે પ્રયાસ કરતાં ન સમજે તો પછી કર્તાશ્રી કહે છે તેમ 'किं कुर्मः?' (આપણે શુ કરીએ?) આવો ભાવ રાખવો આ વિશિષ્ટ મધ્યસ્થભાવ છે. એનો અમલ અત્યાર સુધીનો ઇતિહાસ જોતા મુશ્કેલ દેખાય છે, પણ સુખને માટે જરૂરી છે, ઉપયોગી છે, આદરણીય છે

૫. આ સંસારમા તુ નકામો મૂઝાય છે વાત એમ છે કે પ્રત્યેક પ્રાણીનુ મન અમુક વિકાસક્રમમાથી આવેલુ હોય છે એટલે એને જેવા સંસ્કારો પડ્યા હોય અને અહી એણે જે વિશેષ સંસ્કારો મેળવ્યા હોય તેને અનુસરીને એ ચાલ્યો જાય છે મનને જે રસ્તે જવાનુ હોય ત્યા તે જાય છે અને એની અટકાયત અશક્ય છે અથવા મુશ્કેલ છે

આ વાત ઘણી સરળ છે તમે કોઈ પણ મનુષ્ય માટે કહેવા ધારો કે અમુક સંયોગોમા તે કેમ વર્તશે, તો જો તમારે તેનો પરિચય હોય તો બરાબર કહી શકશો. એકને માટે

તમે કહેશો કે એ પ્રાણાંતકષ્ટે પણ જૂઠુ નહિ બોલે, બીજાને માટે કહેશો કે એ તો લટ્ટુજી છે, વખત પ્રમાણે સઢ ફેરવશે. દરેક સયોગ માટે પરિચયને અંગે તમે કહી શકો.

આ બતાવે છે કે પ્રત્યેક પ્રાણી અમુક રેખા પર ચાલનાર હોય છે અને તે તેના વિકાસ પર આધાર રાખે છે વિકાસમા તરતમતા એટલી હોય છે કે એની ગણના ન થાય. એનું વર્ણન અશક્ય હોવા છતા એ સમજી શકાય તેવી ચીજ છે. શરત એટલી જ કે પરિચય પૂરતો હોવો જોઇએ

જે પ્રાણીનો વિકાસ જેટલો થયેલો હોય તેટલો તે કાર્યપ્રસગે ભાગ ભજવી શકે છે, અને પ્રત્યેક પ્રાણીનો વિકાસ કેટલો થયો છે અને અહી તેમા વધારે પ્રગતિ કરશે કે પાછો પડશે તે વાતનુ નિયામક યત્ર તારા હાથમા નથી, તેથી તુ એ સબધી ચિતા કરે તે તદ્દન નિરર્થક છે.

અમુક પ્રાણી તારી ઇચ્છાને અનુરૂપ નથી એ પર ચર્ચા, નિદા કે પ્રશસા કરવાને બદલે 'તે એવો છે' એમ ધારીને ચાલ જે બાબતમા તારી જવાબદારી નથી તે બાબત અન્યથા હોવી જોઇએ અથવા અન્ય સ્વરૂપે હોવી જોઇએ એવી તારી કલ્પનાઓ પણ અર્થ વિનાની છે અન્યના દુરાચાર, દુરાચરણ, અસભ્ય વર્તન, અયોગ્ય સભાષણ કે અન્ય કોઇ કૃત્ય માટે તુ તેના ઉપર કોપ કઈ રીતે કરી શકે? તને તે તારા ધોરણ પ્રમાણે ન ગમે તે ખરી વાત છે કોઇ પરસ્ત્રી પર અત્યાચાર કરે, ખૂન કરે, મારામારી કરે કે ચોરી, લૂટ, બખાડા કરે ત્યારે તેણે તેમ ન કરવુ ઘટે એવો તને વિચાર થાય તે જુદી વાત છે. પણ તેટલી મર્યાદાએ તારું કાર્ય પૂરુ થાય છે. તે પહેલા બને તો સમાજને કે વ્યક્તિને સુધારવા પ્રયત્ન કર, ઉપદેશ આપ, છતા પણ એના મન પર એને કાબૂ ન હોય તો તારે વાત મૂકી દેવી તારે ગુસ્સે થવાનુ કે તારુ પોતાનુ લોહી ગરમ કરવાનુ કાઇ કારણ નથી. તારો યોગ્ય પ્રયાસ છતા પ્રાણી પાપકર્મથી ન મુકાય તો તેનો એવો જ વિકાસ થયો છે એમ સમજી તુ તારા કાર્યમા રત રહેજે.

પ્રત્યેક પ્રાણીનુ માનસિક બધારણ જુદા જુદા પ્રકારનુ હોય છે, જેનો જેટલો વિકાસ થયો હોય તે ધોરણે તે વર્તે છે તેની ગતિ અનુસાર તેની બુદ્ધિ થાય છે અને કોનુ શુ થયુ તે અટકાવી શકવાની તારામા શક્તિ નથી, એટલી વાત ધ્યાનમા રાખી સાચા માર્ગની પ્રાપ્તિ કરાવવા માટે યોગ્ય પ્રયત્ન જરૂર કરજે. પણ ધારેલ પરિણામ ન આવ્યે તારા મનને અસ્થિર કરીશ નહિ તુ વિચારજે કે તે તારી સમજ પ્રમાણે પ્રયાસ કર્યો છે, અને એટલા ખ્યાલથી સતોષ પામજે

આખી દુનિયાને સુધારવાનુ કાર્ય અશક્ય છે. આખી દુનિયા ગરમીથી ત્રાસ પામતી હોય તો સર્વ સ્થાને ચદરવા ન બધાવી શકાય, પણ ગરમી ઓછી કરવા બીજા પ્રયત્નો થઈ શકે. આવી શુભ બાબતમા યોગ્ય પ્રયત્ન કરવાની ના નથી, પરતુ અશક્ય વાતો વિચા-

સ્વી તે ગાંડપણુ છે. પોતાની શક્તિ, આવડત અને સયોગો અનુસાર પ્રયત્ન કરતા ફળ ન દેખાય તો મૂઝાવાનુ નથી. એ વખતે મનની સ્થિરતા રાખવી એ ઉદાસીનભાવ છે

વળી અન્યની ભવિતવ્યતા દુર્વાર છે એ વાત તારે છેવટે દિલાસારૂપે અને ઉદાસીન-ભાવની ખીલવણી પૂરતી જ વિચારવાની છે, કારણ કે અન્યની ભવિતવ્યતા શી છે તેનુ તને જ્ઞાન નથી. પુરુષાર્થને પૂરતો અવકાશ છે. માટે એને માર્ગ પર લઈ આવવા, તેનામા પ્રગતિ કરાવવા જરૂર પ્રયત્ન કરજે અને પછી મધ્યસ્થભાવ ભજજે.

૬. ઉદાસીનભાવનામા ખાસ કરીને ક્રોધ–કષાયનો ત્યાગ કરવાનો છે અથવા તે મનો-વિકાર ઉપર જેટલો બને તેટલો કાબૂ મેળવવાનો છે. ક્રોધ, કોપ, અમર્ષ, ગુસ્સો અથવા એને લગતી અદરની વૃત્તિ થવા ન દેવી અથવા થાય તો તે પર કાબૂ મેળવવો એ આખી ભાવનાનુ ફળ છે. એ ફળ પ્રાપ્ત કરવાના જુદા જુદા માર્ગો બતાવે છે

(ક) તુ હૃદયગમ–મનોહર સમતા સાથે ક્રીડા કર સમતા જાણે તારી પ્રેમેશ્વરી હોય એમ તુ એની સાથે રમ. એની સોબતમા આનદ માણ. એના વિયોગે દુઃખી થા. એનુ અને તારુ એક ભાવદાંપત્ય કર સર્વ સયોગોમા મનને તુલ્ય પરિણામવાળુ રાખવુ એ સમતા છે. એ સમતા હોય તો ક્રોધનો વિકાર સ્થાન પામી શકતો નથી શમ એ સ્વભા-વાલબન છે અને જ્ઞાનનો પરિપાક છે એમ શમાષ્ટકમાં શ્રીયશોવિજયજી કહે છે એ હોય તો વિકારનો નાશ થઈ જાય છે.

(ખ) તુ માયાના જાળાઓને ખલાસ કર. મનમા કાઈ હોય અને બહાર કાઈ બોલવુ, વર્તન, વચન અને વિચારણામા વિરોધ રાખવો અને અનેક પ્રકારના ગોટા વાળવા એ વૃત્તિનો તુ ત્યાગ કર જે પ્રાણીને ઉદાસીનભાવ કેળવવો હોય તેને દેખાવ–દભ પાલવે નહિ એ તો આગળ અને પાછળ, ભૂતકાળમા કે ભવિષ્યમા, રાય કે રક સાથેના વર્તનમા એકરૂપ જ હોય, એને દભ ગમે નહિ, દેખાવ પાલવે નહિ, છળ ગમે નહિ, કપટ આવડે નહિ અને કોઈની ઉપર ખોટો લાભ લેવો ગમે નહિ મધ્યસ્થ દેખાવાનો એ કદી દભ ન કરે. એને અતરથી મધ્યસ્થવૃત્તિ ગમે અને તે પર પોતાના વર્તનની રચના કરે ઉદાસીનભાવ અને દભનો સબધ અશક્ય છે, દભ હોય ત્યા ઉદાસીનતા રહી શકે નહિ.

(ગ) તુ જડ વસ્તુ કે જડભાવો પર ખોટો આધાર રાખે છે પુદ્ગળ તારા નથી, તુ પુદ્ગળનો નથી, એને વશ પડવાથી તુ ઉદાસીન રહી શકતો નથી પરજનનો સબધ કે તેને વશવર્તિત્વ જેટલુ ભયકર છે તેટલુ પરવસ્તુના સબધમા પણ ભયકરત્વ છે એક ચા કે દારૂની ટેવ હોય તો પરવશતા કેટલી પ્રગતિ રોકે છે એ વાત પર વિવેચનની ભાગ્યે જ જરૂર હોય. એ જ પ્રમાણે મનોવિકારનુ વશવર્તિત્વ પણ પરવશતા જ છે મનોવિકારો પણ ઉદા-સીનતાના વિરોધી છે.

આ ત્રણે વાત ઉદાસીનભાવનામા કહેવાનુ કારણ એ છે કે તારુ આયુષ્ય ઘણુ મર્યાદિત છે. તુ અહી બહુ બહુ તો પણ કેટલા વર્ષ રહેવાનો છે? એમા પુદ્ગળનુ વશવર્તિત્વ કે પરભાવનુ વશવર્તિત્વ તને ભારે પડી જશે, માટે ઉપરની ત્રણે બાબતો સુધારી લે અને ઉદાસીનભાવ સ્વીકાર, સમજ, આદર

૭. આ ઔદાસીન્ય મહાન તીર્થ છે.

'તીર્થ' શબ્દના ઘણા અર્થ છે તીર્થ એટલે મોટી નદી ઊતરવાનો ઘાટ, ઓવારો સસારસમુદ્ર કે મોટા નદને ઊતરવા માટે એ ઓવારો છે તીર્થ એટલે માર્ગ, રસ્તો. ઉદાસીનતા ખરો રસ્તો છે, પવિત્ર માર્ગ છે.

તીર્થ એટલે પવિત્ર જગ્યા, યાત્રાનુ સ્થાન ઉદાસીનતાનુ આ તીર્થત્વ આ ભાવના જે બરાબર બતાવી રહી છે અને પૂરી થતા સુધીમા જરૂર ઝળકી જશે. તીર્થ એટલે ઊતરવાનો દાદરો સસારથી ઊતરી જવુ હોય તો આ દાદરાથી ઊતરી અન્ય માર્ગ પકડી શકાય છે. તીર્થ એટલે સામુદ્રધૂની, બે મોટા સમુદ્રને જોડનાર આ તીર્થ સસાર અને મોક્ષને જોડનાર છે તીર્થ એટલે ઉપાય, વચ્ચેના સહાયક વગેરે અનેક અર્થ એ શબ્દને લાગે તેમ છે એ ઉદાસીનભાવ (ઔદાસીન્ય) અથવા માધ્યસ્થ્ય (મધ્યસ્થભાવ) નામના તીર્થને નીચેના વિશેષણો લાગુ પડે છે.

એ તીર્થ 'અનુપમ' છે. એની સાથે સરખાવી શકાય એવો બીજો ઘાટ કે ઓવારો અમારા જાણવામા આવ્યો નથી

એ તીર્થ ચેતન છે, સમજી શકાય તેવુ છે, જીવતુ-જાગતુ છે અને અન્યથી છૂટુ પાડી શકાય તેવુ છે.

એ તીર્થ અતરમા પ્રતિષ્ઠિત છે એનો પ્રદેશ અતરદેશમા છે. ત્યા શોધવાથી તે જડે તેમ છે

એ તીર્થ અતિ રમણીય છે, બહુ મનોહર છે. એનો સાક્ષાત્કાર, અનુભવે થાય એક વાર ઉદાસીન રહો અને એ ભાવની રમણીયતા અનુભવો. એ ખૂબ આકર્ષક છે તમને છોડવુ નહિ ગમે

એ તીર્થ અત્યત સ્વચ્છ, સુદર ફળ આપનાર છે. કોઈ ક્રિયા નિષ્ફળ હોતી જ નથી, અતિ વિશુદ્ધ ફળ આપવા એ આ તીર્થનો સ્વભાવ છે

આવા ઔદાસીન્ય અથવા માધ્યસ્થ્ય તીર્થનુ તુ સ્મરણ કર. તેને તુ યાદ કર. તેનો તું પાઠ કર. એ નામમા પણ એટલી પવિત્રતા છે કે એ લેવાથી પણ તને એક જાતની શાતિ આવી જશે

આ પ્રમાણે એ અનુપમ તીર્થનુ સ્મરણ કર એટલે તને ચિરકાળપર્યંત અવિરામ સુખ મળશે. નિરંતરનુ શાશ્વત સુખ પ્રાપ્ત કરાવી આપે એવુ આ અનુપમ તીર્થ છે.

'આ તીર્થ' એમ કહીને ગ્રંથકર્તાએ તીર્થનુ નામ અધ્યાહાર્ય રાખ્યુ છે એમનો ઉદ્દેશ ઔદાસીન્ય કહેવાનો જ હોવો જોઇએ ત્યાં પોતાના ચેતનને તીર્થસ્થાને લેવામાં આવે તો પણ ઉપરનાં સર્વ વિશેષણો તેને લાગુ પડે તેમ છે ચેતન પોતે તીર્થ છે, અનુપમ છે, અંતસ્થિત છે, અભિરામ છે અને વિશદ પરિણામવાન્ છે. એ પણ સત્તાએ પરમાત્મા હોવાથી અને સર્વ પ્રયત્ન એને માટે હોવાથી એનુ સ્મરણ કરી, તદ્દ્વારા અવિરામ સુખ એને પ્રાપ્ત કરાવવાનુ છે. એ સર્વ વાત બરાબર બેસતી આવે છે એ તીર્થને પણ યાદ કરો-સ્મરો.

આ આખી ગાથા ઔદાસીન્ય માટે છે એ સમજાય તેવુ છે. શક્યાર્થ બતાવવો જોઇએ તેથી ચેતનજીને પણ ત્યાં દાખલ કર્યા છે ચેતનનુ વિશેષણ 'ચેતનમ્' મૂકવુ શોભે નહિ, તેથી પ્રથમનો અર્થ જ વધારે સમીચીન છે.

ઔદાસીન્ય આવું છે. ખરેખર એ તીર્થ છે. ભેટવા યોગ્ય આદર્શરૂપ પવિત્ર જગ્યા છે, જાતે પવિત્ર છે અને આશ્રય લેનારને પવિત્ર કરે તેવી એ વિશુદ્ધ ભૂમિકા છે

આપણે તીર્થભૂમિએ શા માટે જઇએ છીએ ? એના વાતાવરણમા એવી વિશુદ્ધિ હોય છે કે એથી વિચારશુદ્ધિ અને ક્રિયાશુદ્ધિ થાય છે. જે પવિત્રતા અને પવિત્ર વાતાવરણનો ત્યા અનુભવ થાય છે તે માધ્યસ્થ્યભાવમા પ્રાપ્ય છે

આ ગાથાનો અર્થ બીજી રીતે પણ શક્ય છે. પ્રત્યેક વિશેષણને ઔદાસીન્ય સાથે જ લેવુ. ઉદાસીનભાવ અનુપમ તીર્થ છે, એ જીવંત છે, અંતરમા સ્થિત છે. મનોહર છે, વિશદ-પરિણામવાન્ છે અને અવિનાશી સુખ આપનાર છે. આ અર્થ સર્વાંગસુંદર લાગે છે

૮. એ ઔદાસીન્ય-માધ્યસ્થ્યભાવનુ વર્ણન કરી શકાય તેમ નથી. હજુ પણ થોડા વર્ણનાત્મક ભાવો બતાવે તેવા વિશેષણો આપે છે એ પરબ્રહ્મરૂપ પરિણમનનુ પરમ સાધન છે પરબ્રહ્મ એટલે પ્રકૃષ્ટ બ્રહ્મ, નિર્વિકાર, નિરંજન શુદ્ધ ચૈતન્ય. એ પરબ્રહ્મનુ સ્વરૂપ 'જ્ઞાનસાર'ના બીજા મગ્નાષ્ટકમા શ્રી યશોવિજય ઉપાધ્યાયે બતાવ્યુ છે. આ વિકાર વગરના, શરીર વગરના શુદ્ધ ચૈત્યન્યસ્વરૂપને પરબ્રહ્મસ્વરૂપ કહેવામા આવે છે ચેતનનુ તદ્રૂપ જે પરિણમન થાય, તદ્રૂપ થવાપણુ થાય તેનુ નિદાન (પરમ સાધન) ઉદાસીનભાવ છે ઉદાસીનભાવ આવી જાય તો અંતે સ્વાભાવિક રૂપ ચેતન પ્રાપ્ત કરે છે અને તેને લાગેલ સર્વ મળ દૂર થઈ જાય છે ઔદાસીન્યભાવને એના ઉત્કૃષ્ટ આકારમા આ વિશેષણ રજૂ કરે છે ઉદાસીનભાવ પ્રાપ્ત થયા પછી જુદા જુદાં પગલાં લઈ ચેતન કેવી રીતે પરબ્રહ્મસ્વરૂપ સાધે છે તે પર વિવેચન કરવાની ભાગ્યે જ જરૂર હોય.

એ ઉદાસીનતા સ્પષ્ટ રીતે કેવળ વિશિષ્ટ જ્ઞાન છે. વિશિષ્ટ જ્ઞાનમાં મલિનતા નથી હોતી. ત્યા અખ ડ શાતિ અને રાગાદિપરિણુતિ પર કાબૂ હોય છે. જ્યા સમજણ હોય ત્યા સાંસારિક ભાવને રજૂ કરનાર રાગાદિભાવોની દરમ્યાનગીરી ન જ સ ભવે. આ વિશિષ્ટ જ્ઞાન એટલે નિર્મળ શ્રુતજ્ઞાન સમજવુ, અને તે આત્મવિશિષ્ટ ભાન સુધી લઈ જઈ છેવટે સ પૂર્ણ વિજ્ઞાન ( કેવળજ્ઞાન ) પ્રાપ્ત કરાવે છે એમ સમજવુ.

એ ઔદાસીન્ય જાતે જ વિવેચિત જ્ઞાન છે એમા શુદ્ધ–અશુદ્ધ, યથાર્થ–અયથાર્થ, ગ્રાહ્ય–ત્યાજ્ય વસ્તુ અથવા ભાવોનુ વિવેચન હોય છે ઉદાસીનતાની સાથે વિવેચનશક્તિ જરૂર પ્રાપ્ત થાય છે. વિવેચનજ્ઞાનથી–વિવેકથી સદ્ કે અસદ્નો તફાવત સમજાય છે અને ચેતન માર્ગ-પ્રાપ્તિ બરાબર કરે છે.

વિનય ! આવા શાતસુધારસ અમૃતના રસનુ તુ પાન કર. એ અમૃતને ધરાઈ ધરાઈ ને પી, એના રસના ઘૂ ટડા લેતો જા અને એના આન દના ઓડકાર આવે તેમા મસ્ત થઈ મોજ માણ

આવા અનેક વિશેષણને યોગ્ય ઉદાસીનભાવ છે. તેને તુ સમજી–ઓળખી તારા જીવન સાથે વણી નાખ એના આન દતર ગો તને ભવસમુદ્રને કા ઠે લઈ જશે.

અહી વિનયને ઉદ્દેશ કરવા દ્વારા કર્તા શ્રીવિનયવિજય ઉપાધ્યાયના નામનુ સૂચન કર્યું છે. આ ગ્ર થ અહી પૂરો થાય છે તેથી એનુ પાન કરવાની–એ ભાવનાઓને વાર વાર ભાવવાની ભલામણ પણ કરી અને એ રીતે આ ગ્ર થનુ અતિ રમ્ય મોળમુ ચિત્ર પૂરુ કર્યું.

---

## ઉપસંહાર : માધ્યસ્થ્ય (ઔદાસીન્ય)

ચોથી યોગભાવના **માધ્યસ્થ્ય** અત્ર પૂરી થાય છે. એને ઉદાસીનભાવ પણ કહેવામાં આવે છે એને ક્વચિત્ ઉપેક્ષાભાવનાના નામથી પણ સબોધવામા આવેલ છે.

આ ત્રણે શબ્દોના ત્રણ જુદા જુદા ભાવો છે તેનુ પર્યવસાન આખરે તો પોતાની જાતને સાસારિક ભાવોથી દૂર રાખવામાં જ આવશે ત્રણ દૃષ્ટિબિન્દુઓ આપણે જરા તપાસી જઈએ.

ઉદાસીનભાવ–ઔદાસીન્યમા મુખ્ય ભાવ ચિત્તને અંદર ખેચવાનો છે. જ્યારે જ્યારે આનદ અથવા શોકની વૃત્તિમા કોઈ પણ પ્રકારનો ક્ષોભ થવાનો પ્રસગ આવે ત્યારે તે વૃત્તિ પર કાબૂ રાખી એ વૃત્તિથી મનને–ચિત્તને પાછુ ખેચી લેવુ એ ભાવ ઉદાસીનતામા આવે છે એક મોટો વરઘોડો નીકળે ત્યારે ઉદાસીન આત્માની આખ ખુલ્લી હોય તો પણ એની નજર કાંઈ જોતી નથી. એના મન ઉપર કાઈ અસર થતી નથી એને ગમે તેવા આપ્તજનના મરણથી ક્ષોભ થતો નથી આ વૃત્તિ અને નિષ્ઠુરતામા ઘણો ભેદ છે ઉદાસીનતામા તે તરફ લક્ષ્યનો અભાવ છે, જ્યારે નિષ્ઠુરતામા વૃત્તિને દારૂ પાયેલો હોય છે

મધ્યસ્થવૃત્તિમાં ક્રોધ કે રોષ કરવાનો પ્રસંગ આવી પડે ત્યારે મનમા શાતિ રાખવાની મુખ્યતા છે. આમાં વૃત્તિમા હલનચલન થાય છે, પણ ક્ષોભ થતો નથી.

ઉપેક્ષામા એ તરફ ધ્યાન જાય છે પણ સહજ તિરસ્કારપૂર્વક એ બાબતની જાણે દરકાર નથી એવી વૃત્તિ થાય છે

આમાની ઘણીખરી બાબતો દાખલાઓ લેવાથી બરાબર બેસે તેવી છે આ જીવનમા ઉદાસીનભાવ રાખવાના પ્રસગો તો ઘણા આવે છે, પણ તેવે વખતે પ્રાણી પૂર્વબદ્ધ વિચારોથી. ખોટી લાગણીઓના ખેચાણોથી અથવા બીજા અનેક મનોવિકારોથી શાત રહી શકતો નથી. આપણે એક માણસને ખરી અણીને વખતે હજાર રૂપિયાની સહાય કરી હોય, પછી આપણે તે રકમ તેની પાસે માગી પણ ન હોય, થોડા વખત પછી એ જ માણસ આપણને શરમાવે તેવુ આળ આપણા ઉપર મૂકે, આપણને ન શોભે તેવા આરોપો મગજમાંથી ઉઠાવીને મૂકે અને અપશબ્દો કહે ત્યારે તેને માટે શુ વિચાર થાય ? એવા પ્રસગમા પણ જે તદ્દન અલિપ્ત થઈને ઊભો રહે અને જાણે પોતાને એ આરોપ સાથે કાંઈ લેવાદેવા નથી એવુ વર્તન કરે એ ઉદાસીનભાવ પામ્યો કહેવાય

એ પ્રાણી વિચાર કરે કે સામો મારા ઉપર ગમે તેટલા આક્ષેપો કરે તેથી મારે શુ ? આ વૃત્તિ રહેવી ઘણી મુશ્કેલ છે. આ વૃત્તિ કેળવતા કેળવતા એ જાણે સાક્ષીભાવે જ ઊભો હોય એટલે સુધી એ પહોચી જાય છે "સ્વભાવસુખમા મગ્ન અને જગતના તત્ત્વનુ અવલોકન કરનાર પુરુષનુ પરભાવને વિષે કર્તૃત્વ નથી, માત્ર સાક્ષિત્વ છે" (મગ્નાષ્ટક, જ્ઞાનસાર ૨–૩)

આ ઘણી પ્રગતિમય સ્થિતિ છે. સામાન્ય વ્યવહારમા પ્રાણી પરભાવ સાથે એટલો તો એકરૂપ થઈ જાય છે કે એને જુદો પાડવો એ લગભગ અશક્ય વાત બની જાય છે.

જાહેર સભામા કે મેળાવડામાં તમારુ ગેરવાજબી રીતે અપમાન કરનાર તરફ પણ મધ્યસ્થવૃત્તિ રહે, એની વાત વિચારતા પેટમાથી પાણી પણ હાલે નહિ અને એની ચર્ચા કરતાં ઉશ્કેરણી થાય નહિ ત્યારે માધ્યસ્થ્ય આવ્યું છે એમ સમજવુ.

એ મધ્યસ્થવૃત્તિ આવે ત્યારે તે નીતિ (પોલિસી) તરીકે નહિ પણ નૈસર્ગિક શુદ્ધ વિચારણાને પરિણામે આવવી ઘટે એ વિચારકને એમ થાય કે તુ કોણ? તારું અપમાન શુ? તને માન કેવુ? જે સમાજ કે વર્તુલમા તુ માન માને છે તેની સ્થિતિ કેટલી? તારી સ્થિતિ કેટલી? અને જે માન મળશે તેને અને તારે જ્યારે તું અહીથી જઈશ ત્યારે અને ત્યારપછી શો સબધ રહેશે? આવા આવા વિચારોને પરિણામે એના મનમા માધ્યસ્થ્ય આવે છે અને પછી ચિર અભ્યાસથી વારવારના આસેવનથી જામી જાય છે છેવટે એ એનો સ્વભાવ બની જાય છે જ્યારે પ્રાણીમા ધાર્મિક વૃત્તિ વધી હોય છે, પણ વિવેચનશક્તિ ખીલી હોતી નથી ત્યારે એ કોઈને હિસા કરતો સાભળીને ઉશ્કેરાઈ જાય છે શરૂઆતમા ધાર્મિક વૃત્તિ સર્વદા ઝનૂનનુ રૂપ લે છે કોઈ પણ પ્રકારના પાપને અટકાવવા પ્રયત્ન કરવાની પ્રત્યેક પ્રાણીની ફરજ છે, પણ પ્રયત્ન કરતી વખતે અથવા તેમા નિષ્ફળતા મળ્યા પછી ચિત્તવૃત્તિ પર કાબૂ રાખવો એ મુશ્કેલ છે. એ ભાવ ચીવટથી આવે છે, ખીલવવાથી વધે છે અને અભ્યાસથી જામે છે એ ભાવને માધ્યસ્થ્ય કહેવામા આવે છે

'જ્ઞાનાર્ણવ'મા શ્રીશુભચદ્રગણિ બહુ સક્ષેપમા નીચેની વાત કરે છે.

क्रोधविद्धेपु सत्त्वेपु, निस्त्रिंशक्रूरकर्मसु ।
मधुमांससुरान्यस्त्रीलुब्धेष्वत्यन्तपापिपु ॥
देवागमयतिव्रातनिन्दकेष्वात्मशंसिपु ।
नास्तिकेपु च माध्यस्थ्यं, यत्सोपेक्षा प्रकीर्तिता ॥

"ક્રોધી પ્રાણીઓ ઉપર, નિર્દયપણે ઘાતકી કર્મ કરનારા પર, મધ, માસ, મદ્ય (દારૂ) અને પરસ્ત્રીમા લુબ્ધ પ્રાણી ઉપર, અત્યત પાપી પ્રાણીઓ ઉપર, દેવ, આગમ (શાસ્ત્ર) અને સાધુસમુદાયની નિદા કરનાર પ્રાણીઓ ઉપર પોતાની પ્રશસા કરનારા પ્રાણીઓ ઉપર અને નાસ્તિક પ્રાણીઓ ઉપર જે રાગદ્વેષરહિત ભાવ – મધ્યમા વૃત્તિ રાખવી તેને ઉપેક્ષા કહેવામા આવે છે"

આ વર્ણનમા કહેલા પ્રત્યેક પ્રકારના પ્રાણી ઉપર ઊચુ મન થયા વગર રહેવુ મુશ્કેલ છે સદ્‌ગુણી સ્વભાવવાળા પુરુષ અહિસાના નિયમને બરાબર સમજનાર હોઈ જ્યારે અન્ય પ્રાણી નિર્દયપણે વધ કરે છે એમ સાભળે ત્યારે એના મનમા જરૂર રોષની લાગણી થઇ આવે, પરતુ એક માણસે દશ-બાર ખૂન કર્યા હોય કે પાચ-પચાસ જનાવરનો શિકાર કર્યો

હોય એની વાત સાભળે યા નજરે જુએ ત્યારે જેની વૃત્તિમાં ઉશ્કેરણી ન થાય તે મધ્યસ્થભાવ પામ્યો છે એમ સમજવુ. આ ભાવે પહોચવાની આપણી ભાવના છે

સદ્‌ગુણી પ્રાણી વેશ્યાગમન કરનારની, રાત્રે રખડનારની કે દારૂ પીનારની વાત સાભળે ત્યારે એ પ્રાણી તરફ એને તિરસ્કાર આવે, પરંતુ આવે પ્રસંગે મધ્યસ્થવૃત્તિવાળો પ્રાણી આવા નીતિભ્રષ્ટ પ્રાણીઓની પણ ઉપેક્ષા કરે. એ વિચારે કે એના કર્મ એ ભોગવશે, એ સબધી આપણે ઉશ્કેરાવાથી લાભ શો ?

પ્રાણીને યોગ્ય માર્ગ બતાવવાના પ્રયત્નને આમા બાધ નથી. જેમા ઉપાય ચાલે તેવુ ન હોય અથવા કરેલ ઉપાય નિષ્ફળ નીવડેલ હોય ત્યા મધ્યસ્થભાવ રાખવાનો છે. એના તરફનો તિરસ્કાર નિષ્ફળ છે, નકામો છે, આપણને રાગ-દ્વેષમાં નાખનાર છે અને પરિણામ વગરનો છે.

અત્યંત પાપી માણસને જોઇ આપણે ઉશ્કેરાઇએ તેમાં વળે શુ ?

આ પ્રશ્ન ધાર્મિક બાબતમા વધારે અગત્યનો છે ધર્મની નિંદા કરનાર, ગુરુની નિંદા કરનાર કે તદ્દન નાસ્તિક હોય તેના તરફ પણ મધ્યસ્થભાવ રાખવાની જરૂર છે. એ પ્રાણીનો જેટલો વિકાસ થયો હોય તેટલો જ તે વધી શકે. એને ધર્મમાર્ગમા સ્થિર રાખવા જરૂર પ્રયત્ન કરવો, એને મુદ્દાઓ સમજાવવા પણ અંતે એણે ન સમજવાનો નિશ્ચય કર્યો હોય તો તેને છોડી દેવો એની ખાતર મનને ઊચું-નીચુ કરવાની જરૂર નથી આ ભાવ જો બરાબર સમજવામા આવે તો પરમત-સહિષ્ણુતાનો ગુણ સહેજે પ્રાપ્ત થાય તેમ છે માધ્યસ્થ્ય સમજનાર પરમત સહી શકે છે, એ સર્વત્ર સત્ય જોવા પ્રયત્ન કરે છે એ પોતાના મુદ્દા કરતા અન્ય મુદ્દાઓમાં સત્યાંશ હોવાનો અસ્વીકાર ન કરે. મધ્યસ્થભાવ ખીલે તો ધર્મના અનેક ઝગડાઓ દૂર થઈ જાય ખાસ ધર્મ જેવી વિશાળ બાબતો દુનિયાદારી ઝગડાઓથી દૂર જ રહેવી ઘટે. એને બદલે અત્યારે સર્વ ઝગડાઓ જાણે ધર્મમા જ આવી ચઢચા હોય એવુ દેખાય છે એ મધ્યસ્થભાવની ઉપેક્ષા છે, ઉપેક્ષાની પણ ઉપેક્ષા છે અને ઊડી ધાર્મિક વૃત્તિના પાયા વગરનુ ચણતર છે

જ્યારે કોઇ પ્રાણી તમારી આગળ પોતાની મોટી મોટી વાતો કર્યા કરતો હોય, સાધારણ બનાવને મોટુ રૂપ આપતો હોય, પોતે આગેવાન હોવાનો ન ટકે તેવો દાવો કરતો હોય અને સાધારણ બનાવ પોતાના સબધમા બન્યો હોય તેને અતિશયોક્તિથી મોટા રૂપકો આપતો હોય ત્યારે પ્રથમ દૃષ્ટિએ કા તો તમને હસવુ આવે અથવા ઘૃણા ઉત્પન્ન થાય જેમ માણસ નાના વર્તુળમા ફરનાર હોય છે તેમ તે આત્મપ્રશસા વધારે કરે છે. અજ્ઞાન અને આત્મપ્રશસા સાથે જ જાય છે નાના ગામડાના પાચ ઘરની નાતનો શેઠ પોતાની જાતની વાતો કરે ત્યારે આકાશના તારા જ ઊતરવા બાકી રહે છે આમા ઉદાસીનતાનો છાટો નથી અને મધ્યસ્થતાનો સવાલ જ નથી, પણ આવાની વાતો સાંભળવામા આવે ત્યારે મનની સ્થિરતા રાખવી અને તેના પર ગુસ્સે ન થતા એની પામરતા વિચારવી એ મધ્યસ્થ દશા છે

આત્મપ્રશંસાના પ્રસંગો વ્યવહારમાં આવે છે તેટલા જ ધાર્મિક બાબતોમાં પણ જોવામાં આવે છે. એક સાધારણ સંઘની વાતો કરે ત્યારે તે પોતાના સંઘને ભરત ચક્રવર્તીના સંઘ સાથે સરખાવે અથવા અર્ધા પૃષ્ઠનું અવ્યવસ્થિત કાવ્ય (જોડકણું) લખી તેની પછવાડે એ પંક્તિ જેટલું પોતાનું નામ લખે ત્યારે આપણને ચીડ આવે છે. પણ એવા સંયોગોમાં એના આત્માનો વિકાસ અને કર્મનો વિપાક તથા મોહરાજાના જાસૂસોના કાર્ય પર વિચાર કરી મનને સ્થિર રાખી શકે એની બલિહારી છે

ધાર્મિક પ્રશ્નોની ચર્ચા કરતા, વિધિમાર્ગની ગૂંચવણોનો નિકાલ કરતાં, નિત્યાનિત્ય, ભેદાભેદાદિ પ્રશ્નો પર વાદવિવાદ ચાલતા ટપાટપી થઈ જવાના પ્રસંગે માધ્યસ્થ્ય ગમે એ વધ છે એ આપણો આદર્શ છે. આ મુશ્કેલ પ્રસંગ છે, પણ વધારે ધ્યાન રાખવા યોગ્ય છે. ધર્મ–ચર્ચામા નરકના દ્વારો બતાવનાર, પોતાના મતથી જુદા અભિપ્રાય ધરાવનારને હીનોપમા આપનાર કે અપશબ્દ બોલનાર પોતાનો મુદ્દો મજબૂત કરતા નથી. અહીં એ વાતનો સવાલ નથી પણ એવો પ્રસંગ આવે અને સામો તમને નરકના દ્વારો બતાવે કે અયોગ્ય સવાલો જાહેરમા પૂછી અપ્રસ્તુત બાબતો તેમાં દાખલ કરી. જાણે તમે તેનાથી મહાન થઈ ગયા હો એવો દેખાવ કરે ત્યારે મધ્યસ્થવૃત્તિ રાખવી એ આ ભાવનાનો ઉદ્દેશ છે

આ પ્રાણી કોઈ મનુષ્ય ઉપર અથવા કોઈ વસ્તુ ઉપર અથવા કોઈ ભાવ ઉપર રાગ કે દ્વેષ કરતો હશે ત્યારે તે કદી વિચારતો હશે કે એમ કરવામા એ શું કરે છે? રાગના પાત્ર પ્રાણી ચીજ કે ભાવ બેસી રહેવાના નથી, પોતે બેસી રહેવાનો નથી, કરેલ રાગનો અનુભવ પણ ઊડી જવાનો છે, તો પછી આ બધી ધમાલ અને રતિ કે અરતિ શા માટે? સર્વ સંયોગોમા મનને નિશ્ચળ રહેતા શીખવવાનું છે મનની ચંચળતા સર્વથી વધારે નુકસાન કરનાર છે મન પર વિજય એટલે જીવનયાત્રાનું સાફલ્ય છે એ રાજયોગ છે. માધ્યસ્થ્ય કે ઔદાસીન્ય ચંચળ મનવાળા બહુધા પ્રાપ્ત કરી શકતા નથી, અને અન્ય પ્રાણીઓ પોતાના કાર્યોના ફળ લેવાના–મેળવવાના જ છે એને અંગે આપણામા સકારણ કે અકારણ ઉશ્કેરણી ઘટતી નથી.

ઉદાસીનભાવ જરા ભાવી જુઓ આપણે જાણે સાક્ષીભાવે બેઠા છીએ, હાથપગ જોડી શાંત થઈ જોયા જ કરીએ છીએ અવલોકન કરીએ છીએ અને જાણે આપણી આસપાસ જે નાટક થાય છે તેની સાથે આપણને પોતાને કાંઈ લેવાદેવા નથી આ સ્થિતિમા એવા એવા સત્યો સમજવામા આવશે કે જેનો ખ્યાલ કદી સ્વપ્ને પણ નહિ થયો હોય જેવું કોઈ પણ હકીકત સાથે તાદાત્મ્ય કર્યું કે તરત સાક્ષીભાવ ચાલ્યો જાય છે અને પછી તો મોહરાજા પોતાનું લશ્કર છોડી મૂકે છે. મનોવિકારને ચકરાવે ચઢયા એટલે ક્રોધ, માન, રતિ, અરતિ, શોક વગેરે ઘાણ કાઢી નાખે છે અને પ્રાણીને કદી ઊંચો આવવા દેતા નથી

યોગાધિરાજ પરમાત્માએ કદી વચ્ચે પડવાનો પ્રયાસ કર્યો નથી એની પાસે ઇંદ્ર આવે કે ચક્રવર્તીઓ આવે તો ત્યા પણ સાક્ષીભાવ અને ગોશાળક એમના શિષ્યો પર તેજોલેશ્યા

મૂકે તો ત્યાં પણ સાક્ષીભાવ, જમાલિ ઉત્સૂત્ર પ્રરૂપણા કરે તો ત્યા પણ સાક્ષીભાવ અને દશાર્ણભદ્ર અપૂર્વ સામૈયુ કરે તો ત્યા પણ સાક્ષીભાવ.

આ માધ્યસ્થ્ય જાળવવું મુશ્કેલ છે આ યુગમા વળી અનેક પ્રસગોમા ગૂચવાડા થતા જાય છે તેથી વધારે મુશ્કેલ છે. પણ પ્રસગ વગર કસોટી નથી અને આંખો મીચીને ઝપલાવવા જેવો બીજો કોઈ ઉન્માદ નથી માટે શ્રીમાન્ વિનયવિજયજી ઉપાધ્યાયજી કહે છે તેમ તસ્માદૌદાસીન્યપીયૂષસારં વારં વાર હન્ત સન્તો લિહન્તુ ।

'સત્પુરુષો ઉપરનાં કારણોને લઈને ઔદાસીન્યરૂપ અમૃતને વારવાર આસ્વાદો.' એ આસ્વાદનથી મગળમાળા વિસ્તરે છે.

ઉપેક્ષાભાવમાં પાપ કરનાર તરફ બેદરકારી રહે છે ગમે તેવા ભયકર પાપી સબંધી હકીકત જાણી અથવા જોઈ એને એના કર્મ ઉપર છોડી દેવાની વૃત્તિને 'ઉપેક્ષા' કહેવાય પાપ કરનારને પાપમાંથી છોડાવવાનો અથવા તેને ઠેકાણે લાવવાનો અત્ર પ્રતિબધ નથી, એ સર્વ કર્યા પછી પણ પ્રાણી પાપકાર્યમાથી નિવૃત્ત ન થાય તો તેના તરફ બેદરકારી રાખવી 'એ જાણે અને એના કર્મ જાણે,' આવા પ્રકારની ચિત્તવૃત્તિ થાય તેને ઉપેક્ષા કહેવામા આવે છે.

ઘણી વખતે પાપની વાતો સાથે આપણને સીધો સબધ હોતો નથી અમેરિકા કે યૂરોપમા કોઈ ખૂની, લૂંટારા, દગાબાજી કરનારાની વાત વાચીએ તે વખતે તેના તરફ ઉપેક્ષા જ શક્ય છે, અને પાપના પ્રકારો તો એટલા છે કે તેના પ્રાણીના ભેદો કરતાં પણ વધારે ભેદો કલ્પી શકાય આ સર્વના સબધમા આપણે શુ કરી શકીએ ? નકામી એવી વાતની ચર્ચા કરી મનને બગાડવામા લાભ નથી આવી સમજણ નિત્ય આચારમા ઊતરે એ આ ભાવનાનો ઉદ્દેશ છે.

આ ભાવના અને મુદિતા–પ્રમોદભાવના અનુક્રમે પાપ અને પુણ્યસબધી વિચારણા કરે છે. પ્રમોદમાં પુણ્ય તરફ પ્રશસા થાય છે ત્યારે આ ઉપેક્ષાભાવનામા પાપ તરફ ઉદાસીનભાવ થાય છે. આ બન્ને ભાવનાના સબધમા પ્રો કર્ણીઆ પાતજલ યોગદર્શનમા લખે છે કે–"અન્ય ભાવનામા મુદિતા તથા ઉપેક્ષા છે મુદિતા એટલે પ્રીતિ અને ઉપેક્ષા એટલે ઉદાસીનપણુ. પુણ્ય કરનાર જનો વિષે પ્રીતિની ભાવના તથા પાપી વિષે ઉદાસીનવૃત્તિ સાધકે રાખવી. પ્રાય લોકો પુણ્યના ફળની ઇચ્છા રાખે છે છતા પુણ્ય કરતા નથી અને પાપના ફળની અનિચ્છા છતા પાપ કરે છે, તેથી પાછળથી 'મે કેમ પુણ્ય ન કર્યું, મે શાથી પાપ કર્યું' એ પ્રકારનો પશ્ચાત્તાપ થાય છે એ પ્રકારનો પશ્ચાત્તાપ કરવાનો વખત આ બે ભાવનાથી આવતો નથી કારણ કે જે સાધકની લોકો વિષે પુણ્યાત્મા તરીકે પ્રસિદ્ધિ થાય છે તે માણસની સ્વભાવથી જ પુણ્ય વિષે પ્રીતિ થવાની, તેથી અનેક વિઘ્નો વચ્ચે પણ અડગ રહી તે ભૂલ્યા વિના પુણ્ય કરવાનો, તથા પાપી વિષે થતી ઉપેક્ષાબુદ્ધિથી સ્વાભાવિક રીતે જ પાપથી દૂર રહીને ચાલવાનો પાપી વિષે યોગના સાધકે દ્વેષ ન કરવો પણ માત્ર ઉદાસીનવૃત્તિ ચાલુ રાખવી, એ પણ આ ભાવનાનો ધ્વનિ છે" (પૃ ૧૧૨)

આ ટાચણુમા એક નવુ દૃષ્ટિબિન્દુ છે. ઉદાસીનભાવ કેળવનાર સ્વભાવત· પાપમાર્ગે જઈ શકતો નથી અને આ લાભ પણ ઘણો મોટો છે. મનમાં ગમે તે હેતુ ધારીને ઉદાસીન-વૃત્તિ કેળવવાની જરૂર છે.

આ ચારે યોગભાવનાને અગે માનસશાસ્ત્રનો ખૂબ અભ્યાસ કરવાની જરૂર રહે છે. મનનુ કાર્ય કેવી રીતે થાય છે, વૃત્તિ કેમ ઉદ્ભવે છે, એની વાસના કેવી રીતે રહે છે અને એને કબજામા લાવવા કેવા પ્રયત્ન કરવા પડે છે એ સર્વનો હિસાબ આ ચારે ભાવનામા સારી રીતે થાય છે.

ચારે ભાવનાથી આત્માની ભૂમિકા ખૂબ ઊચી થાય છે એ ભાવના ભાવતા ચિત્તમળ દૂર થાય છે અને વ્યવહારની ચાલુ શ્રેણીથી ઊચે ઉડ્ડયન કરવાનુ આતરસામર્થ્ય પ્રાપ્ત થાય છે. જ્યા પ્રાણીને પોતાના સ્થાનનો ખ્યાલ થવા માડે, અનંત વિશ્વમા પોતાની લઘુતા જણાય, જ્યા વિચારણાનુ ક્ષેત્ર વિસ્તારવાળુ બનતુ જાય ત્યા પછી એ નજીવી બાબતોમા પડતો નથી અને ઉચ્ચગ્રાહી આત્મા ઉચ્ચ આદર્શ તરફ પ્રયાણ કરતો જાય છે એને વિજ્ઞાનપદ્ધતિએ રચાયલા માર્ગે ચાલવાનુ મન થાય છે અને એનુ સાધ્ય તરફ પ્રયાણ સ્પષ્ટ હોય છે.

પ્રયાણના માર્ગો સર્વના જુદા જુદા હોય, પણ સાધ્ય તો સર્વનુ એક હોય છે: અનંત-અવિનશ્વર સુખપ્રાપ્તિ અને દુખનો હમેશને માટે ત્યાગ માર્ગનો આખો નકશો વિશિષ્ટ યોગગ્રથોમા બતાવ્યો છે અને ત્યા પસદગી માટે અવકાશ પણ પૂરતો આપવામા આવ્યો છે.

ઉદાસીનભાવ પીયૂષનો સાર છે, ખૂબ આનદમા લય કરી દે તેવો અને ચાલુ વ્યવહા-રમા ભાત પાડે તેવો છે. એ ભાવ વર્તે ત્યારે અતરમાથી રાગદ્વેષ નાશ પામતો જાય છે અને વૃત્તિઓ પર કાબૂ આવે છે યોગીરાજ આનદઘનજી **'મન સાધ્યું તેણે સઘળું સાધ્યું'** એ નાના સૂત્રને જે મહત્ત્વ આપે છે તેનો ઉદ્દેશ આ ભાવને ખીલવવાનો છે. મન એક વખત કાબૂમા આવી જાય એટલે સર્વ પ્રકારનો આનદ સર્વ સયોગોમા વર્તે છે.

આવી રીતે આ ચાર યોગભાવનાઓ ધર્મધ્યાનની સાથે અનુસધાન કરાવનાર છે એનાથી આત્મનિશ્ચય થાય છે, વિષય તરફના મોહનો વિલય થઈ જાય છે, યોગચિતા સ્થિર થાય છે, મોહનિદ્રા ઊડી જાય છે અને છેવટે એનુ આત્મતેજ એટલુ વધી જાય છે કે આ સસારમાં એ મુક્તના જેવી સ્થિતિ અનુભવે છે.

અહી આ અત્યત વિશિષ્ટ ભાવનાનો વિષય ઉપાધ્યાયજી પૂરો કરે છે. પ્રશસ્તિમા પ્રસ્તુત હકીકત રજૂ થશે. આ ચોથી ભાવનાથી ભાવિત ચેતન યોગમાર્ગે પ્રગતિ કરો એટલુ ઇચ્છી અત્ર વિરમીએ.

इति माध्यस्थ्यं. १६

---

# પ્રશસ્તિ

स्रग्धरा

एवं सद्भावनाभिः सुरभितहृदयाः संशयातीतगीतो-
न्नीतस्फीतात्मतत्त्वास्त्वरितमपसरन्मोहनिद्राममत्वाः ।
गत्वा सत्त्वाऽममत्वातिशयमनुपमां चक्रिशक्राधिकानां,
सौख्यानां मंक्षु लक्ष्मीं परिचितविनयाः स्फारकीर्तिं श्रयन्ते ॥ १ ॥
दुर्ध्यानप्रेतपीडा प्रभवति न मनाक्काचिदद्वन्द्वसौख्य-
स्फातिः प्रीणाति चित्तं प्रसरति परितः सौख्यसौहित्यसिन्धुः ।
क्षीयन्ते रागरोषप्रभृतिरिपुभटाः सिद्धिसाम्राज्यलक्ष्मीः,
स्याद्वश्या यन्महिम्ना विनयशुचिधियो भावनास्ताः श्रयध्वम् ॥ २ ॥

पथ्यावृत्तम्

श्रीहीरविजयसूरीश्वरशिष्यौ सोदरावभूतां द्वौ ।
श्रीसोमविजयवाचकवाचकवरकीर्तिविजयाख्यौ ॥ ३ ॥

---

१ संशयातीत સંશયરહિત, શંકા વગરનું गीत well sung, સારી રીતે કીર્તન કરાયલું, પ્રશંસા પામેલું उन्नीत ઊંચે ચઢેલું, મહત્ત્વ પામેલું स्फीत ગુણસમૃદ્ધ अपसरन् દૂર થતા सत्त्वा સત્ત્વવંત પ્રાણીઓ अममत्वातिशय નિર્મમત્વસ્વભાવપ્રકર્ષ मंक्षु શીઘ્ર, જલદી परिचितविनया વિનયના–વિનીત ભાવના પરિચયવાળા स्फार વિશાળ

२ प्रेत પિશાચ प्रभवति જોર કરે છે मनाक् જરા પણ काचिद् કોઈ અનિર્વચનીય, અપૂર્વ अद्वन्द्व અદ્વિતીય स्फाति વૃદ્ધિ, growth परित ચારે તરફ सौहित्य તૃપ્તિ, satiety, satisfaction सिन्धु સમુદ્ર, દરિયો रोष દ્વેષ रिपुभटा દુશ્મનના લડવૈયા साम्राज्य એકછત્ર રાજ્ય वश्या સ્વાધીન श्रयध्वम् ભજો, સેવો, આશ્રય કરો

३ सोदरौ ભાઈઓ वाचक ઉપાધ્યાય

### गीति

तत्र श्री कीर्तिविजयवाचकशिष्योपाध्यायविनयविजयेन ।
शान्तसुधारसनामा संदृष्टो(ब्धो) भावनाप्रबन्धोऽयम् ॥ ४ ॥
शिखिनयनसिन्धुशशिमितवर्षे हर्षेण गन्धपुरनगरे ।
श्रीविजयप्रभसूरिप्रभावतो यत्न एष सफलोऽभूत् ॥ ५ ॥

### उपजाति

यथा विधुः षोडशभिः कलाभिः सम्पूर्णतामेत्य जगत्पुनीते ।
ग्रन्थस्तथा षोडशभिः प्रकाशैरयं समग्रैः शिवमातनोतु ॥ ६ ॥

### इन्द्रवज्रा

यावज्जगत्येष सहस्रभानुः, पीयूषभानुश्च सदोदयेते ।
तावत्सतामेतदपि प्रमोदं, ज्योतिःस्फुरद्वाङ्मयमातनोतु ॥ ७ ॥

---

૪. सन्दृष्टो બનાવ્યો, અમલ અર્થ અવલોકરો–જોયો ભાવાર્થ તૈયાર કર્યો પ્રવન્ધ ગ્રંથ, સાહિત્યરચના

૫ शिखि અગ્નિ, ત્રણની સંજ્ઞા नयन આંખ, બેની સંજ્ઞા सिन्धु સમુદ્ર, સાતની સંજ્ઞા शशि ચંદ્ર, એકની સંજ્ઞા

૬ विधु ચંદ્ર पुनीते પ્રકાશ કરે છે, આનંદ પમાડે છે शिव મોક્ષ, કલ્યાણપરંપરા आतनोतु વિસ્તારો

૭ सहस्रभानु હજાર કિરણવાળો સૂર્ય पीयूषभानु અમૃતરશ્મિ, ચંદ્ર उदयेते પ્રકાશ પામે છે, ઉદય થાય છે प्रमोद આનંદ ज्योति स्फुरद् જ્યોતિને ફેલાવતુ वाङ्मय શાસ્ત્ર आतनोतु વિસ્તારો, ફેલાવો

૧. એવી રીતે અતિ સુંદર ભાવનાઓ વડે સુગંધિત થયેલા હૃદયવાળા પ્રાણીઓ – જેમનું આત્મતત્ત્વ સંશયરહિત હોઈ યોગ્ય પ્રશંસા અને મહત્ત્વને પામેલ છે તથા જે (આત્મતત્ત્વ) ગુણસમૃદ્ધ છે એવા વિશિષ્ટ આત્મતત્ત્વવાળા પ્રાણીઓ – મોહનિદ્રા અને મમત્વને દૂર કરી દઈને અને વિનયગુણનો સારી રીતે પરિચય કરીને ખરા સત્ત્વવંત થઈ, નિર્મમત્વભાવનો પ્રકર્ષ પામીને, મોટા ચક્રવર્તી અને દેવોના પતિ ઇંદ્રથી પણ અધિક એવી પ્રાણીઓના સુખોની અનુપમ લક્ષ્મીને અને અતિ વિશાળ કીર્તિને શીઘ્ર પામે છે.

૨. જે ભાવનાના મહિમા–પ્રભાવથી, અપધ્યાનરૂપ પિશાચોની પીડા જરા પણ જોર પકડી શકતી નથી, જેના મહિમાથી કોઇ અનિર્વચનીય અદ્વિતીય સુખભાવની વૃદ્ધિ ચિત્તને પ્રસન્ન કરે છે અને જેના પ્રભાવથી સુખની તૃપ્તિનો દરિયો ચારે બાજુએ ફેલાઇ જાય છે અને જેને લઇને રાગ–રોષ વગેરે શત્રુસૈન્યના લડવૈયાઓ ક્ષય પામી જાય છે તથા એકછત્ર મોક્ષના રાજ્યરૂપ આત્મઋદ્ધિ સ્વાધીન થાય છે તે ભાવનાઓને તમે વિનયથી પવિત્ર થયેલી બુદ્ધિવાળા થઇને સેવો–ભાવો.

૩. શ્રી હીરવિજયસૂરીશ્વરના બે શિષ્યો થયા તે (સાંસારિકપણે પણ) ભાઇઓ હતા શ્રી સોમવિજય વાચક અને શ્રી કીર્તિવિજય વાચકવર.

૪. તેઓ પૈકી શ્રી કીર્તિવિજય વાચકના શિષ્ય ઉપાધ્યાય **વિનયવિજયે** આ ભાવના-સંબંધી રચનાવાળો **શાંતસુધારસ** નામનો ગ્રંથ વિચાર્યો–અવલોક્યો (બનાવ્યો).

૫. સંવત્ ૧૭૨૩ માં શ્રી **ગન્ધપુર** (ગાંધાર) નગરમાં શ્રી વિજયપ્રભસૂરિના પ્રસાદથી અત્યંત હર્ષ સાથે આ યત્ન સફળ થયો – ગ્રંથ પૂરો થયો.

૬. જેવી રીતે ચંદ્ર પોતાની સોળ કળાથી પરિપૂર્ણતા પામીને જગતને આનંદ આપે છે – પ્રકાશ આપે છે તેવી જ રીતે આ ગ્રંથ સર્વ મળીને સોળ પ્રકાશ (પ્રકરણો) વડે કલ્યાણને વિસ્તારો.

૭. જ્યાં સુધી આ જગતમાં હજાર કિરણોવાળો સૂર્ય અને અમૃત કિરણવાળો ચંદ્ર પ્રકાશ કરે ત્યાંસુધી સદા જ્યોતિને સ્ફુરાવતું આ વાઙ્મય (શાસ્ત્ર) સજ્જન પુરુષને આનંદ આપો.

---

# પ્રશસ્તિપરિચય

૧. આ શ્લોકમા ભાવનાનુ ફળ સામાન્ય રીતે બતાવે છે. મુખ્ય કેન્દ્રસ્થ વિચાર એ છે કે ભાવનાભાવિત પ્રાણીઓ લક્ષ્મી અને કીર્તિ પ્રાપ્ત કરે છે એ પ્રાપ્ત કરવાની લક્ષ્મી કેવા પ્રકારની હોય તેના વિવેચનમાં જણાવે છે કે આ દુનિયામા ચક્રવર્તીની લક્ષ્મી અને દેવલોકમા ઇન્દ્રની લક્ષ્મી સર્વોત્કૃષ્ટ ગણાય છે. તેનાથી વધારે લક્ષ્મી કઈ હોઈ શકે તે શોધી કાઢવુ એ લક્ષ્મી તે મોક્ષલક્ષ્મી છે, ભાવનાભાવિત પ્રાણીઓ તે મોક્ષસપત્તિ પ્રાપ્ત કરે છે.

ચક્રવર્તીની લક્ષ્મી ઐહિક છે અને ઇદ્રની પણ તે ભવ પૂરતી છે, તેથી અધિક લક્ષ્મી અતરલક્ષ્મી છે. તે સિદ્ધદશામા મળે છે. એવા આતરસુખનુ વર્ણન અશક્ય છે આ મહાન લક્ષ્મી સદ્ભાવનાશાળી પ્રાણીઓ મેળવે છે

તેવા પ્રાણીઓને વિસ્તૃત કીર્તિ પણ મળે છે એવા ભાવનાશીલ પ્રાણીઓને કીર્તિની દરકાર હોતી નથી. પણ આતર સામ્રાજ્યનુ એ વિશિષ્ટ પરિણામ છે અને વણમાગ્યુ મળી જાય છે

એવા ભાવનાશીલ પ્રાણીઓ કેવા હોય છે તેનુ વર્ણન જરા વિચારવા જેવું છે અને લક્ષ્મી તથા કીર્તિ કોને મળે છે તેનો ઊડો અભ્યાસ કરવા જેવો છે. તે ભાવનાભાવિત સાધકનુ ચિત્ર જોઇએ —

(ક) પ્રથમ તો સદ્ભાવનાશીલ પ્રાણીઓનુ હૃદય ભાવનાથી સુગધિત થયેલુ હોય છે. ઈર્ષ્યા, અસૂયા, કષાય કે કોઈ પણ પ્રકારની ક્લેશવૃત્તિ વગરનુ ચિત્ત હોય તે સુગંધી ચિત્ત કહેવાય છે એ પોતે સુગધમય હોય છે અને વાતાવરણમા સુગધને ફેલાવે છે. જેના ચિત્તમા એક ભાવના જામે તે પણ કૃતકૃત્ય થઈ જાય તો પછી અનિત્યાદિ વિવિધ ભાવનાઓથી ભરેલા પ્રાણીનુ ચિત્ત કેટલી સુવાસથી ભરપૂર હોય તેને વર્ણવવાની ભાગ્યે જ જરૂર હોય.

(ખ) એવા પ્રાણીઓને વિનયગુણનો સારી રીતે પરિચય થયેલો હોય છે વિનયગુણ વગર ભાવનાજ્ઞાન પ્રાપ્ત થતુ નથી. વિનેય એટલે આજ્ઞાંકિત શિષ્ય. યોગપ્રગતિ કે ભાવનાપ્રગતિમા ગુરુપારતત્ર્ય અને ગુરુમાર્ગદર્શનની ખાસ અગત્ય છે. ભાવનાશીલ પુરુષ મહાત્મા યોગીઓના ચરણની ઉપાસના કરી, વિનયગુણ વડે તેમની પ્રસન્નતા પ્રાપ્ત કરી આત્મપ્રગતિ સાધે છે

(ગ) એવા પ્રાણીનુ આત્મતત્ત્વ ખૂબ વિકાસ પામેલુ હોય છે, એને માટે ચાર યોગ્ય વિશેષણો વાપર્યા છે તે પ્રત્યેક વિચારવા યોગ્ય છે આત્મતત્ત્વ એટલે ચેતનરામ, આત્મા. જેને માટે આ સર્વ તૈયારી છે તે અદર બેઠેલા ચેતનજી એ ચાર વિશેષણથી વિશિષ્ટ હોય છે.

એ આત્મતત્ત્વ ''સંશયાતીત' હોય છે સંસારમા વિકલ્પનો પાર હોતો નથી અને સંશય હોય ત્યાસુધી સિદ્ધિ થતી નથી संशयात्मा विनश्यति । એ આત્મા શંકા કે આકાક્ષાથી રહિત શુદ્ધ નિશ્ચયવાળો હોય છે, એ મેરુ પેરે નિષ્કંપ હોય છે અને સ્પષ્ટ નિર્ણયવાળો હોય છે

એ આત્મતત્ત્વ 'ગીત' હોય છે, એટલે પ્રશંસા પામેલ હોય છે. કેવા પ્રકારના આત્મતત્ત્વની (પ્રશંસા સમુત્કીર્તન) થાય તે પ્રશ્ન સ્વાભાવિક છે. જે મળથી રહિત થતો જતો હોય તે આત્મા તેટલે અંશે સમુત્કીર્તનને યોગ્ય છે તદ્દન વિશુદ્ધ આત્મતત્ત્વ પ્રાપ્ત થવાના કાઠા પર બેઠેલાનુ આત્મતત્ત્વ પ્રશંસાયોગ્ય કહેવાય

એ આત્મતત્ત્વ 'ઉન્નીત' હોય. ઊંચે લઈ જનાર – મહત્ત્વના સ્થાનને માર્ગે ચઢી જનાર આ આત્મતત્ત્વ વિશુદ્ધિને માર્ગે પ્રગતિ કરનાર હોય. ગીતમા બાહ્ય પ્રશંસાનો સવાલ આવે છે અને ઉન્નતિમા આત્મતત્ત્વની પોતાની પ્રગતિનો પ્રસંગ પ્રાપ્ત થાય છે

વળી એ આત્મતત્ત્વ 'સ્ફીત' હોય છે એટલે એ ગુણસમૃદ્ધ હોય છે આત્મતત્ત્વના ગુણો કેટલા છે તે આ સ્થાને જણાવવાની જરૂર ન જ હોય. એના અનેક ગુણો ઓછાવધતા પણ એટલા પ્રમાણમાં તેનામા વિકાસ પામેલા હોય છે કે એને 'સમૃદ્ધ' કહી શકાય.

(ઘ) એવા પ્રાણીઓ મોહનિદ્રા અને મમત્વને દૂર કરનારા હોય છે આ બહુ વિશિષ્ટ ગુણ છે ખાસ વિચારવા યોગ્ય વિશેષણ છે. મોહ એટલે અનાદિ અજ્ઞાન આ પ્રાણીને સંસાર સાથે જોડનાર અજ્ઞાન–અવિદ્યા ભયંકર છે. એના પરિણામે એ સાચા–ખોટાને ઓળખી શકતો નથી. અનાદિ અજ્ઞાન એ ખાસ દૂર કરવા યોગ્ય વસ્તુ છે. આ અજ્ઞાન જાય ત્યારે પ્રાણીને સત્યજ્ઞાન થાય છે.

ત્યાર પછી નિદ્રા મહાદુ:ખદાયી છે. નિદ્રા એટલે પ્રમાદ પ્રમાદથી પ્રાણી સંસારયુક્ત રહે છે. એને પ્રગતિ કરવાની પ્રેરણા જ થતી નથી. એ જેમ હોય તેમ પડ્યો રહે છે આ પ્રમાદભાવ ઉક્ત સત્ત્વવંત પ્રાણીને દૂર થતો જાય છે

અજ્ઞાન જાય અને પ્રમાદ દૂર થાય તો પણ મારા–તારાના મમત્વરૂપ અનાદિ સંસ્કાર છૂટતો નથી સંસારમાં રખડાવનાર આ મમત્વ પણ ખૂબ આકરુ છે. તે આપણે પ્રત્યેક ભાવનાના વિવેચનમા જોઈ ગયા છીએ.

એ મોહ, પ્રમાદ અને મમત્વના નાશથી ખૂબ પ્રગતિ થાય છે, એ પ્રાણી તેને દૂર ફેંકી દે છે. એ ફરી વખત આવે નહિ અને સત્તામા પણ રહે નહિ એવી રીતે એના ઉપર સામ્રાજ્ય મેળવતો જાય છે.

(ઙ) એવો પ્રાણી પછી સત્ત્વવંત થાય છે, એને પોતાની જાત પર કાબૂ અને વિશ્વાસ આવે છે અને પછી તે 'અમમત્વાશ્રયત્વ' પ્રાપ્ત કરે છે, એટલે–એ નિર્મમત્વભાવનો પ્રકર્ષ પ્રાપ્ત કરે છે.

ઉપરના વિશેષણમા તો એ મમત્વને દૂર કરે છે એમ કહ્યુ છે, પણ એટલાથી એનો પૂરો પત્તો લાગતો નથી. પૂરી પ્રગતિ કરવા માટે એણે નિર્મમત્વભાવનો પ્રકર્ષ પ્રાપ્ત કરવો પડે છે. એટલે એનામાં મમત્વભાવનું અપસરણ હોય તે ઉપરાત નિર્મમત્વ-નિર્મોહિત્વનો પ્રકર્ષ એનામાં રાજમાન થવો ઘટે.

આવો પ્રાણી અનુપમ લક્ષ્મી અને કીર્તન પામે છે. એ આત્મઋદ્ધિ(લક્ષ્મી)ને ઉપમા આપી શકાય તેવો કોઇ શબ્દ આ દુનિયામા વિદ્યમાન નથી. એ અનિર્વચનીય છે, અનુપમેય છે અને માત્ર અનુભવગમ્ય છે.

વિનયથી પવિત્ર થયેલી બુદ્ધિવાળા થઈને તમે એ ભાવનાઓ ભાવો. વિનયનો મહિમા ઉપર બતાવ્યો છે. એ ભાવના એટલે બાર અને ચાર મળીને ઉપર વર્ણવેલી સોળ ભાવના. એ ભાવનાનો મહિમા કેવો છે તેનુ સક્ષિપ્ત વર્ણન વિચારો.

क. એ ભાવનાના પ્રભાવથી અપધ્યાનોની પીડા થતી નથી.

અપધ્યાન અથવા દુર્ધ્યાન એટલે આર્ત-રૌદ્રધ્યાન એ ખરેખર પીડા કરનારાં છે, એ દુર્ધ્યાન થાય ત્યારે પાર વગરની માનસિક વ્યથા કરનાર છે અને જૂના વખતમાં ભોળા માણસોને ભૂતપ્રેત વળગતા તેના જેવો એ ખરેખરો વળગાડ છે ભાવનામાં એટલું બળ છે કે એ કોઈ પ્રકારના દુર્ધ્યાનને થવો જ દેતી નથી, એટલે પછી એ દુર્ધ્યાનની પીડા ઉદ્ભવતી જ નથી આ અસાધારણ લાભ છે. યોગગ્રંથમા તો આ અપધ્યાનના વિષય પર અનેક પ્રકરણો લખાયા છે, તે ખૂબ સમજવા યોગ્ય છે.

ख. એ ભાવનાઓના પ્રભાવથી કોઈ અનિર્વચનીય અદ્વિતીય સુખ-ભાવની વૃદ્ધિ ચિત્તને પ્રસન્ન કરે છે.

એ ભાવના ભાવતા જે સુખ થાય છે તે વર્ણન કરી શકાય તેવુ નથી, કોઈ અચિંત્ય, અનનુભૂત, અપૂર્વ સુખ તેથી પ્રાપ્ત થાય છે અને એવુ સુખ ચિત્તને પ્રસન્ન કરે છે એ તો શાત પ્રદેશમા બેસી અનિત્ય કે મૈત્રીભાવના ભાવી હોય અન આ સુખનો અતસ્પર્શ થયો હોય તો જ તેનો ખ્યાલ આવે. બાકી સાકરની મીઠાશ કયા શબ્દોમા વર્ણવી શકાય? એ તો સાકર ખાવામા આવે તો જ સમજાય. ભાવનાથી થતી ચિત્તપ્રસન્નતા અનુભવ જ સમજાવે. અત્ર વર્ણનમા તો માત્ર તેનુ રૂપક આપી શકાય. એનુ રૂપક પણ ખરુ પ્રાપ્ત થતુ નથી. કર્તા 'કોઈ' એવા શબ્દથી કલ્પના કરવાની પ્રેરણા કરે છે આ અદ્વિતીય ચિત્તપ્રસન્નતા ભાવનાના પ્રભાવથી પ્રાપ્ત થાય છે

ग. ભાવનાના પ્રભાવથી સુખતૃપ્તિનો દરિયો ચારે તરફ રેલાઈ જાય છે ભાવનાનુ સુખ ચારે તરફ, દિશાઓમા અને વિદિશાઓમા ફેલાઈ જાય છે. ભાવનાથી સુખની તૃપ્તિ થાય છે, એથી ચિત્ત ધરાઈ જાય છે, એનો વિસ્તાર દરિયા જેટલો વધી જાય છે, તેનો ચારે તરફ પ્રસાર થાય છે. ભાવનાનુ વાતાવરણ ચારે તરફ કેવા ઉજ્જવળ, શાત, સુખી, પ્રકાશમય દિગંત કરી દે છે તે વર્ણવવાની ભાગ્યે જ જરૂર હોય.

ઘ. ભાવનાના મહિમાથી રાગ–રોષ વગેરે શત્રુસૈન્યના લડવૈયાઓ ક્ષય પામી જાય છે. અંતરમા બે પ્રકારનાં યુદ્ધો ચાલતા જ હોય છે એક બાજુએ ચારિત્રરાજનુ લશ્કર અને બીજી બાજુએ વૃદ્ધ મહામોહરાયનુ લશ્કર એનુ અનાદિ યુદ્ધ ચાલતુ હોય છે મોહરાય પોતાના બે પુત્રો–રાગકેસરી અને દ્વેષગજેન્દ્ર(રાગ ને રોષ)ને પોતાનુ લશ્કર સોપે છે પણ જરૂર પડે તો ઘરડે ઘડપણે બે હાથમા બે તરવાર લઈ વૃદ્ધ મોહરાજ પોતે પણ ઊતરી પડે છે. એના કષાય, નોકષાય આદિ અનેક લડવૈયાઓ–સૈનિકો છે. ભાવનાના મહિમાથી આ સર્વ લડવૈયાઓ પ્રથમ નાસભાગ કરે છે, પછી છુપાઈ જાય છે અને ભાવનાનુ બળ વધી જાય તો અંતે ક્ષય પામી ખલાસ થઈ જાય છે. અન્યત્ર આ યુદ્ધનું વર્ણન થઈ ગયુ છે.

ટ. એ ભાવનાઓના મહિમાથી એકછત્ર મોક્ષસામ્રાજ્યરૂપ આત્મઋદ્ધિ સ્વાધીન થાય છે. આ આત્મઋદ્ધિનો કે સામ્રાજ્યનો પરિચય કરાવવો હવે બાકી રહેતો નથી.

આવી ભાવનાઓને તમે ભાવો–સેવો–આદરો એમાં કોઈ વાત બાકી રહેતી નથી. દુર્ધ્યાનની નાની વાતથી માંડીને તેને દૂર કરવાથી આદરેલી શ્રેણી અતે આત્મઋદ્ધિ ઘેર લાવીને સિદ્ધિસામ્રાજ્યલક્ષ્મી અપાવે છે. આથી વધારે શુ જોઇએ ?

૩. શ્રીહીરવિજયસૂરિ સોળમી સદીમા થયા તેમના જીવનવૃત્ત માટે જુઓ શ્રીહીરસૌભાગ્ય કાવ્ય. એમનો જન્મ વિક્રમ સવત્ ૧૫૮૩ (વીર સવત્ ૨૦૫૩), દીક્ષા વિ. સ. ૧૫૯૬, આચાર્યપદ વિ. સ. ૧૬૧૦, સ્વર્ગગમન વિ. સ. ૧૬૫૨. એમણે પાદશાહ અકબરને જૈન તત્ત્વજ્ઞાન સબધી માહિતી આપી હતી.

એમના સબધી શ્રીવિદ્યાવિજયજીનો 'સૂરીશ્વર અને સમ્રાટ્' ગ્રથ વાચવા યોગ્ય છે તેઓ તપગચ્છની ૫૮મી પાટે ગચ્છાધિપતિ થયા છે.

એમને બે શિષ્યો હતા · શ્રીસોમવિજય વાચક અને શ્રીકીર્તિવિજય વાચક. વાચક એટલે ઉપાધ્યાય. આ બન્ને સસારીપણે પણ ભાઈઓ હતા, એક માબાપના પુત્રો હતા એમ આ શ્લોકથી જણાય છે.

૪. એ પૈકી શ્રીકીર્તિવિજય ઉપાધ્યાયના શિષ્ય શ્રીવિનયવિજય ઉપાધ્યાયે આ **શાંતસુધારસ** ગ્રથ બનાવ્યો, રચ્યો.

મૂળમા 'સંદૃષ્ટો' એમ લખ્યુ છે તેનો અર્થ 'વિચાર્યો', 'અવલોક્યો' એમ થાય છે આ શબ્દ લેખકમહાત્માની નમ્રતા સૂચવે છે

૫. પુસ્તકલેખનની સાલ અકના ઊલટા ક્રમમા આપવાનો રિવાજ પ્રચલિત છે. પિંગળમા પણ બે અંક થાય ત્યારથી તેની ગતિ વામ કરવાનું જણાવેલ છે

એ સજ્ઞાજ્ઞાન માટે એકાક્ષરી કોશ જોવો.

અહીં જે ચાર સજ્ઞા આપી છે તે અનુક્રમે નીચે પ્રમાણે છે.

શિખી (અગ્નિ) ૩, નયન (આંખ) ૨
સિન્ધુ (સમુદ્ર) ૭, શશી (ચદ્ર) ૧

એ અંકોને ઉપરના નિયમે ઉલટાવતા વિક્રમ સંવત્ સત્તરશે ને ત્રેવીશ (૧૭૨૩) પ્રાપ્ત થાય છે.

આ ગ્રથ ગંધપુર નગરમાં પૂરો થયેલ છે. એ ગધપુર તે ગાધાર જંબુસર પાસે છે તે સભવે છે. ત્યા અત્યારે જૈન વસ્તીનું નામ નથી. અઢારમા સૈકામાં એની જાહોજલાલી કેવી હતી તે પર વિવેચન શ્રીવિનયવિજયના જીવનવૃત્તમા જોવામાં આવશે

આ ગ્રંથ પૂરો થયો ત્યારે તપગચ્છના મુખ્ય આચાર્ય શ્રીવિજયપ્રભસૂરિ હતા. એમનો જન્મ વિ. સ. ૧૬૭૫, દીક્ષા સ. ૧૬૮૯, આચાર્યપદ સ ૧૭૧૩, સ્વર્ગગમન સં. ૧૭૪૯. તે સમયે જૈન સમાજની દશા કેવી હતી અને ભારતની રાજકીયાદિ પરિસ્થિતિ કેવી હતી તે માટે જુઓ એમનુ જીવનવૃત્ત.

૬. આ ગ્રથના સોળ પ્રકાશ (પ્રકરણો) પાડવામાં આવ્યાં છે પ્રત્યેકમાં એક એક ભાવના ગાઈ છે

૭. પ્રાતે શુભ ઇચ્છાપૂર્વક આશીર્વચન છે

इति प्रशस्तिपरिचय

—x—

ઇતિશ્રી વિનયવિજયોપાધ્યાયવિરચિત
'શાન્ત-સુધારસ' ગ્રંથ
વિવેચનસહિત
સંપૂર્ણ

*